

સ્વર્ગસ્થ પૂજ્ય પિતાશ્રીને !



## ઋણસ્વીકાર

પ્રસ્તુત ગ્રંથના પ્રકાશન અંગે મુંબઈ યુનિવર્સિટીએ આર્થિક સહાય આપી છે, તે બદલ હું મુંબઈ યુનિવર્સિટીનો હૃદયપૂર્વક આભાર માનું છું.

ધી૦ ઠા૦

# सर्वांगीण संशोधन अने समालोचना

લગભગ દોઢ વર્ષ પહેલા આખો લખાયેલ નિબંધ મે શ્રી ધીરુભાઈ પાસેથી સાભળેલો ત્યારે મારા ઉપર મણિલાલ નભુભાઈ દ્વિવેદીની અસાધારણ શક્તિ વિશે બહુ ઊડી છાપ પડેલી અને એ નિબંધની સર્વાંગીણ સંશોધનદૃષ્ટિ તથા તટસ્થ સમાલોચના વિશે પણ બહુ આદર ઊપજેલો પરતુ તે વખતે મારે કાઈક પ્રાસ્તાવિક રૂપે લખવુ છે એવો કોઈ ચોક્કસ ખ્યાલ હતો જ નહી મે જે લખેલો આખો નિબંધ સાભળેલ, તેનુ લગભગ અર્ધું પરિમાણ પ્રસ્તુત મુદ્રિત ભાગમા આવે છે મૂળ નિબંધમા જે મ. દ્વિવેદીના જીવનને સ્પર્શતો ભાગ હતો તે પ્રસ્તુત મુદ્રણમાથી બાકાત રાખવામા આવ્યો છે એને લીધે પ્રસ્તુત નિબંધનુ કદ બહુ વધતુ નથી અને માત્ર સાહિત્યિક જીવન પૂરતી સમગ્ર ચર્ચા આવી જાય છે આથી વાચક વર્ગને એકસાથે બોજા જેવુ નહીં લાગે અને વધારે સંભવ એવો છે કે મણિલાલની સાહિત્યિક કૃતિઓ વિશે વાચ્યા પછી લોકોના મનમા તેમના જીવન વિશે પણ ઊડી જિજ્ઞાસા ઉદ્ભવે આ દૃષ્ટિએ જોતા પ્રસ્તુત નિબંધ પ્રમાણોપેત જ લેખાય

થોડાક વર્ષો થયા ગુજરાતમા એક પ્રથા શરૂ થઈ છે, જે વધાવી લેવા જેવી છે તે પ્રથા એ કે પીએચ ડી ના નિબંધ વાસ્તે અર્વાચીન યુગના કોઈ ને કોઈ વિશિષ્ટ સાક્ષરને પસંદ કરવા તે. મણિલાલ ગઈ શતાબ્દીના ગુજરાતી વિશિષ્ટ સાક્ષરોમા મૂર્ધન્ય સ્થાન ભોગવવાની યોગ્યતા ધરાવે છે એટલે મણિલાલને લઈ કોઈ પીએચ ડી કરવા ઇચ્છે તો એ બહુ ઉચિત જ ગણાવુ જોઈએ શ્રીયુત ધીરુભાઈએ આજથી અગિયાર વર્ષ પહેલા મણિલાલ વિશે નિબંધ લખવાનો વિચાર કર્યો અને કામ શરૂ કર્યું બહુશ્રુત અને વિશદદૃષ્ટિસંપન્ન સ્વ રામનારાયણ વિ પાઠક એમના માર્ગદર્શક હતા વિષય અને માર્ગદર્શકનો ખરેખર સુમેળ ગણાય તેમા શ્રીયુત ધીરુભાઈએ નવ વર્ષની સતત તપસ્યાનો

ઉપયોગ કર્યો એટલે એ યોગ બહુ સુભગ નીવડ્યો. પ્રસ્તુત નિબંધ એ સુભગ યોગનું જ પરિણામ છે.

હું મારી શક્તિ, સમજ અને સમયની મર્યાદા જાણવા છતાં પ્રાસ્તાવિક રૂપે કાંઈક લખવા પ્રેરાયો છું તે બે દૃષ્ટિએ: એક તો મણિલાલના સાહિત્યનું અને કાર્યનું પ્રસ્તુત નિબંધ દ્વારા જે પરિશીલન થયું તે દ્વારા મણિલાલની અસાધારણ પ્રતિભા અને શક્તિની મારા ઉપર ઊંડી છાપ પડી. અને બીજું, શ્રી ધીરુભાઈએ નિબંધ લખવા પાછળ જે વાચન, ચિંતન અને વિષયને પૂરો ન્યાય આપવા ખાતર શક્તિ અને સમયની પરવા કર્યા વિના છૂટીછવાઈ વિખરાયેલી પ્રાપ્ય સામગ્રીને મેળવવા, તેમજ સર્વથા અપ્રાપ્ય જેવી સામગ્રીને શોધી તેનો ઉપયોગ કરવા જહેમત લીધી છે, તેની પણ મારા ઉપર ઊંડી છાપ પડી છે.

અધ્યયન, મનન-ચિંતન, તુલના, સંબંધ ધરાવતી સામગ્રી જે મળતી હોય તેનો ઉપયોગ અને અપ્રાપ્ય હોય તેની શોધ કરવી, ઇત્યાદિ અનેક અંગો સંશોધનકાર્યમાં આવશ્યક છે. પ્રસ્તુત નિબંધ સાંગોપાંગ વાંચતાં કોઈપણ વિચારકને એ દૃઢ પ્રતીતિ થયા વિના નહીં રહે કે નિબંધના લેખકે સંશોધનને સર્વાંગીણ બનાવવામાં કશી કચાશ રાખી નથી. પ્રત્યેક વિષયને લગતી કૃતિઓની તુલના અને પરીક્ષા કરતી વખતે લેખકે તેની મૂલવણીમાં કેટલી તટસ્થતા વાપરી છે એનો પણ ખ્યાલ વાચકને મૂળ નિબંધ અને સ્થળે સ્થળે કરેલાં ટિપ્પણો ઉપરથી આવ્યા વિના નહીં રહે.

મણિલાલને યથાર્થ સમજવા માટે તો આ આખો નિબંધ જ ધ્યાનપૂર્વક વાંચી જવો જોઈએ. ગયા સૈકાના એ અસાધારણ વિદ્વાન, બહુશ્રુત તેમજ અનેક વિષયોમાં સ્વતંત્ર વિહાર કરનાર એક સાક્ષર હતા. તેમ છતાં, ગણ્યાગાંઠ્યા વિદ્વાનો સિવાય એમને વિશે લોકો બહુ ઓછું જાણે છે. એવી સ્થિતિમાં એમનો પૂરો અને યથાર્થ પરિચય કરાવતો પ્રસ્તુત નિબંધ વિદ્વાનો ઉપરાંત સાધારણ જિજ્ઞાસુ વર્ગને પણ બહુ

ઉપયોગી થશે એ વિશે મને શંકા નથી. જો આપણે આપણા વિચારક અને લેખક વર્ગનો સાચો અને સ્પષ્ટ ઇતિહાસ સાચવી રાખવો હોય, તેમજ તેમાંથી પ્રેરણા મેળવી નવી પેઢીએ પ્રગતિ કરવી હોય, તો જરૂરનું છે કે કોઈ અભ્યાસી તે તે વ્યક્તિ વિશે પૂરું નિરૂપણ કરે. પ્રસ્તુત નિબંધ એવા ઇતિહાસની એક સાચી કડી બની રહે છે તેથી આવકાર-પાત્ર છે.

પ્રસ્તુત નિબંધમાં સાત પ્રકરણો છે. પહેલું પ્રકરણ સંસ્કાર-પીઠિકા. બીજું ધર્મતત્ત્વચર્ચા. ત્રીજું સમાજ, શિક્ષણ અને રાજકારણને લગતું. ચોથું સાહિત્યકૃતિઓને લગતું. પાંચમું ગદ્યશૈલીને લગતું. છઠ્ઠું કવિતા વિશેનું અને સાતમું ઉપસંહાર.

ઓગણીસમા સૈકાના પ્રારંભથી તેના અંત સુધીમાં આખા દેશમાં અને ખાસ કરી ગુજરાતમાં જે પૂર્વ-પશ્ચિમના યોગે નવાજૂનાનો સંઘર્ષ ચાલતો, તેનું સંસ્કારપીઠિકામાં સંક્ષિપ્ત છતાં સાંગોપાંગ નિરૂપણ છે. એક વર્ગ દેશમાં એવો હતો, જે શિક્ષણ, સમાજ, સાહિત્ય, ભાષા, રાજ્ય બધાં ક્ષેત્રે પશ્ચિમની શક્તિઓ અને તેજસ્વિતાથી અંજાઈ પાશ્ચાત્ય સંસ્કારોનો અનન્ય ભક્ત થયેલો, જ્યારે બીજો વર્ગ તેથી સાવ જુદી વૃત્તિ સેવતો. તે વર્ગ એવો રૂઢિચુસ્ત કે જાણે પશ્ચિમમાંથી કાંઈ લેવા જેવું છે જ નહીં અને જે ચાલ્યું આવે છે તેને જ વળગી રહેવું. પરંતુ ત્રીજો વર્ગ–ભલે તે નાનો હોય છતાં—એવો હતો, જે એમ માનતો કે પશ્ચિમમાંથી ઘણું લેવા જેવું છે, તે લીધા વિના ભારતીય સંસ્કૃતિ વધારે ઉદાત્ત બની પણ નહીં શકે. તેમ છતાં, તે વર્ગ ઊંડી દૃષ્ટિથી એ પણ જોઈ શકતો કે પાશ્ચાત્ય સંસ્કારોને આંધળિયાં કરી ઝીલવા અને પચાવવા એમાં બહુ જોખમ છે. તે વર્ગ પોતાના હજારો વર્ષના સાંસ્કૃતિક વારસાનું ખરું મહત્ત્વ સમજતો. તેથી તે વારસાના મૂલ્યવાન અને સ્થાયી અંશોને કોઈ પણ રીતે આંચ ન આવે એવી રીતે, પણ નવા જમાનામાં ઊભા રહેવા માટે જે ખૂટતું દેખાય તેની પૂર્તિ અર્થે,

પાશ્ચાત્ય સંસ્કારપ્રવાહમાંથી બધું જ લેવા તૈયાર હતો. મણિલાલ આ ત્રીજા વર્ગના વિશિષ્ટ પ્રતિનિધિ હતા. એક તો એમણે ભારતીય પ્રાચીન-તમ સાહિત્યનો ગાઢ પરિચય કર્યો હતો એ સાહિત્યની વિવિધ શાખાઓની ગુણવત્તાનું પણ એમને ભાન હતું. અને એમની પ્રતિભા એ જોઈ શકતી કે ભારતીય સાહિત્ય અને સંસ્કારિતામાં શું શું સ્થાયી તત્ત્વ છે. તેથી એમણે પોતાનું જીવનકાર્ય નક્કી કરવા પૂરો વિચાર કરી લીધો અને તે પ્રમાણે આખું જીવન જરા પણ પીછેહઠ કર્યા વિના વ્યતીત કર્યું. પોતે સ્વીકારેલ જીવનકાર્યની સિદ્ધિ અર્થે એમણે પોતાના અલ્પ કહી શકાય એવા આયુષ્ય દરમ્યાન એટલા બધા ખેડાણો કર્યાં અને ક્ષેત્રો ખેડ્યાં છે કે તેનો વિચાર કરતા આપણ જેવા માણસ તો આભો બની જાય છે

મણિલાલને ન હતી શારીરિક સ્વસ્થતા, કે ન હતી કૌટુંબિક અને જ્ઞાતિજનની કશી અનુકૂળતા એટલું જ નહીં, તેમને પ્રમાણમાં આર્થિક સંકડામણ પણ હતી જ પોતાના સ્વમાની અને કોઈની ખુશામત ન કરવાના મક્કમ વલણને લીધે જ્યાં ત્યાં માર્ગ મોકળો કરવાનું પણ તેમને માટે સરળ ન હતું એવી અકલ્પ્ય અગવડો અને મૂંઝવણો વચ્ચે એ વ્યક્તિએ લગભગ પંદર વર્ષ જેટલા ગાળામાં સાહિત્ય અને જીવનને સ્પર્શતા બધા જ પ્રદેશોને આવરી લેતું ગંજાવર લખાણ --અને તે પણ મૌલિક--કર્યું તેની શક્તિ અને પ્રતિભા કેટલી હશે એનું તો માત્ર અનુમાન જ કરવાનું રહે છે કદાચ આ જ અભિપ્રાયથી શ્રી આનંદશંકર ધ્રુવ જેવા પરિમિતભાષી વિદ્વાને તેમને વિશે અહોભાવ દર્શાવેલો અને પ્રશંસાપુષ્પો વર્ષાવેલાં સંસ્કાર-પીઠિકામાં પૂર્વ-પાશ્ચિમના સંઘર્ષને લીધે ઊભી થયેલી પરિસ્થિતિ અને તેમાંથી મણિલાલ જેવાનો કેવી રીતે ઉદ્ભવ થયો એ વસ્તુ યોગ્ય રીતે ચર્ચવામાં આવી છે એ ચર્ચામાં ઓગણીસમા સૈકાના પશ્ચિમ ભારતના સાંસ્કારિક ઇતિહાસની બધી કડીઓ જોવા મળે છે ઓગણીસમા સૈકાનું તાદૃશ ચિત્ર જોવા ઇચ્છે તેના કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓને માટે આ સંસ્કાર-પીઠિકા પૂરતી છે

બીજા પ્રકરણમાં ધર્મ અને તત્ત્વજ્ઞાનને લગતા મણિલાલના લેખો, પુસ્તકો આદિને લઈ ચર્ચા કરવામાં આવી છે. 'અભ્યાસ' નામની લેખમાળા, 'સિદ્ધાંતસાર' નામનું સ્વતંત્ર પુસ્તક, 'પ્રાણવિનિમય' નામક સ્વતંત્ર પુસ્તક અને 'ગીતા'નો સભાષ્ય અનુવાદ ઇત્યાદિ તેમની બધી જ પ્રાપ્ય કૃતિઓને લઈ લેખકે વિચારણા કરેલી છે. આ વિચારણા કરતી વખતે જ્યાં જ્યાં જરૂર પડી ત્યાં ત્યાં સર્વત્ર આ દેશના તેમજ પરદેશના વિદ્વાનોની કૃતિઓ સાથે તુલના પણ કરવામાં આવી છે. એ તુલના કરતાં કોઈ પણ સ્થળે મણિલાલ વિશે અત્યુક્તિ કરવામાં નથી આવી અને છતાં મણિલાલનું ધર્મ તેમજ તત્ત્વજ્ઞાન વિશે મૌલિક દૃષ્ટિબિંદુ શું હતું તેની સ્પષ્ટતા કરવામાં આવી છે. મણિલાલની મુખ્ય દૃષ્ટિ અભેદલક્ષી હતી. તે કેવલાદ્વૈતને પારમાર્થિક સત્યરૂપે સ્વીકારી તેનો વ્યવહારના દરેક ક્ષેત્રમાં કઈ રીતે વિનિયોગ કરવો એ ભાવનાથી બધું લખતા—વિચારતા. તેમની અદ્વૈત વિશેની સ્થિર ધારણાને લીધે ઘણા વ્યવહારુ અને ઉપરછલી દૃષ્ટિ ધરાવનારા લોકોને તેઓ અગમ્ય જેવા લાગતા. છતાં તેમણે પોતાનું વક્તવ્ય યુક્તિ, શાસ્ત્ર અને અનુભવને આધારે સ્પષ્ટ કરવામાં કચાશ રાખી નથી એમ તેમનાં લખાણો વાંચતાં આજે પણ લાગે છે. આચાર્ય ધ્રુવ ચાલુ સૈકાના ગુજરાતી સાક્ષરોમાં શિરોમણિ છે. પણ તેમનાં લખાણોમાંની ધર્મ તેમજ તત્ત્વજ્ઞાન વિશેની ઘણી વિચારણાઓની પૂર્વપીઠિકા મણિલાલનાં લખાણોમાં મળી રહે છે. એમ કહી શકાય કે મણિલાલે ચર્ચેલા ધર્મ અને તત્ત્વજ્ઞાનના મુદ્દાઓને આનંદશંકરભાઈએ પ્રસન્ન શૈલીએ વધારે સ્પષ્ટ કર્યા અને વિકસાવ્યા. નિબંધના લેખકે મણિલાલની આ શક્તિ પારખી તેમની તદ્વિષયક કૃતિઓનું સમાલોચન કર્યું છે અને જ્યાં મણિલાલના નિરૂપણમાં કે વિચારમાં કાંઈ ક્ષતિ દેખાઈ ત્યાં તે દર્શાવ્યું પણ છે. (દા. ત. જુઓ પૃ. ૧૦૫ પરની કાંત–મણિલાલ–વિવાદની સમાલોચના. એ જ રીતે રમણભાઈ સાથેના વિવાદમાં મણિલાલના પ્રાર્થના–વિષયક દૃષ્ટિબિન્દુની ટીકા; જુઓ પૃ. ૧૨૫–૧૨૯.)

આ જ પ્રકરણમાં શ્રી રમણભાઈ નીલકંઠ અને કવિ કાંત જેવા સાથે થયેલી મણિલાલની લાંબી ચર્ચાઓનાં ઉપર પણ નિબંધલેખકે પૂરો પ્રકાશ પાડ્યો છે. આ કામગીરી બજાવવા જતાં લેખકને અનેક જૂની ફાઈલો સાંગોપાંગ ઉથલાવવી પડી છે. રમણભાઈ જેવા પ્રખર સાહિત્યિક અને કુશળ વકીલ સાથેની વર્ષો લગી ચાલેલી ચર્ચામાં શું તથ્ય છે તે લેખકે નિબંધમાં તટસ્થપણે તારવી બતાવ્યું છે. (જુઓ પૃ. ૧૩૩-૧૩૫) શ્રી સંજનાએ મુંબઈ યુનિવર્સિટીમાં આપેલ વ્યાખ્યાનમાં રમણભાઈ અને મણિલાલની 'સ્કૉલર' તરીકેની તુલના કરતાં જે શ્રમ ઊભો કર્યો છે તેનું નિરસન પ્રસ્તુત નિબંધમાં ઠીક ઠીક દલીલથી કરવામાં આવ્યું છે, અને જ્યાંયે, શ્રી સંજાનાની કેટલીક ટીકાનો સ્વીકાર પણ કર્યો છે, જે સમાલોચનાનું સમતોલપણું સૂચવે છે. (જુઓ પૃ. ૧૩૬-૧૪૧).

વળી એ જ પ્રકરણમાં શ્રી ગોવર્ધનરામ અને આનંદશંકર સાથે મણિલાલની ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિષયમાં તુલના પણ કરવામાં આવી છે, જે પરથી મણિલાલનું ધર્મ અને તત્ત્વચિંતનના ક્ષેત્રમાં ગુજરાતી વિચારક તરીકે શું સ્થાન છે તેનો ચોક્કસ ખ્યાલ મળે છે. (જુઓ પૃ. ૧૪૩-૧૫૨)

સમાજ, શિક્ષણ અને રાજકારણ જેવા વિષયોમાં પણ મણિલાલ અવ્યાહત ગતિએ વિચારે છે અને લખે છે. એ વિશેનાં તેમનાં 'પૂર્વ અને પશ્ચિમ', 'નારીપ્રતિષ્ઠા', 'સુદર્શન ગદ્યાવલિ'માંના લેખો આદિ બધાં જ લખાણો લઈ લેખકે તે તે ક્ષેત્રમાં મણિલાલની કેવી દૃષ્ટિ હતી અને તેઓ સમાજ, શિક્ષણ કે રાજકારણમાં શું પરિવર્તન કરવા ઇચ્છતા તે બધું લાગતાવળગતા વિચારકો અને ચાલુ પ્રણાલીઓ સાથે તુલના કરી દર્શાવ્યું છે. તે કાળે કોઈ વિશિષ્ટ સાક્ષર સીધી રીતે રાજકારણની ચર્ચા ભાગ્યે જ કરતો. ત્યારે મણિલાલ એ વિશે પોતાની ચોક્કસ દૃષ્ટિ નિર્ભયપણે રજૂ કરે છે, એ જાણતાં જ એમ થઈ આવે છે કે ગુજરાતે માત્ર સામાજિક સુધારકોને જ જન્મ નથી આપ્યો; પણ એણે ગઈ

સદીના રાજકીય દૃષ્ટિએ દબાયેલ સાક્ષર વર્ગમાં પણ એક તેજસ્વી મૂર્તિ જન્માવી છે.

પ્રકરણ ચોથામાં સાહિત્યકૃતિઓની સમાલોચના છે તેમાં મણિલાલનાં નાટક, નવલકથા, આત્મચરિત્ર, નિબંધો વિવેચનલેખો, સંશોધન, ભાષાંતર-સંપાદન આદિ સાહિત્યની વિગતે અને મુક્ત મને ચર્ચા કરી છે. 'કાન્તા' નાટક વિશેની ચર્ચા બે બાબતો તરફ ખાસ ધ્યાન ખેંચે છે. એક તો નવલરામે 'કાન્તા' નાટકની કરેલી ટીકાનો જે સમર્થ જવાબ અપાયો છે તે (જુઓ પૃ. ૧૯૮-૨૦૧.). અને બીજી એ કે 'કાન્તા' નાટક મુંબઈ ગુજરાતી નાટક કંપનીએ ભજવ્યું તે કેવું નીવડ્યું એની સાચી માહિતી તેના જાણકાર વયોવૃદ્ધ સુપ્રસિદ્ધ નટ જયશંકરભાઈ (સુંદરી) પાસેથી મેળવી આપી છે તે (જુઓ પૃ. ૨૦૪). 'નૃસિંહાવતાર' નાટક એ જ કંપનીની માગણીથી રચાયું અને ભજવાયું. તેણે પ્રેક્ષકો અને વિદ્વાનો ઉપર જે અસર કરેલી તેની યથાર્થ માહિતી પણ તે જ નાટક ભજવવામાં પ્રત્યક્ષ ભાગ લેનાર શ્રી જયશંકરભાઈએ પૂરી પાડી, એની પણ લેખકે નોંધ કરી છે, જે મહત્ત્વની કહેવાય. 'નૃસિંહાવતાર' અદ્યાપિ અપ્રકટ છે, પણ હવે થોડા જ વખતમાં પ્રકાશિત થશે અને રસિકો એની ગુણવત્તા પણ જોઈ શકશે.

'ગુલાબસિંહ'ની ચર્ચા લેખકે વિસ્તારથી કરેલી છે. સ્વ નવલરામ ત્રિવેદીએ એનું મૂલ્યાંકન કરવામાં જે ભૂલ કરેલી તે દર્શાવવા લૉર્ડ લિટનલિખિત મૂળ અંગ્રેજી નવલકથા 'ઝેનોની'નાં અવતરણો લઈ 'ગુલાબસિંહ'ના તે તે ભાગની સવિસ્તર તુલના કરી છે. અને સાચી રીતે સાબિત કર્યું છે કે 'ગુલાબસિંહ' જો કે ઉક્ત અંગ્રેજી નવલકથા ઉપરથી લખાયો છે, પણ તે નથી અક્ષરશઃ અનુવાદ કે મોટે ભાગે અનુવાદ; પણ 'ગુલાબસિંહ' એ એક સ્વતંત્ર રૂપાંતર છે. 'સરસ્વતીચંદ્ર'ના પ્રકાશન પહેલાં જ 'ગુલાબસિંહ' કકડે કકડે પ્રસિદ્ધ થયે જતો હતો. મણિલાલની નવલકથાકાર તરીકેની શક્તિ એમાં સ્પષ્ટ છે.

નિબંધમાં મણિલાલના આત્મચરિત વિશે પણ ઈશારો છે આત્મચરિત લભ્ય છતાં આજ લગી પૂરેપૂરું પ્રસિદ્ધ થયું નથી નિબંધ-લેખકે ઘણી જહેમત લઈ એ આખું આત્મચરિત જોઈ લીધું અને તે ઉપરથી પ્રસ્તુત નિબંધમાં તે વિશે ચર્ચા કરી છે મણિલાલ પહેલાં લખાયેલ દુર્ગારામ અને નર્મદના આત્મચરિતો જાણીતા છે પણ મણિલાલનું આત્મચરિત તદ્દન જુદી જ પ્રકૃતિનું છે એમાં સત્યનો ભાગેભાર નિખાર છે લેખકે ગાંધીજીના આત્મચરિતના મુકાબલે મણિલાલનું આત્મચરિત કેવું ગણાય તેની નિખાલસ ચર્ચા કરી છે

મણિલાલ એક સમર્થ નિબંધકાર તરીકે જાણીતા છે એમણે લગભગ દોઢ હજાર પાનાં જેટલા નિબંધો લખ્યા છે એ નિબંધોની પરીક્ષા લેખકે તટસ્થભાવે કરી છે અને નર્મદ, રમણભાઈ, નરસિંહરાવ અને ઠાકોર આદિ સાથે તુલના કરી તેની ગુણવત્તા પણ દર્શાવી છે

મણિલાલે લગભગ ૨૪૦ જેટલાં પુસ્તકોનું અવલોકન–વિવેચન કર્યું છે એ અવલોકન માત્ર સ્થૂળ કે પહોંચ પૂરતું નહીં, પણ તે તે પુસ્તક બરાબર વાંચી સમજી તે વિશે પોતાને તટસ્થપણે જે સૂઝવવું ઘટે તે સૂચવ્યું છે અને ઘણીવાર તેમણે પોતાના પ્રતિપક્ષી લેખકોના પુસ્તકો વિશે પણ ઊંચો અભિપ્રાય દર્શાવ્યો છે આ વસ્તુ લેખકે નિબંધમાં ઉત્તમ રીતે રજૂ કરી છે (દા ત જુઓ પૃ ૨૫૯ પરનો 'અનુભવિકા' વિશેનો ઉલ્લેખ)

બીજાં બધાં કામો ઉપરાંત મણિલાલના જે કામે મારું મન વધારે જીત્યું છે તે કામ પાટણના ભંડારોનું અવલોકન–સંશોધન મણિલાલ પહેલાં ટૉડ, ફાર્બસ, બ્યુહ્લર અને ભાંડારકરે પાટણના ભંડારો અવલોક્યા પણ તેમની પછી તરત જ મણિલાલ એ કામગીરી હાથમાં લે છે બીજાં બધા કરતાં ઓછી સગવડ અને નાદુરસ્ત તબિયત છતાં તેમણે લગભગ આઠ માસ લગી રાત અને દિવસ એકધારું ભંડારોનું વ્યવસ્થિત કામ કર્યું જ્યારે કોઈ ભંડારો ઉઘાડવા રાજી નહીં, અને

ઉઘાડે તોય પૂરું બતાવે નહીં, બેસવાની જગ્યા પણ અંધારી અને ભેજવાળી, વળી થોડા વખત માટે ભંડાર ઉઘાડે તોય મકાને લિખિત પોથીઓ લઈ જવા આપે નહીં, નકલ કરનારની પણ પૂરી સગવડ નહીં ઇત્યાદિ અનેક મુશ્કેલીઓ વચ્ચે તેમણે ૧૨ ભંડારોમાંના મળ્યા તેટલા ગ્રંથોનું પાનેપાનું જોઈ તેની મુદ્દાવાર વિગતે યાદી તૈયાર કરી. એટલું જ નહીં, પણ તે ઉપરથી સર સયાજીરાવ પાસે તેમણે એક નિવેદન રજૂ કર્યું, જેમાં ગાયકવાડ સરકારે ભંડારોના ઉદ્ધાર વિશે શું શું કરવું, કયા કયા ગ્રંથો પ્રસિદ્ધ કરવા, કયાં કયાં ભાષાંતરો કરાવવાં અને કયા કયા ગ્રંથોનો માત્ર સાર પ્રગટ કરવો ઇત્યાદિ સૂચના હતી. એ સૂચનાને આધારે જ સર સયાજીરાવે પ્રાચ્ય વિદ્યા મંદિર અને ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝ એ બે પ્રવૃત્તિઓ શરૂ કરી, જે ઉત્તરોત્તર વિકસતી રહી છે. મણિલાલ માત્ર સૂચના કરીને જ બેસી ન રહ્યા, પણ તેમણે જાતે જ એ કામ પ્રારંભ્યુ. તેના ફળરૂપે 'અનેકાંતવાદપ્રવેશ', 'દ્વયાશ્રય', 'કુમારપાળચરિત', 'ષડ્દર્શનસમુચ્ચય', 'ભોજપ્રબંધ', 'ગ્રંતસારસમુદ્ધરણ' આદિ ગ્રંથોનાં આધુનિક ગુજરાતીમાં સર્વપ્રથમ ભાષાંતર પ્રસ્તાવનાસહ પ્રસિદ્ધ થયાં અને સંસ્કૃત, પ્રાકૃત પ્રાચીન ગ્રંથોનાં ભાષાંતર કરવાનો માર્ગ મોકળો થયો. મણિલાલે પોતાની સૂચનાને મૂર્ત રૂપ આપવા 'પ્રબંધચિંતામણિ' વગેરે ૧૯ ગ્રંથોનો સાર ગુજરાતીમાં લખી બે ભાગમાં પ્રસિદ્ધ કર્યો. એ જ રીતે તેમણે ભવભૂતિનાં ત્રણે નાટકોનાં ગુજરાતીમાં ભાષાંતર કર્યા, જેમાં 'મહાવીરચરિત' અદ્યાપિ અપ્રસિદ્ધ છે અને થોડું અધૂરું પણ છે. તેમણે અંગ્રેજીમાં પણ અનેક ગ્રંથોનાં ભાષાંતર અને સંપાદન કર્યા અને 'રાજયોગ' જેવો સ્વતંત્ર ગ્રંથ પણ લખ્યો. મણિલાલની આ કામગીરીનુ નિદર્શન નિબંધમાં વિગતે છે અને જિજ્ઞાસુને પ્રેરણા પણ આપે છે.

મણિલાલે અંગ્રેજીમાં લખાયેલ કેટલાંક પુસ્તકો ઉપરથી પોતાની ઢબે તે તે વિષયમાં ગુજરાતીમાં સ્વતંત્ર પુસ્તકો પણ લખ્યાં છે અને તર્કશાસ્ત્ર તેમજ માનસશાસ્ત્રની પોતાના દાર્શનિક જ્ઞાનને આધારે નવી

પરિભાષાઓ પણ યોજી છે આ દૃષ્ટિએ તેમના 'ન્યાયશાસ્ત્ર' અને 'ચેતનશાસ્ત્ર' એ ગ્રંથો ઘણા ઉપયોગી છે

મણિલાલ સમર્થ ગદ્યસ્વામી તરીકે ઓળખીતા તો છે જ પણ તેમની ગદ્યશૈલીની ગુણવત્તા વિશે ગાઈએ અદ્યાપિ વિગતે ચર્ચા-સમાલોચના નથી કરી, જે આ નિબંધમા પહેલી જ વાર જોવા મળે છે આ ચર્ચા કરતા ગોવર્ધનરામ, નરસિંહરાવ અને કાકાની ગદ્યશૈલીની વેગવત્તા કરતા મણિલાલની વેગવત્તા કરી ચડિયાતી છે એ તટસ્થભાવે નિરૂપ્યુ છે મુનશીજીની વગવત્તા સાથે પણ મણિલાલની વેગવત્તાની તુલના કરવામા આવી છે અને લેખક જતાવ્યુ છે કે મણિલાલની વેગવત્તામા જે ઊંડાણ અને પર્યેષકતા છે, તે મુનશીજીના લખાણમા વેગ જ્યા નથી દેખાતા

મણિલાલની સર્વદેશીય વિદ્યાવિહાર કરવાની શક્તિએ તેમને લખાણમા પ્રયોજવાની ભાષા વિશે પણ લખવા પ્રેર્યા છે તેમણે બહુ જ યથાર્થ રીતે લેખકોના ચાર વર્ગ પાડી તેના સમકાલીન અર્વાચીન લેખકો માથી ઉદાહરણો પણ આપ્યા છે અને પોતાને આદરણીય હોય એવી મનસુખરામ જેવી વ્યક્તિની લેખનભાષા વિશે પણ નિર્ભય ટીકા કરી છે, જ્યારે પોતાના પ્રતિપક્ષી મનાતા રમણભાઈ જેવાની લેખનશૈલીને યથાર્થ પક્ષમા મૂકી આપકારી છે (જુઓ પૃ ૩૦૨-૩૦૩)

મણિલાલ ચિંતક હોવા ઉપરાંત કવિ પણ હતા તેમણે પોતાનું કવિકર્મ જુદી જુદી રીતે અજમાવ્યુ છે તેમણે ગેય ઢાળોમા ભજનો લખ્યા છે, તો ગઝલ રૂપે ફારસી શૈલીના કાવ્યો પણ રચ્યા છે વળી તેમણે થોડાક વૃત્તબદ્ધ પદ્યો પણ આપ્યા છે

પ્રસ્તુત નિબંધ તૈયાર કરવા માટે છાપા અને સુલભ-દુર્લભ એકડો પુસ્તકોનો તો લેખકે યથાસ્થાન ઉપયોગ કર્યો જ છે, પણ તેમણે નિબંધ નિમિત્તે જે અપ્રાપ્ય સામગ્રી મેળવવા જહેમત ઉઠાવી છે તે સંશોધનકાર્યના રસિકને આશ્ચર્ય તેવી છે ધીરુભાઈએ મણિલાલની

હસ્તલિખિત સામગ્રી જ્યાં હોય ત્યાંથી મેળવવા બહુ યત્ન કરેલો. વડોદરાના શ્રી જગજીવનદાસ દયાળજી, જે મણિલાલના સમકાલીન હતા, તેમની પાસે 'નૃસિંહાવતાર'ની મણિલાલના હસ્તાક્ષરની પોથી હતી, જે અન્યત્ર તદ્દન અપ્રાપ્ય હતી તે પોથી લેખકે ગજા ઉપરાંત ખર્ચ કરીને પણ ખરીદી અને વધારામાં છપાવી પણ દીધી. મણિલાલના પૌત્રને શ્રમપૂર્વક સમજાવી તેમને ત્યાં પડેલી અને જર્જરિતપ્રાય થયેલ મણિલાલનો મુદ્રિત–લિખિત સંગ્રહ મેળવ્યો. તેમાંથી મણિલાલની હસ્તલિખિત અનેક દુર્લભ ચીજો મળી, જેમાં તેમનો પત્રવ્યવહાર, વસિયતનામુ અને અનેક ગ્રંથો ઉપર તેમણે કરેલી નોંધો કે ટિપ્પણોનો સમાવેશ થાય છે. તેમણે આપેલ અંગ્રેજી વ્યાખ્યાનો જે માત્ર પોતા માટે જ છપાવેલ તેની અન્યત્ર સર્વથા અપ્રાપ્ય એવી નકલો મળી; જેમકે 'ધ નેસેસીટી ઓફ સ્પીરીચ્યુલ કલ્ચર', 'ધ ડોક્ટ્રીન ઓફ માયા' ઈત્યાદિ. આ આખો સંગ્રહ ગુ. વિ સભામાં સુરક્ષિત રહે તે દૃષ્ટિએ નિબંધલેખકે મણિલાલના પૌત્રને સમજાવી ત્યાં સોંપાવ્યો છે.

મણિલાલનુ આત્મચરિત અમુક અંશે તો 'વસંત'માં આનંદશંકરભાઈએ પ્રસિદ્ધ કરેલું. પણ એ આત્મચરિત આખુ પોતાની પાસે હોવા છતાં તેમણે સહેતુક પ્રસિદ્ધ નહીં કરેલું અને પોતાના વારસદારોને પ્રસિદ્ધ ન કરવાની સૂચના પણ કરેલી આ આખું આત્મચરિત મણિલાલની હસ્તલિપિમાં છે. તે લેખકે પૂરેપૂરુ જોયુ અને તેનો પ્રસ્તુત નિબંધમા આવશ્યક ઉપયોગ કર્યો છે. સંશોધનકાર્યનાં રસ અને દૃષ્ટિ વિના ભાગ્યે જ કોઈ પરીક્ષાના નિબંધની તૈયારી કરતી વખતે આટલો શ્રમ લે અને સમય ખર્ચે.

'કાંઈ લાખો નિરાશામાં અમર અમર આશા છુપાઈ છે' એ કાવ્ય ગુજરાતીઓની જીભે રમતું. અત્યારના સિનેમાયુગ પહેલાં તો જ્યાં ત્યાં એ ગવાતું સંભળાતું. એ કાવ્ય ગાંધીજીને એટલું બધું રુચેલું કે તેમણે એના ઉપર વિવેચન લખી આફ્રિકામાં હતા ત્યારે 'ઇન્ડિયન

ઓપિનિયન' પત્રમાં પ્રસિદ્ધ કરેલું. પરંતુ એ વિવેચનની નકલ દુર્લભ હતી, જે નિબંધલેખકે ગાંધીજીના પુત્ર શ્રી રામદાસભાઈ પાસેથી મેળવી તેનો ઉપયોગ કર્યો છે. એટલું જ નહીં, પણ એ કાવ્યની હસ્તલિખિત નકલ આત્મચરિતમાંથી ઉતારી લીધી અને અત્યાર લગી જે એનો અશુદ્ધ પાઠ ચાલ્યો આવતો તેનું શુદ્ધીકરણ પણ કર્યું, જે પ્રસ્તુત નિબંધના કવિતાવાળા પ્રકરણમાં આપેલ છે. આ શુદ્ધીકરણ ખાસ ધ્યાન ખેંચે એવું છે. જેમકે, 'ઝહરનું નામ લે શોધી' એ અશુદ્ધ પાઠને બદલે 'ઝહરનું જામ લે શોધી' એમ શુદ્ધ પાઠ છે.

આ ઉપરાંત અનેક સ્થળે જે તારીખોની ભૂલ હતી તે પણ નિબંધમાં સાધાર સુધારી મૂકવામાં આવી છે. (દા. ત. જુઓ પૃ. ૧૭૦, ૧૯૬, ૨૨૫).

આવી શ્રમપૂર્ણ કામગીરીનો ખ્યાલ પૂરો નિબંધ વાંચ્યા પછી જ આવી શકે. પરંતુ છેવટે એક બાબત કહેવી જોઈએ. અને તે એ કે જિજ્ઞાસુ કાંઈ નહીં તો નવમુ ઉપસંહાર પ્રકરણ વાંચે. એટલે નિબંધલેખક પોતાના વિષયને કેવો સમર્થ ન્યાય આપી શક્યા છે તેનો ખ્યાલ બાંધી શકશે.

આખો નિબંધ એવો અખંડ પ્રવાહે વહેતો જાય છે કે નથી ક્યાંય ભાષાસ્ખલના દેખાતી કે નથી વિચારત્રુટી દેખાતી. આ રીતે પરીક્ષાની દૃષ્ટિએ લખાયેલો આ નિબંધ આપણા સાહિત્યમાં એક વિશિષ્ટ કૃતિનો ઉમેરો કરે છે. અને પીએચ. ડી.ની ડીગ્રી માટે નિબંધ તૈયાર કરવા ઇચ્છનારને એક પ્રેરક રૂપ પણ બને છે.

સરિતકુંજ, અમદાવાદ — સુખલાલ
તા. ૨૩, નવેમ્બર ૧૯૫૫.



# પ્રાસ્તાવિક

મણિલાલ નભુભાઈ દ્વિવેદીએ કવિ અને પંડિત, તત્ત્વવિદ્ અને ધર્મચિન્તક, નાટ્યકાર અને નિબંધકાર, વિવેચક અને અનુવાદક એમ અનેક ભિન્ન ભિન્ન સ્વરૂપે ગુજરાતી ભાષાની સેવા બજાવી છે. સંસ્કૃતના પ્રથમ પંક્તિના પંડિત અને ફિલસૂફ તરીકે તેઓ પોતાના જીવનકાળ દરમ્યાન છેક ઇંગ્લંડ અને અમેરિકા સુધી ખ્યાતિ પામ્યા હતા. પંડિત યુગના એક અગ્રણી સાક્ષર તરીકે ગુજરાતી સાહિત્યમાં તેઓ કાયમનું સ્થાન પામ્યા છે. વળી, તેમના વ્યક્તિત્વનો પ્રભાવ જોતાં સમજાય છે કે તેઓ કેવળ વિદ્વદ્ભોગ્ય લેખો લખીને ઇતિકર્તવ્યતા માનનાર પંડિત, ફિલસૂફ કે સાક્ષર નહોતા લેખનકાર્ય દ્વારા પ્રજાને સ્વસંસ્કારનું ભાન કરાવનાર સક્રિય લોકનાયકની જવાબદારી પણ તેમણે બજાવી હતી. ખરું જોતાં, તેમની સાક્ષરતા કેવળ પુસ્તકોમાં પરિબદ્ધ રહેવાને બદલે, ગુજરાતી પ્રજાને પ્રાચીન હિન્દુ ધર્મ અને સંસ્કૃતિ તરફ વાળનાર સાંસ્કારિક આંદોલન રૂપે ગુજરાતભરમાં ફેલાઈ ગઈ હતી.

મણિલાલની અક્ષર–પ્રવૃત્તિનો અભ્યાસ એટલે આ વિશિષ્ટ સંસ્કારરક્ષક બળના ઉદ્ભવ, વિકાસ અને પ્રભાવનું આંતર–બાહ્ય વિલોકન–મૂલ્યાંકન * તેની સાથે, ધર્મ, ગૃહ, રાજ્ય, સમાજ, શિક્ષણ અને સાહિત્ય એમ જીવનનાં સર્વ મુખ્ય ક્ષેત્રોને આવરી

* 'Estimation' માટે મણિલાલે ગુજરાતીમાં આ શબ્દ સૌથી પ્રથમ વાપર્યો છે તેમણે ઘણુંખરું 'વિલોકન–મૂલ્યાંકન' સાથે જ વાપર્યો છે.

લેતી, ઓગણીસમી સદીના ઉત્તરાર્ધ દરમ્યાન પ્રવર્તેલી, ગુજરાતની–અને અમુક અંશે સમગ્ર પશ્ચિમ ભારતની સંસ્કાર-પ્રવૃત્તિનો ઇતિહાસ સંકળાયેલો છે. આ ઐતિહાસિક પશ્ચાદ્ભૂમિકાનું અવલોકન કર્યા વિના મણિલાલના જીવનકાર્યનું યથાર્થ મૂલ્યાંકન થઈ શકે નહિ.

સાહિત્યનું પ્રભવ-સ્થાન જીવન છે. જીવનથી અતિરિક્ત એવો સાહિત્યનો વિચાર અશક્ય. આ દૃષ્ટિએ મણિલાલના સાહિત્યને સમજવા સારુ તેમના વ્યક્તિત્વને ઘડનારા મુખ્ય જીવન-પ્રસંગોનો ખ્યાલ લેવો આવશ્યક ગણાય. પરંતુ મણિલાલનું જીવન અનેક કારણોસર વિશિષ્ટ અભ્યાસ માગી લે તેવું છે. નિબંધના પ્રથમ ભાગરૂપ એ જીવનવૃત્તાંતનું અલાયદું પુસ્તક—'મણિલાલ નભુભાઈ : જીવનરંગ'—હવે પછી પ્રગટ કરવાની ધારણા છે. અહીં તેમના સાહિત્ય અને સાંસ્કારિક કાર્યની સમાલોચના પૂરતો ભાગ જ લીધેલો છે.

૧૯૪૧ ના જૂન મહિનામાં મુંબઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાંથી બદલાઈને ગુજરાત કૉલેજમાં આવ્યો ત્યારે પીએચ. ડી. ની ઉપાધિ માટે નિબંધ લખવાનો વિચાર કરેલો. પણ સંજોગવશાત્ ૧૯૪૪ સુધી તેને અંગે કશો નિર્ણય લઈ શકેલો નહીં. ૧૯૪૪ ના સપ્ટેંબર માસમાં સદ્ગત સ્વ૦ પ્રો૦ રામનારાયણ વિ૦ પાઠક સાથે કોઈક પ્રસંગે વાત નીકળતાં મણિલાલ નભુભાઈ વિશે કશીક ચર્ચા થઈ. તે પરથી મને મણિલાલ નભુભાઈ વિશે નિબંધ લખવાની પ્રેરણા થઈ. શ્રી પાઠક સાહેબે મારા વિચારને અનુમોદન આપ્યું.

પછી તરત જ વિષયના અભ્યાસ અંગેની એક કાચી રૂપરેખા તૈયાર કરી. તેમાં મણિલાલ અને તેમના જમાનાને ઘડનારાં સાંસ્કારિક બળો, જીવન અને સાહિત્ય એમ ત્રણ

મુખ્ય વિભાગ પાડીને દરેક વિભાગને અંગે વાંચવાનાં પુસ્તકો તથા ચર્ચવાના મુદ્દાઓની નોંધ કરી. તે મુજબ સૌપ્રથમ ઓગણીસમી સદીના સાંસ્કૃતિક ઇતિહાસનો અભ્યાસ કરીને સંસ્કારપીઠિકાનું પ્રકરણ તૈયાર કર્યું.

પછી મણિલાલના જીવન વિશે પ્રગટ સામગ્રી જોઈ, લઈને નોંધો કરી. જીવનના થોડાક પ્રસંગો વાંચતાં જ તેમના ચરિત્રની સાહિત્યિક અને સાંસ્કારિક મૂલ્યવત્તા સમજાઈ. એટલે મણિલાલના જીવનનો સમગ્ર હેવાલ એકઠો કરવાની સ્વાભાવિક વૃત્તિ થઈ. તેને માટે સૌપ્રથમ સદ્ગત પ્રો૦ ધ્રુવભાઈ ધ્રુવ પાસેથી મણિલાલની અપ્રગટ આત્મકથા પ્રયત્ન કરીને વાંચવા મેળવી. પછી મણિલાલના કુટુંબીઓ તેમજ સમકાલીન જ્ઞાતિજનો, સાક્ષરો ઇત્યાદિ પૈકી કેટલાકની મુલાકાતો લઈને અને કેટલાક સાથે પત્રવ્યવહાર ચલાવીને પણ ઠીક ઠીક હકીકત મેળવી. જેમાં મણિલાલના પૌત્ર શ્રી રમણલાલ ઓચ્છવલાલ દ્વિવેદી પાસેથી તેમનું વસિયતનામું અને પત્રવ્યવહાર મળ્યાં તે ખાસ નોંધપાત્ર છે. આને અંગે નડિયાદ, વડોદરા, મુંબઈ વગેરે સ્થળોએ ફરવાનું પણ થયું. આમ ત્રણેક વર્ષના પ્રયત્નને અંતે એકઠી કરેલી માહિતી ઉપરથી મણિલાલનું શક્ય તેટલું પ્રમાણભૂત અને સુસંકલિત જીવનચિત્ર આલેખવાનો પ્રયત્ન કર્યો.

મણિલાલના જીવનની હકીકતની માફક તેમના ગ્રંથો એકઠા કરવાનું કાર્ય પણ કષ્ટસાધ્ય હતું. પોતે સ્વતંત્રપણે લખેલાં ગુજરાતી તેમજ અંગ્રેજી પુસ્તકો, સંસ્કૃતમાંથી કરેલા અંગ્રેજી તથા ગુજરાતી અનુવાદો, અંગ્રેજીમાંથી કરેલાં ગુજરાતી ભાષાંતર–રૂપાંતર અને સંશોધિત–સંપાદિત કૃતિઓ તેમના વિપુલ સાહિત્યની વિવિધતાનું નિદર્શન કરે છે. આ બધાં પુસ્તકો વેરવિખેર હાલતમાં મુંબઈથી ભાવનગર સુધીના પ્રદેશમાં ઘણુંખરું ગુપ્તપણે પથરાઈ રહેલાં હતાં. એ પુસ્તકોને એકઠાં કરવામાં પણ સમય

અને શક્તિનો સારો એવો વ્યય કરવો પડ્યો છે. અમુક પુસ્તકો અમદાવાદની ગુજરાત વિદ્યા સભાના ગ્રંથાલયમાંથી મળે, તો અમુક મુંબઈની ફાર્બસ ગુજરાતી સભામાંથી જડે, કેટલાંક પુસ્તક મણિલાલના પોતાના નડિયાદમાંના ગ્રંથસંગ્રહમાંથી મળી આવે, તો કેટલાંક વળી વડોદરાના પ્રાચ્ય વિદ્યા મંદિરના પુસ્તકાલયમાંથી પ્રાપ્ત થાય, કોઈ વિરલ કૃતિ નડિયાદના અમુક સાઠોદરા નાગર ગૃહસ્થના ઘરમાંથી અચાનક હાથ લાગે, તો કોઈ વળી મણિલાલના શિષ્ય યા ભક્ત પાસેથી પ્રેમપૂર્વક ભેટ રૂપે મળે: આમ વિવિધ રીતે, વિવિધ સ્થળેથી અને પ્રતિકૂળ સંજોગોમાં મણિલાલનું સાહિત્ય અભ્યાસાર્થે એકઠું કર્યું હતું. તેમાં પ્રગટ, અપ્રગટ અને અર્ધપ્રગટ સુલભ–દુર્લભ સર્વ સામગ્રીનો સમાવેશ થાય છે.

સાધનો એકઠાં કરવાની સાથે સાથે મણિલાલનાં તેમજ મણિલાલ વિશેનાં લખાણોનો અભ્યાસ ચાલુ હતો. તેને વિશેની નોંધો થતી જતી હતી. ગુજરાત વિદ્યા સભાના મકાનના ભોંયરામાં 'સુદર્શન', 'પ્રિયંવદા', 'જ્ઞાનસુધા', 'વસંત', 'સમાલોચક' વગેરે પત્રોની ફાઈલો ઉથલાવી તેમાંથી મણિલાલનાં લખાણોની સમયાનુક્રમ અનુસાર શુદ્ધ યાદી તૈયાર કરી અને અદ્યાપિ ગ્રંથસ્થ ન થયાં હોય તેવાં લખાણોની પણ નોંધ કરી. આ કાર્યની ગૌણ નીપજ રૂપે 'મણિલાલની વિચારધારા' તથા 'મણિલાલના ત્રણ લેખો' એ બે સંગ્રહો તૈયાર થયા.

ઉપરાંત, તેમના અન્ય વિદ્વાનો સાથે ચાલેલા વિવાદ ઇત્યાદિની પણ વિગતે નોંધ થતી હતી જ. તે પરથી છેવટે ધર્મ–તત્ત્વ, સમાજ, શિક્ષણ અને રાજકારણ વિષયક લેખો, નાટક, નવલ, ચરિત્ર, નિબંધ, વિવેચન, સંશોધન, ભાષાંતર–સંપાદન, ગદ્યશૈલી, કવિતા એમ મણિલાલના અક્ષરકાર્યના પ્રત્યેક અંગની જુદી જુદી તેમજ અંતે સર્વગ્રાહી ઉપસંહારરૂપ સમાલોચના તૈયાર કરી.

જેમ જેમ લખાણ તૈયાર થતું તેમ તેમ શ્રી પાઠક સાહેબ પાસે વંચાતું. અને તેમની સાથે ચર્ચા કરતાં કરતાં જરૂર લાગે ત્યાં સુધારા થતા. છેવટે નિબંધ રજૂ કરવાનો સમય ભરાઈ જતાં, અમુક ભાગ તો રજૂ કરતી વખતે જ તેમને સંભળાવવાનું બની શક્યું હતું. આમ, આરંભથી અંત લગી મુ૦ શ્રી પાઠક સાહેબની દોરવણીનો લાભ મને મળ્યો છે. તેઓ આજે આ પ્રકાશન જોવા હયાત નથી તેથી અત્યંત દુઃખ થાય છે. તેમણે મમતા, સહૃદયતા અને નિખાલસતાથી ચર્ચા–વિચારણા કરીને આ કાર્યમાં મને જે સમર્થ માર્ગદર્શન અને પ્રોત્સાહન આપ્યું છે તેનો કયા શબ્દોમાં આભાર માનું તે સૂઝતું નથી એ જ રીતે મારા સ્નેહી અને મુરબ્બી પ્રો૦ અનંતરાય રાવળનો પણ હું એટલો જ ઋણી છું. દિવસો સુધી કલાકો ગાળીને તેમણે આખો નિબંધ સાંભળી જઈને અનેક કીમતી સૂચનો આપ્યાં છે. મારા મિત્રો ડૉ. ભોગીલાલ સાંડેસરા, ડૉ. જિતેન્દ્ર જેટલી અને ડૉ. પી. એન. રાવે પણ પ્રસ્તુત કાર્યને અંગે સલાહ-સૂચનો આપીને મને ઉપકૃત કર્યો છે.

આ પુસ્તકને પૂ૦ પ્રજ્ઞાચક્ષુ પંડિતવર્ય શ્રી સુખલાલજીનો પ્રવેશક પ્રાપ્ત થયો તેને હું મારું મહદ્ભાગ્ય સમજું છું. અનેક મહત્ત્વનાં કાર્યોને અટકાવીને તેમણે દિવસો સુધી મારી સાથે બેસી આખો નિબંધ સાંભળ્યો, તેને વિશે અનેક નવીન સૂચનો આપ્યાં અને પ્રોત્સાહક પ્રવેશક લખી આપ્યો તે તેમના મારા પ્રત્યેના સૌજન્યસહજ સદ્ભાવનું પરિણામ છે. તેઓશ્રીનો હું હાર્દિક આભાર માનું છું.

મણિલાલની અપ્રગટ આત્મકથાની હસ્તપ્રતનો ઉપયોગ કરવા દેવા બદલ સદ્ગત પ્રો૦ ધ્રુવભાઈ ધ્રુવ અને તેમના વારસોનો હું ખૂબ ઋણી છું. 'નૃસિંહાવતાર' નાટકની મણિલાલના

હસ્તાક્ષરની પ્રત મને શ્રી મૂળજીભાઈ પી. શાહ મારફતે સ્વ૦ જગજીવનદાસ દયાળજી મોદી પાસેથી મળી છે. તે માટે હું તે બંને સદ્‌ગૃહસ્થોનો ઘણો આભારી છું. મણિલાલનું વસિયતનામું તેમના પૌત્ર શ્રી રમણલાલ ઓચ્છવલાલ દ્વિવેદીના સૌજન્યથી મળ્યું છે. શ્રી રમણલાલે મારી સાથે નડિયાદ આવીને બે દિવસ ગાળી તેમના પિતામહનો ખાનગી પુસ્તક-સંગ્રહ બતાવી, તેમાંથી અનેક દુષ્પ્રાપ્ય પુસ્તકો સુલભ કરી દઈને તેમજ સ્વ૦ ફૂલચંદ ઝ૦ શાહ જેવા મણિલાલના સમકાલીન અને શ્રી પ્રાણશંકર કંથારિયા આદિ તેમના ભક્તોનો પરિચય કરાવી આપીને મને આ કાર્યને અંગે જે સહાય કરી છે તે અવિસ્મરણીય છે. મારી સૂચના માન્ય રાખીને તેમણે વર્ષોથી પડી રહેલા અને જર્જરિતપ્રાય થયેલા મણિલાલના પુસ્તકસંગ્રહને ગુજરાત વિદ્યા સભાને સોંપી દીધો તે તેમની સહજ સાહિત્યપ્રીતિ અને પૂર્વજ-ભક્તિનું અનુકરણીય દૃષ્ટાંત છે સદ્‌ગત કવિચિત્રકાર ફૂલચંદ શાહે બે કલાકની મુલાકાતમાં મણિલાલ-બાળાશંકર વિશે કહેલી રસભરી વાતોનું પણ અહીં આર્દ્રભાવે સ્મરણ કરું છું. 'શિક્ષાશતક' તથા '**અમર આશા**' જેવી વિરલ પુસ્તિકાઓ આપવા બદલ શ્રી પ્રાણશંકર કંથારિયાનો, ગાંધીજીનું 'અમર આશા' વિશેનું મહત્ત્વનું વિવેચન 'નીતિનાં કાવ્ય' નામના દુર્લભ પુસ્તક દ્વારા સંપડાવવા બદલ શ્રી રામદાસ ગાંધીનો અને 'કાન્તા' તથા 'નૃસિંહાવતાર' નાટકોની ભજવણી અંગે મહત્ત્વની માહિતી પૂરી પાડવા બદલ શ્રી જયશંકરભાઈ [illegible]નો પણ જે[illegible] [illegible]ભાર માનું તેટલો ઓછો છે. નિબંધને [illegible] મોટી [illegible] તોમાં રસ લઈને મારું કાર્ય સરળ[illegible] રૂપ શ્રી બાલાભાઈ દેસાઈ, શ્રી [illegible] પંડ્યાને પણ કેમ ભૂલી શકાય?

આ [illegible]રાંત અમદાવાદની

ફાર્બસ ગુજરાતી સભા અને વડોદરાના પ્રાચ્ય વિદ્યા મંદિરના સંચાલકોનો પણ આભાર માનું છું.

આ નિબંધના મુદ્રણ-પ્રકાશનની વ્યવસ્થામાં સરલતા કરી આપવા બદલ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનો અને નવસાગીના મણિ મુદ્રણાલયનો પણ હું આભારી છું

ગુજરાત કૉલેજ
અમદાવાદ
તા. ૨૪-૧૧-૫૫

ધીરુભાઈ ઠાકર

# અનુક્રમ

## સંપાદકની કૃતિઓ

### સંપાદન

૧ મણિલાલની વિચારધારા
૨ મણિલાલના ત્રણ લેખો
૩ કાંતા
૪ નૃસિંહાવતાર
૫ ગ્રંથ અને ગ્રંથકાર પુ. ૧૦
(શ્રી ઇન્દ્રવદન દવે સાથે)
૬ સાહિત્ય કિરણાવલિ ભા ૧-૨-૩
(શ્રી 'જયભિખ્ખુ' અને
શ્રી મગનભાઈ દેસાઈ સાથે)
૭ ધૂમકેતુ વાર્તાસૌરભ ૧-૨
૮ જયભિખ્ખુ વાર્તાસૌરભ ૧-૨

### સાહિત્યનો ઇતિહાસ

૯ ગુજરાતી સાહિત્યની વિકાસરેખા ભા ૧
૧૦ ગુજરાતી સાહિત્યની વિકાસરેખા ભા. ૨
(છપાય છે)

### વિવેચન

૧૧ મણિલાલ નભુભાઈ : સાહિત્યસાધના
૧૨ મણિલાલ નભુભાઈ : જીવનરંગ
(છપાય છે)

### હવે પછી

૧૩ ચોપનનું ગ્રંથસ્થ વાઙ્મય
૧૪ સાહિત્યકથાઓ

# શુદ્ધિ

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૧૧ | અવ્યસ્વથાનુ | અવ્યવસ્થાનુ |
| ૭ | ૮ | 'સુધારા'ને નામે સસ્કૃતિ | 'સુધારા'ને નામે ભારતની સસ્કૃતિ |
| ૧૩ | ૨ | બે હજાર વર્ષથી | બે હજાર વર્ષ પહેલાંથી |
| ૨૪ | નીચેથી ૩ | ધસમસના | ધસમસતા |
| ૪૫ | નીચેથી ૨ | વિત્તૈષણાઓ | વિત્તૈષણાએ |
| ૫૫ | ૨૦ | 'પ્રમાતા તરીકે' એ શબ્દો ૨૧મી લીટીમાં 'સુખદુઃખના અનુભવનાર' પછી મૂકો. | |
| ૫૬ | ૮ | (૧૨) | (૧૩) |
| ૫૯ | ૨ | ઉપદાનરૂપ | ઉપાદાનરૂપ |
| ૭૧ | ૫ | મુક્યો | મૂક્યો |
| ૭૩ | નીચેથી ૪ | પ્રવ્રિત્ત | પ્રવૃત્તિ |
| ૭૬ | ૧૯ | એ લેખ એ | એ લેખ |
| ૮૦ | ૧ | સ્વસ્ભાવિક | સ્વાભાવિક |
| ૮૬ | ૯ | પરાણોનુ | પુરાણોનુ |
| ૯૦ | ૧૪ | આવ્યાકૃત | અવ્યાકૃત |
| ૯૪ | ૧૬ | ,, | ,, |
| ૧૨૩ | ૨૧ | તેમના વક્તવ્ય તેઓ | તેમના વક્તવ્યનુ |
| ૧૨૯ | નીચેથી ૬ | આંવૃતિ | આવૃત્તિ |
| ૧૩૬ | ૧૬ | bocause | because |
| ૧૩૭ | ૯ | ap | up |
| ૧૪૦ | નીચેથી ૬ | lack of | loss of |
| ૧૪૧ | નીચેથી ૪ | છે, | છે. |
| ૧૪૫ | નીચેથી ૬ | બતાવ્યો છે | બતાવે છે. |
| ૧૬૨ | ૧૦ | કેળવવી | કેળવવો |
| ૧૬૭ | ૨૦ | વર્ણન | વર્તન |
| ૧૯૧ | ૪ | ઉતરતી | ઊતરતી |

| | | | |
|---|---|---|---|
| ૨૦૫ | નીચેથી ૨ | જુઓ પરિશિષ્ટ ૨ | જુઓ 'મણિલાલ નભુભાઈ: જીવનરંગ', પરિશિષ્ટ-૨ |
| ૨૦૮ | ૭ | જુદા | જુદા |
| ૨૧૦ | ૪ | સયોગ | સયોગ |
| ૨૧૧ | ૧૧ | જળપાન | જળપાત |
| ૨૧૧ | છેલ્લી | પરિશિષ્ટ ૪ | પરિશિષ્ટ ૨ |
| ૨૧૫ | ૪ | ૧૮૮૫ ના | ૧૮૯૫ ના |
| ૨૧૬ | ૧૭ | ઝોનોની | ઝેનોની |
| ૨૨૧ | ૬ | વસ્યુ | વસ્યુ |
| ૨૨૫ | ૧૭ | fears | tears |
| ૨૨૮ | નીચેથી ૨ | રમાને આત્માને | રમાના આત્માને |
| ૨૩૨ | ૧૬ | ૧૮૬૯ ના | ૧૮૮૬ ના |
| ૨૩૮ | ૮ | ઉડતી | ઊડતી |
| ૨૫૪ | નીચેથી ૩ | પરિણામો | પરિમાણો |
| ૨૫૫ | ૧૮ | અતિ માનુષ | અતિમાનુષ |
| ૨૫૮ | નીચેથી ૪ | વીક્રમની | વિક્રમની |
| ૨૬૦ | નીચેથી ૪ | અવલોન | અવલોકન |
| ૨૬૩ | ૧ | તત્ત્વાવિગમ | તત્ત્વાધિગમ |
| ,, | ૨ | અવલોકનપ્રવૃત્તિતા | અવલોકનપ્રવૃત્તિના |
| ૨૭૪ | ૧૭ | અંગ્રેજી પુસ્તકોને | અંગ્રેજી ભાષાંતર-સંપાદનના પુસ્તકોને |
| ૨૮૩ | ૧૦ | 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર' | 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર' |
| ૩૦૦ | ૭-૮ | સાહિત્ય-રચના | સાહિત્યરસના |

## પ્રકરણ પહેલું

# સંસ્કારપીઠિકા

ઈસુની ઓગણીસમી સદીએ-અને તેમાંયે ખાસ કરીને તેના ઉત્તરાર્ધે-ભારતના જીવનની પુનર્ઘટનામાં અતિ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. આ સદી દરમ્યાન ભારત ઉપર વિદેશી રાજ્યસત્તાનો દોર સંપૂર્ણપણે સ્થાપિત થયો, પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિ વચ્ચે તુમુલ સંઘર્ષ પેદા થયો અને જૂના ને નવાના ગજગ્રાહ વચ્ચે પ્રજાના જીવનનાં મૂળિયાં હાલવા લાગ્યાં. રાજકીય, સામાજિક, સાહિત્યિક અને ધાર્મિક એમ સર્વ ક્ષેત્રોમાં મૂળભૂત પરિવર્તનો થવા લાગ્યાં. આવી સતત પલટો ખાતી પરિસ્થિતિ વચ્ચે મણિલાલ નભુભાઈના આયુષની પહેલી પચ્ચીશી પસાર થઈ હતી. 'સાક્ષર યુગ'ના અનેક કવિઓ તથા પંડિતોનાં માનસ તેમજ વ્યક્તિત્વનું ઘડતર એ પરસ્પર સંઘર્ષ પામતાં સંસ્કાર-બળો વડે થયું હતું. મણિલાલ, ગોવર્ધનરામ અને અમુક અંશે* નરસિંહરાવ તે યુગના પ્રતિનિધિ લેખકો હતા. ત્રણેએ પોતપોતાની રીતે આ બળોને ઝીલ્યાં છે, પચાવ્યાં છે ને કવચિત્ પડકાર્યાં પણ છે. બીજા સાહિત્યકારોના કરતાં આ ત્રણના ઉપર થયેલી પૂર્વ-પશ્ચિમ-સંઘટ્ટનની અસરે વ્યાપક અને દૂરગામી પરિણામો ઉપજાવ્યાં છે. એટલે તેમાંના કોઈ એકને પણ સમજવા માટે સૌથી પ્રથમ સમકાલીન સંસ્કાર-બળોનું સામાન્ય પીઠિકા રૂપે અવલોકન કરવું

---

* મણિલાલ તથા ગોવર્ધનરામની સાથે નરસિંહરાવને 'સાક્ષર યુગ'ના પ્રતિનિધિ તરીકે ગણાવતાં 'અમુક અંશે' એટલા માટે કહ્યું કે મ. ન. દ્વિ. ને ગો. મા. ત્રિ. ના જેટલી તેમનામાં વિદ્વત્તા હોવા છતાં તેમની વિચારશ્રેણિ પ્રજાજીવનને સીધો સ્પર્શ કરી શકી નથી.

આવશ્યક છે. એ બળોનું સ્વરૂપ યથાર્થ સમજાય એટલા માટે એ સદીના આરંભથી મણિલાલ પર્યંતનું તેમના વિક્રમનનું નિરૂપણ અહીં પ્રસ્તુત ગણ્યું છે.

### રાજકીય પરિસ્થિતિ

ઓગણીસમી સદીના પૂર્વાર્ધ દરમ્યાન ભારતમા વેપાર અર્થે આવેલી પોર્ટુગીઝ, ડચ, ફ્રેન્ચ અને અંગ્રેજ પ્રજાઓ વચ્ચે પ્રથમ વેપારના ક્ષેત્રમા, ને પછી દેશી રાજ્યોની આતરિક ખટપટો દ્વારા રાજકીય ક્ષેત્રમા, પરસ્પર હરીફાઈ ચાલી તેમા અંગ્રેજ પ્રજા પ્રથમ આર્થિક ને પછી રાજનૈતિક વર્ચસ્વ જમાવવામાં સફળ થઈ તે ભારતના ઇતિહાસની એક અવિસ્મરણીય હકીકત છે. દેશમા સત્તાપલટો થતા અંધાધૂંધી અને અવ્યવસ્થાનું જોર થોડો વખત રહ્યું, પણ નવીન સત્તાધારીઓની શક્તિ ને કુનેહને પરિણામે થોડા વખતમા જ હિદના બાહ્ય વ્યાવહારિક જીવનમા શાન્તિ ને વ્યવસ્થા સ્થપાઈ

પરંતુ હિંદુસ્તાન જેવડો વિશાળ, કરોડોની વસ્તીવાળો, તેમજ લાબા અને ઊંડા મૂળવાળા સંસ્કૃતિના ઇતિહાસવાળો દેશ કેવળ મૂક બનીને પરદેશીઓનું આધિપત્ય સ્વીકારી લે તે અશક્ય હતું. હિન્દી પ્રજા છિન્નભિન્ન થઇને નબળી પડી ગઇ હતી; છતાં એ જીવતી પ્રજા હતી ઈ. સ. ૧૮૫૭ માં ભારતીય પ્રજાએ ઉત્તરોત્તર આક્રમક બનતાં જતા પરદેશી સત્તા ને સંસ્કારનો ઉગ્ર સામનો કર્યો.

આ પ્રતિકારનો સૌથી પ્રથમ ઉદ્ભવ ગુજરાત ખાતે થયો નહોતો, તેમ ગુજરાત તેનું મુખ્ય ક્ષેત્ર પણ બન્યું નહોતું. તેમ છતાં, એની થોડીક ચિનગારીઓ ગુજરાત ખાતે ઊડીને આવી

હતી. અમદાવાદની લશ્કરી છાવણીની બે પલટણો બંડ જગાવવા તત્પર થઇ હતી; ગુજરાતની સરહદ પરના નાના નાના ઠાકોરો અને રાજાઓ 'બળવા'એ ઊભી કરેલી અનવસ્થાનો લાભ ઉઠાવવા ઊંચાનીચા થઈ રહ્યા હતા; મુંબઇમાં પણ દેશી લશ્કરનો એક ભાગ બંડ ઉઠાવવાનું કાવતરું રચી રહ્યો હતો. પરંતુ તેના યોજકોની અંદર પરસ્પર વિશ્વાસ, ઐક્ય અને શિસ્તનો અભાવ હતો. એટલે આ બધી ચિનગારીઓ પ્રોજ્જ્વલિત થઈને ગુજરાતમાં આગ ફેલાવે તે પહેલાં જ હોલવાઈ ગઈ હતી.* મણિલાલનો જન્મ થયો તે વખતે (૧૮૫૮) શમી ગયેલી 'ક્રાન્તિ'ના પડઘાઓ ગુજરાતમાં ઠેર ઠેર સંભળાતા હતા. મણિલાલના બાલ્યકાળ દરમ્યાન, ગુજરાતનો વીર કવિ નર્મદ ઝાંસીની રાણી, નાનાસાહેબ અને તાત્યા ટોપી જેવાં 'ક્રાન્તિનાં વાહકો'નાં શૌર્ય અને બલિદાનની પ્રશસ્તિઓ રચીને 'સિપાહીઓના બળવા'ને 'સ્વાતંત્ર્ય યુદ્ધ' તરીકે બિરદાવી રહ્યો હતો.†

---

*જુઓ શ્રી. હીરાલાલ ત્રિ. પારેખકૃત 'અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન', ખંડ બીજો, પૃ૦ ૧૧.

†જુઓ નીચેની પંક્તિઓ :

"રાજવંશિ તે ખરો, ખરો ખટપટિયો ન્હાનો,
ગુપ્ત રહિને કર્યાં, જીવસટાનાં કામો;
× × ×
રણજોદ્ધો પ્રખ્યાત, તાતિયાટોપી ટેરો,
ગભરાવ્યા અંગ્રેજ, લઇ એઓનો કેરો.
બલિહારી છે ગાઉં, ઝાંસીની રાણી તુંને :
કર્યું પરાક્રમ વીર, તું પિ છે જશ હિંદુને."

('નર્મકવિતા,' બી. આ., પૃ૦ ૩૧૬)

'ક્રાન્તિ' નિષ્ફળ ગઈ પણ તેનાથી દેશનું વાતાવરણ એટલું બધું ડહોળાઈ ગયું કે કંપની સરકાર તેના પર અંકુશ રાખવા અસમર્થ નીવડી. પરિણામે, બીજે જ વર્ષે હિન્દનો રાજ્ય-વહીવટ બ્રિટિશ પાર્લામેન્ટે પોતાને હસ્તક લીધો. સને ૧૮૫૮ માં મહારાણી વિક્ટોરિયાએ હિન્દી પ્રજા જોગ ઢંઢેરો બહાર પાડીને બ્રિટિશ લશ્કરે હિન્દીઓ તરફ દાખવેલા ક્રૂર અને પાશવી વર્તન બદલ જાહેરમાં શરમ અને ગ્લાનિ વ્યક્ત કરી, અને સાથેસાથે હિન્દીઓને શાંતિ, સલામતી સુવ્યવસ્થા અને આત્મવિશ્વાસનું વચન આપ્યું

પરંતુ ઢાલને બીજી બાજુ પણ હતી મહારાણીના ઢંઢેરાએ ભારત ઉપર બ્રિટિશ રાજસત્તાનું આધિપત્ય પૂરેપૂરું સ્થાપિત કરી દીધું. પછી બીજે જ વર્ષે, હિન્દી પ્રજા ફરીથી માથું ન ઊંચકે તેટલા માટે તકેદારીના પગલા તરીકે, સમસ્ત હિન્દી પ્રજાના નિઃશસ્ત્રીકરણનો કાયદો બ્રિટિશ પાર્લામેન્ટે પસાર કર્યો. ઈ. સ. ૧૮૭૭ માં બ્રિટિશ સલ્તનતની જડ ઊંડી નાખવાના ઉદ્દેશથી મહારાણી વિક્ટોરિયાએ ભારે દબદબા સાથે દિલ્હીમાં દરબાર ભરીને 'કૈસરે હિન્દ' ઇલકાબ ધારણ કર્યો.

આમ, ધીમે ધીમે પણ ચોક્કસ રીતે હિન્દુસ્તાન ઉપર બ્રિટિશ સત્તાની પકડ સખત થતી જતી હતી. યુદ્ધમાં પરાજય પામેલી તથા લાંબા સમયની અંધાધૂંધી ને અવ્યવસ્થાથી ત્રાસી ગયેલી પ્રજાને તેનું તત્કાલ ભાન થયું નહિ. એણે તો જીવનની સપાટી ઉપર ઘણે લાંબે વખતે વિશ્રામ, વ્યવસ્થા, શાંતિ અને સલામતીની સ્થાપના થતી જોઈ, એટલે હર્ષ, સંતોષ અને ઉપકારના

ભાવ સહિત અંગ્રેજી રાજ્ય–અમલને સ્વીકાર્યો. *

## અંગ્રેજી કેળવણી

જ્યારે એક પ્રજા બીજી પ્રજા ઉપર રાજકીય આધિપત્ય મેળવે છે ત્યારે પોતે પરાજિત પ્રજા કરતાં ધર્મ, સામાજિક રીતરિવાજો, શિક્ષણ, અર્થકારણ વગેરે સર્વ બાબતોમાં ચઢિયાતી છે એવી વિજય પામેલી પ્રજાની ખુમારી હોય છે. ભારતમાં કાળી અને ધોળી ચામડીના ભેદે એક મોટો સંસ્કાર–ભેદનો ખ્યાલ ઊભો કર્યો. અંગ્રેજ પ્રજાએ ગુરુતાગ્રંથિને વશ થઈને 'સુધારા'ને નામે સંસ્કૃતિ ઉપર સ્વસંસ્કૃતિનું વર્ચસ્વ સ્થાપવાનો પ્રયત્ન આદર્યો. કેળવણી સંસ્કાર–વિતરણનું મુખ્ય વાહન છે. એટલે ખ્રિસ્તી ધર્મ ને સંસ્કૃતિના આક્રમણનું સાધન અંગ્રેજી કેળવણી બની અને તેના સાધકોનું કામ સૌપ્રથમ પાદરીઓએ કર્યું.

* આના સમર્થનમાં મિતવાદી ગણાયેલ દલપતરામની 'ઝેર ગયાં ને વેર ગયાં, વળી કાળા કેર ગયા કરનાર' ઇ. બહુ ગવાયેલી પંક્તિઓની સાથે ઉદ્દામવાદી ગણાયેલ નર્મદના રાણીના રાજ્ય પ્રતિ સંતોષ અને નિષ્ઠા વ્યક્ત કરતા અનેક ઉદ્‌ગારો ધ્યાનમાં રાખવા જેવા છે નમૂના દાખલ જુઓ તેની નીચેની પંક્તિઓ.

> "અંગ્રેજી જ્યહાં રાજ છે, જૂલુમ ના દેખાય,
> ઉદ્યમ ઠામોઠામ બહુ, ધરણી ધમધમ થાય
> અનેક ધનવંતા ગરિબ, સમન્યાયે તોળાય,
> વરુ ને બકરી બે જણાં, પાસ પાસ જોવાય.
> ઘણું ધન વ્હેંચાતું ફરે, વિદ્યા નિતિનું માન,
> રાંક નેન રાંરે ઠરે, પરસ્પર સુખ દાન"
>
> ('નર્મકવિતા', પૃ ૨૨૨)

શ્રી કિશોરલાલ મશરૂવાળાએ કહ્યું છે કે 'ઝેર ગયાં ને વેર ગયાં, વળી કાળા કેર ગયા કરનાર' એ વાક્યો ખુશામતના નથી, પણ તે વખતની ખરી લાગણી દર્શાવે છે તે યથાર્થ છે

(જુઓ 'સુદર્શન')

ઈ. સ. ૧૮૧૭ ના આરંભમાં કલકત્તામાં પહેલી અંગ્રેજી શાળા રાજા રામમોહનરાય અને ડેવિડ હેરના સંયુક્ત પ્રયાસથી સ્થપાઈ * તે પહેલાં (૧૮૧૪ ની આખરમાં) કેટલાક ખ્રિસ્તી ધર્મપ્રચારકોએ મુંબઈ ખાતે અંગ્રેજી શાળાઓ ખોલવાની મંજૂરી સરકાર પાસેથી મેળવી લીધી હતી ઈ. સ. ૧૮૨૦ માં સરકારે 'બોમ્બે એજ્યુકેશન સોસાયટી' સ્થાપી ત્યારથી ગુજરાત ખાતે અંગ્રેજી કેળવણીનો પ્રચાર શરૂ થયો 'બોમ્બે એજ્યુ સો 'એ સૌથી પ્રથમ મુંબઈમાં ચાર, સુરતમાં એક અને ભરૂચમાં એક મળીને કુલ ૭ શાળાઓ ખોલી. ત્યારબાદ ૧૮૨૫ માં દી બ કૃષ્ણલાલ ઝવેરીના પિતામહ રણછોડભાઈ ગિરધરભાઈ ઝવેરીની મદદથી સરકારે 'નેટિવ એજ્યુકેશન સોસાયટી' સ્થાપી પાઠ્ય પુસ્તકો તૈયાર કરવાની અને શિક્ષકોને તાલીમ આપવાની પ્રવૃત્તિ દ્વારા ગુજરાતમાં કેળવણીનો પ્રથમ પ્રચાર રણછોડભાઈએ કર્યો એમ કહી શકાય ૧૮૩૫ માં મેકોલેએ હિંદીઓને અંગ્રેજી કેળવણી આપવાની મજબૂત હિમાયત કરી ઈ સ ૧૮૫૪ માં બ્રિટિશ પાર્લામેન્ટે હિન્દી પ્રજાને કેળવણી આપવાનો ધારો (Educational Dispatch) રીતસર પસાર કર્યો † ૧૮૫૬માં મુંબઈની એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યુટના એલ્ફિન્સ્ટન કોલેજ ને એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલ એમ બે વિભાગ થયા. ૧૮૫૭ માં મુંબઈ, મદ્રાસ ને કલકત્તા ખાતે યુનિવર્સિટીઓ સ્થપાઈ અને ત્યારપછી વખત જતાં વડોદરા, અમદાવાદ, ભાવનગર અને જૂનાગઢમાં કોલેજોની સ્થાપના થઈ

સને ૧૮૮૨ મા કેળવણી ખાતાની તપાસ કરવા 'હંટર કમિશન' નિમાયું તેણે સરકારને કેવળ પ્રાથમિક શિક્ષણની જવાબદારી

* જુઓ History of English Education in India' by Sir Syed Mohamood (1895) પૃ ૨૬

† એજન પૃ ૮૪-૮૫

પોતાને માથે રાખીને, જિલ્લાવાર એકેક હાઇસ્કૂલ કે કૉલેજને નમૂના રૂપે રહેવા દઈ, માધ્યમિક તેમજ ઉચ્ચ શિક્ષણની સર્વ જવાબદારી પ્રજા ઉપર છોડી દેવાની ભલામણ કરી.* બીજી તરફ, પ્રજાના મધ્યમ વર્ગમાં ઊંચા હોદ્દાની સરકારી નોકરી મેળવવાની મહત્ત્વાકાંક્ષા જાગી હોવાથી અંગ્રેજી શિક્ષણની માગ વધતી જતી હતી. વળી રાજા રામમોહનરાય જેવા દેશના અગ્રણીઓ અંગ્રેજી કેળવણીના હિમાયતી હતા. એટલે પાદરીઓના પ્રયાસ ઉપરાંત ઠેર ઠેર ખાનગી સાહસોથી નવી નવી હાઇસ્કૂલો ને કૉલેજો નીકળવા લાગી. આમ, જોતજોતામાં દેશભરમાં અંગ્રેજી કેળવણીનો ફેલાવો થઈ ગયો.

ઈ. સ. ૧૮૬૧–૬૨ ની સાલમા હિંદુસ્તાનમા ખ્રિસ્તી પાદરીઓ તરફથી કુલ્લે ૧૧૫૩ શાળાઓ ચાલતી હતી અને તેમાં ૧,૦૨,૦૦૦ વિદ્યાર્થીઓ શિક્ષણ લેતા હતા† આ ઉપરથી સમજાશે કે ખ્રિસ્તી 'મિશનરીઓ'ની શિક્ષણ–પ્રચારક પ્રવૃત્તિ એ વખતે ભારતમાં કેટલી દૃઢમૂલ થઈ હતી. ઉત્તરોત્તર બળવાન બનતી જતી આ પ્રવૃત્તિ દ્વારા હિંદુ સમાજ અને સંસ્કૃતિ પર વિદેશી ધર્મ અને સંસ્કારે જબરું આક્રમણ કર્યું. આરંભમાં તો પાદરીઓએ

---

* ભારત સ્વતંત્ર થયા પછી પણ મુંબઇ રાજ્યની કેળવણી-વિષયક નીતિ આ જ ધોરણે ચાલુ છે. વડોદરા જેવા દેશી રાજ્યના વિલીનીકરણ પછી પણ તે પ્રદેશની સઘળી માધ્યમિક શાળાઓને ચલાવવાનો બોજો વહેવાને બદલે જિલ્લાવાર એકેક શાળા સરકાર હસ્તક રાખવાનું વલણ મુંબઇ સરકારે દાખવ્યું છે

† જુઓ દ્વારકાંનાથ ગોવિંદ વૈદ્યકૃત 'प्रार्थना समाजाचा इतिहास' (૧૯૨૭), પૃ૦ ૬ આ આંકડા લેખકે ક્યાંથી લીધા છે તે આધાર આપ્યો નથી

કેવળ શિક્ષણનો જ પ્રચાર કરવાનો હેતુ બતાવ્યો પણ પછી ધીમે ધીમે અભ્યાસક્રમ સાથે 'બાઇબલ' બન્યું. અને થોડા વખતમાં જ ખ્રિસ્તી ધર્મનો શીઘ્રશીઘ્ર પ્રચાર શરૂ થયો. આ વખતે હિંદુ ધર્મની સ્થિતિ અપ્રાગતિક હતી. એ પરિસ્થિતિનો લાભ લઇને પાદરીઓએ હિંદુ ધર્મ તથા સમાજનાં છિદ્રોને શોધી-શોધીને ખુલ્લાં કરવા માંડયાં. હિંદુ જીવનરીતિમાં ઘર ઘાલી બેઠેલાં વિવિધ ધાર્મિક ને સામાજિક અનિષ્ટોને આગળ કરીને, ખ્રિસ્તી પાદરીઓએ ભારતના કેળવાયેલા નવજવાનો સમક્ષ હિંદુ ધર્મ ને સંસ્કૃતિની છડેચોક નિંદા કરવા માંડી. ધર્મને નામે થતાં અનાચાર, જડતા અને પ્રતિબંધોથી કંટાળી ગયેલો જુવાન વર્ગ ઝડપથી નવા વિચારો ગ્રહણ કરવા લાગ્યો, એટલું જ નહિ, નવીન ધર્મ તરફ આકર્ષાયો પણ ખરો. બીજી તરફ, નીચલા થરના લોકોની હિંદુ સમાજે ઉપેક્ષા કરી હતી ને કારણે, તેમજ આર્થિક સંકડામણને લીધે, હરિજન જેવી દુભાયેલી કોમે તો, પાદરીઓએ બતાવેલ લોભ–લાલચને વશ થઇને, ઉઘાડેછોગ ખ્રિસ્તી ધર્મનો સ્વીકાર કરવા માંડ્યો. મધ્યમ વર્ગમાં ધર્માન્તર થતો ત્યારે હાહાકાર થઇ જતો.* સને ૧૮૫૨ની આખરે ખ્રિસ્તી ધર્મમાં વટલેલા હિંદીઓની સંખ્યા

---

* પારસી કોમને પણ આ વટાળ-પ્રવૃત્તિના છાંટા ઊડ્યા હતા. ઈ. સ. ૧૮૪૦ની આસપાસમાં સુરતમાં એક મોન્ટગોમરી નામના પાદરીના ફંદામાં ફસીને નસરવાનજી નામના એક પારસી યુવકે ખ્રિસ્તી ધર્મ ગ્રહણ કર્યો હતો. આથી સુરત શહેરમાં હાહાકાર થઇ રહ્યો. દુર્ગારામ મહેતાજી, રુસ્તમજી મોદી વગેરેએ મળીને વીસમે દહાડે નસરવાનજીને તેના મૂળ ધર્મમાં આણ્યો, ત્યારે સુરતની પ્રજાનો સંક્ષોભ કાંઇક ઓછો થયો. (જુઓ ન. ભ. ત્રિવેદીકૃત 'સમાજસુધારાનું રેખાદર્શન', પૃ૦ ૧૯) પારસી જેવી સાહસિક કોમ પણ આને લીધે અંગ્રેજી કેળવણી પ્રત્યે ભયની દૃષ્ટિએ જોવા લાગી. પછી હિન્દુઓનું તો પૂછવું જ શું?

૧,૧૨,૪૧૫ હતી.* ખ્રિસ્તી ધર્મપ્રચારને અનુકૂળ અંગ્રેજી કેળવણી, આમ, હિંદુ સંસ્કૃતિને ભયરૂપ થઈ પડી. આ કેળવણીએ હિંદુ સમાજમાં એક વર્ગ એવો ઊભો કર્યો, જેને સ્વધર્મ પરથી બિલકુલ આસ્થા ઊઠી ગઈ; જ્યારે સમાજનો બીજો મોટો વર્ગ એવો રહ્યો, જે મોટે ભાગે જડ રૂઢિઓનું અનુસરણ કરવામાં ધર્મ-પાલન થયું માનતો હતો. આમ, હિંદુ સંસ્કૃતિ એક બાજુ વિદેશી ધર્મ ને સંસ્કારના બાહ્ય આક્રમણથી ધવાતી જતી હતી, ત્યારે બીજી તરફ વર્ષોજૂની આંતર વિકૃતિઓ વડે અંદરથી ખવાતી જતી હતી.

સમગ્ર ભારતમાં જ્યારે પરસંસ્કારનું વર્ચસ્વ વધતું જતું હતું, ત્યારે બીજા પ્રાંતોના પ્રમાણમા ગુજરાતમા એનું બળ ઝાઝું જામી શક્યું નહોતુ. પાદરીશાઈ કેળવણીએ બંગાળમાં જેટલું વર્ચસ્વ જમાવ્યુ હતું તેટલું ગુજરાતમા તે જમાવી શકી નહોતી. બીજા પ્રાંતોની અપેક્ષાએ ગુજરાત પ્રાંત ખ્રિસ્તી વટાળ-પ્રવૃત્તિનો પણ ઓછામાં ઓછો ભોગ બન્યો હતો. તેમ છતા, ગુજરાતનો જુવાન કેળવાયેલો વર્ગ, કેટલાક ડાહ્યા અને વિચારવંત હિતૈષીઓની ચિંતાનો વિષય બને તેટલા પ્રમાણમા, પાશ્ચાત્ય સંસ્કારોથી રંગાવા લાગ્યો હતો તે ચોક્કસ. ટૂંકમાં, અન્ય પ્રાન્તોના કરતા ગુજરાતની પરિસ્થિતિમાં અમુક અંશે તફાવત હોવા છતાં, તેમા કોઈ તાત્ત્વિક ફરક નહોતો

મરણનો સામનો કરવો એ જીવનનું લક્ષણ છે, એટલે વિનાશને માર્ગે લઈ જતા પ્રત્યેક વિઘાતક બળનો સામનો કરવો

*જુઓ પ્રા. સ. ઇ., પૃ૦ ૬. આ સખ્યા સમગ્ર દેશને લાગુ પડે છે એમ સંદર્ભ જોતાં જણાય છે. લેખકે આ સંખ્યાનો આધાર શો લીધો છે તે આ પુસ્તકમાં દર્શાવ્યું નથી. આ બાબતમાં વસ્તીપત્રક જોયા હતાં પણ તે પણ પ્રકાશ પાડે તેમ નથી

તે દરરોઈ જીવંત સંસ્કૃતિનું લક્ષણ ગણાય. હિન્દુ ધર્મ અને સંસ્કૃતિએ અનેક વાર પરધર્મ ને પર-સંસ્કારનાં જીવલેણ આક્રમણોનો પ્રતિકાર કરીને સમર્થપણે આત્મરક્ષણ કર્યું છે. ઘણીવાર નિષ્ક્રિય બની ગયેલાં પોતાનાં જીર્ણ અંગોનો ત્યાગ કરીને, હિંદુ ધર્મ, આત્મશોધક પ્રવૃત્તિ વડે, નવીન ચૈતન્યનો આવિર્ભાવ પોતાની જાતે કરી શક્યો છે એ પણ તેના ઇતિહાસની એક વિશિષ્ટતા છે. ઓગણીસમી સદીમાં ભારતીય સંસ્કૃતિનો પ્રાણ ઉપર્યુક્ત કારણે શીર્ણ થવા લાગ્યો, ત્યારે પ્રાયઃ તેના રક્ષણ-શોધન અર્થે ગુજરાત ખાતે બે પ્રકારની ધર્મ-પ્રવૃત્તિઓ સ્વતંત્ર રીતે શરૂ થઈ: (૧) સ્વામીનારાયણ સંપ્રદાય; (૨) પ્રાર્થના સમાજ, આર્ય સમાજ અને થિયોસોફિકલ સોસાયટી. એમાં કાળક્રમે સૌથી પહેલી સ્વામીનારાયણની ધર્મ-પ્રવૃત્તિ આવે.

### સ્વામીનારાયણ સંપ્રદાય

ઈ. સ. ૧૮૦૦માં જ્યારે ખ્રિસ્તી ધર્મપ્રચારકો ગુજરાતમાં પ્રવેશહક મેળવવા મથી રહ્યા હતા ત્યારે અયોધ્યા નજીકના છપૈયા ગામના વતની ઘનસ્યામ ઉર્ફે નીલકંઠ સ્વામીએ સૌરાષ્ટ્રની ભૂમિ ઉપર પહેલવહેલો પગ મૂક્યો. આ નીલકંઠ સ્વામી તે જ ગુજરાત-સૌરાષ્ટ્ર અને કચ્છની પ્રજાના વિશાળ થરોમાં શુદ્ધ ધાર્મિક જીવન અને સદાચારનો ઉપદેશ આપીને; આ ધર્મ-પંથને દઢમૂલ કરનાર સ્વામી સહજાનંદ (ઈ. સ. ૧૭૮૧-૧૮૩૦). મૂળે ઉદ્ધવ સંપ્રદાય તરીકે ઓળખાતા સ્વામીનારાયણ સંપ્રદાયની સ્થાપના સહજાનંદના ગુરુ સ્વામી રામાનંદે ઈ. સ. ૧૭૫૫માં કરી હતી.* સામાન્યપણે સ્વામીનારાયણને રામાનુજનો વિશિષ્ટાદ્વૈત મત માન્ય હતો. ગુજરાત-સૌરાષ્ટ્રમાં પ્રચલિત વલ્લભસંપ્રદાયની ભક્તિ, સેવા ને

*જુઓ 'મધ્યકાળનો સાહિત્યપ્રવાહ,' પૃ૦ ૨૧૧.

ઉપાસનાની રીત તેમણે માન્ય રાખી હતી* આ દષ્ટિએ જોઈએ તો સ્વામીનારાયણ પંથ બે હજાર વર્ષથી ચાલતા આવેલા ભાગવત ધર્મના જ સાતત્યરૂપ ગણાય. વૈષ્ણવ ધર્મમાં પેઠેલા વિલાસને ગાળી નાખીને ધર્મનું શુદ્ધ ને સાદું સ્વરૂપ આ સંપ્રદાયે લોકગમ્ય કરી આપ્યું છે. 'બુદ્ધના જીવન અને સંપ્રદાયની માફક સહજાનંદ સ્વામીના જીવનમાં તેમજ સંપ્રદાયમાં ચિત્તશુદ્ધિનો (Puritanism નો) દોરો સોંસરો ચાલ્યો આવતો જણાય છે.' † તેમણે સાધુના આચારોને વિશેષ તપોમય ને કડક વ્રતાનુસારી બનાવ્યા. દારૂ, માટી, જૂઠું, ચોરી અને વ્યભિચારના ત્યાગ પર ને બ્રહ્મચર્યના કડક પાલન પર તેમણે ખાસ ભાર મૂક્યો. ટૂંકમાં, સાદું સંયમી જીવન અને સદાચાર સ્વામીનારાયણના ઉપદેશના ધ્રુવબિન્દુઓ હતા.

સ્વામીનારાયણે વર્ણ અને ધર્મનો વિરોધ અટકાવ્યો ચોરી, લૂંટફાટ વગેરે કરતી કાઠી કોળી જેવી કોમોનો તેમણે નૈતિક ઉદ્ધાર કર્યો. કણબી, દરજી, મોચી, કુંભાર, હરિજન વગેરે શ્રમજીવી લોકોને તેમણે ધર્મ ને નીતિની સાદી સમજ આપી અને સદાચારયુક્ત જીવન ગાળવાની પ્રેરણા આપી સ્વામી સહજાનંદે હિંદુથી ઇતર ધર્મીઓને પણ 'સત્સંગી' તરીકે સ્વીકાર્યા તે અર્થમાં 'શુદ્ધિ'નું કાર્ય પણ કર્યું હતું. સુરતના સુપ્રસિદ્ધ પારસી કોટવાલ અરદેશરે સ્વામીનારાયણ સંપ્રદાય સ્વીકાર્યો હતો. ‡ ઉપરાંત, સોરઠના ખોજાઓ તથા કચ્છના ઘણા મુસ્લિમ કણબીઓને સ્વામી સહજાનંદે ઉપદેશ આપીને પોતાના શિષ્ય બનાવ્યા હતા.

---

* મ સા. ૫, પૃ૰ ૨૧૪

† જુઓ શ્રી કિ ઘ મશરૂવાળાકૃત 'સહજાનંદ સ્વામી', બીજી આ., પૃ ૬૩

‡ એજન, પૃ ૬૩

સમાજસુધારો પણ સહજાનંદની ધર્મશોધક પ્રવૃત્તિનું અગત્યનું અંગ હતું. હિંસાયુક્ત યજ્ઞની પ્રથા બંધ કરવાનો તેમણે ઉપદેશ આપ્યો. અમદાવાદના પેશ્વાની કનડગત વહોરીને પણ તેમણે એ અનિષ્ટ પ્રથા નાબૂદ કરીને અહિંસામય યજ્ઞની પ્રણાલિકા સ્થાપી. એ વખતે કન્યાને જન્મતાજ 'દૂધ પીતી' કરવાના પ્રચલિત રિવાજને તેમણે પોતાના ભક્તોમા બધ કરાવ્યો. સતી થવાનો રિવાજ તેમજ હોળીનાં ગીતો ને લગ્ન વખતે ગવાતાં ફટાણાંનો પણ તેમણે પ્રતિષેધ કર્યો હતો. સ્ત્રી અને પુરુષનો સબંધ અતિશય પવિત્ર અને મર્યાદાશીલ ગણાવીને સ્વામીનારાયણે સમાજમાં સ્ત્રીનું સ્થાન ઊંચુ આણ્યુ. તેમના આ વિચારોએ તેમજ નીચલા થરના લોકો તરફના પક્ષપાતે રૂઢિચુસ્ત સમાજને રોષ કરવાને સબળ કારણ આપ્યું. સહજાનદ તથા તેમના સાધુઓને અનેક સ્થળે ઘણી કનડગત થઈ. તેમ છતા તેમણે શાતિથી પોતાનું કામ આગળ ધપાવ્યે રાખ્યું. સ્વામીનારાયણ સંપ્રદાયની વિશિષ્ટતા તો એ હતી કે તેમના સાધુઓ ને ભક્તો ઉપર પ્રહારો થતા છતાં તેને, સામનો કર્યા વિના, સહન કરીને તેઓ પોતાના ધર્મને નિષ્ઠાપૂર્વક વળગી રહ્યા હતા. અંગ્રેજ લેખકોએ આ કારણેજ સ્વામીનારાયણને મહાન હિંદુ સુધારક (a great Hindu reformer) તરીકે ઓળખાવ્યા છે.*

સ્વામીનારાયણ સંપ્રદાયનું ક્ષેત્ર ગુજરાત પૂરતું જ મર્યાદિત હોવાથી તેના સ્થાપકનું નામ સમગ્ર ભારતમાં જાણીતું થયું નથી. તેમ છતાં તેમણે કરેલું કાર્ય સંગીન હતું. લગભગ બે લાખ માણસો એ ધર્મના અનુયાયી થયા હતા.† એની દીક્ષા લેવામાં

---

* 'સહજાનંદ સ્વામી', પૃ ૬૩.

† એજન, પૃ ૭૫.

ત્યાગી અને ગૃહી બન્નેને કપરા નિયમો પાળવા પડતા, અને સમાજની અનેકવિધ કનડગતો સહન કરવી પડતી. કવિ નાનાલાલ કહે છે તેમ, સ્વામીનારાયણે નિર્મળી છાંટીને વૈષ્ણવ ભક્તિ–ધર્મનાં નીર પવિત્ર કર્યાં. સમાજના નીચલા થરોની નૈતિક સુધારણા કરનાર આત્મશોધક બળ તરીકે આ પંથ ખરે જ હિંદુ ધર્મના ઇતિહાસમાં અજોડ છે. સ્વામીનારાયણની પરંપરા 'શિક્ષાપત્રી' તથા 'વચનામૃતો' જેવા સાંપ્રદાયિક ગ્રંથો દ્વારા અને પ્રેમાનંદ (સખી), બ્રહ્માનંદ, નિષ્કુળાનંદ ઇત્યાદિ કવિ શિષ્યો દ્વારા આજ પર્યંત ચાલુ રહી છે.

દલપતરામ ચુસ્ત 'સત્સંગી' હતા. નવલરામને સ્વામીનારાયણ સંપ્રદાય પ્રત્યે સદ્‌ભાવ હતો. અર્વાચીન ગુજરાતના અગ્રગણ્ય વિચારક સ્વ૦ કિશોરલાલ મશરૂવાળા પણ સ્વામીનારાયણ સંપ્રદાયમાં ઊછર્યા હતા. તેમ છતાં, આ સંપ્રદાયની મુખ્ય અસર તો, આગળ જોયું તેમ, પછાત અને કારીગર વર્ગ પર જ પડી છે. શિક્ષિત વર્ગનો મોટો ભાગ તેનાથી આજ સુધી બહુધા અસ્પૃષ્ટ રહ્યો છે.

ગુજરાતના ગામડાંમાં સ્વામી સહજાનંદ સંસ્કારશોધનનું કાર્ય કરી રહ્યા હતા તે વખતે મુંબઈ, સૂરત ને અમદાવાદમાં અંગ્રેજી કેળવણી લઈ રહેલ વર્ગ પાશ્ચાત્ય રીતિનીતિ તરફ આકર્ષાવા લાગ્યો હતો. તે વખતના રૂઢિગ્રસ્ત હિંદુ ધર્મ અને સમાજ પરથી, આ જુવાન વર્ગની શ્રદ્ધા ઊઠતી જતી હતી. પરંતુ વખત જતા, સદ્‌ભાગ્યે એ જ વર્ગમાં સ્વદેશનું હિત ચિંતનાર અને સ્વધર્મના અભિમાની એવા કેટલાક વિચારકો થયા, જેમણે પોતાને પ્રાપ્ત થયેલ નવીન પ્રકાશના, ને સંસ્કાર અનુસાર, હિંદુ સમાજમાં જાગૃતિ આણવાના–સુધારો કરવાના–વ્યવસ્થિત પ્રયત્ન આરંભ્યા. આ લોકોનો

ઝોક સત્ય ધર્માનુભવના ઊંડાણમાં ઊતરવા તરફ નહોતો તેટલો હિંદુ ધર્મ તથા સમાજમાં ગ્હેલી વિકૃતિઓને સાફ કરવા તરફ હતો. આમ કરતાં તેમને પોતાના જ માણસોનો સામનો કરવો પડ્યો હતો.

### પ્રાથમિક સુધારો: દુર્ગારામ

નવીન શિક્ષણના પ્રકાશમાં ગુજરાત ખાતે સુધારક પ્રવૃત્તિની પહેલ કરનાર સૂરતની સરકારી ગુજરાતી શાળાના શિક્ષક દુર્ગારામ મંછારામ દવે (૧૮૦૯–૧૮૭૬) હતા. તેમણે ઉચ્ચનીચના ભેદ, ફરજિયાત વૈધવ્ય, ભૂતપ્રેત જાદુમંતર આદિના વહેમ, અંધશ્રદ્ધા અને મૂર્તિપૂજા જેવી રૂઢિઓ અને માન્યતાઓ સામે પોતાને સૂઝી તેવી, સ્વતંત્ર બુદ્ધિપ્રમાણિત (rational) વિચારશ્રેણી પ્રચલિત કરવાનો ઠીક પુરુષાર્થ કર્યો હતો. દુર્ગારામ નવીન વિજ્ઞાનના સિદ્ધાન્તોને માનનારા હતા. તેઓ વિદ્યાર્થીઓને બરોબર સમજણ પાડીને ખગોળવિદ્યા શીખવતા હતા* એથી લોકો તેમને ધર્મભ્રષ્ટ કહી નિંદવા લાગ્યા. વળી, લોકનિંદાથી ડર્યા વિના, વિધુર થયેલ મહેતાજીએ 'વિચારવંત ગંભીર પુરુષો પણ તેના દલીલ દાખલાથી માત થઈ શકામાં પડે' એવી સમર્થ રીતે સૂરતમાં ઠેરઠેર વિધવાવિવાહના ક્રાન્તિકારક સુધારાનો પણ પ્રચાર કરવા માંડ્યો. તેઓ જાતે મથુરી નામની જુવાન ડુંગરપુરી વિધવાને પરણવા તૈયાર થયા. પણ કેટલાક વિચક્ષણ નાગરોના પ્રયાસથી, તેમનો એક જ્ઞાતિજન તેમને પોતાની કુંવારી કન્યા આપવા આગળ આવ્યો એટલે દુર્ગારામે તેને પરણીને વિધવાવિવાહનો પ્રચાર કરવો હમેશને માટે છોડી દીધો। † ૧૮૪૪ના નવેંબરમાં મહેતાજીએ

* જુઓ મ. રૂ નીલકંઠકૃત 'દુર્ગારામચરિત', પૃ ૮.

† એજન, પૃ૦ ૯–૧૦

જાદુમંતર ઉપર આક્રમણ કરતું એક ચોપાનિયું પ્રગટ કરીને ભૂવાઓને જાદુમંતર સાચા ઠરાવવા આહ્વાન ફેંક્યું. એક વજેરામ નામના ભૂવાએ થોડો વખત દમદાટી અજમાવી જોઈ, પણ છેવટે મહેતાજીની જીત થઈ.

ઈ. સ. ૧૮૪૨માં સુરતમાં અંગ્રેજી નિશાળ સ્થપાઈ. તેના મુખ્ય શિક્ષક દાદોબા પાંડુરંગ જોડે દુર્ગારામને મિત્રતા બંધાઈ. દાદોબા, દુર્ગારામ અને બીજા ત્રણ મળીને 'પાચ દદ્દા'ની ટોળી રચાઈ. આ ટોળીએ પુસ્તક પ્રસારક મંડળી સ્થાપી અને મુંબઈથી શિલા-છાપ યંત્ર મંગાવીને સુરતમાં સૌથી પહેલું છાપખાનું કાઢ્યું. તા. ૧૦ ફેબ્રુઆરિ ૧૮૪૪ના રોજ દુર્ગારામ પોતાના સાથીઓ સમક્ષ નીચેના સાત સિદ્ધાંતો રજૂ કરે છે:*

"પ્રથમ. સર્વ સૃષ્ટિનો ઈશ્વર એક છે.

બીજો. મનુષ્ય માત્રની જાતિ એક છે.

ત્રીજો. મનુષ્ય માત્રનો ધર્મ એક, પણ જેવો પોતપોતાના ભિન્ન ભિન્ન ધર્મ માનેલા છે તે તેઓનો અભિમાન છે.

ચોથો. મનુષ્યમાં ઉત્તમાધમ ગુણ ઉપરથી જાણવા, કુળ ઉપરથી નહિ.

પાચમો. વિવેકને અનુસરી કર્મ કરવાં.

છઠ્ઠો ઈશ્વરાનુગ્રહાર્થે ભક્તિ કરવી.

સાતમો. સદ્દમાર્ગના શિક્ષા સર્વને કહેવી." †

---

* દુ૦ ચ૦, પૃ૦ ૧૩.

† એજન, પૃ૦ ૨૫.

સાતમા નિયમ અનુસાર આ મંડળીએ તા. ૨૨ જૂન ૧૮૪૪ના રોજ 'માનવધર્મ સભા'ની સ્થાપના કરીને 'સુધારાનો ગણેશ બેસાડ્યો.'* આને અંગે તે વખતે કેટલાક "અજ્ઞાની હિન્દુઓને એવો સંદેહ હતો કે એ મંડળીવાળા લોકોનો અંગ્રેજનો ધર્મ વધારવાનો વિચાર છે." ખ્રિસ્તી ધર્મની અસરથી હિંદુ ધર્મનાં છિદ્ર ઉઘાડાં થયાં હતાં, તેથી દુર્ગારામને સ્વધર્મનો ત્યાગ કરવો નહોતો પણ તેને સુધારવો હતો. આથી જ 'બામણિયા ધરમ'ની ટીકા કરનાર દાદોબાના દૃષ્ટિબિન્દુને આશ્ચર્યચકિત શિક્ષકો સમક્ષ સમજાવતાં દુર્ગારામે કહ્યું હતું કે "તમે એમ ન સમજશો કે કોઈ બીજા અભિમાની ધરમમાં જવું એ મારું મત છે, પણ એટલું તો ખરું કે આપણા ધરમની સ્થિતિ બદલવી જોઇએ." †

દુર્ગારામે આ ધર્મ-સુધારણાનું કાર્ય કોઈ પણ પરંપરાને અનુસર્યા વગર, સ્વતંત્ર બુદ્ધિએ વિચાર કરીને કર્યું હતું. તેમણે પોતાના ધર્મને માનવધર્મ કહ્યો છે એ કેટલું બધું સૂચક છે! 'મનુષ્ય જાતિનું એક કુટુંબ છે,' 'માણસ માત્ર ઉપર પ્રીતિ રાખો,' 'સર્વ ધર્મના સાક્ષી થઈ વર્તો,' 'જ્ઞાતિભેદ જૂઠો છે અને હરકોઈ માણસનું પાણી પીવામાં કે રાંધેલું ખાવામાં વટાળ નથી તથા કોઈને અડકવાથી અભડાતા નથી' એ તેમનાં મુખ્ય ઉપદેશવચનો છે. કર્મકાંડ, મૂર્તિપૂજા, અવતાર અને જડવાદના તેઓ કટ્ટર વિરોધી હતા. જીવ, જગત અને બ્રહ્મ વિશેનો તેમનો તત્ત્વસિદ્ધાંત શંકરાચાર્યના કેવલાદ્વૈતને ઘણુંખરું મળતો આવે છે. તેઓ કહે છે :

---

* દુ. ચ., પૃ૦ ૪૫.

† એજન, પૃ૦ ૧૮.

"અનાત્મા જે દેહાદિક, આત્મા જે જીવ અને પરમાત્મા જે બ્રહ્મ, એનો વિચાર સમજે છે, જ્યાહાં સુધી પોતે જીવપણામાં છે ત્યાહાં સુધી પ્રેમે કરીને પરમાત્માની ભક્તિ કરે છે, તે અંતે બ્રહ્મનિષ્ઠ થઈને પરમાત્માના સ્વરૂપને પામે છે"*

તેમની 'પરમાત્માનું જ્ઞાન પામવું એનું જ નામ ધર્મ' એ સમજણ પણ એ જ વાતનું સમર્થન કરે છે દુર્ગારામ સ્વામી નારાયણના અવતારવાદથી વિરુદ્ધ હતા, છતાં તેમણે અભિપ્રાય આપ્યો છે કે હિંદુમાં સ્વામીનારાયણનો તથા ઇતર જાતિમાં અંગ્રેજનો (? ખ્રિસ્તીનો) એ બે પંથ સારા છે' ધર્મ, સમાજ, શિક્ષણ, રાજકારણ વગેરે અનેક વિષયોમાં મહેતાજીએ માનવધર્મને છાજે તેવા, સ્વતંત્રપણે વિચારી કાઢેલાં મંતવ્યો પ્રજા સમક્ષ મૂક્યાં હતાં દુર્ગારામ વિધવાને પરણ્યા હોત કે તેમણે મઠિયાગરની દુકાનેથી રોટલી મંગાવી ખાધી હોત તો તેઓ ગ્રીને આપેલ લ્યુથરના બિરુદને પાત્ર ગણાત તેમ તેમના ચરિત્રકાર મહીપતરામ કહે છે † પણ મહર્ષિ રાનડે જેવા સુધારક પણ એમના જમાનામાં વિધવાને પરણી શક્યા નહોતા એટલે દુર્ગારામ વિધવા-વિવાહ ન કરી શક્યા એ બાબતને સહાનુભૂતિથી જોઈ શકાય

ઈ સ ૧૮૫૨માં દુર્ગારામની બદલી સુરતથી રાજકોટ થઈ એટલે 'માનવધર્મ સભા' વિખેરાઈ ગઈ દુર્ગારામે ગુજરાતમાં પહેલવહેલો સુધારાનો પોકાર ઉઠાવીને, નવલરામે કહ્યું છે તેમ, "આખા પ્રાન્તને ઘણા યુગની ભરનિદ્રામાંથી ચોંકાવ્યો અને તે આવરું બાવરું જોવા લાગ્યો" નર્મદે આ બાવરું આવરું જોતા

---

* દુ ચ, પૃ ૮૭

† એજન પૃ ૫૯-૬૦

સમાજને સંપૂર્ણપણે જાગ્રત્ કર્યો. દુર્ગારામે આરંભેલી સુધારક પ્રવૃત્તિને નર્મદે પોતાના અનુપમ 'આચારધર્મ' વડે એવો તો વેગ આપ્યો કે એ દશકામાં જ તે સમગ્ર યુગની અનેક સિદ્ધિઓ અને મહત્ત્વાકાંક્ષાઓની પ્રેરક મૂર્તિ બની ગયો

## 'સુધારાનો બોધકાળ'

સૂરતમાં દુર્ગારામ 'માનવધર્મ સભા' ચલાવતા હશે તે અરસામાં (૧૮૫૦) સુપ્રસિદ્ધ ફાર્બસ સાહેબની પ્રેરણાથી કેટલાક પારસી, મુસલમાન અને હિંદુ ગૃહસ્થોએ ત્યાં 'લિટરરી સોસાયટી' નામની સંસ્થા ઊભી કરી હતી એ સંસ્થાને આશ્રયે ત્યાં 'એન્ડ્રૂસ લાઇબ્રેરી' પણ સ્થપાઈ ઈ. સ. ૧૮૫૧ના આરંભમાં કવિ દલપતરામ ત્યાં આવ્યા હતા. તેમણે 'લિટરરી સોસાયટી'માં 'હુન્નરખાનની ચઢાઈ' વાંચી સંભળાવી હતી. તે સાંભળવા નર્મદ ગયેલો, પણ તે વખતે એ જાહેરમાં આવ્યો નહોતો.

મુંબઈમાં સૌપહેલી સુધારક સંસ્થા 'સ્ટુડન્ટ્સ સોસાયટી' ઈ. સ. ૧૮૪૭માં એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યૂટના ગણિતના અધ્યાપક પાટને સ્થાપી. તેનું મુખ્ય કાર્ય સ્ત્રીકેળવણી હતું અને તેના સભ્યો મુખ્યત્વે એલ્ફિ. ઇન્સ્ટિ.ના વિદ્યાર્થીઓ હતા. 'સ્ટુડન્ટ્સ સોસાયટી'માંથી ક્રમવાર ત્રણ અલગ અલગ સંસ્થાઓ જન્મી: (૧) પારસીઓની જ્ઞાનપ્રસારક મંડળી (૧૮૪૯), જેના તરફથી 'ગનેઆન પરસારક એટલે એલમ તથા હોનરોનો ફેલાવો કરનારૂ ચોપાનીઉ' ૧૮૪૯ના જૂનથી દર મહિને નીકળવા લાગ્યું; (૨) દક્ષિણીઓની મરાઠી 'જ્ઞાનપ્રચારક સભા' અને (૩) ગુજરાતીઓની 'અન્યોઅન્ય બુદ્ધિવર્ધક સભા' (૧૮૫૦), જે

૧૮૫૧ ના માર્ચમાં 'બુદ્ધિવર્ધક સભા' તરીકે પુનર્વિધાન પામી. * ઈ. સ. ૧૮૫૪ માં નર્મદ બુ. વ. સભામાં જોડાયો. ૧૮૫૫ માં કરસનદાસે 'સત્યપ્રકાશ' સાપ્તાહિક શરૂ કર્યું ને તેમાં તેમણે 'છપ્પનભોગના શૈવ-વૈષ્ણવના ઝઘડા સંબંધી, વૈષ્ણવોએ મહારાજને ગુલામીખત લખી આપ્યું તે સંબંધી અને વલ્લભ પંથ તથા મહારાજોની અનીતિ સંબંધી' † લખ્યું. ૧૮૫૬થી નર્મદે સુધારાવિષયક ભાષણો અને નિબંધો તૈયાર કરવા માંડયાં. ૧૮૫૮ માં એ બુ. વ. સભાનો મંત્રી થયો ને 'બુદ્ધિવર્ધક' ગ્રંથનો અધિપતિ થયો. ૧૮૫૯ માં કવિ દલપતરામ આંખની દવા કરાવવા મુંબઈ આવ્યા તેમનો સહકાર સાધીને નર્મદે સુધારાના વિષયો ઉપર ઠેરઠેર વ્યાખ્યાનો આપવા માંડયાં. એ જ વર્ષના અંતભાગમાં એની કવિતા 'સુવાગનું બાઇબલ' કહેવાઈ. જોતજોતામાં મુંબઈમાં ચાલતી સર્વ સુધારક પ્રવૃત્તિના ઉદ્દામવાદી ચાલક નેતા તરીકે ગુજરાતભરમા નર્મદની ખ્યાતિ થઈ ગઈ.

આ દસ-બાર વર્ષના ગાળામાં અમદાવાદ ખાતે 'ધીમે ધીમે સુધારાનો માર્ગ' સમજાવીને લોકજાગૃતિનું કાર્ય દલપતરામ કરતા હતા. ઈ. સ. ૧૮૪૮ માં ફાર્બસ-દલપત-મિલન થયું અને એ જ વર્ષના ડિસેંબરની ૨૬ મી તારીખે ‡ ફાર્બસની પ્રેરણાથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (હવે ગુજરાત વિદ્યાસભા) સ્થપાઈ. આ જ અરસામાં અમદાવાદમાં 'પુસ્તક વૃદ્ધિ કરનાર મંડળી' નીકળી; તેણે પહેલવહેલું શિલા-છાપ યંત્ર

* જુઓ 'સમાજસુધારાનું રેખાદર્શન', પૃ ૩૮-૩૯. પારસીઓની જ્ઞા. પ્ર. મં. અત્યારે પણ કામ કરી રહેલ છે. બુ વ. સભા ફા. ગુ સભામાં વિલીન થઇ ગઇ છે. મરાઠી જ્ઞા. પ્ર. સભા વિશે માહિતી મળતી નથી.

† જુઓ 'ધર્મવિચાર', ત્રીજી આ., પૃ. ૨૪.

‡ જુઓ 'ગુ. વ. સો. નો ઇતિહાસ,' વિ. ૧, પૃ. ૯.

અમદાવાદમાં આવ્યું. * ૧૮૪૯ ના મેની બીજી તારીખે ગુજરાતનું પહેલું સાપ્તાહિક 'વર્તમાનપત્ર' ફાર્બસ સાહેબે ગુ. વ. સો. તરફથી પ્રગટ કર્યું. (જેના પરથી લોકો દરેક વર્તમાનપત્રને 'બુધવારિયું' કહેવા લાગ્યા) પછી 'બુદ્ધિપ્રકાશ' નામનું એક મંડળ મને ૧૮૫૦ માં સ્થપાયું. તેણે 'બુદ્ધિપ્રકાશ' માસિકની શરૂઆત કરી, જે દોઢેક વરસ ચાલીને બંધ પડયું. ૧૮૫૧ માં રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસના પ્રયત્નથી 'વિદ્યાભ્યાસક મંડળ' સ્થપાયું. આ મંડળે ૧૮૫૪ મા 'બુદ્ધિપ્રકાશ' માસિક ફરી ચાલુ કર્યું. † ૧૮૫૫ મા દલપતરામે ગુ. વ. સો. ના સહાયક મંત્રીનો હોદ્દો સ્વીકાર્યો. તે પહેલાં એજ સંસ્થા તરફથી દલપતરામકૃત 'ભૂત નિબંધ' (૧૮૪૯), 'જ્ઞાતિ નિબંધ' (૧૮૫૧) અને 'બાળ-વિવાહ નિબંધ' (૧૮૫૪) પ્રગટ થઈ ચૂકયા હતા. ઈનામ આપી ગ્રંથો લખાવવા ઉપરાંત ગુ.વ.સો.એ ગુજરાતી કન્યાશાળા સ્થાપીને તેમજ 'નેટીવ લાઈબ્રેરી'— ગુજરાતનું પહેલું પુસ્તકાલય —(૧૮૪૯) ÷ તથા હિમાભાઈ ઇન્સ્ટિટયૂટની સ્થાપના (૧૮૫૮) કરીને જ્ઞાનપ્રચારનું ઇષ્ટ કાર્ય કર્યું હતું. ગુજરાતના પ્રમાણમાં સૌરાષ્ટ્રમા જાગૃતિ ઓછી હતી. તેમ છતા, આ ગાળામાં મણિશંકર કીકાણી જેવા સુધારકો દ્વારા ત્યાં પણ શિક્ષણ–પ્રસાર અને સમાજ-સુધારાનું કાર્ય થતું હતું.

આમ, ૧૮૪૭ થી ૧૮૫૯–૬૦ સુધીમાં નર્મદ, દલપત, કરસનદાસ અને કીકાણી જેવી વ્યક્તિઓએ મુંબઈથી માંડીને કચ્છ

---

* ગુ. વ સો નો ઇતિહાસ, વિ૦ ૧, પૃ. ૧૩૨.

† એજન, પૃ ૧૩૪.

÷ એજન, પૃ. ૨૩

સુધીના પ્રદેશમાં સુધારક સભાઓ ને શિક્ષણપ્રસારક સંસ્થાઓ સ્થાપીને, વર્તમાનપત્રો કાઢીને, પુસ્તકો લખીને અને ભાષણો આપીને અજ્ઞાન, વહેમ, કુરૂઢિ અને જડતા સામે જેહાદ પોકારી હતી. દુર્ગારામે ઉપદેશેલી બુદ્ધિગ્રાહ્ય સુધારક વિચારશ્રેણી આ સમય દરમ્યાન સ્પષ્ટ અને વ્યાપક સુધારાનુ સ્વરૂપ પામી 'સુધારો અને સુધારાવાળા'નુ અવલોકન કરતા નર્મદે પ્રસ્તુત સમયને યોગ્ય રીતે જ 'સુધારાનો બોધકાળ' કહ્યો છે. *

## 'સુધારાનો કર્મકાળ'

અત્યાર સુધી ઉપદેશેલ સુધારાને હવે ગુજરાતના કેટલાક અગ્રણી સુધારકોએ અમલમા મૂકવા માડ્યા ઈ. સ. ૧૮૬૦ ના માર્ચની ૨૭ મી તારીખે મહીપતરામે પરદેશગમન કર્યું. ૧૮૬૦ ના ઑગસ્ટમા નર્મદે વિધવાવિવાહ શાસ્ત્રસમત છે કે નહિ તેનો જદુનાથજી મહારાજ સાથે જાહેરમાં વિવાદ ઉઠાવીને સેકડો વૈષ્ણવો સામે ટક્કર ઝીલવાની અપૂર્વ હિંમત બતાવી. એ જ વર્ષના ડિસેંબરમા નર્મદના પ્રયાસથી મુબઈમા કો આત્મારામ પાડુરંગને ત્યા, દીવાળી નામની બ્રાહ્મણ વિધવાનું ગણપત નામના બ્રાહ્મણ સાથે પુનર્લગ્ન થયુ.† ૧૮૬૧ ના મે ની ૧૪મી તારીખે 'સત્યપ્રકાશ'માં

---

* જુઓ 'ધર્મવિચાર,' પૃ૦ ૨૫

† જુઓ 'મારી હકીકત,' પૃ ૭૩-૭૪ જદુનાથ મહારાજની ઉશ્કેરણીથી આ ગણપત પાછળથી સુધારાવાળાઓની વિરુદ્ધ પડયો હતો. પરતુ 'વરવહુ એકબીજા સાથે સ્નેહ ને સપથી રહ્યા હતા' તે દષ્ટિએ લગ્ન સફળ થયુ ગણાય. ઇ સ ૧૮૭૧મા કરસનદાસ મૂળજીએ મુબઇમા ધનકોર ને માધવદાસના લગ્ન કરાવ્યા તેને મહીપતરામે ગુજરાતનુ પહેલુ પુનર્લગ્ન ગણાવ્યુ છે પરતુ ગણપત-દીવાળીનુ લગ્ન તેની પહેલા દસેક વર્ષે થયુ હોવાથી તેને જ પહેલુ ગુજરાતી પુનર્લગ્ન ગણવુ જોઇએ

જદુનાથજી મહારાજના વ્યભિચાર વિશે લખાણ આવ્યું. તેને પરિણામે, ૧૮૬૨ માં મુંબઈની વરિષ્ઠ અદાલતમાં સુધારાના ઇતિહાસમાં અમર બનેલો 'મહારાજ લાઈબલ કેસ' ચાલ્યો—જેમાં 'સત્યપ્રકાશ'ના તંત્રી કરસનદાસ મૂળજીએ પચાસ હજાર ભાટિયા વૈષ્ણવોના પીઠબળવાળા જદુનાથજી મહારાજ સામે એકલે હાથે બાથ ભીડીને અપૂર્વ વિજય પ્રાપ્ત કર્યો. ૧૮૬૪ માં નર્મદે 'હિંદુઓની પડતી' લખીને 'વહેમજ્વર' સામે 'સુધારાદિત્ય'નો ડંકો વગાડયો! ઈ. સ. ૧૮૬૫ માં ગુજરાતમાં શેરસટ્ટાનો જુવાળ આવ્યો. કવિ દલપતરામ જેવા શાણા વિચારક સહિત અનેક સુધારકો લક્ષ્મીના મોહમાં તણાયા. આવે વખતે કવિ નર્મદે 'ડાંડિયો' રૂપી શસ્ત્ર વડે નાણાંની મોહનિદ્રામાં ફસાયેલા ગુજરાતને ચાબખા મારીને જગાડવાનો પુરુષાર્થ કર્યાં કર્યો. સ્વાર્થ અને ભીરુતાથી ઘેરાયલા ગુજરાતીઓમા હિંમત અને દેશદાઝ પ્રેરવા સારુ એ સુધારક સૈન્યનો 'કડખેદ' બન્યો. ૧૮૬૬ ના અરસામાં તેણે પોતાના ઘરમાં એક નિઃસહાય વિધવાને આશ્રય આપ્યો, ને ૧૮૬૯–૭૦ માં નર્મદાગૌરી નામની બીજી વિધવા જોડે તેણે ખાનગીમાં પુનર્લગ્ન કર્યું. આમ સક્રિય પ્રવૃત્તિથી ગાજી રહેલા આ દસકાને નર્મદે 'સુધારાનો કર્મકાળ' કહ્યો છે તે યથાર્થ છે.

## પ્રાર્થના સમાજ

પરંતુ એ બધી મોટે ભાગે ઉચ્છેદક પ્રવૃત્તિઓ હતી. તેમણે સમાજમાંથી અજ્ઞાન, વહેમ, કુરૂઢિ, જડતા, સંકુચિતતા, અંધશ્રદ્ધા, ભીરુતા, પરાધીનતા, દંભ, અન્યાય ને અનીતિ આદિ અનિષ્ટોનો નાશ કરવા જતા નાસ્તિકતા અને ઉચ્છૃંખલતાનો ઉપદ્રવ વધારી મૂકયો. પરધર્મ અને પરસંસ્કારના ધમમમતા પૂર સામે ટકી રહેવા સારુ કેવળ ખંડનાત્મક સુધારાની નીતિ પ્રજાને ભાગ્યે જ પૂરતું બળ કે પ્રેરણા આપી શકે. તેને માટે ધર્મબળની આવશ્યકતા

છે. કેટલેક સુધારકોનું લક્ષ્ય મુખ્યત્વે સામાજિક સુધારણા પર કેન્દ્રિત હતું. ધર્મ-તત્ત્વ-શોધનને તેમણે બહુ મહત્ત્વ આપેલું નહિ. એટલે કેળવાયેલો બુદ્ધિશાળી વર્ગ શ્રદ્ધા મૂકી શકે તેવું કશું તેમની પાસેથી મળ્યું નહિ આ સંજોગોમાં કેટલાક ડાહ્યા અને સ્વસ્થ બુદ્ધિના શિક્ષિત જનોએ સ્વધર્મનું શુદ્ધ અને સાચું સ્વરૂપ શોધવાના શુભ હેતુથી ગ્રેગોર્ઈને મુંબઈ-અમદાવાદમાં રચનાત્મક સુધાર-પ્રવૃત્તિનો આરંભ કર્યો.

સ્વામીનારાયણના અવસાન અગાઉ બે વર્ષે (૧૮૨૮) બંગાળામાં રાજા રામમોહનરાયે હિંદુ સમાજથી જુદા પડીને, મૂર્તિપૂજાનો નિષેધ કરતી અને સૌ કોઈ શ્રદ્ધાળુને, જાતિ કે પંથના બંધન વગર સર્વવ્યાપી એકેશ્વરની ઉપાસનાનું ઉદ્બોધન કરતી 'બ્રાહ્મ સમાજ'ની સ્થાપના કરી હતી. બ્રાહ્મ સમાજે સેંકડો હિંદુઓને ખ્રિસ્તી ધર્મ અંગીકાર કરતાં અટકાવ્યા હતા. * વખત જતાં બ્રાહ્મ સમાજની અસર પશ્ચિમ ભારત ઉપર થઈ.

* "At the time of its ( = Brahmo Samaj's ) foundation, Europeon education had just begun to make some progress among the Natives, and although its influence was speedily felt in helping to remove the deep-rooted prejudices and superstitious notions of the people, yet still numerous proofs can be adduced that its first introduction greatly tended to create among members of the educated and intelligent classes of people a lamentable atheism and indifference to religion in general......Hence a race of unbelievers sprang up and these would have increased a hundred-fold but for the intervention of Brahmoism."

— Leonal's 'History of Brahmo Samaj', (p. 3).

ઈ. સ. ૧૮૪૦ માં મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર સ્થાપિત 'તત્ત્વબોધિની સભા'ના સભ્ય પં. ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરે મુંબઈમાં બ્રાહ્મ સમાજ વિશે ભાષણ આપ્યું તેના ફળરૂપે એ જ વખતે મુંબઈમાં 'પરમહંસ સભા' નામનું દક્ષિણીઓનું મંડળ ઊભું થયું.* એક જગદીશ્વરની સાચા દિલથી ભક્તિ કરવી, મૂર્તિપૂજાનો નિષેધ કરવો અને જાતિ-ભેદ તોડવો એ આ સભાના મુખ્ય સિદ્ધાંતો હતા. આ સભાનું કામકાજ ખાનગી રાખવામાં આવતુ. પરંતુ સભ્યોની સંખ્યા સો લગભગ થઈ, ત્યાં 'કેટલાકની બહાર પડવાની મમતને લીધે' તે એકદમ ભાગી પડી. પછી ૧૮૪૯માં 'પ્રાર્થના સભા' નામનું બીજું એવું જ મંડળ ઊભું થયું તે પણ એક દશકા પર્યંત આગલી સભાના જેવા જ સિદ્ધાંતો પ્રદર્શિત કરીને અદશ્ય થયું ૧૮૬૪માં કેશવચંદ્ર સેન મુંબઈ આવ્યા. તેમણે મુંબઈના સુધારકોને બ્રાહ્મ સમાજના સિદ્ધાંતો સમજાવ્યા અને 'ધાર્મિક સત્ત્વ' ઉપર સમાજ-જીવનની રચના કરવાની પ્રેરણા આપી. પરિણામે, તા. ૩૧ માર્ચ ૧૮૬૭ ને રવિવારના રોજ મુંબઈમાં 'પ્રાર્થના સમાજ'ની સ્થાપના થઈ.† આ મંડળીનો મુખ્ય ઉદ્દેશ સમાજ–સુધારણાનો હતો, પરંતુ ઈશ્વરને દૃષ્ટિ સમીપ રાખીને જ જીવનની સર્વ પ્રવૃત્તિઓ કરવાનું તેના ચાલકોએ નિર્ધાર્યું હતું.× સમાજમાં દાખલ થનારને 'સર્વ સૃષ્ટિનો ઉત્પન્ન કરનાર એક જ ઈશ્વર છે એમ હું સમજું છું અને મૂર્તિપૂજા ઉપર મારી શ્રદ્ધા નથી'–એવા ધાર્મિક સિદ્ધાંતનો સ્વીકાર

---

* प्रा. स. इ., પૃ ૯.

† એજન, પૃ. ૩૫.

\+ "We shall fix our eye on God and explore all the fields of human activity."

—'Freedom, Religion and Reality' edited by G. Y. Chitnis (1927), પૃ० ૧૫૪.

કરવો પડતો. આ ઉપરથી પ્રાર્થનામમાજી મંડળ આરંભમાં 'એકેશ્વર મંડળી' તરીકે ઓળખાતું.

ધર્મચર્ચાની ઊણપ મુંબઇના ગુજરાતી સુધારક મંડળમાં સૌથી પ્રથમ નર્મદને જણાઈ હતી. બુ. વ. સભા–જેમાં એ વખતે મનઃસુખરામ સૂર્યરામ અને રણછોડભાઈ ઉદયરામ જેવા સભ્યો હતા તેમાં ધાર્મિક અને રાજકીય વિષયો ચર્ચવાની રીતસર મના હતી.* તેથી નર્મદને ધર્મ–તત્ત્વ–ચર્ચા સારુ મુંબઇમાં જુદી 'તત્ત્વશોધક સભા' (૧૮૬૦) સ્થાપવી પડી.—જો કે તેણે આ સભા દ્વારા 'બ્રાહ્મધર્મ' નામના પુસ્તકનો ગુજરાતી અનુવાદ હીરાચંદ કાનજી કવિ પાસે કરાવીને ૧૮૬૪ માં પ્રગટ કર્યો તે સિવાય એ દિશામાં કશું નોંધપાત્ર કાર્ય કર્યું નથી.

અમદાવાદ ખાતે સુજ્ઞ ગોકુલજી ઝાલાના મિત્ર પંડ્યા દોલતરામે 'કોઇ પ્રકારે ધર્મ સંબંધી લોકોને જ્ઞાન મળે તો સારું' એવી ઇચ્છાને વશ થઈને ઈ. સ. ૧૮૫૭માં † 'ધર્મસભા' નામની એક મંડળી સ્થાપી હતી. તેનું આખું નામ 'વર્ણાશ્રમ ધર્મસભા' હતું. 'ત્યાં નાગર આદિ જ્ઞાતિના

* નર્મદે આનો સખત વિરોધ કરેલો. તેને પરિણામે, પાછળથી બુ. વ. સભાના કાર્યવાહકોએ આ પ્રતિબંધ પાછો ખેંચી લઈને 'ઇશ્વરે અવતાર લીધા નથી' એ વિષય પર કવિ પાસે વ્યાખ્યાન કરાવ્યું હતું. આ તેમજ 'બ્રાહ્મધર્મ'નો અનુવાદ પ્રસિદ્ધ કર્યો તે હકીકત બતાવે છે કે નર્મદ પર તે વખતે બ્રાહ્મ સમાજનો પ્રભાવ પડ્યો હતો.

† શ્રી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીકૃત 'અર્વાચીન ચિન્તનાત્મક ગદ્ય,' પૃ. ૫૯. તેમણે આ હકીકતને અંગે મ. સુ. ત્રિપાઠીકૃત 'સુજ્ઞ ગોકુલજી ઝાલા તથા વેદાન્ત'નો આધાર લીધો છે તે 'અર્વા ગુજ.ના રેખાદર્શન'ના કરતાં વિશેષ પ્રમાણભૂત છે.

લોકો એકત્ર થઈ ધર્મવિષયક પ્રકરણોના સંવાદ સાંભળતા અને બાળકોને સંધ્યાવંદનાદિ શીખવવામાં આવતું.' ઈ. સ. ૧૮૫૮માં ભોળાનાથ સારાભાઈ અને રણછોડલાલ છોટાલાલ આદિ ગૃહસ્થો તેમાં ભળ્યા તેમાં ધર્મ-તત્ત્વની ચર્ચા-વિચારણા સારી પેઠે થવા લાગી અને 'ધર્મપ્રકાશ' નામે માસિક પત્ર પણ એ સંસ્થા તરફથી પ્રસિદ્ધ કરવાનો પ્રબંધ થયો.* અઘરી ભાષામા લખાયેલા 'જરૂરિયાતના પુસ્તકો'ને સૌને સમજાય તેવી ભાષામાં લખાવવાં— એવી એ સભાની યોજના હતી. પ્રથમ તો ત્યાં ખાસ ભક્તિ થતી નહીં, પણ પછી તેમાં ભજન વંચાવા લાગ્યા એટલે ૧૮૭૦ના મે મહિનામાં એ સભાનું નામ 'ભક્તિ સભા' પડયું આ સભાના કામ અંગે, તેમ તે પહેલા, બ્રાહ્મ સમાજનુ સાહિત્ય વાચવામાં આવતા, ભોળાનાથના વિચારોનું પરિવર્તન થયું. પછી કાળક્રમે 'ધર્મસભા'નું કામ શિથિલ થઈને બંધ પડયુ.+ તે જ અરસામાં ભોળાનાથને મહીપતરામનો સગ થતાં બન્નેને 'ગુજરાતમાં ધર્મના વિષયમાં કોઈ મહા પ્રયત્ન કરવાની જરૂર લાગી'. તા. ૧૭ ડિસેમ્બર ૧૮૭૧ના રોજ અમદાવાદમા પ્રિન્સ ઑફ વેલ્સ (પછીથી સાતમા એડવર્ડ) ની માંદગી નિમિત્તે એક પ્રાર્થના સભા ગોઠવવામાં આવી તેના શુભ પરિણામ રૂપે તે જ દિવસથી એકેશ્વરની સાપ્તાહિક ઉપાસનાની શરૂઆત થઈ અને 'પ્રાર્થના સમાજ'ની સ્થાપના થઈ.≠

અમદાવાદની પ્રાર્થના સમાજનું મૂળ પણ બંગાળાની બ્રાહ્મ સમાજમાં હતું. તેના મુખ્ય સ્થાપક ભોળાનાથ હતા તેમણે, કૃષ્ણરાવ કહે છે તેમ, 'પ્રાર્થના-સમાજને એક જવલત જીવંત

* 'અર્વા ચિ. ગદ્ય,' પૃ ૫૯-૬૦.

+ કૃષ્ણરાવ ભોળાનાથકૃત 'ભોળાનાથ સારાભાઈનું જીવનચરિત્ર,' પૃ. ૧૧૨-૧૧૪.

≠ 'ધર્મવિચાર'. પૃ ૭૯, પાદટીપ.

બળ બનાવ્યું.'* નર્મદે આ પ્રાર્થના સમાજની ઉત્પત્તિનાં કારણોનું પૃથક્કરણ કર્યું છે તે ઘણે અંશે સાચું છે. તે કહે છે: "અગ્રેસર મહીપતરામ તથા ભોળાનાથનાં કલેશજિત ચિત્ત (સ્વજ્ઞાતિના નિમિત્તના ટંટાથી), બ્રહ્મસમાજના મતવાળા સત્યેન્દ્રનાથ ટાગોરનો સહવાસ (૧૮૬૪-૬૭), નવું કંઈ કરવાને ઉશ્કેરાયેલું મન (કરમનદાસ મૂળજીની પેઠે), છેક જુનાં તો નજ પડવું એ નિશ્ચય, વેદાદિક ન માનવા વિષે, સ્વગત પ્રથમ બહાર પડવાથી લોક નહિ એ આપ માટે યુક્તિપ્રયોગ એ બધા કારણ સમાજની ઉત્પત્તિનાં છે"†

આરંભમાં અમદાવાદ પ્રાર્થના સમાજમાં નિરાકાર એકેશ્વરની પ્રાર્થના અને સ્તોત્રોનો કાર્યક્રમ હતો. પછી તેમાં ઉપદેશ આપવાનું શરૂ થયું. ૧૮૭૪ સુધી પ્રા. સ. ની બેઠક પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજમાં મળતી ઈ. સ. ૧૮૭૬માં પ્રાર્થના સમાજ મંદિર બંધાયું. ૧૮૭૯ના માર્ચ સુધીમાં સમાજના ૧૦૮ સભ્યો હતા. તેમાં ઘણા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વાણિયા અને થોડાક કણબી, સુથાર, લુહાર, કોળી હતા. વળી એક મુસ્લિમ અને એક પારસી પણ હતા. હરિજનને તેમાં આવવાની છૂટ નહોતી. ખ્રિસ્તી આવતા. સમાજમાં આવનારાઓએ પોતાનો જૂનો ધર્મ છોડ્યો નહોતો, તેમ શુભાશુભ કર્મમાં પણ ફેરફાર કર્યો નહોતો. 'એક સર્વશક્તિમાનની, મૂર્તિ કે છબી વિના અને મધ્યસ્થ ગુરુની સાહાય્ય વિના, ભક્તિ કરવી અને જગદીશ્વર, પોતેજ મનુષ્યનાં કર્મ પ્રમાણે રૂડોભૂંડો બદલો આપશે'† એમ તેઓ માનતા. ભોળાનાથના અવસાન બાદ મહીપતરામ પ્રા. સ. ના અધ્યક્ષ થયા હતા. તેમણે પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજમાં ભણવા આવતા ગુજરાતના પ્રાથમિક શિક્ષકોને પ્રા. સ. ના

* 'ભોળાનાથ સારાભાઈનું જીવનચરિત્ર,' પૃ૦ ૧૧૮-૧૧૯

† 'ધર્મવિચાર', પૃ૦ ૨૯, પાદટીપ.

સિદ્ધાંતોનો ઉપદેશ કર્યો હતો * મહીપતરામના પુત્ર રમણભાઈએ પિતાએ સ્થાપેલ 'જ્ઞાનસુધા' પત્ર દ્વારા પ્રાર્થના સમાજના દ્વૈતવાદી સિદ્ધાંતને ચોક્કસ આકાર આપ્યો હતો. લાલશંકર ઉમિયાશંકરની સહાયથી સમાજ તરફથી વિધવા ગૃહ તેમજ અનાથાશ્રમની સ્થાપના થઈ હતી સ્ત્રીઓ માટે આ સમાજમા અલાયદી 'પ્રાર્થના મંડળી' પણ નીકળી હતી

'ઈશ્વરપ્રાર્થનામાળા'મા પ્રાર્થના સમાજના ધર્મ-સિદ્ધાન્તો નીચે મુજબ બતાવ્યા છે

"(૧) ઈશ્વર એક જ છે તે સૃષ્ટિનો ઉત્પન્ન કરનાર, (તેને) સ્થિતિમાં રાખનાર તથા (તેનો) સંહાર કરનાર છે સૃષ્ટ પદાર્થોથી તે ભિન્ન છે, એના વિના બીજો કોઇ પણ દેવ નથી, તે સર્વજ્ઞ, સર્વવ્યાપી, સર્વશક્તિમાન, ન્યાયકારી તથા કરુણામય પરમ પવિત્ર છે તે જ ઈશ્વર પૂજ્ય છે

(૨) ભક્તિ એજ ધર્મ છે

(૩) સપ્રેમ શ્રદ્ધા, ઉપાસના, સ્તુતિ, પ્રાર્થના અને સદાચાર એ ભક્તિ.

(૪) ભક્તિ વડે ઈશ્વર પ્રસન્ન થાય છે, અને આત્માનુ ઐહિક તથા આમુષ્મિક કલ્યાણ થાય છે " †

પ્રાર્થના સમાજના ઉદ્દેશમા મૂર્તિપૂજાના નિષેધનો ઉલ્લેખ હોવા છતા અહી તેનો ઉલ્લેખ નથી તે બતાવી આપે છે કે એકદમ

---

* આ શિક્ષક પ્રા સ ના કેટલાએક સરકાર લઇને ગુજરાતનાં ગામડાઓમા ગયા હશે તે સિવાય તો પ્રા સ ની હીલચાલ અમદાવાદ શહેરના અમુક વર્ગમા જ મર્યાદિત હતી

† 'ઈશ્વરપ્રાર્થનામાળા' (૧૯૦૯), પ્રસ્તાવના પછીનુ પાનું

લોકવિરુદ્ધ પડવાની નીતિ તેના સ્થાપકોની નહોતી. મહીપતરામ તો રામમોહનરાયના જેટલા કડક મૂર્તિપૂજાવિરોધી હતા ભોળાનાથ અને રણછોડલાલ વચ્ચે આ વિષયમા તીવ્ર મતભેદ પડ્યો ને વિવાદ ચાલ્યો. આખરે ભોળાનાથની જીત થઈ. ૧૮૭૭માં તેમણે મહીપતરામ અને લાલશંકરની મદદથી સમાજના સભ્ય પાસે પાંચ નિયમો પાળવાની પ્રતિજ્ઞા ઘડી કાઢી તેમા નીચેના બે નિયમ મુખ્ય હતા "(૧) નિત્યોપાસનામા ઈશ્વરની પ્રતિમા અથવા અન્ય કોઈ સૃષ્ટ વસ્તુની આરાધના કરીશ નહિ; (૨) કોઈની મધ્યસ્થતા વિના કેવળ ઈશ્વરની જ શુદ્ધ ભક્તિથી મારો મોક્ષ થશે એમ હું માનીશ."* મુંબઈની પ્રાર્થના સમાજે મૂર્તિપૂજાનો હમેશના પૂજાવિધિમાથી નિષેધ કર્યો હતો, પણ લગ્નાદિ પ્રસગોએ મૂર્તિપૂજાનો નિષેધ તેમાં આવી જતો નહોતો † આ ઊણપ છેક ૧૯૨૦ માં દૂર થઈ આમ મૂર્તિપૂજાનો નિષેધ અને ઐકેશ્વરોપાસના પ્રાર્થના સમાજના મુખ્ય ધર્મસિદ્ધાન્તો બન્યા

મુંબઈ અને અમદાવાદની પ્રાર્થના સમાજોએ ધાર્મિક આદર્શો અને સિદ્ધાન્તો બ્રાહ્મ સમાજના રાખ્યા હતા તેમ છતા એ બ્રાહ્મ સમાજની શાખાઓ નહોતી, તેમ બ્રાહ્મ સમાજના પ્રયત્ન છતાં, તેની કોઈ શાખા સાથે પ્રાર્થના સમાજ ભળી નહોતી. બ્રાહ્મ સમાજે હિંદુ સમાજથી અલગ પડીને નવીન ધર્મ તરીકે બ્રાહ્મ

---

* 'ભો. જી', પૃ ૧૨૪

† 'As a principle, the samaj prohibits idolatry in their daily worship only, implying thereby that it may be allowed on the occasion of marriage and other ceremonies'—Theistic Dictionary by Vithal Ramji Shinde (1912). 'प्रा. स इ.' मा ઉદ્ધૃત.

ધર્મને મનાવવાનો પ્રયત્ન કર્યો તે પગલું પ્રાર્થના સમાજે ભર્યું નહિ. તેણે ખ્રિસ્તી ધર્મના મારા તત્ત્વો ન અપનાવતાં, વેદ, ઉપનિષદની સાથે મહારાષ્ટ્રીય સંતોની પરંપરાગત વાણીનો ઉપયોગ કરીને ભાગવત ધર્મનું સાતત્ય જાળવવાનો પ્રયાસ કર્યો હતો. ડૉ. ભાંડારકર અને ભોળાનાથ ઉપર તુકારામની અમર વાણી હતી ભોળાનાથે પ્રાર્થના સમાજના ઉપયોગ માટે 'ઇશ્વરપ્રાર્થનામાળા' રચી તેમાં કેટલાક મરાઠી અભંગોના અનુકરણમાં લખાયેલા અભંગો પણ છે. ડૉ ભાંડારકરે સર્વધર્મસમભાવ અને ઐકાન્તિક સત્યભક્તિને તેની શ્રદ્ધાના બે નૂતન અંગો તરીકે ગણાવીને પ્રાર્થના સમાજને અતિશયોક્તિમાં નવીન મુક્તિપથ (New Dispensation)* તરીકે ઓળખાવી હતી. તેમ છતાં મુંબઈ તથા અમદાવાદની પ્રાર્થના સમાજના અગ્રણીઓની નીતિ પોતપોતાના ધર્મમાં અને નાતમાં રહીને જ સુધારા કરવાની હતી એટલે તેઓ બંગાળના બ્રાહ્મ સમાજની માફક હિંદુ સમાજનો તિરસ્કાર કે બહિષ્કાર પામ્યા નહિ શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી આને હિંદુ સમાજની સંરક્ષક વૃત્તિનો વિજય કહે છે. †

પરંતુ આનો અર્થ એ નહિ કે ગુજરાતની વિશાળ હિંદુ જનતા પર પ્રાર્થના સમાજની ધાર્મિક પ્રવૃત્તિનો કોઈ ચિરસ્થાયી પ્રભાવ પડ્યો હતો. પશ્ચિમ ભારતમાં એક જુદા ધર્મ તરીકે પ્રાર્થના સમાજનો સ્વીકાર થયો નથી એ હકીકત છે સને ૧૯૧૧ ના

---

* જુઓ 'Freedom, Religion and Reality,' પૃ ૧૬ અહીં પ્રા સ ની વિશેષતા બતાવવાના ઉત્સાહમાં ડૉ ભાંડારકરે તેને 'revealed religion' કહેલ છે તે પણ યથાર્થ નથી કેમકે પયગંબરસ્થાપિત ધર્મ, જેને 'કુરાન' કે 'બાઇબલ' જેવો ધર્મગ્રંથ હોય, તેને જ 'revealed religion' કહી શકાય છે

† જુઓ 'અર્વા. ચિં ગદ્ય', પ ૨૭

વસ્તીપત્રકમાં પ્રાર્થનાસમાજીઓને બ્રાહ્મ વિભાગ નીચે દાખલ કરવાના હતા તે પ્રમાણે સુરતમાં ૯ અને રેવાકાંઠામાં ૪ એ રીતે ૧૩ માણસોને દાખલ કરવામાં આવ્યા હતા. ૧૯૨૧ ના વસ્તીપત્રકમાં ગુજરાત ખાતે એક પણ માણસે પોતાનો બ્રાહ્મ ધર્મ નોંધાવેલ નહિ તેથી ૧૯૩૧ ના વસ્તીપત્રકમા એ વિશે જુદી નોંધની સગવડ રાખી નહોતી. પ્રાર્થના સમાજ સામાન્ય પ્રજાનો વિશ્વાસ છેવટ લગી સંપાદન કરી શકી નહિ તેનાં ચાર પાંચ કારણો છે: (૧) તેના અગ્રણી કાર્યકર્તાઓનાં પોષાક, રીતભાત ઇત્યાદિ અંગ્રેજી ઢબના હતાં. તેમનું માનસ સરકારી અમલદારના જેવું અતડું પણ ખરું. પ્રાર્થનાસમાજીઓ સામુદાયિક પ્રાર્થના સારુ રવિવારે એકઠા થતા. આ રીતે પ્રાર્થના કરવા એકઠાં થવું એ હિંદુ ધર્મકર્મની પરંપરામાં નથી. એટલે પ્રાર્થના સમાજની આ પ્રવૃત્તિ સ્વધર્મીઓને આકર્ષવાને બદલે શંકાસ્પદ બની રહી. તેમને વિશે કહેવાવા લાગ્યું કે 'પ્રાર્થનાસમાજીઓ એક પ્રકારનો ખ્રિસ્તી ધર્મ જ પાળે છે, પણ ન્યાતજાતથી જુદા પડવાની બીકે ખુલ્લી રીતે ખ્રિસ્તી ધર્મ સ્વીકારવાની હિંમત દાખવી શકતા નથી. તેથી આ પ્રમાણે કરે છે.' (૨) અમદાવાદ પ્રાર્થના સમાજના કાર્યકર્તાઓ વિદ્વાન વિચારકો હતા, દેશહિતચિન્તક હતા તેમ બુદ્ધિવાદી અને વ્યક્તિસ્વાતંત્ર્યવાદી હતા. પણ ધર્મ-લાગણીની ઉત્કટતા ને ઉગ્રતા, જેના વેગથી ધર્મ પ્રચાર પામે છે તે એમનામાં નહોતી. બ્રાહ્મ સમાજની માફક પ્રાર્થના સમાજે 'મિશનરી' પ્રવૃત્તિ હાથ ધરી હોવા છતાં તેનું કશું ફલ આવી શક્યું નહિ તેનું કારણ આ છે. (૩) પ્રાર્થનાસમાજીઓ સમાજસુધારકો પણ હતા તેથી રૂઢિચુસ્ત જનસમાજને તેની પ્રત્યે ઝડપથી પૂર્વગ્રહ બંધાઈ ગયો. (૪) તેની પુરોગામી 'ભક્તિ સભા'એ કર્યું હતું તેમ પ્રચલિત ભજનો દ્વારા લોકોની ભક્તિભાવનાને જાગ્રત કરવાને બદલે, તેમાંથી વિષ્ણુ, માધવ, કેશવ આદિ સાકાર ઈશ્વરનાં નામો દૂર કરીને, સમાજે એવી પ્રાર્થનાઓ ગવરાવવા માંડી કે જેના ઢાળ પણ પ્રચલિત

ભજનોના ઢાળથી જુદા હતા. આ વસ્તુ પણ પ્રા. સ.ના પ્રચારને કેટલેક અંશે અવરોધક હતી. (૫) હિંદુ ધર્મનું વર્ચસ્વ સામાન્ય લોકો ઉપર હજુ પણ પહેલાંના જેટલું જ હતું. શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી કહે છે કે ગુજરાતમા ધાર્મિક નવવિધાન પ્રાર્થના સમાજે કર્યું.* પરંતુ ઉપર્યુક્ત કારણોસર પ્રજા ઉપર પ્રા. સ. ની અસર એટલા વ્યાપક અને ઊંડા પ્રમાણમા થઈ નહોતી એટલે તેને માટે એમ કહી શકાશે નહિ ખરુ જોતા ગુજરાતમા પ્રાચીન પરંપરાની ધર્મભાવનાનુ પુનર્વિધાન તો ઠેઠ ૧૮૦૦ ની સાલથી સ્વામીનારાયણે શરૂ કરી દીધુ હતુ.

આમ છતા પ્રા સ. ખ્રિસ્તી ધર્મ અને સંસ્કૃતિના આક્રમણના પ્રત્યાઘાત રૂપે પશ્ચિમ ભારતમા ઉદ્‌ભવ પામેલુ વિશિષ્ટ સાંસ્કારિક આંદોલન છે તેની કોઇ ના પાડી શકશે નહિ. પૂર્વે નર્મદની ઉચ્છેદક પ્રવૃત્તિ પછી શિક્ષિત ગુજરાતી સમાજમાં ધર્મ–તત્ત્વની નવીન વિચારણા પ્રાર્થના સમાજથી શરૂ થઈ તેમા કોઈ શંકા નથી.

## આર્ય સમાજ

ઈ સ ૧૮૭૪ સુધી મુંબઈ પ્રાર્થના સમાજનું જ્યાં કામ ચાલતુ હતું તે સ્થળે, એટલે કે ગીરગામ રસ્તા પર ડૉ. માણેકજી આદરજીની વાડીમાં, ઈ.સ. ૧૮૭૫ ના એપ્રિલની ૧૦ મી તારીખે † પ્રાર્થના સમાજના કરતા વધુ તેજસ્વી અને ઉત્કટ પણ તત્ત્વત: સંરક્ષક ધર્મ–સંસ્થા 'આર્ય સમાજ'ની સ્થાપના થઈ.

'આર્ય સમાજ'ના સ્થાપક સ્વામી દયાનંદ સરસ્વતીના આ મહાન કાર્યની પાછળ તેમના પ્રજ્ઞાચક્ષુ ગુરુવર્ય વિરજાનંદજીની

---

* જુઓ 'અર્વાચિ ગદ્ય' પૃ ૫૪

† 'आर्य्यधर्मेन्द्रजीवन' (रामविलास शारदा और मास्टर आत्मारामजी), (स. १९६१) प. ११९

પ્રેરણા હતી. વેદાધ્યયનને અંતે ગુરુદક્ષિણામાં થોડાંક લવિંગ આપીને દયાનંદ ગુરુની વિદાય લેવા ગયા ત્યારે ગુરુએ તેમની પાસેથી ભારતવર્ષમાં પ્રાચીન આર્યધર્મનો પુનરુદ્ધાર કરવાનું વચન ગુરુદક્ષિણા તરીકે માગી લીધું.* ગુરુનો આદેશ માથે ચડાવીને દયાનંદ સમગ્ર ઉત્તર હિંદમા વંટોળિયાની માફક ફરી વળ્યા. તેમણે ઠેરઠેર મૂર્તિપૂજાનિષેધના વ્યાખ્યાનો આપીને ભાગવતધર્મનું ખંડન કર્યું. તેમના વ્યાખ્યાનો સાંભળીને અનેક બ્રાહ્મણોએ પોતાની વંશપરંપરાગત દેવમૂર્તિઓને ગંગામાં પધરાવી દીધી.† ઈ. સ. ૧૮૭૪ મા મુંબઈમાં દયાનંદે બે માસ સુધી વેદધર્મ વિશે વ્યાખ્યાનો આપ્યાં. વલ્લભમત પર આક્રમણ કરીને તેમણે વૈષ્ણવોમા ભારે ખળભળાટ મચાવ્યો અને સુધારક પક્ષને પ્રોત્સાહન આપ્યું. પછી અમદાવાદ પ્રાર્થના સમાજ મંદિરમાં તેમની ધાર્મિક ને સામાજિક વિષયો પર વ્યાખ્યાનમાળા ગોઠવાઈ. સ્વામીજીએ ભોળાનાથ અને મહીપતરામ જોડે વેદધર્મ પર લાંબી ચર્ચા ચલાવી અને 'પ્રાર્થના સમાજ' ને બદલે 'આર્ય સમાજ' નામ રાખીને કામ કરવાની તેમને સૂચના કરી. પરંતુ પ્રા. સ. ના સંચાલકોને વેદપ્રામાણ્ય અને પુનર્જન્મનો સિદ્ધાંત સ્વીકાર્ય નહોતો. તેથી બન્નેનો મેળ ખાધો નહિ. છેવટે સ્વસંસ્કારનું રક્ષણ કરવાનું બળ આપે અને આદર્શ ધર્મમય જીવન ગાળવાનો માર્ગ દોરી આપે તેવી સ્વતંત્ર સંસ્થા સ્થાપવાની જરૂર સમજાતાં, ૧૮૭૫ મા, આગળ જોયું તેમ, મુંબઈ ખાતે દયાનંદે 'આર્ય સમાજ'ની સૌપ્રથમ સ્થાપના કરી.

---

* સ્વામી સત્યાનંદકૃત 'श्रीमद्दयानन्दप्रकाश', द्वि सं., પૃ. ૬૧–૬૩

† 'The Christian Intelligencer', March 1870, quoted in 'The Triumph of Truth', પૃ ૩૧

આર્ય સમાજની સ્થાપના પછી દયાનંદ દશ જ વર્ષ જીવ્યા. પણ એ દસકામાં તો તેમણે દેશભરમાં સાચો વેદધર્મ વિસ્તારવાનું મહાન કાર્ય યોજી દીધું. તેમનું મુખ્ય કાર્યક્ષેત્ર પંજાબ હતું. ત્યાં આરંભમાં તેમણે બ્રાહ્મ સમાજના આશ્રયે વ્યાખ્યાનો આપ્યાં, પણ પછી બ્રા. સ. સાથે મતભેદ થતાં, ૧૮૭૭ના જૂનની ૨૪મી તારીખે તેમણે લાહોરમાં 'આર્ય સમાજ'ની સ્થાપના કરી. એ જ વર્ષમાં તેમણે દિલ્હીના સુપ્રસિદ્ધ 'કેસરી' દરબારમાં વેદધર્મના પ્રતિનિધિતરીકે હાજરી આપી.* પુરાણ, તંત્ર અને સનાતન ધર્મનો વિરોધ કરીને દયાનંદે મૂર્તિપૂજાનું શાસ્ત્રીય પદ્ધતિએ ખંડન કર્યું હતું. તેમને અવતારવાદમાં શ્રદ્ધા નહોતી. એટલે મનુષ્યકૃત ગ્રંથોને તિરસ્કારીને માત્ર અપૌરુષેય એટલે તેમની દૃષ્ટિએ ઈશ્વરપ્રણીત વેદને જ સત્ય તરીકે તેમણે સ્વીકાર્યો હતો ને ઉપદેશ્યો હતો.

દયાનંદનું મોટું કાર્ય 'શુદ્ધિ'નું હતું. પરધર્મમાં વટલાઈ ગયેલને હિન્દુ ધર્મમાં વૈદિક વિધિ અનુસાર પાછા દાખલ કરવાનું આર્ય સમાજે સ્વીકાર્યું. આથી હિંદુ સમાજ ઉપર વટાળ અને લગ્ન દ્વારા થતો પરધર્મીઓનો પ્રસારો અટક્યો. હિંદુ સમાજમાં ધર્મને નામે ચાલતાં વહેમો, વિધિઓ અને કુરૂઢિઓનો પણ આર્ય સમાજે અવરોધ કર્યો. દયાનંદના વેદધર્મપ્રચારે હિંદુઓની ધાર્મિક અસ્મિતા જગાડી અને રાષ્ટ્રિય અસ્મિતા માટે ભૂમિકા તૈયાર કરી આપી. ટૂંકમાં, હિંદુ જનતાનું સંગઠન સાધીને આર્ય સમાજે તેને વિદેશી ધર્મના આક્રમણ સામે ટકી રહેવાનું બળ આપ્યું.

ધર્મશોધનને અનુષંગે આર્ય સમાજે શિક્ષણ અને સમાજ-સુધારાનો પણ કાર્યક્રમ ગોઠવ્યો હતો. સંસ્કૃત ધાર્મિક સાહિત્ય તથા સંસ્કૃત ભાષાના અભ્યાસને તેનાથી વેગ મળ્યો. આધુનિક

* ગા. ઘ. જી, પૃ. ૧૨૨

ભારતમાં રાષ્ટ્રિય કેળવણીના મંડાણ આર્ય સમાજથી થયાં છે. પ્રાચીન હિંદુ સંસ્કારવાળી, કુલપતિના આશ્રમો કે નાલંદા ને તક્ષશિલાનાં વિદ્યાપીઠોનું સ્મરણ કરાવે તેવી શિક્ષણ-પ્રણાલી પુનર્જીવિત કરવા સારુ સ્વામી દયાનંદે દેશભરમાં વીસથીયે વધુ ગુરુકુળો સ્થાપ્યાં હતાં. કેળવણીમાં ધર્મ, શરીરવિકાસ તથા હુન્નરજ્ઞાનને મહત્ત્વ આપવાની હિમાયત અર્વાચીન યુગમા સૌથી પ્રથમ સ્વામી દયાનંદે કરી છે. અસ્પૃશ્યતાનિવારણ અને દલિતોદ્ધારની વ્યવસ્થિત શરૂઆત પણ તેમનાથી થઈ છે. સ્ત્રીકેળવણી અને સ્ત્રીસ્વાતંત્ર્ય પરત્વે દયાનંદના વિચાર સુધારકોના જેવા ઉદાર હતા. તેમણે જ્ઞાતિભેદ ઓછા કર્યા છે. કન્યાવિદ્યાલયો, વિધવાગૃહો અને અનાથાશ્રમો સ્થાપીને એ દિશામાં આર્ય સમાજે સક્રિય સેવા બજાવી છે. મણિલાલ કહે છે તેમ, 'એણે જ આપણને પાશ્ચાત્ય અંધકારની નિદ્રામાથી જાગ્રત્ કરી પૂર્વાભિમુખ કર્યા છે.'*

## નર્મદનું વિચારપરિવર્તન

દયાનંદે ઉદ્‌બોધેલી ધર્મરક્ષણની ભાવનાને સમયમૂર્તિ નર્મદે તેની ઉત્તરાવસ્થા દરમ્યાન નવી જ રીતે પુરસ્કારી. આર્ય સમાજની સ્થાપના પછી એકબે વરસમાં જ નર્મદની ઉચ્છેદક સુધારા-પ્રવૃત્તિનાં વળતાં પાણી શરૂ થાય છે. એક તરફ એને સુધારક વર્ગમાં સ્વાર્થબુદ્ધિ, સંકોચવૃત્તિ, અમર્યાદા, અસત્ય, ભીરુતા અને અસંયમ દેખાય છે, અને બીજી તરફ, સાત વર્ષના નિવૃત્તિ-પ્રવૃત્તિના મંથનને અંતે પ્રાચીન આર્ય ધર્મના નિવૃત્તિમાર્ગ પર તેની શ્રદ્ધા બેસે છે. 'રાજ્યરંગ' લખવાને અંગે તે શ્રુતિ, સ્મૃતિ અને પુરાણનો યથાશક્તિ અભ્યાસ કરે છે. વળી વેદાંત તથા યોગના ગ્રંથોનું પરિશીલન કરતાં તેને સમજાય છે કે 'કોઈ પણ પ્રજાના

---

* 'સુદર્શન ગદ્યાવલિ', પૃ ૯૨

આચાર-વિચારમાં પરિવર્તન કરવા માટે એની નિંદા કરવા કરતાં તેની ભૂતકાળની ભવ્યતા અને ઉચ્ચ સંસ્કારોનું વખાણ કરવાથી દેશભક્તિની ભાવના જાગૃત થાય છે.'* સમકાલીન સંજોગો, શાસ્ત્ર અને ઇતિહાસનું પરિશીલન અને જીવનનો અનુભવ એમ ત્રિવિધ કારણોસર નર્મદના ચિત્તમાં સ્વધર્મના ગૌરવનો પ્રભાવ દૃઢ થતા, તેના વિચારોમાં ફેરફાર થવા લાગે છે. પરિણામે, તેને પોતાની કાર્યનીતિ બદલવાનું મુનાસિબ જણાય છે. સને ૧૮૭૭ ના અરસામાં, પોતે અગાઉ ઉપદેશેલ સુધારાઓનો જાહેરમાં વિરોધ કરીને નર્મદે નવીન નીતિ સમજાવતા જાહેર કર્યું :

"આપણા સમાજમાં ત્રણ સામાન્ય નીતિ છે : (૧) સુધારાવાળા સમાજવાળાઓએ સંસારી સુખના વિષયમાં ધર્મ, અર્થ, કામ, એ ત્રણ પુરુષાર્થોમાં ધર્મને ગૌણ ગણી અર્થ અને કામ એને જ આગળ પાડ્યા — માત્ર (અમુક) સમયને માટે નહિ પણ નિત્યને માટે યુરોપના લોકના અર્થકામ ઉપર મોહિત થઈ તેઓની નીતિરીતિએ તે પ્રાપ્ત કરવાને બોધ દેતા થયા. (૨) આર્ય સમાજ સ્થાપનારાએ તો સામ્રાજ્યની પ્રાપ્તિ તે જ મોક્ષ, એમ ખુલ્લું કહી શારીરસંપત્તિ વધારવાનો ને દેશાભિમાન આર્યાભિમાન રાખવાનો બોધ કીધો (૩) સ્વધર્મનું સંરક્ષણ ને ન્યાયબુદ્ધિનું પાલણ—બ્રાહ્મણબુદ્ધિનું માહાત્મ્ય અને ક્ષાત્રબુદ્ધિનું ઔદાર્ય, એ અમારું મત છે."†

નર્મદ જેવા પ્રભાવશાળી નેતાના આ ઓચિંતા પક્ષ-પરિવર્તનને પરિણામે ગુજરાતમાં સુધારક વર્ગનું જોર નરમ પડ્યું અને તેની સામે સનાતન હિંદુ ધર્મનો પક્ષપાતી પ્રરક્ષક મત

* નર્મદાશંકરની પોતાની નોંધ, 'ગુજરાતી', તા ૭ નવેમ્બર ૧૮૯૫ નો અંક

† 'ધર્મવિચાર', પૃ ૮૦

જાગૃત થવા લાગ્યો. આર્ય ધર્મ, આર્ય સંસ્કૃતિ અને પ્રાચીન હિંદુ જીવનપ્રથાને વિશુદ્ધ બનાવીને અપનાવવાનો ઉપદેશ એક બાજુ નર્મદ અને બીજી બાજુ આર્ય સમાજ તરફથી થવા લાગ્યો તેની અસર રૂપે નાસ્તિક પશ્ચિમપૂજક વર્ગમાથી કેટલાક માણસો આ સારુ કે તે સારુ એ વિશે મૂઝવણ અને મથન અનુભવવા લાગ્યા

## થિયોસોફિકલ સોસાયટી

બરાબર આ જ અરસામાં ભારતમા થિયોસોફિકલ સોસાયટીની શાખા નીકળી. અહીં આર્ય સમાજની સ્થાપના થઈ તે જ વર્ષમા (૧૮૭૫મા) અમેરિકામા ન્યૂયોર્ક ખાતે થિયોસોફિકલ સોસાયટી સ્થપાઈ. તેના સ્થાપકો કર્નલ ઑલકોટ અને મડમ બ્લેવેટ્સ્કી સ્વામી દયાનંદની પ્રતિભાથી અંજાઈને આર્ય ધર્મવિદ્યા ભણી આકર્ષાયા હતા અમેરિકાની થિયોસો સો એ દયાનંદને સંસ્થાના આચાર્યપદે નિયુક્ત કર્યા હતા ૧૮૭૮ ના ફેબ્રુઆરિની ૧૬ મી તારીખે કર્નલ ઑલ્કોટ તથા મૅડમ બ્લેવેટ્સ્કી હિંદમા આવ્યા, દયાનંદે બન્નેનો સત્કાર કર્યો અને તેમને હિંદમા થિયોસો સોસાયટી સ્થાપવાની પ્રેરણા આપી *

થિયોસોફીના ત્રણ મુખ્ય સિદ્ધાંતો હતા. ' (૧) સર્વત્ર આત્મભાવ માનવો, (૨) પ્રાચીન તત્ત્વશાસ્ત્રોની ઉપાસના કરવી, અને (૩) વિશ્વમા પ્રાકૃતિક કરતા અન્ય એવી જે કોઈ અસરો હોય તેનો શોધ કરવો † પહેલા સિદ્ધાંત અનુસાર થિયોસોફીએ આત્મોન્નતિ, આત્મભાવ અને વિશ્વમાત્રના કલ્યાણનો વિસ્તાર કરવા ચૈતન્યભાવનાને અગ્રસ્થાન આપ્યુ. આ ભાવનાએ તથા તદંગભૂત ગુપ્તવિદ્યાએ (occultism) મણિલાલ નભુભાઈને થિયોસોફી

* 'दयानंदचरित' (મૂળ લેખક દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય, હિન્દીમા અનુવાદક બાબુ ઘાસીરામ) (૧૯૩૨), પૃ ૨૯૧-૯૨

† 'સુદર્શન ગદ્યાવલિ', પૃ ૮૨

પ્રત્યે આકર્ષ્યા હતા. જિંદગીભર તેઓ થિયૉસૉ. સો.ના સભ્ય રહ્યા હતા. આ સંસ્થાનું મુખ્ય કાર્ય અધ્યાત્મ અને યોગવિદ્યાનું રહસ્ય શોધવાનું હતું. હિંદુ ધર્મની યોગવિદ્યાનાં રહસ્યો લોકો સમક્ષ મૂકીને નવશિક્ષિત હિંદુ સમાજને સ્વધર્માભિમુખ કરવામાં થિયૉસૉફીએ નોંધપાત્ર ફાળો આપ્યો છે. ધર્મનાં છિદ્રો પર પ્રહાર કરવાને બદલે તેના ઉત્તમ અંશોને તારવી બતાવીને થિયૉસૉફીએ હિંદુ, બૌદ્ધ અને જરથુસ્ત ધર્મની સારી સેવા બજાવી છે. આ સેવાકાર્યનું ઘણું શ્રેય મૅડમ બ્લૅવેટ્સ્કીનાં અનુગામી કાર્યકર્ત્રી ઍની બિસાન્ટને મળે છે. તેમણે બનારસમાં સેન્ટ્રલ હિંદુ કૉલેજની સ્થાપના કરી. તેમાંથી કાળક્રમે હિંદુ યુનિવર્સિટીનો જન્મ થયો. ભારતની રાષ્ટ્રિય જાગૃતિમાં પણ તેમનો સ્મરણીય ફાળો છે. તેમ છતાં, થિયૉસૉ. સો. ની વિશેષ અસર દક્ષિણમાં થઈ હતી. ગુજરાતમાં તો તે અમુક વ્યક્તિઓનાં નાનકડાં જૂથ પૂરતી જ મર્યાદિત હતી.

આર્ય સમાજ અને થિયૉ. સો.એ બેત્રણ વર્ષ સાથે કામ કર્યું, પણ બન્ને વચ્ચે પછી મતભેદ પડ્યો. દયાનંદનું શિષ્યપદ સ્વીકારવા આવેલ થિયૉસૉફિસ્ટ મંડળને સમજાયું કે 'સ્વામીનામાં થિયૉસૉફિ જે અભેદભાવના સમજાવે છે તે સ્વીકારવાની રુચિ અથવા શક્તિ નથી, અદ્વૈતવેદાન્તની ભાવનાને તેઓ હસી કાઢે છે, અને કેવલ વેદાભિરુચિ અને સ્વદેશધર્માભિમાન એ વિના સ્વામીમાં વિશેષ નથી.'* આ સંજોગોમાં, 'सत्यान्नास्ति परोधर्मः': એ ધ્યેયસૂત્રને વરેલા મંડળને આર્ય સમાજથી જુદા થવું પડ્યું. બીજી તરફ 'થિયૉસૉફિવાળાએ પણ આર્ય દેશના લોક જેમાં મહત્તાને બદલે સિદ્ધિની નિકૃષ્ટતા માને છે એવા કેટલાક ચમત્કારો જારી રાખ્યા એથી...સ્વામીને થિયૉસૉફિ ગમતી માંડી

* ... ગ ...

નહિ. પરિણામે ઉભય પરસ્પર માનપૂર્વક જુદાં પડ્યાં.' *

## સુધારાનું વિસર્જન

ગુજરાતની આ ૭૫–૮૦ વર્ષની (સ્વામીનારાયણ સંપ્રદાયથી થિયેસો. સો. સુધીની) ધાર્મિક સુધારણાનો સરવાળો અસર તપાસીશું તો જણાશે કે અંતિમમાર્ગી ઉચ્છેદક સુધારકોની પ્રવૃત્તિ હવે નબળી પડી ગઈ અને પ્રાચીન હિન્દુ ધર્મ તથા સંસ્કૃતિને વિશુદ્ધ સ્વરૂપે પુનઃ પ્રકાશિત કરવાનું કાર્ય વિવિધ સંસ્થાઓ ને વ્યક્તિઓ દ્વારા ચોક્કસ સ્વરૂપમા શરૂ થયું. ઈ. સ. ૧૮૮૧ માં સુધારાના સેનાની નર્મદે 'સુધારાએ બુદ્ધિ–ચાચલ્ય, પૂચ્છક શક્તિ (અને) સાહસવૃત્તિ દેખાડયાં છે'† એટલું તેને જમે પક્ષે નોધીને સુધારાનું વિસર્જન કર્યું.

## શ્રીમન્નૃસિંહાચાર્ય

ઈ. સ. ૧૮૭૯–૮૦ ના અરસામાં, મુંબઈ–અમદાવાદમાં પ્રાર્થનાસમાજ, આર્યસમાજ અને થિયેસોફિસ્ટ વર્તુળો પોતપોતાને ઇષ્ટ તત્ત્વોને લઈને હિંદુ ધર્મનું શોધન કરવામાં પ્રવૃત્ત હતાં ત્યારે, વડોદરામાં 'મહાકાલ' નામના માસિક દ્વારા હિંદુ તત્ત્વવિદ્યાને જગતની સર્વ વિદ્યાઓના શિખર પર સ્થાપવા મથતી, તેમજ યોગશાસ્ત્રની ચમત્કારિક વાતોનું બુદ્ધિપ્રમાણિત રહસ્ય સમજાવતી વિચારશ્રેણી પ્રચલિત કરીને, અને યોગના પ્રયોગો કરીને, શ્રીમન્નૃસિંહાચાર્યે (૧૮૫૪–૧૮૯૮) પોતાની આસપાસ એક નાનકડું શિષ્યમંડળ ઊભું કર્યું હતું, જે 'શ્રેયસ્સાધક અધિકારી વર્ગ'ને નામે પ્રસિદ્ધ છે. તેમના પુત્ર શ્રી ઉપેન્દ્રાચાર્ય તથા 'શ્રી વિશ્વવંદ્ય' ગણાયેલ તેમના પટ્ટશિષ્ય છોટાલાલ જીવનલાલ માસ્તરે નૃસિંહાચાર્યનું

* 'સુગ.', પૃ ૪૨

† ધ. વિ, પ. ૩૭.

દઢ થતાં લોકોમાં 'સતશુદ્ધ ધર્મ'નો પ્રસાર કરવાની તેનામાં ઉત્કટ મહત્ત્વાકાંક્ષા જાગી. તદનુસાર સક્રિય પ્રવૃત્તિ પણ તેના શૂરસ્વભાવને છાજે તેવા લેખો લખીને અને વ્યાખ્યાનો આપીને તેણે તત્કાળ આરંભી દીધી હતી. પરંતુ તે પ્રવૃત્તિ મહોરે અને પરિપક્વ ફળ આપે તે પહેલાં તેના પુરસ્કર્તાને કાળે ઉપાડી લીધો.

નર્મદ લાંબુ જીવ્યો હોત તો પણ આ કાર્ય સફળતાથી કરી શકત કે કેમ એ શંકાસ્પદ છે. તેનામા વિદ્વત્તા અને ઊંડો ધર્માનુભવ પૂરતાં હતાં નહિ. આ પ્રકારની યોગ્યતા તેના ઉત્તરાધિકારી મણિલાલમા હતી. નર્મદે સુધારાનું વિમર્જન કર્યું ત્યારે—૧૮૮૧મા—મણિલાલ મુંબઇમાં સરકારી ગુજરાતી નિશાળોના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે કામ કરતા હતા. બરાબર આ જ અરસામા, તેઓ 'કોલેજમાં રહેવાથી આવેલ નાસ્તિકપણું તજીને' પહેલાંની પેઠે સંધ્યાવંદનનો ક્રમ પુનઃ ચાલુ કરે છે અને પૂર્વ—પશ્ચિમનાં ધર્મ—તત્ત્વ—જ્ઞાનની તુલનાને અંતે પ્રાચીન આર્ય ધર્મ તથા શાંકર વેદાંત પર શ્રદ્ધા મૂકે છે.* વસ્તુત: એ જ વખતે તેમની જાહેર પ્રવૃત્તિનો આરંભ થાય છે. નર્મદને મણિલાલમાં પોતાનો સમાનધર્મી પ્રતીત થાય છે. જુવાન મણિલાલને મરણપથારીએ પડેલો નર્મદ પોતે ઉપાડેલું આર્યધર્મરક્ષણનું કાર્ય વિશ્વાસપૂર્વક સોંપે છે. આમ, ઓગણીસમી સદીના ગુજરાતના ધર્મ—તત્ત્વ—ચિંતનની વિકાસ—શૃંખલામાં મણિલાલની કડી તેના પુરોગામી સાથે અહીં અત્યંત સ્વાભાવિક ક્રમમાં સંધાઈ જાય છે. નર્મદનાં આર્યાં અધૂરાં રહેલાં કામને પૂરા કરવાની પોતે સ્વીકારેલી જવાબદારી મણિલાલ કેવા સંજોગોમાં અને કેવી રીતે પાર પાડે છે તેની સવિસ્તર ચર્ચા હવે પછી થશે.

---

* 'મણિલાલ નભુભાઇનો આત્મવૃત્તાંત' 'વસંત', વર્ષ ૩૦, અં. ૧, પૃ. ૧૯–૨૦

# પ્રકરણ બીજું

## ગદ્ય : તત્ત્વચર્ચા

ગુજરાતી ભાષા અને પ્રજા માટે(મણિલાલે મૂકેલો અક્ષરવારસો વિપુલ છે.) કાવ્ય, નાટક, વાર્તા, નિબંધ, ચરિત્ર, વિવેચન, ભાષાંતર, સંશોધન-સંપાદન એમ સાહિત્યના લગભગ તમામ અંગોનું તેમણે સફળ ખેડાણ કરેલું છે. ધર્મ-તત્ત્વ, સમાજ-સુધારો, કેળવણી, રાજકારણ અને સાહિત્યની આલોચના દ્વારા જીવન સમગ્રને આવરી લેતી અદ્વૈત વિચારશ્રેણી તથા બળવાન અને વેગીલી ગદ્યશૈલીવાળા નિબંધો તેમના લખાણોનો મોટો ભાગ રોકે છે. આ ચિન્તનાત્મક ગદ્ય લેખો તેમના જીવનકાર્ય સાથે સીધી રીતે સંકળાયેલા હોઈ કાવ્યનાટકાદિ શુદ્ધ સાહિત્યિક રચનાઓના કરતાં તેમનું મહત્ત્વ આપણે વિશેષ આંકવું જોઈએ. ધર્મ તેમની લેખન-પ્રવૃત્તિનું આલંબન અંગ હતું. એટલે તેમના ધર્મ-તત્ત્વની ચર્ચા-પર્યેષણા કરતાં લખાણોની સમીક્ષાથી મણિલાલના અક્ષરકાર્યનું અવલોકન આરંભાવું જોઈએ.

ધર્મ અને પ્રેમ મણિલાલે સ્વીકારેલા તેમના જીવનનાં મુખ્ય લક્ષ્યસ્થાનો હતાં. પ્રેમની ખોજ કરતા તેમને પરાજય અને નિરાશા સાંપડ્યાં, તો ધર્મ-તત્ત્વની તેમણે કરેલી શોધે અને મીમાંસાએ એમને લોકાદર અપાવ્યો હતો. લેખન તેમનો મુખ્ય વ્યવસાય હતો. તેનાથી એમને અર્થપ્રાપ્તિ પણ ઠીક ઠીક થઈ હતી; પાછલા વરસોમાં ઉપાર્જનના સાધન રૂપે તેમણે ભાષાન્તરાદિ કામને સ્વીકાર્યું પણ હતું. પણ તેથી તેમની લેખન-પ્રવૃત્તિ વિત્તૈષણાએ પ્રેરાયેલી હતી એમ કહેવું અન્યાય્ય છે. સ્નાતક થયા પછી જીવનનું ચિંતવન કરતાં કરતાં ઉકટ બનેલી

તત્ત્વજિજ્ઞાસાએ* તેમની પાસે પૂર્વ અને પશ્ચિમની ફિલસૂફીના ગ્રંથોનું સતત ત્રણેક વર્ષ સુધી વાચનમનન કરાવ્યું હતું—જેને અંતે શાંકર વેદાન્ત પર તેમને દઢ શ્રદ્ધા બંધાઈ. આ અદ્વૈતનિષ્ઠા તેમની સમગ્ર ચિંતનપ્રવૃત્તિના પાયારૂપ છે.

મણિલાલે ૧૮૮૫માં 'પ્રિયંવદા' માસિકની સ્થાપના કરીને પોતાની જાહેર પ્રવૃત્તિની રીતસર શરૂઆત કરી, ત્યારે ઉત્તર નર્મદે સંરક્ષક સુધારાના શ્રીગણેશ માંડી દીધા હતા. પણ આપણે પહેલા પ્રકરણમાં જોયું કે નર્મદ એ કામને આગળ ધપાવવા લાંબું જીવ્યો નહિ. મરતા પહેલાં તેણે મણિલાલને એ કાર્યની પ્રત્યક્ષ સોંપણી કરી હતી. સત્તાવીસ વર્ષના જુવાન મણિલાલે ત્યાં સુધીમાં થિયોસોફિકલ સોસાયટીમાં 'Logic of commonsense' વિશે ભાષણ આપીને, મુંબઈના ગુજરાતી સોશિયલ યુનિયનમાં 'નારીપ્રતિષ્ઠા'નો આદર્શ તીક્ષ્ણ તર્કબુદ્ધિએ સ્થાપિત કરી બતાવીને, 'કાન્તા', 'શિક્ષાશતક', 'પૂર્વદર્શન' અને 'રાજયોગ' જેવા ગ્રંથોના કર્તા બનીને, શામળદાસ કૉલેજના 'નાકરૂપ' સંસ્કૃતના પ્રોફેસર તરીકે પ્રતિષ્ઠા પામીને અને સંસ્કૃતના વિદ્વાન તરીકે વિયેના ઓરીએન્ટલ કૉંગ્રેસમાં હાજરી આપવાનું નિમંત્રણ મેળવીને ગુજરાત ખાતે હિંદુ ધર્મ તથા સંસ્કૃતિનાં શિક્ષણ-વિવેચન માટેની પોતાની લાયકાત સિદ્ધ કરી બતાવી હતી.

ધર્મ-વિચારણા કરતી વખતે મણિલાલની નજર સમક્ષ ગુજરાતી જનસમાજ, સુધરેલો ગણાતો શિક્ષિત સમુદાય અને પશ્ચિમની પ્રજા એમ ત્રણ વર્ગના લોકો હતા. એટલે તેમનાં એ વિષયનાં લખાણોના પણ મુખ્ય ત્રણ વિભાગ પડે:

* આના અનુલક્ષમાં આ. ધ્રુ માંનું તેમનું આ વાક્ય યાદ રાખવા જેવું છે: "ધર્મ, નીતિ અને સુધારાના તત્ત્વ વિશેનો નિર્ણય કર્યા વિના મારી જીંદગી સુખમાં કે નિશ્ચિત માર્ગે જવાની નથી."

(૧) ધર્મ–તત્ત્વના પ્રકાશમા મનુષ્ય જીવનનાં હેતુ અને કર્તવ્ય-ક્ષેત્રનું સાદું પણ શાસ્ત્રીય શિક્ષણ આપતા 'પ્રિયંવદા' અને 'સુદર્શન' માના લેખો; (૨) 'સુધારા'ની સામે પ્રાચીન આર્ય ધર્મ અને ક્રિસ્તીનો સબળ પક્ષવાદ કરતા એ જ પત્રોમાના લેખો અને 'સિદ્ધાંતસાર'; (૩) વેદ, ઉપનિષદો તથા પુરાણોનો રહસ્યસ્ફોટ કરીને પ્રાચીન ભારતીય સંસ્કૃતિની સર્વોપરિ શ્રેષ્ઠતા સિદ્ધ કરવા મથતા તેમના 'The Purānas' ને 'Hinduism' જેવા અંગ્રેજી લેખો અને 'Rāja-yoga' તથા 'Monism or Advaitism?' જેવા ગ્રંથો. એમનો સાર ગુજરાતી લેખોમાં આવી જ જાય છે.* મણિલાલના ધર્મ–વિચાર તથા તેની અસરનો ઘટતો કયાસ કાઢવામાં આ ત્રણે પ્રકારનાં લખાણોનું અન્વીક્ષણ આવશ્યક છે.

### સર્વ વિચારનું મૂળ ધર્મવિચાર

ગુજરાતમાં ધર્મ–તત્ત્વને ઐતિહાસિક દૃષ્ટિએ અવલોકીને તેની તાત્ત્વિક પર્યેષણાનું કામ વ્યવસ્થિત રીતે મણિલાલથી આરંભાયુ ગણાય. એ જમાનામા જ્યારે ધર્મ વિશેની સમજણ કાં તો કેવળ મૂર્તિપૂજા અને બાહ્ય આચારોમા પરિબદ્ધ હતી, અથવા તો વિરુદ્ધ પક્ષે નાસ્તિકતા રૂપે પ્રગટ થતી હતી, ત્યારે મણિલાલે જ સૌથી પ્રથમ હિંદુ જનતાને ધર્મને કેન્દ્રમાં રાખીને જીવનનો વિચાર કરવાનું શીખવાડ્યું. જેમ પોતે જીવિતનો હેતુ નક્કી કર્યા વિના એક ડગલુંય આગળ ભર્યું નહોતુ, તેમ લોકો સમક્ષ પણ તેમણે સૌપ્રથમ જીવનના ઉદ્દેશનો જ નિશ્ચય કરવાનું દૃષ્ટિબિન્દુ ધર્યું હતું. 'ધર્મ એ કેવલ બુદ્ધિ કે તર્કનો જ વિષય નથી તેમ કેવલ શ્રદ્ધાનો પણ વિષય નથી' એમ પ્રતિપાદન કરીને 'સુધારકો' તથા તત્ત્વજ્ઞોને

* દા. ત., 'The Purānas' 'સિદ્ધાંતસાર'ના પુરાણવિષયક ભાગનો અને 'Monism or Advaitism?' એ જ ગ્રંથના છેલ્લા પ્રકરણનો અંગ્રેજીમા કરેલો ભાષ્યવિસ્તાર છે.

ધર્મવિમુખ બનતાં અને ધર્માચાર્યોને તત્ત્વવિચારથી નિરાળા પડી જતા અટકાવીને 'ધર્મબોધ' નામના લેખમાં તેઓ ધર્મને જીવનના કેન્દ્રમાં સ્થાપવાનો નીચે મુજબ અનુરોધ કરે છે :

" મનુષ્યો કે વ્યકિતમાત્રે, જીવિતનો યથાર્થ હેતુ સમજવો એ જ સર્વ તકરારોનું મધ્યબિન્દુ છે. જ્યારે આટલી વાત સ્પષ્ટ સમજાય ત્યારે જણાશે કે ધર્મ એટલે જીવિતનો યથાર્થ હેતુ જેવો સમજાય તે જ પ્રમાણે નીતિ, આચાર, વિચાર, વ્યવહાર, રાજ્ય, સર્વ રચાવાનાં માટે જ ધર્મવિચાર એ સર્વ વિચારનું મૂળ છે. " *

જેવી જેની ભાવના તેવો તેનો આચાર અને વ્યવહાર. જનસમાજના આચારને શુદ્ધ તેમ ઉદાત્ત રાખવા માટે તેના અંતઃકરણની સમક્ષ ઉચ્ચતમ ભાવના મૂકવી જોઇએ. આ ભાવનાનો નિર્ણય કેવળ આસપાસના સંજોગો કે વ્યવહારને લક્ષમાં રાખીને નહિ, પણ વિશાળ વિશ્વવ્યવસ્થાને સમજીને થવો જોઈએ એમ મણિલાલનું મંતવ્ય છે. ધર્મનું કામ આ વિશ્વવ્યવસ્થામાં મનુષ્યનું સ્થાન ક્યાં છે તે સમજાવવાનું, અર્થાત્ તેના પરમ પુરુષાર્થનો નિર્ણય કરી આપવાનું છે. નવીન શિક્ષણ પામેલા લોકો 'ધર્મ' શબ્દનો અર્થ 'કર્તવ્ય–ફરજ–નીતિ–સદાચાર' કરે છે તેનો દોષ કાઢતાં મણિલાલ કહે છે કે 'કર્તવ્ય–ફરજ–નીતિ એ બધાં આચારનાં સ્વરૂપ કે રૂપાંતર છે અને તેમનો પ્રદેશ વ્યવહારમાં છે; પણ જ્યાં સુધી વ્યવહાર અને આચારથી સિદ્ધ કરવાના ફલનો એટલે કે પારમાર્થિક પુરુષાર્થની ભાવનાનો નિર્ણય થયો ન હોય ત્યાં સુધી આચારનું યથાર્થ સ્વરૂપ બંધાઈ શકે નહિ. પરમ પુરુષાર્થનો બોધક ધર્મ છે અને તેનો સાધક આચાર છે. માટે કર્તવ્ય કે ફરજરૂપ આચાર પરમ પુરુષાર્થની ભાવનારૂપ ધર્મવિચારથી પ્રેરાવો જોઈએ એમ

---

* 'સુદર્શન ગદ્યાવલિ' પૃ. ૨૧૦

યુક્તિપૂર્વક સિદ્ધ કરીને તેઓ ધર્મ અને કર્તવ્ય વચ્ચેનો સૂક્ષ્મ ભેદ સ્પષ્ટ કરી આપે છે *

ધર્મ-તત્ત્વનો નિર્ણય એટલે શુદ્ધ સત્યનુ શોધન એને માટે મણિલાલ શાસ્ત્ર ( History and Philosophy ), યુક્તિ (Reason) અને અનુભવ (Practical experience)- એ ત્રણે પારમાર્થિક પ્રમાણોને સ્વીકારે છે શ્રુતિના વાક્યો બુદ્ધિની ભૂમિકા ઉપર યુક્તિથી-તર્કથી બેસાડવા જોઈએ, અને યુક્તિથી કરેલો નિર્ણય અનુભવમાથી સિદ્ધ થયો હોવો જોઈએ ભારતીય તત્ત્વજ્ઞાનની આ વિશિષ્ટતાને વિશાળ દૃષ્ટિએ સમજાવતા મણિલાલ કહે છે "શ્રુતિ, એટલે કે આપણી તેમજ પ્રાચીન કાલના બીજા દેશોની પણ શ્રુતિ, તેનાથી, બુદ્ધિ, એટલે આપણી તેમજ પ્રાચીન અર્વાચીન વિદ્વાનોની, તેનાથી, અને સર્વના અનુભવથી જે વાત સિદ્ધ થાય તેટલી જ શુદ્ધ તત્ત્વ જાણવી" એકલા અનુભવને પ્રમાણ તરીકે સ્વીકારતા નાસ્તિકતા આવે , માત્ર તર્કથી કશો નિશ્ચય થઈ શકે નહિ અને કેવળ શાસ્ત્રના પ્રમાણને અનુસરતા વહેમી થવાય માટે ત્રણેના યોગથી જ સત્યનિર્ણય થઈ શકે એમ ભારતીય દર્શનોમા વારવાર પ્રતિપાદન છે. 'બ્રહ્મસૂત્ર'ના બીજા અધ્યાયમા तर्काप्रतिष्ठानात् એ સૂત્રથી કેવળ તર્કનો આશ્રય લેવાની સ્પષ્ટ ના કહેલી છે શ્રુતિ અને યુક્તિ પરસ્પરાશ્રિત છે એમ બતાવવા 'મનુસ્મૃતિ'મા કહ્યુ છે કે "ઋષિઓના ધર્મોપદેશને વેદ(શ્રુતિ)થી અવિરુદ્ધ તર્ક વડે, જે સમાધાન કરી આપે તેને ખરો ધર્મવેત્તા જાણવો" પણ શ્રુતિ અને યુક્તિથી થયેલુ જ્ઞાન માત્ર પરોક્ષ જ્ઞાન ગણાય અદ્વૈત દર્શનમા અનુભવનો-અપરોક્ષ જ્ઞાનનો-મહિમા કહેલો છે જ્ઞાન થતાની

* 'સુદર્શન ગદ્યાવલિ પૃ ૩૦૩

સાથે જ પોતાના આચાર, વિચાર અને વ્યવહારમાં-સમગ્ર વિશ્વમાં પ્રત્યક્ષ અનુભવ થાય એને તત્ત્વજ્ઞાનનું સર્વોચ્ચ શિરોબિન્દુ ગણવામાં આવ્યું છે. આમ, ધર્મ અને તત્ત્વદૃષ્ટિને ભારતમાં મૂળથી જ અભિન્ન ગણવામાં આવ્યાં છે. પણ પશ્ચિમમાં તેમ નથી. ત્યાં ઉપર્યુક્ત ત્રણે પ્રમાણોને એક બીજાથી જુદાં પાડવામાં આવ્યાં છે, તેથી નાસ્તિકતા ઉદ્‌ભવી એમ મણિલાલનું કહેવું છે. * ભારતીય તત્ત્વદૃષ્ટિ ને પાશ્ચાત્ય તત્ત્વદૃષ્ટિ વચ્ચે મોટો સ્વરૂપભેદ છે. ભારતમાં ધર્મ સર્વ વિચારોનો નિયામક છે, ત્યારે પશ્ચિમમાં ધર્મ અને તત્ત્વવિચારને એક બીજાથી ભિન્ન ગણવામાં આવ્યા છે. ત્યાં તત્ત્વજ્ઞાનનો બુદ્ધિની ભૂમિકા ઉપર 'પદ્ધતિસર વિચાર' એટલો જ અર્થ કરવામાં આવ્યો છે. પ્રત્યક્ષ અવલોકન અને અનુમિતિ એ પશ્ચિમી તત્ત્વવિચારનાં સત્યનિર્ણય માટેનાં સાધનો છે. ધર્માનુભવ નહિ, પણ તત્ત્વને ખાતર તત્ત્વનો બુદ્ધિવિલાસરૂપ વિચાર, જેને એડલે 'truth for truth's sake' કહે છે તે, પાશ્ચાત્ય તત્ત્વદૃષ્ટિનું સાધ્ય છે. મણિલાલે, તેમ આનંદશંકરે, ભારતીય તત્ત્વદૃષ્ટિને મુકાબલે આ તત્ત્વદૃષ્ટિને સંકુચિત ગણી છે. વિશ્વનાં પરમ સત્યો કેન્ટના 'પદ્ધતિસર વિચાર' રૂપે નહિ. તેટલાં વેદના 'ઉદ્‌ગીથ' જેવાં દિવ્ય દર્શન રૂપે પ્રકટ થયેલાં છે, એમ પ્રતિપાદન કરીને બન્નેએ પોતપોતાની રીતે ભારતીય તત્ત્વદૃષ્ટિનો મહિમા સ્થાપ્યો છે. ધર્મ તેમ તત્ત્વજ્ઞાન ઉભયનો વિષય એક જ છે; ધર્મનાં સત્યો તપાસવાં અને દૃષ્ટિગોચર કરવાં એ તત્ત્વજ્ઞાનનું કામ છે અને તત્ત્વજ્ઞાને શોધેલાં સત્યો ઉપર જીવન ટકી રહ્યું છે એ બતાવવાનું ને એ બતાવીને એને જીવનમાં ઉતારવાનું કામ ધર્મનું છે એમ ધર્મ-તત્ત્વજ્ઞાનના સંકીર્ણ સ્વરૂપનો મણિલાલે 'સિદ્ધાંતસાર'માં †

* 'સિદ્ધાન્તસાર', પૃ. ૧૮૫-૧૮૭

† પ્રકરણ ૬

ને આનંદશંકરે 'આપણો ધર્મ'માં * પુરસ્કાર કર્યો છે. વસ્તુતઃ આ બે વિદ્વાનો દ્વારા ભારતનો જ અવાજ વ્યક્ત થયેલો છે. પ્રો. હક્ષલી જેવા થોડાક પશ્ચિમના વિદ્વાનોએ પણ ધર્મ અને તત્ત્વજ્ઞાનને 'જીડવે અવતરેલી બહેનો (twin-sisters)' તરીકે ઓળખાવીને ભારતીય દૃષ્ટિબિન્દુનું સમર્થન કર્યું છે. તેમ છતાં, પશ્ચિમમાં ધર્મ અને તત્ત્વજ્ઞાન ઐતિહાસિક કારણસર જુદાં પડયાં તે પછી એ બન્ને જુદાં જ રહેવાં જોઈએ એવો મઠ પાશ્ચાત્ય તત્ત્વવિદોએ ઊભો કર્યો છે. તેને લીધે સાધના કે ધર્માનુભવને ત્યાં તત્ત્વચર્ચામાં સ્થાન મળ્યું નથી, જ્યારે ભારતમાં સાધનાનો સાધન તરીકે ને અધ્યાત્મ અનુભવનો તેના પરમ લક્ષ્ય તરીકે સ્વીકાર કરવામાં આવ્યો છે. હિંદુ ધર્મ નિવૃત્તિ-પ્રધાન હોવા છતાં નૈરાશ્યવાદી (pessimistic) નથી એ તેના તત્ત્વજ્ઞાનની ખૂબી છે. પશ્ચિમની માફક કેવળ બુદ્ધિવિલાસ રૂપે નહિ, પણ 'આત્યન્તિક દુઃખત્રયનિવારણ'ને અર્થે આર્ય તત્ત્વવિચાર પ્રવર્તેલો છે. શ્રુતિનો ઉદ્‌ભવ, આગળ જોયું તેમ, ચર્ચા રૂપે થયો નથી, પણ ક્રાન્તદૃષ્ટા ઋષિઓના અંતઃપ્રેરિત દર્શન રૂપે થયો છે તેથી તેને અપૌરુષેય કહે છે. તેના આ વિશિષ્ટ સ્વરૂપને કારણે, હિંદુધર્મ ઉપર પાશ્ચાત્યોએ-તેમ અહીંના સુધારક ગણાયેલ વર્ગે – તેને ગૃહીતવાદમૂલક (dogmatic) કહ્યો અને તેની વિચારશ્રેણી બુદ્ધિ-પ્રમાણિત (rational) નથી એવો આક્ષેપ કર્યો. મણિલાલે કરેલી તત્ત્વચર્ચા આ આક્ષેપના સમર્થ જવાબરૂપ છે.

શ્રુતિ અર્થાત્ શબ્દપ્રમાણ ભારતીય દર્શનોમાં સૌથી વિશેષ મહત્ત્વ પામેલ છે. મણિલાલ એ શબ્દપ્રમાણનો સ્વીકાર કરીને મીમાંસાના 'चोदनालक्षणो धर्मः' એ સૂત્રથી અનુલક્ષિત ધર્મના આદેશને પ્રમાણે છે. બુદ્ધિવાદીઓ માને છે કે જ્ઞાનસંપાદનમાં

* 'આપણું તત્વજ્ઞાન'

આજ્ઞાને અવકાશ નથી.* મણિલાલ કહે છે કે અનુભવ અને યુક્તિ વ્યક્તિએ વ્યક્તિએ બદલાય; માટે જ્યાં બીજાં કોઈ પ્રમાણ કામ ન લાગે ત્યાં શાસ્ત્રવચનનો સ્વીકાર કરવો જોઈએ. 'अप्राप्ते शास्त्रं प्रमाणम्' એવું મીમાંસાનું સૂત્ર છે જ. વળી આ શાસ્ત્રવચનો લૌકિક અનુભવથી અવિરુદ્ધ હોવાં જોઈએ. મણિલાલ પરપરાને અંધશ્રદ્ધાથી વળગવાને બદલે, ઉચ્ચ ધર્માનુભવને લક્ષ્યમાં રાખીને શ્રુતિવચનોને તર્કગમ્ય કરવાના ઉદ્દેશથી તત્ત્વચર્ચા કરવા પ્રેરાયા છે. એમના ધર્મચિંતનનુ ઊગમસ્થાન અદ્વૈતસિદ્ધાન્ત છે. એને જ તેમણે અભેદભાવના, ચૈતન્યભાવના કે પ્રાચીન ધર્મભાવના તરીકે પ્રસંગોપાત્ત ઓળખાવ્યો છે. પ્રજાના જીવનના સર્વાંગીણ ઉત્કર્ષના ઉપાય તરીકે તેમણે આ અભેદભાવનાને જ વારંવાર આગળ ધરી છે. મણિલાલના તત્ત્વચિંતનનું મુખ્ય અંગ અભેદમીમાંસા છે.

## અભેદમીમાંસા

મણિલાલની આ પ્રિય ધર્મભાવના તેમને શાંકર વેદાન્ત પર પોતે મૂકેલી શ્રદ્ધાના ફળ રૂપે પ્રાપ્ત થઈ હતી. એટલે કેવલાદ્વૈતની તાત્ત્વિક ભૂમિકા પર તેનું સ્થાપન થયું હોય એ દેખીતું છે. શંકરાચાર્યને અનુસરીને તેમણે ઘણુંખરું અદ્વૈત–સિદ્ધાંતની તાત્ત્વિક તેમજ વ્યાવહારિક સમજૂતી આપેલી છે. આથી મણિલાલનું વક્તવ્ય તપાસતાં પહેલાં શાંકર વેદાન્તના નીચેના સિદ્ધાંતો લક્ષમાં લેવા જરૂરી છે.

---

* પણ આ દૃષ્ટિબિન્દુ એક રીતે જોતા સંકુચિત છે. માણસનું ચિત્તતંત્ર આખું એક છે એમા પાનદાનીની દાબડીઓ જેવા વિભાગો નથી એટલે જે બુદ્ધિમાં આવ્યું હોય એ અનામય ચિત્તતંત્રમા એક કે બીજે રૂપે કાર્યપ્રેરક ભાવના સુધી ગયા વગર રહે નહિ અને એમ થાય એમા જ જ્ઞાનની અને આખા ચિત્તતંત્રની સાર્થકતા રહેલી છે ત્યારેજ એ આત્મસાધના થઈ કહેવાય.

(૧) પ્રસ્થાનત્રયનું ભાષ્ય કરતાં શંકરાચાર્યે 'બ્રહ્મ સત્ય છે' એ કથન પરથી જગતના મિથ્યાત્વ પર ભાર મૂક્યો. કેટલાંએક ઉપનિષદોમાં ત્રૈતવાદી (ઈશ્વર, જીવ અને પ્રકૃતિ) સિદ્ધાંતનો પણ સ્પષ્ટ ઉપદેશ છે. તેમાંથી પોતાના માયાવાદનો ખુલાસો આપવા શંકરે ભાષ્યની અંદર વ્યાવહારિક અને પરમાર્થિક એવાં બે દૃષ્ટિબિન્દુઓનો આશ્રય લીધો છે.

(૨) જો નજરે દેખાતું જગત મિથ્યા છે તો એમાં તત્ત્વનો ભાસ શા માટે થાય છે? એ પ્રશ્નનો શૂન્યવાદી બૌદ્ધો તેમ માયાવાદી વેદાન્તીઓનો એક જ જવાબ છે: મૃગજળ કે સ્વપ્નની માફક તેનો ભાસ થાય છે, અવિદ્યાને મિથ્યા જગત સત્યરૂપ લાગે છે, અનિત્યનો નિત્ય રૂપે, દુ:ખનો સુખ રૂપે, અશુચિનો શુચિ રૂપે અને અનાત્માનો આત્મા રૂપે ભાસ થાય છે.

(૩) આ અવિદ્યા તે શાંકર મત અનુસાર માયા છે. માયા એટલે એક વસ્તુને બદલે બીજીનો આભાસ થવો તે. આથી જ અનુભવ કરતી વખતે પ્રત્યગ્-આત્માને છીપ ચાંદીરૂપ લાગે યા તો એક ચંદ્ર બે ચંદ્ર રૂપે દેખાય તેમ, અનાત્માનાં ગુણલક્ષણોનો અધ્યારોપ આત્મા પર થાય છે. સતત પરિવર્તનશીલ જણાતા જગતના અનુભવની પાછળ એક નિત્ય અને અવિકૃત સત્ય અનુભવ રહેલો છે એમ ગૌડપાદ અને શંકર કહે છે. આ નિત્ય પદાર્થ તે આત્મા, બ્રહ્મ.

(૪) વેદાન્ત-મત અનુસાર શુદ્ધ ચેતના જ સર્વની અંદર રહેલ અપરિવર્તનશીલ પદાર્થ છે. આ ચેતનાને અંતઃકરણની ઉપાધિ લાગતાં જીવાત્મા થાય છે. વ્યાવહારિક દશામાં જ્ઞાતા એ જ છે.

(૫) શુદ્ધ ચેતના એટલે સમગ્ર જગતનું અંતસ્તત્ત્વ તે સ્વયંસિદ્ધ છે. બધું જ આ ચેતના વડે પ્રકાશિત થાય છે અને

તેનાથી વિયુક્ત થતાં નિરર્થક નીવડે છે. આ અબાધિત સ્વયં-પ્રકાશતા તે જ 'સત્તા'. માયા આ 'સત્તા'રૂપ બ્રહ્મનું આવરણ છે.

(૬) જગતની ઉત્પત્તિનું કારણ અજ્ઞાન છે. આ અજ્ઞાન અભાવાત્મક નથી, પણ શાંકર ભાષ્યના ટીકાકાર પદ્મપાદે સમજાવ્યું છે તેમ, 'જડાત્મિકા અવિદ્યા શક્તિ' રૂપ ભાવાત્મક (positive) છે. અવિદ્યોપહિત બ્રહ્મ જગતનું ઉપાદાન છે એમ શંકરના અનુગામી અપ્પય્ય દીક્ષિતનું પ્રતિપાદન છે

(૭) શંકરે માયાને અનિર્વચનીય ગણી છે. જગતના વિષયભૂત પદાર્થો આ અવર્ણ્ય માયારૂપ વિવિધ વિવર્તો છે. જે અસ્તિત્વ ધરાવતું હોય તે બધળું પ્રતીત થવું જોઈએ એવો નિયમ નથી. વ્યક્તિને પ્રતીત ન થાય તો પણ બ્રહ્મ તો છે જ.

(૮) અશુદ્ધ માયારૂપ જગત શુદ્ધ સત્યસ્વરૂપ બ્રહ્મમાંથી તેના વિકારી વિવર્ત રૂપે ઉત્પન્ન થઈને તેમાં જ લય પામી જાય છે. શંકરને વિવર્તવાદ ઇષ્ટ છે. પણ પરિણામવાદનો આશ્રય લીધા વિના તે 'બ્રહ્મ સૂત્ર' અને ઉપનિષદ્ સમજાવી શકતા નથી. સોના-રૂપાના દાગીનાને મૂળ ધાતુ રૂપે ગાળવામાં આવે છે ત્યારે દાગીનાની કોઈ અશુદ્ધિ ધાતુને લાગતી નથી, તેમ જગતરૂપી કાર્યની અશુદ્ધિ તેના કારણ બ્રહ્મને સ્પર્શતી નથી. આની સાથે વિવર્તવાદનો દાખલો પણ તેઓ મૂકે છે. જાદુગર જાદુના ખેલ કરતો હોય, ત્યારે તેણે ઊભાં કરેલાં જાદુનાં દશ્યો છેવટે અલોપ થઈ જાય છે અને તેનો પાસ કર્તાને લાગતો નથી. બ્રહ્મરૂપી સત્ય વિવિધ વિવર્ત રૂપે દેખાય તે તો માયા માત્ર છે, જેમ રજ્જૂ સર્પ રૂપે દેખાય છે તેમ. આ બધાં દૃષ્ટાંતો છતાં કહેવું જોઈએ કે માયા અને બ્રહ્મનો સંબંધ અને માયાનું સ્વરૂપ અનિર્વચનીય છે, એમ કહ્યું છે તે જ સાચું છે. કોઈ દૃષ્ટાન્તથી એ પૂરેપૂરું પ્રતીત કરાવી શકાય એવું નથી.

(૯) 'બ્રહ્મસૂત્રો'માં પ્રતિપાદિત કરેલી કાર્યકારણની એકતાનો અર્થ શંકર એમ કરે છે કે પારમાર્થિક દૃષ્ટિએ બ્રહ્મ, જે કારણ છે, તે જ એકલું સત્ય છે એટલે કારણનું કાર્ય રૂપે ખરેખરું રૂપાંતર થઈ શકે નહિ.

(૧૦) વ્યાવહારિક દૃષ્ટિએ પણ શંકરને મતે જગતનો કર્તા એવો કોઈ ઈશ્વર નથી.

(૧૧) શુદ્ધ ચૈતન્ય અનંત, અમર્યાદ અને નિરાકાર, નિરંજન છે. જ્યારે તે અવિદ્યા દ્વારા પ્રતિબિંબિત થાય છે, ત્યારે ઈશ્વર કહેવાય છે. આ ચૈતન્ય તત્ત્વતઃ નિર્લેપ અને અસ્પૃષ્ટ છે, છતાં સર્વ અનુભવોનું પ્રત્યભિજ્ઞાન કરાવે તેવું સર્વગમ્ય તત્ત્વ પૂરું પાડે છે. જેને જેને મર્યાદા છે, પછી તે જીવ હો કે જગતનો કોઈ વિષય, તે ચૈતન્યના આ તત્ત્વ પર જડના માયાવી આરોપણરૂપ છે. બીજા કશાથી નિશ્ચિત ન થઈ શકે તે અંતિમ સત્ય : એ અર્થમાં શુદ્ધ ચૈતન્ય જ એક માત્ર સત્ય છે અને બાકી બધુ અનિર્વચનીય છે— નહિ સત્, નહિ અસત્. એ માયાનો સ્વભાવ કેવો છે તે શોધવાનો શંકરે પ્રયત્ન કર્યો નથી. વિશ્વની ઉત્પત્તિનો ક્રમ શોધવામાં શંકરને રસ નહોતો, પણ તેના અનુગામીઓએ એ વિશે વિચાર કર્યો છે.

(૧૨) અજ્ઞાન કે અવિદ્યાની બે શક્તિ છે: આવરણશક્તિ અને વિક્ષેપશક્તિ. સૂર્યને ઢાંકતા વાદળની માફક આત્માની સ્વયંપ્રકાશિતાને પ્રમાતા તરીકે આ આવરણશક્તિ આવરે છે. એને લીધે જ અવિકૃત આત્મા કર્તા અને સુખદુઃખના અનુભવનાર તે પુનર્જન્માદિભયને પામે છે. તેની વિક્ષેપશક્તિ સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ પ્રકારની છે. શુદ્ધ ચૈતન્યને ઉપાદાનરૂપે લઈને અજ્ઞાનની તમઃપ્રધાન વિક્ષેપશક્તિ દ્વારા આકાશ ઉત્પન્ન થાય છે. તેમાંથી વાયુ, વાયુમાંથી અગ્નિ, તેમાંથી જળ અને જળમાંથી પૃથ્વી એ ક્રમ છે આ પંચ-મહાભૂતોમાંથી સૂક્ષ્મ અને સ્થૂળ પદાર્થો ઉત્પન્ન થાય છે. જ્ઞાનેન્દ્રિય

સહિત બુદ્ધિ વિજ્ઞાનમય કોશ, મનસ્ મનોમય કોશ અને પ્રાણ પ્રાણમય કોશ કહેવાય છે વિજ્ઞાનમય કોશ કર્તારૂપ, મનોમય કારણરૂપ અને પ્રાણમય ક્રિયારૂપ કાર્ય કરે છે. ત્રણે કોશ એકઠા થઈને સૂક્ષ્મ શરીર બાંધે છે. જાગ્રતવાસનામયત્વને લીધે આ ત્રણે કોશ સ્વપ્નરૂપ કહેવાય છે તેથી વાસનામય પ્રદેશને કારણ કોશ કહેવામા આવે છે. આમ સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ અનુક્રમે વ્યાવહારિક, માનસિક અને વાસનામય સૃષ્ટિ નિર્મે છે.

(૧૨) અજ્ઞાનને કારણે ઊભા થતાં આવરણ અને વિક્ષેપને દૂર કર્યા પછી જ આત્મજ્ઞાન અથવા શુદ્ધ સંવિત્‌નો અનુભવ થઈ શકે. શુદ્ધ સંવિત્‌નો કેવલ અભેદ અનુભવવો એ મનુષ્યજીવનનો પરમ પુરુષાર્થ છે. તત્ત્વજ્ઞાન, મનોનાશ અને વાસનાક્ષય જ્ઞાનનાં કારણ છે. શુદ્ધ ચેતના એક જ હોવા છતાં, તે અંતઃકરણનાં ત્રણ ભિન્ન ભિન્ન અંગોને ભિન્ન ભિન્ન રીતે પ્રગટ કરે છેઃ પ્રમાતૃ, પ્રમાણ અને પ્રમિતિ. જીવ–ચૈતન્ય ને બ્રહ્મ–ચૈતન્ય વચ્ચેનો તફાવત એ કે પહેલું અશુદ્ધ ચેતનાનું પ્રતિનિર્માણ કરે છે, જ્યારે બીજું અમિશ્ર અનંત ચેતના છે, જેના પાયા પર માયાની સર્વ વિશ્વવ્યાપી રચનાઓ થાય છે. વિવેક, વૈરાગ્ય, શમાદિષટ્‌સંપત્તિ અને મુમુક્ષુતા એ સાધનચતુષ્ટયથી સંપન્ન વેદાન્તનાં શ્રવણ, મનન ને નિદિધ્યાસનનો અધિકારી ગણાય; જે છેવટે પરમ કૈવલ્યનો અનુભવ કરીને ચૈતન્ય સ્વરૂપે ચૈતન્યમા ભળી જાય છે.

ભારતમાં આ પરિપાટી અનુસાર વેદાન્તનું અધ્યયન–અધ્યાપન સદીઓથી ચાલુ છે. ગુજરાત ખાતે સાધુ–સંન્યાસી, પુરાણી અને પંડિત વર્ગ દ્વારા વેદાન્તની ફિલસૂફી પેઢી દર પેઢી પ્રજાના ભણેલા તેમ અભણ વર્ગમા ફેલાતી રહી છે. મણિલાલની પહેલા સુજ્ઞ ગોકુલજી ઝાલા, મનસુખરામ સૂર્યરામ, મણિશંકર કીકાણી અને નૃસિંહાચાર્ય જેવા વિદ્વાનોએ વેદાન્તી વિચારધારાનું પોતાની રીતે વિવરણ કર્યું હતું. મણિલાલ વેદાન્તશાસ્ત્રના આરૂઢ

અભ્યાસી હતા. ભારતીય દર્શનશાસ્ત્રો તેમજ પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનના ગ્રંથોનું તેમનું વાચન ઊંડું અને વિશાળ હતું. શંકરની પરિપાટીને અનુસરીને અદ્વૈત-સિદ્ધાંતનું તેમણે શાસ્ત્રીય તેમજ લોકગમ્ય શૈલીમાં અમુક અંશે સ્વતંત્ર ગણાય તેવું ભાષ્ય કરેલું છે. 'અભ્યાસ', 'અધિકાર,' 'આદિકારણ,' 'અદ્વૈતજીવન,' 'પ્રાચીન અને અર્વાચીન વેદાન્ત', 'શુષ્ક વેદાન્ત', 'તત્ત્વમસિ', 'સત્યકામ જાબાલ', 'નિવૃત્તિ માર્ગ', 'ધર્મબોધ', સનાતન હિન્દુ ધર્મ', 'સનાતન ધર્મ પરિષદ્', 'સ્વહિતવાદ અને પરહિતવાદ'. વગેરે 'સુદર્શન ગદ્યાવલિ'માંના લેખો, 'સિદ્ધાંતસાર'ના પ્રકરણ છઠ્ઠામાંનો વેદાન્તવિષયક ભાગ, 'Rāja-yoga' 'The Imitation of Shankara' 'Monism or Advaitism?' આદિ અંગ્રેજી પુસ્તકો અને 'The Doctrine of Māyā તથા 'The necessity of spiritual culture' જેવાં તેમનાં અંગ્રેજી ભાષણો ને લેખો વિશ્વની ઉત્પત્તિ, માયાવાદ, જીવ-બ્રહ્મની એકતા, જ્ઞાન, અજ્ઞાન, નિવૃત્તિ, પ્રવૃત્તિ, કર્તવ્ય, નીતિ, પ્રેમ, જીવન્મુક્ત સ્થિતિ સાધનચતુષ્ટય, રાજયોગ, હઠયોગ આદિ વિષયોની વેદાન્તના પ્રકાશમાં શાસ્ત્રીય પર્યેષણા કરી બતાવે છે. પણ વેદાન્તનો અભ્યાસ જેમ તેમણે વિદ્વત્તા કેળવવા માટે કર્યો નહોતો, તેમ તેમની વિદ્વત્તા કેવળ શાસ્ત્રચર્ચામાં સમાપ્ત થતી નહોતી. તેનું મુખ્ય પ્રયોજન તત્ત્વ શોધીને તેનો મનુષ્યજીવનમાં ઉત્તમ ઉપયોગ દર્શાવવાનું હતું. શાસ્ત્રની તેમ શાસ્ત્રચર્ચાની સાર્થકતા તેમાંથી ફલિત થતી ભાવનામાં રહેલી છે એમ મણિલાલનું દૃઢ મંતવ્ય હતું. *

* જુઓ તેમના શબ્દો : "શાસ્ત્ર માત્રની શાસ્ત્રતા જ્યારે તે શાસ્ત્ર પોતપોતાના વિષયને છેક ભાવના પર્યંત લઈ જાય ત્યારે જ થાય છે; વ્યાકરણ કે કાવ્ય, ન્યાય કે મીમાંસા, ગમે તે શાસ્ત્ર હોય, પદાર્થની કલાનું શાસ્ત્ર હોય, તો પણ તે તે વિષયની જે વ્યવહાર પારની ભાવના છે ત્યાંથી આરંભ કરી નિયમો રચવામાં અને તે ભાવનાને સિદ્ધ કરવાનો યત્ન પ્રેરવામાં, પ્રત્યેક શાસ્ત્રની શાસ્ત્રતા છે." ('તત્ત્વમસિ', સુ. ગ, પૃ. ૧૯૦)

વેદાન્ત-ચર્ચામાં પણ તેમનું એ જ દૃષ્ટિબિન્દુ હતું. અદ્વૈતભાષ્યમાં તેમની નજર સતત તેની પરમ ભાવના પર જ મંડાયેલી જણાશે. વસ્તુતઃ તેમની સિદ્ધાંત-ચર્ચાનું સાર્થક્ય વેદાન્તના તત્ત્વને જીવનનાં સર્વ પાસાંને લાગુ પાડીને તેમાંથી ઉચ્ચગામી અભેદ-ભાવના ફલિત કરી બતાવવામાં રહેલું છે. આ અદ્વૈત-ભાવના તેમનાં લખાણોમાં સર્વસામાન્ય તત્ત્વ રૂપે પ્રતીત થવાની જ, પછી તે લેખ કેળવણી વિશે હો કે ફિલસૂફી વિશે, 'સુધારા' વિશે હો કે વિજ્ઞાન વિશે. આથી મણિલાલના સાહિત્યમાં ઉદ્દેશની એકતા (unity of purpose) સહેજે પ્રતીત થશે, પણ તેથી એમના ચિન્તનાત્મક લેખોમાં શુષ્કતા, પુનરુક્તિને લીધે આવતી નીરસતા કે કંટાળો આપે તેવું એકસૂરીલાપણું જણાશે નહિ. તેમની સિદ્ધાંતનિષ્ઠા જુદી જુદી રીતે જુદા જુદા વિષયોમાથી અદ્વૈતને ફલિત કરવા તેમને પ્રેરે છે. કેવલાદ્વૈત અને અભેદભાવનાનું મણિલાલે કરેલું સૈદ્ધાન્તિક નિરૂપણ આપણે મોટે ભાગે તેમના જ શબ્દોમાં હવે સમજવાનો પ્રયત્ન કરીએ.

અદ્વૈતનિરૂપણ કરતાં પહેલાં તેઓ સાચા વેદાન્તી તરીકે અધ્યારોપાપવાદ આગળ ધરે છે. જગત છે, જીવ છે, જીવના ભોગ છે, જીવને સાધન છે ને સાધનથી મોક્ષ છે એ આદિ સર્વ સ્વીકારી લઈને તત્ત્વવિચારનો આરંભ કરવો; અને એ વિચાર કરતે કરતે પુનઃ એ બધું કાંઈ નથી, એકરસ આનંદઘન અદ્વૈતાનુભવ જ સત્ય છે એમ અનુભવાવી એ જગદાદિ સર્વનો અપવાદ કરી આપવો એ અદ્વૈત-સિદ્ધાન્તના અનુભવનો માર્ગ છે.*

શંકરને અનુસરતાં ગ્રિફિનના શબ્દોને આધાર રૂપે ટાંકીને†

* 'સુ. ગ', પૃ. ૨૦૩

† " The more we know, and more we feel, the more we seperate, we seperate to obtain a more perfect unity "

મણિલાલ અજ્ઞાનને જગતનું આદિકારણ માને છે. આ અજ્ઞાન એટલે જ્ઞાનનો અભાવ નહિ, પણ સૃષ્ટિના ઉપાદાનરૂપ ભાવાત્મક ( positive ) વસ્તુ છે. સૃષ્ટિની ઉત્પત્તિનો હેતુ તેની સાથે સંકળાયેલો છે. એકથી અનેક થઈ ઉત્તમોત્તમ એકતા અનુભવવી એ સૃષ્ટિનો હેતુ છે. અજ્ઞાન સૃષ્ટિનું અનાદિ આદિકારણ છે; અનુભવમાં અજ્ઞાનનો વિલય છે. દ્વૈત વિના અનુભવ નથી, તેમ અનુભવાભાવ એટલે કે અજ્ઞાન વિના દ્વૈત પણ નથી.

અદ્વૈતશાસ્ત્રમાં કલ્પિત કરતાં અન્ય સૃષ્ટિ નથી ને શબ્દ સિવાય બીજું પ્રમાણ નથી. અદ્વૈતસાક્ષાત્કારનું અજ્ઞાન એ જ વ્યક્તિમાત્રની કલેશકારિણી પ્રવૃત્તિનું, શાસ્ત્ર અને કલામાત્રના સંભવનું, તર્ક–વિતર્કના વિલાસનું સાધનસિદ્ધિ આદિ શોધવાનું ક્ષેત્ર છે. આ અજ્ઞાનકૃત દ્વૈતસૃષ્ટિ એટલે નામરૂપવિભાગ–કલ્પના. આથી તો વેદાન્તશાસ્ત્ર જગતને અનાદિ સાન્ત કહે છે. અદ્વૈત સત્‌માંથી નામરૂપકલ્પનામય દ્વૈત અને અનુભવાન્ત વિલય, પુનઃ નામરૂપકલ્પનામય દ્વૈત અને પુનઃ અનુભવાન્ત વિલય એક ચક્રની માફક ચાલ્યા કરે છે.*

'एकोऽहं बहु स्याम्' — પોતે પોતાને અનુભવવું એ અદ્વૈત સત્‌નો સ્વભાવ છે. એ સત્ કોઈ વ્યતિરિક્ત પદાર્થ નથી, તેમ જડ નથી. એ તો કેવળ ચૈતન્યમય જ્ઞાન છે. જ્ઞાન એટલે જોવું, જાણવું, સમજવું. એ જ્ઞાન તે જ ચેતન, ચેતન જડનો ધર્મ નથી, કેમકે ચેતન વિનાનું જડ ક્યાંય છે જ નહિ. ચેતન સર્વત્ર એકાકાર એક વસ્તુ છે. તેનું બંધારણ જ એવું છે કે તે બાહ્ય પદાર્થને જોવા જાય તે પહેલાં તે પોતે જ તે પદાર્થરૂપ થઈ જાય છે અને પોતે જ પોતાના રૂપને જુએ છે. વચમાં જે

* 'આદિકારણ', સુ. ગ , પૃ. ૧૦૨–૨૦૪

બાહ્ય પદાર્થ (દશ્ય) જાણવો ધાર્યો હતો તે તો બાજુ પર રહી જાય છે. જ્ઞાન એવો 'જાણવા' રૂપે સર્વત્ર જે પદાર્થ છે તે જ પોતે પોતાને જુએ છે અને વિવિધ નામરૂપાદિ સૃષ્ટિ રચે છે, જે વસ્તુતઃ કલ્પિત હોઈ મિથ્યા છે. આમ, દશ્યનું અસ્તિત્વ જોનારને અધીન છે. દ્રષ્ટા ચેતન છે. દશ્ય ચેતનનો એક પ્રકાર છે અને ચેતન એ જ અદ્વૈત છે. *

આમ, કેવલાદ્વૈતની પરિપાટી અનુસાર મણિલાલ જ્ઞાનનું સ્વરૂપ અને તેની પ્રક્રિયા સમજાવે છે. આ બાબત જડવાદીઓનો વિરોધ કરતાં તેઓ બતાવે છે કે જ્ઞાનધર્મ કે જ્ઞાનપદાર્થ જડ પરમાણુથી અતિરિક્ત છે. પરમાણુની ગતિ થાય છે તેની સાથે જ્ઞાન પણ હોય છે. તેથી જ્ઞાનને પરમાણુગતિનું પરિણામ ન કહી શકાય. જ્ઞાન ને જ્ઞાનતંતુની ગતિ એકમાથે પ્રવર્તે છે. કોઈ એક પદાર્થના એ બન્ને રૂપાંતર છે.† આ વસ્તુ સ્પષ્ટ કરી આપવી મુશ્કેલ છે. કારણ, હમણાં જ જોયું તેમ, જ્ઞાનના વ્યાપારમાં દશ્ય અને દ્રષ્ટા એકરૂપ બની જાય છે. એટલે જ્ઞાન કેવળ અદ્વૈતના અનુભવરૂપ અથવા કહો કે અદ્વૈતકૃત દ્વૈતાભાવરૂપ જ રહ્યું. દ્વૈતાભાવ એટલે કોઈ પદાર્થનો વિલોપ નહિ, પણ કેવળ કલ્પનાનો જ કલ્પનાના અધિષ્ઠાનમાં સમામ. કલ્પનારહિત થવું એટલે પ્રત્યેક ક્ષણે, પ્રત્યેક નિમિષે જે જગત દૃષ્ટિની સાથે જ ઉદ્ભવે છે તેના અધિષ્ઠાનને દૃષ્ટિથી બહાર જવા ન દેવું અને એમ દ્વૈતવિલાસના રાગદ્વેષ કે વિકારવિક્ષેપના વિષય ન બનતાં, સમનાને સ્વત્રે વિહરવું. હૃદયનો કાર્પણ્યભાવ ખોઈ અસીમ વિસ્તાર અનુભવતે શાશ્વત આનંદની નિર્વિકલ્પ મોજ લેવી તે જ અદ્વૈતનો અનુભવ છે એમ મણિલાલે વારંવાર કહ્યું છે.

* 'અદ્વૈતજીવન' સુ ગ, પૃ ૭૩-૭૮

† એજન, પૃ. ૭૪

વ્યષ્ટિમાત્ર સમષ્ટિમય બ્રહ્મથી નામરૂપકલ્પનાને લીધે ભિન્ન ભાસે છે, એટલે ,જે વ્યષ્ટિની કલ્પનાનો જ્ઞાનદૃષ્ટિએ કરીને વિલય થયો અને તેના અંતર્ગત અજ્ઞાનકૃત ચિત્–જડગ્રંથિ તૂટીને અભિમાનનો નાશ થયો, તેને અભેદસાક્ષાત્કાર કરતલગત છે. એ એકવાર પણ થઈ ગયો તો પછી કદાપિ એ જતો નથી. વસિષ્ઠે રામને કહ્યું હતું તેમ મણિલાલ પણ મુમુક્ષુને કહે છે કે જ્ઞાનકલા તો નિત્ય વૃદ્ધિમતી જ રહે છે.*

'ભેદ છતાં એક' એવું અદ્વૈતનું સ્વરૂપ છે. અંતઃકરણ મનુષ્ય કે વ્યક્તિદીઠ ભિન્ન હોઈ સર્વત્ર અનુભવની એકતા બની શકતી નથી ને ભેદ સમજાય છે જીવ, જગત અને ઈશ્વર એવા ત્રણ ભેદ અવાસ્તવિક છે. ઈશ્વર એવો કોઈ પદાર્થ ચૈતન્યના પ્રદેશમા સિદ્ધ થવો અશક્ય છે; કેમકે કર્તૃત્વાદિ ધર્મો ચૈતન્યને ન ઘટે. અદ્વૈતને નહિ માનનારા તટસ્થ કર્તા, પ્રસાદ આપનાર, નિરાકાર કે સાકાર એવા ઈશ્વરને કલ્પીને ઈશ્વરની સર્વમયતાની ભાવનાને ભમાડી નાખે છે. તટસ્થ ઈશ્વરને કલ્પીને તેઓ નીતિનિયમો ઘડે છે, પણ તે દ્વૈત યાને કલ્પના પરજ મંડાયા હોવાથી તેની પરાકાષ્ઠા 'ભ્રાતૃવત્ સર્વ' એટલી જ છે, જ્યારે અદ્વૈતના નીતિનિયમનું સ્વરૂપ 'આત્મવત્ સર્વ' એ છે. દ્વૈત નીતિમાં જગતનાં દુઃખાદિનો પરિહાર કરવાની શક્તિ નથી; કારણ, તેનો ઈશ્વર તારતમ્યનો વિસ્તારનાર છે દયાર્દ્રતાયુક્ત પ્રેમ અને તારતમ્ય એક ઠેકાણે રહી ન શકે. એમાં પરમાર્થ નથી, વ્યવહારને ઉત્તમ રીતે સ્થાપવાનો ઉદ્દેશ છે. દ્વૈતમતાનુસાર ઈશ્વરનું સામીપ્ય એ જ મોક્ષ છે. પણ મોક્ષ એટલે અભેદ હોઈ દ્વૈતવાદીની મોક્ષભાવનામાં વદતોવ્યાઘાત રહેલો છે એમ મણિલાલ ટીકા કરે છે. બીજી તરફ, અભેદ એ જ અદ્વૈતની નીતિ છે એમ પુનઃ પુનઃ પ્રતિપાદન કરીને તેઓ

* સુ ગ., પૃ, ૨૦૬

પિંડબ્રહ્માંડની એકતાના સિદ્ધાંતને માટે પદાર્થવિજ્ઞાનનું અનુમોદન શોધી લાવે છે. *

અદ્વૈતભાવનારૂપ વેદાન્તના જ્ઞાનને તેમણે બુદ્ધિ અને હૃદય ઉભયનો વિષય ગણવાનો આગ્રહ કર્યો છે. 'એકલી લાગણીને આધારે ધર્મ જેવી બાબતમાં સિદ્ધાંત બની શકે નહિ' એમ જણાવીને તેઓ ધર્મ-તત્ત્વ-નિર્ણયમાં બુદ્ધિ અને લાગણીની સંયુક્ત ઉપયોગિતાનું પ્રતિપાદન કરે છે. તેઓ કહે છે

"ધર્મસ્વરૂપ ઠરાવવામાં તો બુદ્ધિએ જ સુકાન હાથ રાખવું જોઈએ, પછીના નિર્ણય પ્રમાણે અમલ કરવામાં લાગણીને પોતાનું સ્થાન બુદ્ધિ આપે તો ઝાઝો બાધ નથી એવો સમય આવે છે કે જ્યારે બુદ્ધિ અને લાગણીનો વિષય જુદો રહેતો નથી જ્યારે જાણવું તે જ માનવું અને માનવું તે જ જાણવું એવી સ્થિતિ થઈ રહે છે, અને વ્યવહાર પરમાર્થ એક થઈ અભેદ સિદ્ધ થાય છે, એ સમયની સર્વને અપેક્ષા છે, એને જ આધારે નીતિનો પાયો ઊભો છે." †

આમ, બુદ્ધિ અને લાગણીના કાર્યક્ષેત્રને એક કરી નાખીને અદ્વૈતજ્ઞાનને તેમણે વ્યાપક સમષ્ટિભાવના રૂપે ઘટાવ્યું છે.

આ બુદ્ધિ અને હૃદયની ભૂમિકા ઉપર જ મણિલાલે વેદાન્તના 'પ્રાચીન' અને 'અર્વાચીન' એવા બે ભાગ પાડ્યા છે કેવળ બુદ્ધિવિલાસનો અને નિવૃત્તિપક્ષનો વેદાન્ત તેમને મતે અર્વાચીન એટલે વેદાન્તના યથાર્થ સ્વરૂપથી દૂર છે, જ્યારે હૃદયરસથી અભેદ સાક્ષાત્કારપૂર્વક કર્તવ્યને અનુસરવાનો પ્રવૃત્તિપક્ષનો વેદાન્ત પ્રાચીન એટલે પ્રસ્થાનત્રયના સમન્વયાનુસારી વેદાન્તનું યથાર્થ સ્વરૂપ છે. 'શુષ્ક જ્ઞાન' માં જ આનંદ માનતા જ્ઞાનપક્ષના હિમાયતીઓ વેદાન્તના અનેકાનેક ગ્રંથો વાંચવા અને તેની પરિભાષા ગોખીને કાયમ

* 'અદ્વૈતજીવન', સુ ગ, પૃ ૭૫-૭૭

† એજન, પૃ ૭૮

વેદાન્ત–વિચાર કે ચર્ચામાં જ નિમગ્ન રહેવું એને 'જ્ઞાનનો પરમાવધિ' અને 'જીવનનો સાર' ગણતા હોય છે. મણિલાલ કેવળ બુદ્ધિવિલાસ કે વિચારના આનંદને અહંભાવ અને અભિમાનનો આનંદ માને છે. શુષ્ક વેદાન્તી જનસંસર્ગનો ત્યાગ, સંન્યાસ, વિરાગ, ઇત્યાદિ કષ્ટપરંપરામાં આ અભિમાનની તૃપ્તિ શોધે છે. આથી જે વ્યષ્ટિભાવનો વેદાન્ત નિષેધ કરે છે તેને જ બુદ્ધિ દ્વારા અવલંબીને આ પક્ષના લોકો નિવૃત્તિમાર્ગના ભક્ત થયા છતાં મુક્તિથી અતિ દૂર રહે છે. આ જ્ઞાનપક્ષના હિમાયતીઓએ 'આનંદ'ને વેદાન્તનું સાધ્ય ગણ્યું છે. સત્–ચિત્–આનંદ એવું વેદાન્તે બતાવેલું બ્રહ્મનું સ્વરૂપ તેઓ સ્વીકારે છે. બ્રહ્મ તો નિર્વિશેષ છે. આનંદને બ્રહ્મનો કોઈ ધર્મ કે સ્વભાવ ગણી શકાય નહિ. વળી આનંદ ક્ષણિક છે, વિષમ છે, એકરૂપ નથી, વ્યક્તિએ વ્યક્તિએ એની વ્યાખ્યા ભિન્ન હોય છે. તેનાથી ઘણાક વેદાન્તીઓ સ્વચ્છંદી અને નિરંકુશ બની જવાની ભીતિ રહે છે. અર્વાચીન વેદાન્તના અનુયાયીઓ પોતપોતાના આનંદ–સામ્રાજ્યને મોક્ષ માને છે. આ અદ્વૈત-સિદ્ધાન્ત ઉપર અરુચિ થવામાંથી શુષ્ક જ્ઞાનને સ્થાને ભક્તિનો અધિકાર સ્થાપનાર રામાનુજ સંપ્રદાય ઉદ્ભવ્યો એમ મણિલાલ કહે છે. એ સંપ્રદાયે જ્ઞાનનું મહત્ત્વ ઓછું કરીને ભક્તિનું વધાર્યું હતું. પણ વખત જતાં તેની ભક્તિમાં 'રસ' ન રહ્યો. વલ્લભાચાર્યે જ્ઞાનપક્ષમાં 'રસ' ઉમેરીને વેદાન્ત પરથી બુદ્ધિનો અધિકાર ઉઠાવીને કેવળ હૃદયનો સ્થાપવા યત્ન કર્યો, પણ તેમાં 'રસ'-વધારે રેડાઈ ગયો! એમાંથી એકે સંપ્રદાયના સિદ્ધાંતમાં 'સમત્વ' નહોતું એમ મણિલાલની ફરિયાદ છે.*

આનંદને સ્થાને કર્તવ્યને વેદાન્તના સાધ્ય તરીકે સ્થાપીને તેમણે પ્રાચીન વેદાન્તનું સ્વરૂપ સમજાવ્યું છે. 'કર્તવ્ય માત્રની

* 'વેદાન્ત', સુ ગ., પૃ. ૧૭૦–૧૭૧

'वर्तमान क्षणुनो आनंद ए ज ज्ञानीनुं जीवन छे' एम तेमनुं मुख्य प्रतिपादन छे. नैष्कर्म्यनी प्राचीन प्रणालीने अनुसरनारा, जेओ संसारी प्रलोभनोथी मुक्त थया न होवा छतां पोतानी निष्क्रियताने प्राचीन नैष्कर्म्य तरीके ओळखावता हता तेमने लक्षमां राखीने तेमणे कर्मयोगने वेदान्तने इष्ट गण्यो छे. 'गीता'ना नीचे आपेला श्लोकनुं तेमनुं विवरण एनुं समर्थन करे छे :

अनाश्रित. कर्मफलं कार्यं करोति यः ।
स मंन्यासी च योगी च न निरग्नि र्न चाक्रियः ॥
(अध्याय ६, श्लो. १)

"कर्मना फलनो आश्रय कर्या विना, प्रवाह रूपे प्राप्त थता कर्तव्यने करनार ज संन्यासी छे; तेम योगी पण छे. अग्निहोत्रादिने छोडी देनार के अक्रिय थई रहेनार ते संन्यासी के योगी नथी."

आ परथी समजाशे के शंकरने इष्ट नैष्कर्म्यने नहि, पण 'गीता'मां वारंवार जेनो उपदेश करेलो छे ते निष्काम कर्मयोगने मणिलाल पुरस्कारे छे.

आ निष्काम कर्मना सिद्धान्तने अभेदभावना साथे जोडी दईने तेओ एनो 'चमत्कार' नीचे मुजब वर्णवे छे :

"अभेदभावनानो वेग लागतां फलाभिसंधिनो नाश थई रागद्वेषनो अभाव सिद्ध थाय एटले मनुष्यनुं अन्तःस्थ ओज अथवा बल बद्ध दशामां जे क्षुद्रता, कृपणता, स्वार्थ, अने संकोच, भय, शंका आदिमां क्षीण थाय छे, तेमांथी रक्षित अने संचित थई कर्तव्यनी भव्यतामां वृद्धि करे, स्वार्पण अने प्रेमनी समष्टि-बुद्धिने सतेज करी पराक्रममां चमत्कार अर्पे, ए वात ज्ञानपक्षना

કર્મના વિનાશરૂપ મોક્ષને વળગી પડેલા જનો સમજતા પણ નથી"* કેવળ કર્મરહિતતા, તેમને મતે, વિશ્વવ્યવસ્થાની વિરુદ્ધ છે. એટલે 'ગીતા'નો આધાર લઇને તેઓ નિષ્કર્મવાદની ટીકા કરે છે. સમગ્ર 'ગીતા'મા 'નૈષ્કર્મ્ય' કે 'આનંદ' એ શબ્દો મોક્ષના અનુલક્ષમાં વપરાયા નથી, 'કેવળ કર્તવ્યભાવનાને જ મોક્ષમા મૂકી છે'† એમ તેઓ વિસ્તારથી પ્રતિપાદન કરી બતાવે છે. 'ગીતા'-માથી અભેદલક્ષી કર્તવ્યભાવના ફલિત કરી બતાવતા તેમના નીચેના ઉદ્ગારો લક્ષમાં રાખવા જેવા છે :

"કર્મમાં અકર્મ ને અકર્મમાં કર્મ એ જ કર્તવ્યને અનુસરતા છતા પણ અભેદસાક્ષાત્કાર પામ્યાનો મહિમા છે કર્તવ્ય કર્યા છતાં કર્તવ્યના ફલનો અભિસંધિ ન રાખવો એ કનિષ્ઠ માર્ગ છે, પ્રવાહપતિત કર્તવ્યને કરી દેતા કશો વિચાર જ ન લાવવો એ ઉત્તમ માર્ગ છે ...... કર્તવ્ય કર્યાં છતાં કર્તવ્યનો કશો ઘસારો લાગવા દેવો નહિ ... ગમે તેવા રાગ તાન આલાપ વ્યષ્ટિવ્યષ્ટિમા ચાલે તથાપિ સમષ્ટિના મધુર તાલનો સમ કદાપિ ન ચૂકવો, એવી સમતાને જ શ્રીકૃષ્ણે યોગ એવા નામથી વર્ણવી છે ... સાધન-સંપત્તિ કેવલ નિવૃત્તિ, પ્રમાદ, કર્તવ્યભ્રષ્ટતા, વિનાશ, તેને અર્થે નથી; સમતાને સૂત્રે ટકી કર્તવ્યપરાયણ થવાને અર્થે છે."

છેલ્લે 'શ્રીમદ્ ભગવદ્ગીતાના વેદાન્ત' રૂપે તેમણે મોક્ષ-પ્રાપ્તિના સાધન તરીકે ઉક્ત કર્તવ્યભાવનાને સુંદર રીતે તારવી બતાવી છે :

"કર્તવ્ય કરતે કરતે જ એક એક વાસના છૂટે છે, વાસના છૂટતે છૂટતે જ અધિકાર વિસ્તાર પામે છે, અને સંકોચ તથા

* 'વેદાન્ત', સુ ગ , પૃ. ૧૭૨
† એજન, પૃ ૧૭૪

ભયને સ્થાને વિસ્તાર અને નિર્ભયતાનો રસ હૃદયમાં ભરાતાં, જીવિત પરમોપયોગી, સર્વમય રસમય, અને આત્મમય થઈ રહે છે કર્તવ્ય કરવાથી આમ ઉત્તરોત્તર, વ્યષ્ટિમાત્ર, સમષ્ટિભાવનાની સમીપ જાય છે, એમજ આત્મસાક્ષાત્કારનું અપરોક્ષ ઉપજે છે, સમતાનો યોગ સિદ્ધ થાય છે. " *

કર્તવ્યને ધોરણે, આમ, વેદાન્તસિદ્ધાન્તની કસોટી કરીને, મણિલાલે તેનું વિશાળ સમષ્ટિભાવના રૂપે ઉદ્‌બોધન કર્યું છે. આ કારણે જ વેદાન્ત-સાધ્યને તેમણે 'અભેદ' કે 'પ્રેમ' એવું નામ આપ્યું છે, અને અભેદ-સાક્ષાત્કાર તે માત્ર માહિતી-જ્ઞાન નથી પણ લાગણી એટલે કે અનુભૂતિ છે એમ કહ્યું છે. પરમ પ્રેમનો અવધિ સ્વાર્પણમા જ રહેલો છે. માટે વ્યષ્ટિમાત્ર કર્તવ્યને યજ્ઞરૂપ ગણે અને સમષ્ટિ પ્રત્યે ભક્તિ રાખીને કર્તવ્યમાત્ર કરે એમ તેમનો ઉપદેશ છે. તેમને ઇષ્ટ પ્રાચીન વેદાન્ત તે આ જ પ્રેમ-મૂલક કર્તવ્ય-ભાવનાનો માર્ગ છે. આ પ્રેમ તે અભેદ ફિલસૂફીના આચાર અને વિચારની એકતા સાધનારું ક્રિયાપ્રેરક (dynamic) બળ છે. શંકરે અદ્વૈતના અનુભવનો આનંદ કહ્યો તેને મણિલાલે પ્રવૃત્તિ-પ્રેરક જીવનબળ તરીકે આમ ઉપસાવી આપેલ છે. શાંકર સિદ્ધાન્તના વિકાસમાં આ મણિલાલનું પોતાનું પ્રદાન ગણાવું જોઈએ.

મણિલાલ જ્ઞાન અને પ્રેમની એકરૂપતા સ્થાપે છે તે તેમના ધર્મચિંતનનું એક વિશિષ્ટ અંગ છે. શંકરની તર્કયુક્ત વિચારશ્રેણી અને રામાનુજના ભક્તિ-તત્ત્વનો તેમની ફિલસૂફીમાં સમન્વય થયેલો માલૂમ પડશે. તેઓ ભક્તિનો અર્થ સાક્ષાત્કાર કરે છે. ભક્તિના સર્વોચ્ચ શિખરે પહોંચતાં આપોઆપ જ્ઞાનદૃષ્ટિ ખૂલે છે, તેમ સાચી જ્ઞાનપ્રાપ્તિ પણ પરમતત્ત્વના સાક્ષાત્કારમાં પરિણામ પામે છે. એ

* સુ ગ., પૃ ૧૭૭

સિદ્ધાન્ત પર તેમણે વેદાન્તની ચર્ચા કરતાં ઘણો ભાર મૂક્યો છે. હિંદુ ધર્મ ઉપર પાશ્ચાત્યોનો આરોપ એ હતો કે હિંદુ ધર્મ શુષ્ક તત્ત્વચર્ચામાં જ પરિસમાપ્ત થાય છે અને એમાં અનુભવ વડે સધાતી ઊંચી કક્ષાનો અભાવ છે. તે આરોપને જૂઠો પાડવા મણિલાલે આ સિદ્ધાન્ત પર ભાર મૂક્યો હોય એમ લાગે છે.

આત્મચિંતન અને પ્રેમ એ બન્નેની એકતાનતાનો રસ જ્યારે અપરોક્ષ થાય છે ત્યારે જ જ્ઞાન સફલ થાય છે એ બતાવવા માટે તેઓ અદ્વૈતમાર્ગને 'અભેદમાર્ગ' તરીકે ઓળખાવે છે.* આ 'અભેદ' કે 'પ્રેમ'નો અર્થ વૈષયિક સુખ નહિ કરવાની ચેતવણી આપીને* તેઓ ઉત્તમાધિકારીના પ્રેમની વ્યાખ્યા 'વિરાગ' કરે છે. 'વિરાગ'ને નિષેધને બદલે વિધિવાચક શબ્દ તરીકે ઘટાવવા માટે જ તેઓ 'પ્રેમ' કહે છે. અહંમમત્વરૂપ ભેદ તજીને સર્વમયતા ગ્રહવી એ વિરાગનું તાત્પર્ય 'અભેદ' અથવા 'પ્રેમ'થી સૂચવવાનો તેમનો આશય છે.†

આમ, એક તરફ મણિલાલે 'ગીતા'ની ભક્તિ અને કર્તવ્યભાવનાનો પોતાની અભેદ ફિલસૂફીમાં સમાવેશ કર્યો છે, તો બીજી તરફ 'ગીતા'માંથી અદ્વૈત સિદ્ધાંતને ફલિત કરી બતાવવાનો પણ તેમણે પ્રયત્ન કર્યો છે. શંકર, રામાનુજ, વલ્લભ, મધ્વ, દરેકે પોતપોતાના મતને 'ગીતા'ના શબ્દોમાંથી ઉપજાવવાના યત્ન કરેલા છે. મણિલાલે પણ પોતાના અભેદ સિદ્ધાન્તને 'ગીતા'માંથી સમર્થન મેળવી આપવાનો સહેતુક પ્રયાસ કરેલો છે. તેમણે 'ગીતા'નું ગુજરાતી ભાષાંતર કરેલું છે. આ ભાષાંતરમાં કેટલાંક નવીન તત્ત્વો માલૂમ પડે છે. શબ્દાર્થનો નિશ્ચય કરીને 'ગીતા'નો મૂળ ઉદ્દેશ

---

* મણિલાલે કરેલ 'ગીતા'ના ભાષાન્તરની પ્રસ્તાવના, પૃ. ૪૬

† એજન, પૃ. ૪૭

તાત્પર્યવાનો પ્રયત્ન કોઈ ગુજરાતી કે અંગ્રેજી ભાષાંતરકાર તેમની પહેલાં કરેલો નથી ભાષાંતર આપવા ઉપરાંત તેમણે રામાનુજ, વલ્લભ તથા મધ્વના ગીતા–ભાષ્યો સાથે શંકર, શંકરાનંદ, મધુસૂદન આનંદગિરિ, શ્રીધર અને સદાનંદની ટીકાઓની પરસ્પર તુલના દ્વારા પોતાને થયેલ નિશ્ચયો સમજાવવાની યોજના કરેલી, તે પ્રસ્તાવનામા અભેદ–મીમાંસા કરીને તેમણે પોતાની રીતે અમલમા મૂકી બતાવી છે મીમાંસાની ષડ્લિંગ ઉપપત્તિ ( ઉપક્રમ, ઉપસંહાર, અભ્યાસ, અપૂર્વતા ફળ અર્થવાદ, ઉપપત્તિ ) પ્રમાણે તાત્પર્યનિર્ણય કરવાની પદ્ધતિ જૂના વખતમા હતી, પણ અર્વાચીન કાળમા એનો તાત્પર્યનિર્ણયમા વિનિયોગ કરવાની શરૂઆત મણિલાલે કરી છે તેમની પછી લોકમાન્ય ટિળકે પણ તાત્પર્યનિર્ણયમા એ જ પદ્ધતિ સ્વીકારેલી માલૂમ પડે છ આ સંદર્ભમા જ એ નોધવા જેવુ છે કે ‘ ગીતા ’નુ મુખ્ય તાત્પર્ય કર્મયોગ છે એમ કહેવામા પણ મણિલાલ ટિળકના પુરોગામી છે

‘ ગીતા ’નું ભાષ્ય કરતી વખતે મણિલાલ શંકરના કેવલાદ્વૈત પ્રત્યે પક્ષપાત હોવાનો આક્ષેપ પહેલેથી સ્વીકારી લે છે ‘ ગીતા ’ના વચનો અભેદબોધક છે એમ બતાવવા માટે તેઓ દલીલ કરે છે “ જગતનો અનાદિથી આજ પર્યંત ચાલતો ઇતિહાસ—રાજકીય તેમજ માનસિક—ક્રમે ક્રમે અભેદ ઉપર જ આવતો જણાય છે. માટે મને જે રહસ્ય ગીતામા જણાય છે તેનુ વાસ્તવિક પર્યવસાન અભેદ ઉપર છે, ને જ્યારે એવા રહસ્યનો ગીતામા અવકાશ છે ત્યારે ગીતાના વચનો અવશ્ય કરીને બળાત્કારે પણ અભેદબોધક માનવા પડે છે ’ * ‘ ગીતા ’મા અદ્વૈતવાદનુ પૂર્વરૂપ નથી, પણ ખુદ અદ્વૈત–સિદ્ધાન્ત જ છે એવુ પ્રતિપાદન કરવાનો તેમણે પ્રયત્ન કર્યો છે. પણ તેમ કરવામા અનેક સ્થળે તેમને કૃત્રિમ અને દુરારૂઢ

* ‘ ગીતા ’ ની પ્રસ્તાવના, પૃ ૧૦

શબ્દાર્થી તથા દલીલોનો આશ્રય લેવો પડે છે! વળી ઉપનિષદોમાંથી એક અખંડાર્થ નીકળે છે તે જ સાચો એમ તેઓ માને છે. ઉપનિષદોમાં એકવાક્યતા સિદ્ધ કરવી એ જૂની પ્રણાલિકા છે. મણિલાલે 'ગીતા'ના વિવરણમાં એનું અનુસરણ કર્યું છે. ખરું જોતાં, અત્યારે વૈજ્ઞાનિક દૃષ્ટિએ બધાં ઉપનિષદો એકબીજાંથી સ્વતંત્ર છે અને તેમાં તે તે કાળના શ્રેષ્ઠ વિચારકોએ પોતપોતાની રીતે તત્ત્વ સંબંધી કરેલા વિચારો પ્રરૂપિત થયેલા છે.

'ગીતા'ના શ્લોકોનો મણિલાલે અભેદના પ્રકાશમાં કરેલો અર્થ ભાષ્યકાર તરીકે તેમનું આગવું પ્રદાન ગણાય છે. '**ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति**' એ પંક્તિનો "ઈશ્વર–અભેદ પોતે જ–પ્રાણીમાત્રને પોતાના અનાદિ સ્વરૂપાનુસંધાનક્રમના ચક્ર ઉપર ચઢાવી સ્વરૂપલાભ થતા પર્યંત ફેરવ્યાં જાય છે! આવો અભેદ જાણવો એ જ જ્ઞાન–અપરોક્ષ જ્ઞાન"–એમ અર્થ ઘટાવીને તેઓ અભેદની ભાવનાને જુદાં જુદાં દષ્ટાન્તો આપીને સ્વતંત્રપણે સ્ફુટ કરી આપે છે. "અભેદરૂપી યંત્ર ઉપર જ પ્રાણીમાત્ર ચડેલાં છે, અભેદનું ચક્ર જ સર્વ વ્યવસ્થા સારી રીતે કરી આપે છે" એવો અર્થ કરીને "એને જ પાશ્ચાત્ય તત્ત્વજ્ઞો 'નેચર' 'સ્પિરિટ' 'ફાઇરટ' આદિ નામોથી વર્ણવે છે....અને કાવ્યરસિકો 'રસ' રૂપે ઉપાસી વ્યવહારમાંથી પણ પરમાર્થનો માર્ગ પામરોને બતાવે છે"* એમ અભિપ્રાય આપે છે. '**यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः**' એ પદોનો તે અર્થ કરે છે કે "પ્રાણિમાત્ર અભેદરૂપ યજ્ઞનું શેષ ભોગવે તો જ પાપમાત્રથી મુક્ત થાય"* આમ અભેદસાક્ષાત્કારને યજ્ઞ કહીને તેઓ જાણે કે અભેદપ્રાપ્તિ કરી હોવા છતાં જગતના વ્યવહારમાં જુદા જુદા આચારો વગેરે પાળવા

* 'ગીતા', પ્રસ્તા., પૃ. ૨૮–૨૯

તેને શેષ તરીકે સૂચવે છે! વળી, 'इन्द्रियाणीन्द्रियार्थेषु वर्तन्त इति धारयन्'—એ શ્લોકાર્ધ ટાંકીને, ઇન્દ્રિયો ઇન્દ્રિયોના ભોગ ભોગવે છે, મારે તેમાં કાંઈ નથી એમ શુકવત્ ઉચ્ચારીને અનાચાર-પરંપરાને ચલાવનાર વેદાન્તીઓને જવાબ રૂપે જ 'ગીતા'મા અધિકારક્રમ બતાવેલો છે, એવુ તેઓ પ્રતિપાદન કરે છે. તેના સમર્થનમાં તેઓ "चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन । आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥"–એ શ્લોક ટાંકે છે. ને 'ज्ञानी त्वात्मैव मे मतम्' એ પદોનો "જ્ઞાની છે તે તો મારું, અભેદનુ જ રૂપ છે–અભેદ જ છે એમ હું માનુ છુ"–એવો અર્થ ઘટાવીને તેઓ અભેદજ્ઞાન સારુ ભિન્ન ભિન્ન અધિકાર અનુસાર કર્મ, ઉપાસના, યોગ, જ્ઞાન આદિ ભિન્ન ભિન્ન માર્ગોને વિહિત ગણે છે. 'ગીતા'નો રાજયોગ તેમને પણ ઇષ્ટ છે. પણ ઉત્તમાધિકાર છતા મનોનાશને અર્થે સાધ્ય જે યોગ તેમા શરીરદોષ જ જેમને અંતરાયભૂત હોય તેમને માટે ષટ્ક્રિયાપૂર્વક હઠાભ્યાસ એ ક્રમમા ઉમેરવાની તેમણે ભલામણ કરેલી છે.

'ગીતા'– મર્મને લક્ષમાં લીધા વગર, પોતાના જ મંતવ્યને 'ગીતા'માં જોવાનો ને તેમાથી ફલિત કરવાનો આગ્રહ તેમને કેટલી હદે લઈ ગયો છે તે ઉપર ઉલ્લેખેલ દૃષ્ટાંતો બતાવી આપે છે. 'ગીતા'માથી અભેદનો બોધ તારવવામાં તેના વચનોનો વાચ્યાર્થ પોતાને અનુકૂળ નહિ આવતાં તેઓ સપ્રયોજન લક્ષણાનો આશ્રય લઈને તેમાંથી કેવળ લક્ષ્યાર્થ કાઢે છે તે કૃત્રિમ લાગે છે. તેમ છતાં, ઉપનિષદનાં વાક્યો સાથે 'ગીતા'નો અભેદબોધક અર્થ બેસાડવાનો મણિલાલનો આ પ્રયત્ન તેમની તર્કશક્તિ અને અભેદભક્તિનું સ્મરણીય દૃષ્ટાંત બની રહે છે.

મણિલાલના અદ્વૈત–ભાષ્યમા અધિકારક્રમને અગત્યનું સ્થાન છે. અધિકાર વિના જ્ઞાનપ્રાપ્તિ કે ચારિત્ર્ય–શુદ્ધિ સંભવે નહિ.

અધિકાર સમજ્યા વિના જ્ઞાનની વાતો કરવી તેને તેઓ તત્ત્વજ્ઞાનનો દુરુપયોગ કહે છે. અધિકારક્રમનો અનાદર કરીને જેઓ કેવળ શુષ્ક વેદાન્તની ચર્ચા કરે છે તેમની નીતિનો પાયો સડી જાય છે. કર્મ, ઉપાસના અને જ્ઞાનના ક્રમ અનુસાર અધિકાર કેળવીને જ્ઞાનપ્રાપ્તિ કરવા ઉપર તેમણે ભાર મુકયો છે. દુરાચારનું કારણ ભેદ અને તદનુષંગી અધિકારન્યૂનતા છે. અધિકાર–પ્રાપ્ત જ્ઞાન સર્વત્ર એકતાનો પ્રેમ દ્વારા અનુભવ કરાવે છે. આગળ જોયું તેમ, આચાર અને વિચારની એકતાનું સાધન પ્રેમ છે. એ પ્રેમનો અનુભવ તે જ જીવન્મુક્તિ. વેદાન્તની પરિભાષાના બ્રહ્મ, ચૈતન્ય કે ઈશ્વરના પર્યાય રૂપે મણિલાલ આ 'પ્રેમ' શબ્દનો ઉપયોગ કરે છે. તેને જ તેમણે પિંડબ્રહ્માંડાભેદ કહ્યો છે.

નીતિ–ધોરણમાં પણ તેમણે પિંડબ્રહ્માંડાભેદને જ નિયામક ગણ્યો છે. વ્યષ્ટિમાત્રે સમષ્ટિના એક અંકોડા રૂપે વ્યવહરવાનું છે. અનુભવથી જ્ઞાનનો આરંભ છે અને અનુભવ ઇન્દ્રિયજન્ય છે એ બિન્દુથી આરંભ કરીને પદાર્થસ્વરૂપ અને વિશ્વસ્વરૂપનો વિચાર કરતાં જે વાત સિદ્ધ થાય, જીવિતનો જે હેતુ સમજાય તે પ્રમાણે નીતિનું ધોરણ રચાવું જોઇએ. વસ્તુતઃ પદાર્થવિજ્ઞાન અને તત્ત્વશાસ્ત્રનો જેમાં એકત્ર રૂપે સમાસ થાય તે જ અભેદનું શાસ્ત્ર છે. અભેદ અથવા સુખ નીતિનિયામક હોઈ સ્વહિતવાદ ને પરહિતવાદનો તેમાં વાસ્તવિક ભેદ રહ્યો નહિ. કારણ, અદ્વૈતશાસ્ત્રમાં સ્વ એટલે પિંડ અને પર એટલે બ્રહ્માંડનો વાસ્તવિક ભેદ છે જ નહિ; જે વ્યવહારરૂપ ભેદ તે પરમાર્થરૂપ અભેદમાં પર્યવસાન પામે તો જ સુખ છે. ટૂંકમાં, પિંડનું વર્તનમાત્ર–શરીરચેષ્ટા સુદ્ધાંત–બ્રહ્માંડના વર્તનને અનુસરે તે ઉત્તમ નીતિ. બેન્થમ અને મિલે પુરસ્કારેલો પરહિતવાદ 'ઘણામાં ઘણાનું ઘણું સુખ એ કર્તવ્ય' તે નિયમને સ્વીકારતો હોવા છતાં મણિલાલના અભેદસિદ્ધાન્તને તે સ્વીકાર્ય નથી. એમને મન તો

કર્તવ્ય એજ સુખ છે. અમુક કર્તવ્ય છે એમ માનવાની જે અનિવાર્ય ભાવના તે પણ અભેદસાક્ષાત્કાર યાને સ્વરૂપાનુસંધાનનો જ બલિષ્ઠ વ્યાપાર છે એમ તેમણે કહેવું છે.* પ્રો રામનારાયણ પાઠકે બતાવ્યુ છે તેમ, મણિલાલનો આ નીતિસિદ્ધાન્ત કેન્ટના 'Categorical Imperative'ના પર્યાયરૂપ છે † જડવાદપ્રેરિત સ્વહિતવાદ આ અદ્વૈતનીતિને બંધ બેસે નહિ એ દેખીતુ છે 'ખાનગી' અને 'જાહેર' એવા નીતિના ભેદ મણિલાલને માન્ય નથી ઇતિહાસ અને રાજકારણના વિષયોમા ખાનગી નીતિનો અનાદર કરીને રાજ-કાર્ય કરવાની નીતિની હિમાયત કરવામા આવે છે તેનો તેઓ વિરોધ કરે છે. ગઈ સદીના વિખ્યાત અગ્રેજ તત્ત્વચિન્તક પ્રો. હેનરી સીજવિકના 'Practical Ethics' નામના લેખને સમર્થન રૂપે ટાંકીને તેઓ 'વ્યષ્ટિમાત્ર સમષ્ટિના અંગરૂપ છે અને સમષ્ટિથી ભિન્ન પડીને તે પોતાનુ કોઈ પણ વર્તન યોજી શકે જ નહિ' એમ સાબિત કરી બતાવે છે ને સૌને મન, કર્મ અને વાણીની એકતારૂપ પરમ નીતિમાર્ગ અપનાવવાનો અનુરોધ કરે છે ‡

અભેદવાદને અગે મણિલાલે પ્રવૃત્તિ અને નિવૃત્તિનો તાત્ત્વિક ભેદ સમર્થપણે તારવી બતાવ્યો છે. અહી પણ તેમની સ્વતત્ર વિચારશક્તિની પ્રતીતિ થાય છે 'જગતમાં મનુષ્યની નીતિ જગત્ દુઃખમય છે એમ માની નિવૃત્તિરૂપ (pessimism)× છે કે જગત્ સુખમય

* 'આત્મનિમજ્જન', પૃ પર

† 'આપણો ધર્મ', ઉપોદ્ઘાત,પૃ ૧૩

‡ 'વ્યાવહારિક નીતિ', સુ ગ, પૃ ૨૮૩-૨૮૫

× નિવૃત્તિમાર્ગને માટે મણિલાલે 'pessimism' શબ્દ વાપર્યો છે તે જગતને દુઃખમય ગણનાર નૈરાશ્યવાદના અર્થમા છે સદર્ભ જોતા સમજાય છે કે વેદાન્તને ઇષ્ટ 'પ્રવૃત્તિમા નિવૃત્તિ' નો બોધ કરનાર નિવૃત્તિમાર્ગના પર્યાય રૂપે તેમણે એ શબ્દ વાપર્યો નથી

છે એમ માની પ્રવૃત્તિરૂપ (optimism) છે?' — એ બે પ્રશ્નોને નજર સમક્ષ રાખીને તેમણે પ્રવૃત્તિ-નિવૃત્તિની મીમાંસા કરેલી છે. મનુષ્યને 'આકલિક સંસર્ગમાં ફરનારા પ્રાણી' તરીકે ઓળખાવીને તેઓ શરીર, મન અને હૃદયના પરસ્પર વિનિમય દ્વારા કલા, શાસ્ત્ર, કાવ્ય, તત્ત્વજ્ઞાન આદિનો ઉદ્ભવ થાય છે એમ બતાવે છે. આ પ્રકારના વિનિમયોથી પ્રવૃત્તિ થાય છે. દરેક પ્રવૃત્તિની પાછળ કોઈને કોઈ હેતુ હોય છે પ્રવૃત્તિના સાધ્ય સુખ ઉપર માણસની રસવૃત્તિ બંધાય છે, જે તેને તે પ્રવૃત્તિ કરવા પ્રેરે છે. એકનો એક રમ નિર્વેદ ઉત્પન્ન કરે; એટલે આ નિર્વેદમાંથી બચવા માટે માણસ જુદી જુદી પ્રવૃત્તિઓ આરંભે છે; પણ, મણિલાલ કહે છે, "ગમે તેટલી નવીનતાનો તેના ઉપર ઢોળ ચઢાવો પણ એક ફૂંક મારતાંની સાથે તે (=નિર્વેદ) બધા ઢોળને ઉરાડી મૂકી, પોતાનું કાળું મોઢું આગળ ને આગળ ધરે છે" આ નિર્વેદરૂપી 'રાક્ષસ' અને તેના ત્રાસનું તેમણે હૃદયંગમ ચિત્ર દોર્યું છે. જેમણે ઉઘાડી આંખે તેને જીતવા, તેને રસમય કરવા પોતાનો ભોગ આપ્યો છે 'તેમનાં શોધ, ચમત્કાર, ઉદ્ગારાદિ ભવ્ય શાસ્ત્ર, ભવ્ય ધર્મ, ભવ્ય ચરિત્ર, ભવ્ય કાવ્ય, ભવ્ય ઉર્મિવિલાસ રૂપે' અમર રહી જાય છે. પણ જે ભોગ આપવાને બદલે નિર્વેદને વળગી રહીને તેને જીતવા મથે છે, તે તો ચોરી, લંપટતા, લુચ્ચાઈ, વ્યસન વગેરેમાં ડૂબી જાય છે એમ તેમનું વક્તવ્ય છે. *

'પ્રવૃત્તિ એ જ પ્રવૃત્તિનું સુખ છે' એ સૂત્ર નિર્વેદ ન આવે એવા સુખની પ્રાપ્તિ માટે ઉપયોગી નથી. કારણ, પ્રવૃત્તિ અટકી એટલે નિર્વેદ આવવાનો જ. શરીર, મન, હૃદય વ્યક્તિએ વ્યક્તિએ ભિન્ન હોઈ તેનો વિનિમય ભેદનો વિસ્તાર કરે છે અને તેથી નિર્વેદ ઉત્પન્ન કરે છે. કોઈક માનસિક કે હૃદયના અનુભવ ઉત્તરોત્તર એક

* 'નિવૃત્તિમાર્ગ', સુ ગ., પૃ૦ ૨૩૩-૩૪

એકનાં દશ્ય-દ્રષ્ટારૂપ છે. શરીર તથા હૃદયના અનુભવ તેથી ભિન્ન મનને દશ્ય છે, ને મનના અનુભવ તેનાથી પર આત્માને દશ્ય છે. આત્મા નાનાત્વવાળો નહિ હોવાથી તે કોઈનો દશ્ય નથી, સ્વત સિદ્ધ, સર્વમય, સર્વદ્રષ્ટા છે. પ્રવૃત્તિમાત્રમાં આ આત્મદર્શન કરવું તે જ સાચો રસ અને સાચું સુખ રહેલું છે, એનાથી પ્રવૃત્તિમાત્ર 'એક નાટકવત્' થઈ જાય છે અને પ્રવૃત્તિને જે વારવાર નવીનતા અર્પવી પડે છે તેની અપેક્ષા રહેતી નથી, પ્રવૃત્તિનો દ્રષ્ટા જ સર્વદા નવીન નવીન પ્રકારે અભેદમય સર્વમયતામાં રમ્યા કરે છે, એમાં નિર્વેદને અવકાશ નથી. આને જ તેઓ પ્રવૃત્તિમાં નિવૃત્તિ કહે છે. વેદાન્તનો નિવૃત્તિમાર્ગ પ્રવૃત્તિના અભાવરૂપ નિવૃત્તિને બદલે જ્ઞાનરૂપ નિવૃત્તિનો સ્વીકાર કરે છે તે આ જ.*"

પશ્ચિમના દુઃખવાદ અને ભારતીય નિવૃત્તિમાર્ગ વચ્ચેનો તફાવત સ્પષ્ટ છે. દુ:ખવાદનું પર્યવસાન આત્મહત્યામાં થાય, ત્યારે અદ્વૈતલક્ષી નિવૃત્તિમાર્ગ સર્વ પ્રવૃત્તિમાં સ્વરૂપાનુસંધાન કરાવીને અભેદાનુભવનું સુખ અપાવે. એકમાં ઉદાસીનતા ને નિરાશા છે, બીજામાં જ્ઞાનયોગજન્ય આનંદ અને સ્વરૂપાનુસંધાનની આશા છે. જગત્ કેવળ દુ:ખમય છે, કોઈની સાથે 'આ મારું છે' એવી આત્મતા કરવી નહિ એ જ દુઃખના સન્તાનને વધારી ક્લેશ કરાવનાર છે, માટે અનાત્મભાવના જ શ્રેયસ્કર છે એવો બૌદ્ધ સિદ્ધાન્ત પણ તૃષ્ણોચ્છેદ અને વાસનાક્ષય દ્વારા અભેદને લક્ષે છે. જગતને સત્ય માનીને પ્રવૃત્તિ કરનાર પુષ્ટિસંપ્રદાય તેમજ પાશ્ચાત્ય સુખવાદનો પ્રવૃત્તિમાર્ગ બાહ્ય વિશ્વમાં રસ અને સુખ શોધે છે અને ચિત્તને વિક્ષેપની પરંપરાએ ચડાવે છે. નિવૃત્તિમાર્ગ આંતર વિશ્વમાં રસ અને સુખના નિદાનને ઓળખી વિશ્વમાત્રને તેમાં વિલય પમાડે છે. પાશ્ચાત્ય કેળવણીને લીધે જેમનું ચિત્ત વિક્ષિપ્ત થઈ ગયું હતું

* 'નિવૃત્તિમાર્ગ', સુ. ગ, પૃ૦ ૨૩૫

તેવા, નિર્વેદનો ભોગ થઈ પડેલા સમકાલીન ગુજરાતી તરુણોને મણિલાલે 'પ્રવૃત્તિમાં નિવૃત્તિ'નો આ સિદ્ધાન્ત જીવનમાં ઉતારવાનું ઉદ્‌બોધન કરીને આશ્વાસન અને પ્રોત્સાહન પૂરાં પાડ્યાં છે.*

આમ, અદ્વૈત મણિલાલની તત્ત્વચર્ચાનો આદિ, મધ્ય અને અંત બની રહે છે. અભેદભાવના તેમના સમગ્ર ચિંતનનું ચાલક અંગ છે; તેમના વ્યક્તિત્વનો સચેત, સમુજ્જ્વલ અંશ છે; તેમની ફિલસૂફીનો પ્રાણ છે. એ ધર્માનુભવની 'ઝલક' પોતાના તેમજ ગુર્જર પ્રજાના ચિદાકાશમાં છાયેલી જોવાની તેમને તીવ્ર આકાંક્ષા હતી. આથી તેમનું લેખનકાર્ય શાસ્ત્રચર્ચા કે તત્ત્વનિરૂપણમાં સમાપ્ત થવાને બદલે લોકોમાં સાચું ધર્માચરણ કેળવે તેવી સ્વધર્મભાવના જાગૃત કરવા પર્યંત વિસ્તર્યું હતું. 'સુદર્શન'માં ૧૮૯૪ના ડિસેંબરથી ૧૮૯૮ના મધ્યેંબર સુધી તેમણે એકધારી ચાલુ રાખેલી 'અભ્યાસ' નામની લેખમાળા આનો સબળ પુરાવારૂપ છે. બાહ્ય પ્રસ્તાર તેમજ આંતિરિક સંપત્તિની દૃષ્ટિએ મણિલાલના ધર્મવિષયક લેખોમાં એનું સ્થાન પહેલું છે. વ્યાવહારિક શક્યતાઓને લક્ષમાં લઈને રચાયેલું વેદાન્તદર્શનનું આ સમર્થ મૌલિક ભાષ્ય તેમનાં સર્વ લખાણોમાં નવી જ ભાત પાડે છે. એમાં વેદાન્તશાસ્ત્રની પ્રત્યક્ષ જીવનને લક્ષતી ઊંડી, સચોટ અને સર્વગ્રાહી પર્યાલોચના છે. આ લેખમાળા અદ્વૈતના સાધના-માર્ગની સરળ અને રસભરી શૈલીમાં સમજૂતી આપે છે. શાંકર સિદ્ધાન્તના મર્મને ખૂબીપૂર્વક ગ્રહીને તેમણે તેને અખંડ જીવન-વ્યાપી આદર્શ રૂપે અદ્‌ભુત ચતુરાઈથી ફલિત કરી બતાવ્યો છે. આરંભમાં અધિકારભેદ સમજાવીને તેમણે એ લેખમાળામાં અદ્વૈત-જ્ઞાનમાં શ્રવણ, મનન તથા નિદિધ્યાસનનાં વિવેક, વૈરાગ્ય, શમાદિષટ્‌સંપત્તિ અને મુમુક્ષુતા એ સાધનચતુષ્ટય સાંગોપાંગ નિરૂપ્યાં છે. પ્રત્યેક ચર્ચા-બિન્દુએ તેમણે

* 'નિવૃત્તિમાર્ગ', સુ ગ., પૃ૦ ૨૩૬

સાધકને પડતી નાની મોટી મુશ્કેલીઓને સાવધાનપણે લક્ષમાં રાખીને, વિશાળ દૃષ્ટિએ વિષયની ગવેષણા કરેલી છે.* આહાર, વિહાર, વિચાર, વાચન, સોબત આદિ સર્વ વ્યાવહારિક પ્રવૃત્તિઓમાં વિરાગની વૃત્તિ પરોવીને વેદાન્તને જીવનમા વણવાની કળા તેમણે શીખવી છે. વેદાન્ત વિશે વેદાન્તીઓમાં તેમજ વેદાન્ત અને વેદાન્તીઓ વિશે લોકોમા પ્રચલિત ભ્રમોનું પણ તેમાં તેઓ સાથે સાથે નિરસન કરતા ગયા છે. અદ્વૈત-ભાવનાને હૃદયમા ધારણ કરીને તેના સંપૂર્ણ સાક્ષાત્કાર સારુ જીવન આખું ચતુર્થાનુસંધાનપૂર્વક ગાળવું, વ્યવહારમાં સતે પરમાર્થનું પાલન કરીને આત્મવત સર્વભૂતેષુ જોવાની અભેદદૃષ્ટિ કેળવવી એ અહીં તેમણે કરેલા ધર્મોપદેશનું સ્વારસ્ય છે ખપજોગી કેળવણી પામેલા, મધ્યમ વર્ગના ધર્મજિજ્ઞાસુ લોકોને આર્ય ધર્મ તથા તત્ત્વજ્ઞાનના નિષ્કર્ષરૂપ વેદાન્તને પ્રત્યક્ષ જીવનમાં ઉતારવાનું જ્ઞાન આપવાના પ્રયોજનથી આ લેખમાળા પ્રેરાયલી હતી. વ્યુત્પત્તિ, સૂક્ષ્મ અને વિશાળ દૃષ્ટિ, દૃઢ વેદાન્તનિષ્ઠા અને તેજસ્વી ભાષાશૈલીના યોગે કરીને મણિલાલ એ પ્રયોજનસારી રીતે પાર પાડી શકયા હતા. દુર્ભાગ્યે, 'અભ્યાસ'ના વિષયમાં સાધનચતુષ્ટય બાદ આવતો અદ્વૈતસાક્ષાત્કારનો–અર્થાત તેના શ્રવણ, મનન, નિદિધ્યાસનનો – ઉત્તર ભાગ આપવા એ જીવી શકયા નહિ, અને એ લેખ એ અધૂરો રહ્યો. પણ છેલ્લા શ્વાસ પર્યન્ત ચાલુ રાખેલી આ લેખમાળા તેમને માટે શિક્ષિત ને અર્ધશિક્ષિત જનસમાજમાંથી મોટો શિષ્યસમુદાય ઊભો કરી આપનાર જીવન-કાર્યરૂપ નીવડી હતી એમાં શંકા નથી.

### પ્રાચીન આર્ય ધર્મની વકીલાત

અદ્વૈતના કીમિયા વડે મણિલાલે જીવનની અનેકવિધ

* એ લેખમાળામા તન્મયતા, મલવિક્ષેપ, વિવેક, વિરાગ, વ્યવહારમાં નીતિ અને લોક વિશે તેમણે આપેલી સમજૂતી તેના મુખ્ય દૃષ્ટાન્તો છે (જુઓ સુ. ગ., પૃ. ૪, ૮-૧૧, ૨૦-૨૧, ૨૩-૨૫)

વિસંવાદિતાઓનું સમાધાન કરી આપ્યું છે. ધર્મ અને સત્યની પરસ્પર અવિરોધ-સ્થિતિ તો તેના વડે લગભગ સ્વયંસ્પષ્ટ બની રહે છે. શાસ્ત્ર અને યુક્તિની મદદથી તેઓ સાબિત કરી આપે છે કે જીવનના પરમ ધર્મરૂપ સત્યનું સીધામાં સીધું રૂપાંતર આર્યધર્મમાં થયેલું છે. સ્વધર્મની શ્રેષ્ઠતા એટલે મણિલાલને મન અભેદની જ શ્રેષ્ઠતા છે. આથી તેઓ વેદાન્તની પરિપાટી ઉપર હિંદુ ધર્મ અને સંસ્કારના મુખ્ય તત્ત્વ સમજાવીને સ્વધર્મની ઉત્કૃષ્ટતા સિદ્ધ કરવાનો સમર્થ પ્રયાસ કરે છે. 'સિદ્ધાંતસાર' અને 'પ્રાણવિનિમય' તેમના આ પુરુષાર્થનાં ઉત્તમ ફળ છે. તેમની આ પ્રવૃત્તિ ચોક્કસ સ્વરૂપે સભાનપણે, પ્રજાના કેળવાયેલા અને બુદ્ધિશાળી વર્ગને લક્ષમાં રાખીને યોજાયેલી હોવાથી, લખતી વખતે તેઓ કળાકારની તટસ્થતા જાળવવાને બદલે ધર્મપ્રચારકના જુસ્સાથી આગળ વધ્યા હતા. એ જમાનામાં, પહેલા પ્રકરણમાં જોયું તેમ, પાશ્ચાત્ય સંસ્કારના ધસારાને કારણે પાદરીઓ તેમજ શિક્ષિત હિંદુ 'સુધારક' વર્ગ તરફથી હિંદુ ધર્મ ઉપર આક્રમણ ચાલુ હતું. તેની સ્થિતિ પણ અપ્રાગતિક થઈ ગઈ હતી. તેનાં મૂળ રહસ્યો સંશોધીને તેની ખૂબીઓ પ્રજા સમક્ષ પ્રગટ કરવા અને વિદેશીય સંસ્કારની સાથે તેની તુલના કરીને પ્રાચીન આર્યધર્મની શ્રેષ્ઠતા સાબિત કરવા પાછળ પ્રજાના સામાન્ય તથા ભણેલા વર્ગને ધર્માભિમુખ કરવાનો મણિલાલનો ઉદ્દેશ હતો. આ કારણે ગોવર્ધનરામની માફક પૂર્વ અને પશ્ચિમના સંસ્કાર-પ્રવાહોના તટસ્થ દ્રષ્ટા ને ન્યાયાધીશ બનવાને બદલે તેઓ ઉત્તર નર્મદની માફક આર્ય ધર્મના વકીલ બની બેઠા. 'સિદ્ધાંતસાર' લખતી વખતે તેઓ જાતે જ એની સ્પષ્ટ કબૂલાત કરે છે -

"પ્રાચીન અદ્વૈત આજકાલના સુધારા આગળ ગુનેગારના પાંજરામાં છે, તેની અને તેના 'જડજ'ની જગોની ફેરબદલી કરાવવી એટલી જ મારી વકીલાત છે, તેમ થયા પછી જે ન્યાયાધીશ થશે

તે જ આચાર્ય થઈ 'શું કરવું' તે બતાવશે.''*

અદ્વૈત–સિદ્ધાન્તને સર્વોચ્ચ ભાવના તરીકે ઘટાવવા સારુ અને આર્ય સંસ્કૃતિને દુનિયાની જૂનામાં જૂની–અને તેથી સર્વોત્તમ–સંસ્કૃતિ તરીકે પ્રમાણવા માટે તેમણે 'સિદ્ધાંતસાર'માં શ્રમપૂર્વક એકઠી કરેલી વિગતો અને જડવાદની ઉપર ચેતનવાદની સરસાઈ સ્થાપિત કરવા સારુ મમત્વ વેલો 'પ્રાણવિનિમય'નો પ્રયોગ તેમના ઉપર્યુક્ત કથનની સાક્ષી પૂરે છે. આથી તો તેમણે કાન્ત અને રમણભાઈ જેવા સમકાલીન સુધારક વર્ગના લેખકોનો સારી પેઠે વિરોધ વહોરી લીધો ને એ બન્ને વિદ્વાનોએ તેમને સનાતની ગણી કાઢીને તેમની સાથે સમાજ–સુધારાને અંગે ધર્મ–તત્ત્વ પરત્વે લાંબી વિવાદપરંપરા ઊભી કરી. મણિલાલે આર્ય ધર્મની સર્વોત્કૃષ્ટતા કેવી રીતે સિદ્ધ કરી અને તેને અંગે તેમને કેવા ઉગ્ર વિરોધનો સામનો કરવો પડ્યો હતો તેનો, 'સિદ્ધાંતસાર'માં તેમણે કરેલા સિદ્ધાંત–નિરૂપણનો, કાન્તે તેના કરેલા પ્રકરણવાર અવલોકનને લક્ષમાં રાખીને, વિચાર કરતાં, યથાર્થ ખ્યાલ મળે તેમ છે.

'સિદ્ધાંતસાર'†

'સિદ્ધાંતસાર' મણિલાલના ધર્મચિન્તનનો મૌલિક આકર–ગ્રન્થ છે. તેઓ વિશ્વોત્પત્તિ, મનુષ્યોત્પત્તિ અને ધર્મોત્પત્તિને અનાદિ

---

* 'સિદ્ધાન્તસાર' (આ ત્રીજી), પ્રસ્તાવના, પૃ ૬

† સિ સા. લખતી વખતે પોતે પક્ષ કે વાદના ગ્રહથી મુક્ત રહી શકશે એવો વિચાર મણિલાલના મનમાં આવ્યો હશે. તેથી ધર્મ–તત્ત્વના ઇતિહાસનું દર્શન તટસ્થ રહીને કરાવવાનો ઉદ્દેશ તેમણે એ ગ્રંથમાં નીચે મુજબ વ્યક્ત કર્યો છે.

" ગીતા, સૂત્ર, ઉપનિષદ્ આદિના ધારીએ તેટલા અર્થ હોવાનો સંભવ છે સ્વતંત્ર, સ્વાભાવિક, યથાર્થ અને સરલ અર્થ કિયો છે, તે જાતે સંસ્કૃત જાણી, બધા ગ્રંથો વાંચી વિચાર્યા વિના, નિશ્ચયમાં આવી શકે

એટલે કે વિચારમાં ન ઊતરી શકે તેવાં–અકળ–ગણે છે. ધર્મની ઉત્પત્તિ કેમ થઈ એ સમજાવું મુશ્કેલ છે અને તે કદી સમજાય એમ લાગતું નથી એમ તેઓ ડૉ. મેક્ષમૂલરનાં વચનોને આધાર રૂપે ટાંકીને કહે છે.* એનો અર્થ એમ નહિ કે ધર્મ–તત્ત્વના અર્વાચીન સ્વરૂપ અને તેના ફળ વિશે વિચાર ન થઈ શકે. ઇતિહાસ, પ્રકૃતિ અને માનવ આત્માની સર્વ કાળે પ્રતીત થતી એકરૂપતા ધર્મભાવનાના સ્વરૂપનો વિકાસ સમજવામાં અવશ્ય સહાયભૂત નીવડે. મણિલાલ ધર્મનો 'ઈશ્વરને સમજવાની બુદ્ધિ' એમ સાદો પણ વ્યાપક અર્થ કરીને તેનું લક્ષણ બાંધે છે કે 'અનંત અવિકૃત

નહિ, અર્થાત્ અમુક મતમતાંતરનો આગ્રહ કરી અમુક વાક્યનો અર્થ અમુક જ છે, એમ લખવું વ્યર્થ છે. જે અર્થથી ઘણાંમાં ઘણાં વાક્યો મચડ્યા વિના સરલ રીતે સમજાઇ જતાં હોય અને યુક્તિમાત્રથી જોતાં પણ જે અર્થ સંગત લાગતો હોય, તે જ ખરો અર્થ–ધર્મ–એમ નિયમ રાખી વિચારવું ઠીક પડે છે. ઉપનિષદ્‌માં કે સૂત્રોમાં આમ કહ્યું છે, એમ કહેવા જતાં અમુક મતનો સ્વીકાર થઇ જાય છે, ને તેથી વિરુદ્ધ મતવાળાને કહેનારનું વાક્ય અશ્રદ્ધેય થઈ પડે છે. આમ ન થાય, અને કેવલ નિષ્પક્ષપાતથી ગ્રંથોનો વિષયમાત્ર સમજાય, એટલો હેતુ રાખી આ લેખમાં, મેં બહુ સંભાળ ને સંકોચથી આ બાબતનું લખાણ કરેલું છે." (સિ. સા., પૃ. ૧૦૩, પાદટીપ).

પ્રસ્થાનત્રય વિશે ભાષ્યો લખનારા વિવિધ આચાર્યોના સંપ્રદાયોનો યથાર્થ પરિચય આપીને મણિલાલે ઉપલી પ્રતિજ્ઞા ઘણે અંશે પાળી છે. પણ શાંકર વેદાન્ત માટેનો તેમનો પક્ષપાત અદમ્ય હતો. વળી આર્ય ધર્મની શ્રેષ્ઠતા સાબિત કરવા માટેનો તેમનો ઉત્સાહ પણ એટલો જ ઉત્કટ. તેથી પ્રાચીન–અર્વાચીન અને પૂર્વ–પશ્ચિમની તુલનામાં તેઓ તટસ્થ રહી શકતા નથી. 'સુધારા'વિષયક લખાણોમાં પણ તેઓ દૃષ્ટિની સમતુલા જાળવી શકતા નથી. એટલું જ નહિ, વખત જતાં ખુદ સિ. સા. 'સુધારક' પક્ષ સાથેના તેમના વિવાદનું મુખ્ય નિમિત્ત બની રહે છે.

* સિ. સા., પૃ. ૫૩

પરમાનંદ પામવા માટે મનુષ્ય બુદ્ધિમાં રહેલી સ્વભાવિક પ્રેરણાને સંતોષ પમાડવાનો માર્ગ.'* મનુષ્ય જુદી જુદી વસ્તુઓમાં તે આનંદ કલ્પીને છેવટે કોઈ અવિકારી, અનાદિ, અનંત મહાવસ્તુ-ઈશ્વર-નો આશ્રય લે છે. વિશ્વરચનાના ચમત્કારની પૂજાથી, ગ્રહોપગ્રહથી ભરપૂર આકાશના દર્શન માત્રથી, પિતૃપૂજાથી યા તો સજીવારોપણથી ધર્મબુદ્ધિનો આરંભ થયો હોવો જોઈએ એમ જગતના વિવિધ તત્ત્વચિન્તકોએ તર્ક કરેલા છે.+ મણિલાલે આ ચારમાંથી પહેલી કલ્પનાને લક્ષમા લઈને આર્યાવર્તમાં ઉદ્ભવ પામેલી ધર્મભાવનાનો વિકાસ અને તેને અનુષંગે જગતના વિવિધ ધર્મોનો ટૂંકો તુલનાત્મક ઈતિહાસ આલેખવાનો પ્રયત્ન કર્યો છે. રેવ. ઈ. જેન્કીન્સનો અભિપ્રાય ટાંકીને તેઓ બતાવે છે કે ધર્મ સંબંધે માણસના મનમા મૂળ બે જ ભાવના ઊંડેલી: (૧) કોઈ બુદ્ધિમાન્ સ્રષ્ટાએ સૃષ્ટિ રચી છે; (૨) માણસના શરીરનો ચૈતન્યરૂપ વ્યવહાર જેથી આવે છે તે તત્ત્વ મરણ પછી પણ મરતું નથી.‡ ધર્મોત્પત્તિના આરંભ રૂપે કલ્પાયેલી વિશ્વપૂજામાં એક નિયંતાની ભાવના મિશ્રિત હતી જ એમ તેઓ વેદના મંત્રોનો હવાલો આપીને સૂચવે છે.

અનાદિ વિશ્વમાં મનુષ્યની વસ્તી ક્યારે શરૂ થઈ તે ચોકક્સ કળાવું મુશ્કેલ છે. પણ છેલ્લાં દસબાર હજાર વર્ષનો તેનો જે કાંઈ ઈતિહાસ જાણવા મળે છે તે પરથી મિસર અને આર્યાવર્ત દુનિયાના જૂનામાં જૂના દેશ તરીકે ગણાયેલા છે. આ ઈતિહાસ દ્વારા, બીજી બાબતોની માફક, ધર્મવિચારનો પણ પ્રાચીનમાં પ્રાચીન ક્રમ એ બે દેશોમાં જ થયેલો માલૂમ પડે છે. મણિલાલ મિસર અને

* સિ. સા., પૃ ૪૯
+ એજન, પૃ ૪૯–૫૦
‡ સિ સા, પૃ. પર

આર્યાવર્તને 'આખી દુનિયાનાં ધર્મવિચારનાં ઉત્પત્તિ-સ્થાન' તરીકે ઓળખાવે છે અને કહે છે કે 'એ બે દેશના ધર્મવિચાર એક એકને સંપૂર્ણ રીતે મળતા છે'.* દુનિયાના બધા ધર્મોનું મૂળ એક અને તે આર્યાવર્તમાં જ છે એ તેમનું મુખ્ય પ્રતિપાદન છે. પહેલા પ્રકરણમાં તેઓ સર્વમાન્ય એક ધર્મભાવના નક્કી કરવાની આવશ્યકતા પર ભાર મૂકે છે † અને છેલ્લાં બે પ્રકરણોમાં ભારતીય અને પાશ્ચાત્ય તત્ત્વદૃષ્ટિની તુલના કરીને જગતની સર્વમાન્ય ધર્મભાવના થવાને લાયક કોઈ પણ ધર્મ હોય તો તે અદ્વૈતમૂલક આર્ય ધર્મ જ છે એમ સિદ્ધ કરવાનો તેમણે પ્રયાસ કર્યો છે. વચ્ચેનાં પ્રકરણોમાં વેદ, ઉપનિષદ, સૂત્ર, સ્મૃતિ, ષડ્દર્શનો, બૌદ્ધ જૈન અને ચાર્વાક મતો, પુરાણો, તંત્રો અને વિવિધ પંથ-સંપ્રદાયોનો તુલનાત્મક પરિચય આપવામાં આવ્યો છે.

મણિલાલ વેદને ઈશ્વરદત્ત નહિ, પણ ઈશ્વરપ્રેરિત કહે છે. વેદની અનાદિતા મુસા પેગંબર અને મહંમદને પ્રાપ્ત થયેલ આદેશો તેમજ મિસરના મરણોત્તર વિધિ (ritual of the dead) કે ઈરાનના અવસ્તાના જેવી નથી; જુદા જુદા ઋષિઓના ધ્યાનમાં વેદમંત્રો પ્રતીત થયા, દૃષ્ટ થયા (ઋષિઓ તેને બનાવી શકે નહિ) માટે ઋષિઓ મંત્રદ્રષ્ટા કહેવાયા ને વેદમંત્રો અપૌરુષેય, અનાદિ અને નિત્ય કહેવાયા એમ તેમનું પ્રતિપાદન છે.‡ સર્વોપરિ કોઈ ઈશ્વર એ ભાવના-મિશ્રિત મૂર્તિપૂજા-દેવપૂજા-વિશ્વસત્ત્વપૂજા-એ જ મૂલધર્મવિચારનું કે વેદમાંના મૂળ વિચારનું સ્વરૂપ છે. ધર્મબુદ્ધિની ખરી પરાકાષ્ઠા જેમ મૂર્તિપૂજામાં નથી તેમ એક ઈશ્વર એવી ભાવનામાં નથી, પણ પુરુષસૂક્તોક્ત પુરુષભાવના કે વેદાંતશાસ્ત્રમાંની

* સિ. સા., પૃ ૪૬-૪૭
† એજન, પૃ ૫૪
‡ એજન, પૃ ૫૭-૫૮

બ્રહ્મભાવના છે એમ તેમને સિદ્ધ કરી બતાવવું છે. આથી તેઓ 'ઈશ્વરભાવના આર્યધર્મમાં કદાપિ સ્થિરતાને પામી નથી' એવું પ્રગલ્ભ વિધાન કરીને સમજાવે છે કે "વેદના ઋષિઓ મુખ્ય ઈશ્વરની શોધમાં ને શોધમાં ઘડીમાં આ દેવને, ઘડીમાં પેલા દેવને, એમ અનેક દેવદેવતાને ઈશ્વર રૂપે ભજે છે પણ એકેથી સંતોષ પામી વિરામતા નથી, ઈશ્વરપદને એક પણ અમુક દેવ ચિરકાલ સુધી ધારણ કરી રહ્યો હોય, એવું વેદમંત્રોમાં જણાતું નથી."* આર્ય ઋષિઓ આ પ્રમાણે એક દેવ કે બીજા દેવને પૂજતાં ઈશ્વરને શોધે છે ને છેવટે થાકીને, કોને પૂજીએ? કોને પૂજીએ? એવા પ્રશ્ન પણ કરે છે; ને પર્યવસાને મહાગહનશક્તિમાન્ ઈશ્વર અગમ્ય છે એમ સમજી, एकं सद्विप्रा बहुधा वदन्ति એક જ સત્–સત્તાને વિદ્વાનો બહુ રીતે વદે છે, એક જ મહાસ્વરૂપની સર્વ દેવતા વિભૂતિ છે, એમ કહી, વિરામવા જાય છે; એમ કરતાં જ પુરુષભાવના જન્મ પામે છે.† આ ઈશ્વરભાવનાને અંગે જ, મેક્ષમૂલર જેવા પાશ્ચાત્ય વિદ્વાનોએ ને સ્વામી દયાનંદ સરસ્વતીએ ('વેદભાષ્યભૂમિકા'માં) મૂળ વેદમંત્રો ઈશ્વરની સ્તુતિરૂપ જ છે એમ ઠરાવીને દરેક દેવતાનાં નામાદિકનો ઈશ્વર પરત્વે જે અર્થ ઘટાવ્યો છે તેનો મણિલાલે વિરોધ કર્યો છે.‡ મૂળ ધર્મવિચાર ક્રિયામિશ્રિત સ્તુતિ–યજ્ઞરૂપ હતો એમ માનવાનું અને ઋષિઓને પ્રતીત થયેલા વેદમંત્રોના આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક અર્થો સ્વીકારવાનું તેમણે સાગ્રહ સૂચન કર્યું છે.

વેદના કર્મ, ઉપાસના ને જ્ઞાન એ ત્રણ કાંડનું સાહિત્ય તે અનુક્રમે બ્રાહ્મણ, આરણ્યક અને ઉપનિષદ. કર્મકાંડનો વિધિ સમ-

---

* સિ, સા., પૃ. ૭૭–૭૮

† એજન, પૃ. ૭૯

‡ એજન, પૃ. ૮૨

જાવતાં મણિલાલ યજ્ઞમાં અપાતા બલિની પાછળ રહેલી અર્પણબુદ્ધિને તેના પરમ રહસ્ય રૂપે તારવી બતાવે છે. તેઓ કહે છે : "માણસ બધું દેવતાને અર્પે છે, ને એમ અર્પતાં અર્પતાં અમૂલ્યમાં અમૂલ્ય, અલભ્યમાં અલભ્ય એવી પોતાની જાત, પોતાનો આત્મા, તે જ અર્પવા તૈયાર થાય છે. અર્પણની એ પરાકાષ્ઠા છે."* વેદમંત્રોમાંની પ્રજાપતિ, હિરણ્યગર્ભ વગેરે અધ્યાત્મ-ભાવનાઓનો તથા જીવ, જગત અને ઈશ્વરના સ્વરૂપ તથા પરસ્પર સંબંધનો અને પરમ પુરુષાર્થરૂપ મોક્ષનો વિચાર ઉપનિષદોમાં થયેલો છે. તેમાં નિરૂપણ પામેલા "આખાં વિશ્વને—તૃણથી બ્રહ્માંડ પર્યંત, વિશ્વને—સ્થિતિમાં રાખનાર,' છે તે રૂપે સ્થાપનાર, સચેત કરનાર, કોઈ અદશ્ય, અવર્ણ્ય, અગમ્ય, પણ...અતિ ચૈતન્યના અનુભવમાં જાગ્રત-જાગ્રતી-ગ્રસિરૂપે અનુભવાતા એકરૂપ નિત્ય બૃહત્-મહા-ભૂમા-સર્વવ્યાપી બ્રહ્મ"ને લીધે ઉપનિષદો આર્ય તત્ત્વજ્ઞાનમાં પ્રધાન પદવી ભોગવતાં આવ્યાં છે. મણિલાલની ધર્મભાવનાના મૂળમાં પણ એવું જ તત્ત્વ રહેલું છે.

ઉપનિષદની ફિલસૂફીના પાયા ઉપર મણિલાલે એક સર્વમાન્ય ધર્મનું સ્વરૂપ નિશ્ચિત કરવાનો પ્રયત્ન કર્યો છે. તેના નિર્ણાયક ધોરણ રૂપે તેમણે મનુષ્ય અને પશુ વચ્ચેના વિભાજક અંગરૂપ પ્રત્યગ્ દૃષ્ટિ યાને સ્વભાન(self-consciousness)ની વૃત્તિને સ્વીકારી છે. આ પ્રત્યગ્ દૃષ્ટિના વિસ્તારમાં જ ધર્મભાવનાની પરાકાષ્ઠા રહેલી છે. અર્થાત્ સર્વોચ્ચ ધર્માનુભવ પોતાનામાંથી જ પ્રગટ થાય છે, સ્વથી ભિન્ન એવા કોઈ ભાવમાં વિરામતો નથી એમ તેમનું દૃઢ મંતવ્ય છે. તેમને મતે ભેદબુદ્ધિ એ પશુબુદ્ધિ છે અને જીવારોપણ (એટલે કે આત્મા વિશે જીવબુદ્ધિ) પણ પશુબુદ્ધિ છે. પોતાથી ભિન્ન અને સર્વનિયંતા એવો ઈશ્વર માનીને વિરામવું એ

* સિ. સા., પૃ. ૯૧

તેની પરાકાષ્ઠા છે, જ્યારે પ્રત્યગ્રૂપ, પોતારૂપ, આત્મરૂપ સર્વ એ ભાવનામા મનુષ્યબુદ્ધિનું પર્યવસાન છે પશુબુદ્ધિની પરાકાષ્ઠારૂપ એકેશ્વરભાવના આર્ય ધર્મબુદ્ધિનું અંતિમ શિરોબિન્દુ નથી જ, કારણ, આગળ જોયુ તેમ "આર્ય ધર્મમા, કોઈ કાળે પણ, અમુક એક ઈશ્વર એવી પ્રજા સમસ્તને માન્ય ભાવના થઈ જ નથી—એ ભાવના જ સેમિટિક ધર્મની છે ને આર્ય ધર્મે તેને માન્ય કરી નથી" એમ મણિલાલનુ ઉત્કટ પ્રતિપાદન છે આ સિદ્ધાંતને વળગી રહીને તેમણે પ્રાર્થના સમાજ જ નહિ, પણ જીવથી ભિન્ન એવા ઈશ્વરને માનનાર સઘળા સપ્રદાયો ને દર્શનો પર ટીકા કરી છે. * તેમણે ,ભક્તિમાર્ગનો અધિકારક્રમમા સ્વીકાર કર્યો છે ખરો પણ જેમા પ્રભુનુ વર્ણન કરતા માણસની પોતાની લઘુતાનો આરોપ થતો હોય તેવા સંપ્રદાય કે દર્શનને સર્વોચ્ચ તત્ત્વદર્શન તરીકે સ્વીકારની સ્પષ્ટ ના પાડી છે

પાશ્ચાત્ય જડવાદ અને પ્રાચીન આર્ય ધર્મના ચૈતન્યવાદની તુલનાને અંતે મણિલાલે અદ્વૈત-સિદ્ધાન્તની સર્વમાન્ય ધર્મ તરીકે યોગ્યતા સ્થાપવાનો પ્રયત્ન કર્યો છે તેમની પ્રાચીનભક્તિ એમને બધા દેશોમા પ્રવર્તેલા મૂળ ધર્મોમા આર્ય ધર્મ એટલે કે અદ્વૈતદર્શનનું જ તત્ત્વ એક યા બીજી રીતે રહેલું છે એમ સાબિત કરવા પ્રેરે છે. યહૂદી કેબાલા, જેમાથી 'બાઈબલ' ઉદ્ભવેલુ છે, તેનો સિદ્ધાન્ત અદ્વૈતને જ અનુસરે છે, મિસરનો ધર્મ કેવળ આર્ય ધર્મનું જ રૂપાન્તર છે, ખાલ્ડીઆનો આસીરિયા તથા બાબિલોનમા પ્રવર્તેલો ધર્મ, રોસીક્રુશીઅનનો મત અને યુરોપના મધ્યયુગમા થઈ ગયેલા પારેસેલ્સસ વગેરે મહાત્માઓના સિદ્ધાંત અદ્વૈતવાદને અનુરૂપ છે, ઓરિજીના, રોજર બેકન, સ્પિનોઝા વગેરે તત્ત્વવેત્તાઓએ અદ્વૈતનો જ

* જુઓ સિ સા , પૃ ૪૦૫-૪૦૭

બોધ કર્યો છે; ઇસ્લામનો સૂફી ધર્મ પણ કેવલાદ્વૈતને મળતો છે; મહંમદનો ઇસ્લામ ધર્મ અરબસ્તાનની મૂર્તિપૂજાની વિરુદ્ધ તેમજ તટસ્થેશ્વરનો બોધક હોવા છતાં રહસ્ય રૂપે બ્રહ્મમય છે; મેગીઅન ધર્મ અને તેની પછીનો જરથુસ્તનો ધર્મ પણ અહૂરમઝ્દરૂપ પરમ ચૈતન્ય, સર્વમય બ્રહ્મને નમે છે; ચીનના અતિ પ્રાચીન ધર્મના અનુયાયીઓ પણ તાઓ-ધર્મ તરીકે ઓળખાતા લેઓટ્સીના અદ્વૈતયોગમાર્ગને નમે છે; છેક મેક્સિકો ને પિરુ સુધી અતિ પ્રાચીન કાળમાં આર્ય ધર્મ પળાતો હોવાનાં પ્રમાણ મળે છે; ગ્રીસ રોમના તત્ત્વજ્ઞો, ગ્રીનો, સોક્રેટીસ, પ્લેટો, પાઇથેગોરાસથી માંડીને એલેક્ઝાન્ડ્રીઆના નીઓપ્લેટોનીસ્ટ પ્લોટિનસ સુધીના તમામ અદ્વૈતયોગના જ સમજનાર-સમજાવનાર હતા. આમ, આખા જગતના ધર્મોનો ઇતિહાસ તપાસીને મણિલાલ અદ્વૈતને સર્વ ધર્મોના રહસ્ય રૂપે મનાવે છે. આને અંગે તેમણે દરેક ધર્મનાં તત્ત્વોને ઝીણવટથી સમજવાનો પ્રયત્ન કર્યો હતો તે 'સિદ્ધાંતસાર' માં તેમણે પુસ્તકો ઉલ્લેખ્યાં છે અને તેમાંના રહસ્યનું વિવેચન કર્યું છે તે પરથી સમજાય છે. *

મણિલાલે ધર્મ-મીમાંસા અંગે આપણાં પુરાણોનો સુંદર અર્થ કરીને તેમની પુનઃપ્રતિષ્ઠા કરી તે પણ તેમની પ્રાચીનભક્તિનો એક વિશિષ્ટ અંશ છે. આર્યાવર્તમાં તત્ત્વદૃષ્ટિ મુખ્ય અને પુરાણ-ભાવના ગૌણ હતી ને એ બેનો 'સગી બહેનો જેવો સંબંધ' હતો. † તત્ત્વદૃષ્ટિ જ્ઞાનમાર્ગે સુખ સાધે છે, પુરાણભાવના કર્મમાર્ગે સુખ શોધે છે. શ્રૌત કે સ્માર્ત ધર્મ ને કર્મમાર્ગ તે પુરાણભાવનાનું રૂપ છે, દર્શન અને જ્ઞાનમાર્ગ તે તત્ત્વદૃષ્ટિનું રૂપ છે. દર્શનો શ્રૌત-સ્માર્ત ધર્મનાં નિયામક હોવાથી તત્ત્વદૃષ્ટિનુ પુરાણભાવના પર

---

* જુઓ સિ. સા., પ્રકરણ ૧૧મું

† એજન, પૃ. ૧૭૮

આધિપત્ય હોય એ દેખીતું છે. આટલી ભૂમિકા બાંધીને મણિલાલ તાત્ત્વિક તેમ ઐતિહાસિક બન્ને દૃષ્ટિએ પુરાણોનું સમર્થન કરે છે. તેમ કરવા પાછળ એમનું દેશાભિમાન રહેલું છે એ કહેવાની ભાગ્યે જ જરૂર છે. પુરાણોને નિશાન બનાવીને પાદરીઓ હિંદુ ધર્મની ઘણી નિંદા કરતા હતા. આ કારણે પુરાણોની કલ્પનાને આર્ય સમાજ અને પ્રાર્થના સમાજ જેવી અર્વાચીન ધર્મપ્રવૃત્તિઓએ મિથ્યા ગણી હતી. સ્વધર્મવત્સલ મણિલાલને આ પરિસ્થિતિ અસહ્ય લાગી. તેમણે આધ્યાત્મિક રહસ્ય અને ધર્મભાવનાને સજીવ રાખનાર બળ તરીકે પુરાણોનું મહત્ત્વ સ્થાપી બતાવ્યું છે.

ઈ. સ. પૂ. ૩૦૦–૪૦૦ વર્ષથી ઈ. સ. ૧૨૦૦–૧૩૦૦ સુધીના સમયને તેઓ 'પુરાણકાળ' તરીકે ઓળખાવે છે.* આર્યત્વથી ભ્રષ્ટ થઈને હીનસત્ત્વ બનેલા લોકો પરાક્રમરૂપ કર્મમાર્ગ તજીને પરાધીનતારૂપ ભક્તિમાર્ગે વળી ગયા હતા. તેમને માટે તત્ત્વવિચારની દૃષ્ટિ રાખીને એવો સ્થૂલ માર્ગ યોજવાની જરૂર હતી કે જે સામાન્ય લોકોની બુદ્ધિમા ઊતરે, પણ છેવટે જ્ઞાનમાર્ગ ભણી દોરી જાય. પુરાણોએ ઉપાસનામાર્ગને પ્રાધાન્ય આપ્યુ હતું. વખત જતાં 'પ્રતીકોપાસના પરમોપાસના બની ગઈ!' ભક્તિપ્રધાન નીતિમાંથી અવતાર–કલ્પના સ્ફુરી, જે કાળક્રમે વિશેષ દૃઢ થતી ગઈ હતી.†

સૃષ્ટિ, પ્રલય, કાલ–વિભાગ, અનેકદેવાદિકલ્પના, કર્મોપાસના ને જ્ઞાન, વર્ણધર્મ, મનુથી માંડીને બધા પુરાણકાલીન રાજાઓની વંશાવલી ઇત્યાદિ વિશે પરસ્પર વિરુદ્ધ લાગતી વાતો વાંચીને પુરાણો ખોટાં છે, સ્વાર્થી બ્રાહ્મણોનાં રચેલાં છે એવી ટીકા એ વખતે શિક્ષિત વર્ગમાં પ્રચલિત હતી. મણિલાલે આ ટીકાનો સચોટ જવાબ આપેલો છે. તેઓ કહે છે કે પુરાણોમાં અતિશયોક્તિ, રૂપક ૪. છે

* સિ. સા., પૃ ૩૨૯

† એજન, પૃ. ૩૨૦–૩૨૧

તે સહેતુક છે. તેના અસંભવિતપણા પરથી બુદ્ધિમાન તેને અક્ષરશઃ સત્ય ન માનતાં તેનું રહસ્ય સમજવા તરફ વળે ને પરમાર્થરૂપ સત્ય સમજી જાય. બીજી તરફ મોટા ભાગના પ્રાકૃત લોકો હતા તેમને ભક્તિભાવ બતાવીને પુરાણો ધર્મભ્રષ્ટ થતા અટકાવે એ પણ ઉદ્દેશ હતો. આ રીતે, ઉત્તમ તત્ત્વજ્ઞાન સૂચવવા ઉપરાંત, પુરાણોએ રાજકીય અવ્યવસ્થા ને અંધાધૂંધીના વખતમાં હિંદુ ધર્મનું રક્ષણ કર્યું છે. આના અનુલક્ષમાં જ મણિલાલે 'ભક્તિપ્રધાન વહેમરૂપ ધર્મ તે જ આપણો ત્રાતા છે' * એવું વિલક્ષણ વિધાન કરેલું છે. પુરાણોની ખરી મહત્તા તેમાં પ્રતીત થતી ભક્તિ અને જ્ઞાનની એકતા પર બંધાયેલી છે. મણિલાલને તેમાં પોતાની પ્રિય અભેદ-ભાવનાનું જ સ્વારસ્ય સમજાય છે. તેઓ કહે છે: "જ્ઞાન વિના ભક્તિ અંધ રહે છે, ભક્તિ વિના જ્ઞાન શુષ્ક રહે છે. પાંગળું રહે છે. જે જાણવું તે જ ભજવું, જાણ્યા વિના ભજાય નહિ, ને ભજ્યા વિના જાણ્યું કહેવાય નહિ. વેદાન્તનું જે અપરોક્ષ જ્ઞાન તે જ ભક્તિ છે, ભક્તિમાર્ગવાળાની પ્રેમલક્ષણા પરાભક્તિ તે જ અપરોક્ષ જ્ઞાન છે." † પુરાણો એ અપરોક્ષ કૈવલ્યનાં બોધક હોઈ 'સર્વથા સાર્થક છે' ને 'ધર્મમત આપીને સર્વદા પૂજ્ય છે' એમ તેઓ વારંવાર ઠોકી ઠોકીને કહે છે.

મણિલાલની ખરી શક્તિ પુરાણોના અર્થ ઘટાવવામાં રહેલી છે. તેમણે સૃષ્ટિ, તેના કર્તા બ્રહ્મા અને પાલક વિષ્ણુનું સ્વરૂપ આધ્યાત્મિક અર્થમાં સમજાવ્યું છે. 'બ્રહ્મા'નો સૂક્ષ્મ અર્થ સમજાવતાં તેઓ કહે છે કે શુદ્ધ સત્ત્વપ્રધાન પ્રકૃતિ એટલે માયા, તે સહિત ચિત્ તે ઈશ્વર; અને ઈશ્વરસ્થાનથી અવિદ્યા તથા તમ:પ્રધાન પ્રકૃતિને ગતિ થતાં સૃષ્ટિ ઉત્પન્ન થઈ. આમ, ઈશ્વરને કર્તૃત્વ આરોપાયું, પણ ઈશ્વર અને બ્રહ્મની એકતા હોવાથી

* સિ. સા., પૃ. ૩૨૩
† એજન, પૃ. ૩૨૪

'બ્રહ્મ' શબ્દ જ ઈશ્વરનો વાચક બન્યો. 'બ્રહ્મ' શબ્દ મૂળે નપુંસક લિંગે હતો તેને કર્તૃત્વ આપ્યું એટલે પુંલ્લિંગ કરવો પડ્યો આમ, 'બ્રહ્મા' નામ અદ્વૈતવાદમાના પારિભાષિક ઈશ્વરને મળ્યું અવ્યાકૃત સતની સ્વત પ્રવૃત્તિથી વ્યાકૃત સત્, ને તે પછી સ્થૂલ પર્યંત સર્ગ એ સૃષ્ટિ-ઉત્પત્તિની પુરાણકલ્પના—નારાયણની નાભિથી કમલ, તેમા બ્રહ્મ અને બ્રહ્માની સૃષ્ટિ—નું રહસ્ય બ્રહ્માનો પ્રથમ પુત્ર મનુ એટલે જે મન સહિત છે તે, માણસ અમુક એક પ્રકારે વિસ્તરેલી મનોયુક્ત સૃષ્ટિ જ્યા સુધી પ્રલયમા લીન ન થઈ જાય ત્યા સુધીનો કાલ તે મન્વંતર અનાદિ અવ્યાકૃત સમષ્ટિનુ મનુ-મનસ્-વ્યાકૃત વ્યષ્ટિ છે! ચાલતો મન્વતર વૈવસ્વત કહેવાય છે, કારણ વિવસ્વત્ એટલે કે સૂર્ય વડે જ પૃથ્વી સહિત સમગ્ર ગ્રહમડલ સજીવ છે પ્રત્યેક મન્વતર દીઠ અમુક મનુ, અમુક ધ્રુવ, અમુક ઇન્દ્ર, અમુક સપ્તર્ષિ ઇ પુરાણ-કલ્પનાનો ખુલાસો તે દરેકને નભચક્ર સાથે બધ બેસાડીને થઈ શકે મન્વતરમા ચતુર્યુગમય ઘણા મહાયુગ હોય છે મહાયુગની અદર રહેલા ચાર યુગ ઉત્તરોત્તર ધર્મની હાનિવાળા કહેવાય છે તેનુ રહસ્ય એ કે સત્યરૂપ પરમા ચારમાથી હીનત્વ પામતા પામતા છેક અધોગતિ થઈને પુન સત્યમાર્ગ ઉદય પામે છે ધર્મરૂપી વૃષભ અને તેના ચાર પગની કલ્પનાને આના સદર્ભમા સમજાવતા મણિલાલ કહે છે "સર્વને ધારણ કરનાર સબલ વિશ્વમાત્રના જીવનરૂપ, ધર્મ (ધૃ ધાતુ), સર્વ ધર્મોમા વૃષભરૂપે જ પૂજાય છે મિસરમા, ઇગનમા, અગ્નિ તથા બળદવાચક વૃષભ શબ્દથી સર્વને ધારણ કરતા વિશ્વનિયમરૂપ પરમ ધર્મને બળદરૂપે જ ભાગવતાદિ વર્ણવે એમા શુ આશ્ચર્ય છે! ને તેની માતા પણ ગૌ એ દ્વયર્થ શબ્દમાથી સર્વાધારમય પૃથ્વી તે ઠરે એ પણ સહજ જ છે" *

* સિ સા પૃ ૩૨૮-૩૩૦

શેષશાયી નારાયણના શેષનું નામ પુરાણોમાં અનંત છે; કારણ, સર્પની કુંડલા કરતા અનંતતાનું વધારે સારુ પ્રતીક બીજું કયુ હોઈ શકે? 'વિધાતા' શબ્દના 'કર્તા' ને 'પ્રારબ્ધ' એવા બે અર્થનો સમન્વય કરીને તેઓ જ્ઞાન અને કર્મની એકતા સૂચવતો અર્થ કાઢે છે કે "કર્મનો અર્થ પુરુષાર્થરૂપ ન રહ્યો, પણ કેવલ ભક્તિરૂપ થયો, ને તેમ થતા જ કર્તારૂપ બ્રહ્માએ તે કર્મ નિયમવા જ જોઈએ એમ ઠરી ચૂકયુ. માટે જ બ્રહ્મા તે વિધાતા, કર્મવ્યવસ્થા પ્રથમથી જ નિયમનાર! એમની પુત્રી સર્વની વાત જાણનાર વિદ્યારૂપી સરસ્વતી તે જ વિધાત્રી કે ચિત્રલેખા, પ્રાણીમાત્રના ચિત્રવિચિત્ર ભોગનો લેખ લખનારી." "સર્વજંતુના કરેલાં કર્મરૂપી ચિત્રને ગુપ્ત રાખનાર તે ચિત્રગુપ્ત" એમ ચિત્રગુપ્તની કલ્પના તેમણે સમજાવી છે.* પોતાની પુત્રી સરસ્વતીને વરવા તૈયાર થયેલા બ્રહ્માના વર્તનનું અર્થઘટન તેમણે બહુ કુશળતાથી કરી બતાવ્યુ છે. બ્રહ્મ એટલે સત્ અને તેમાં વાચ્ એટલે શબ્દ થતાં શબ્દબ્રહ્મ, ઈશ્વર ઇત્યાદિ ક્રમે સૃષ્ટિ. આમ, બ્રહ્મા વાચ્-સહ વર્તમાન હોવા જોઈએ. વાચ્ એટલે સરસ્વતી. બ્રહ્મ બ્રહ્મા-વાચ્ એવા સ્ત્રીપુમાત્મક દેવરૂપ છે. બ્રહ્મને વાચ્ પણ કહે છે ને વેદ પણ કહે છે. તો બ્રહ્મા પણ વેદરૂપ જ, ચાર વેદ જાણતા ચતુર્મુખ! અને વાચ્રૂપ પરમ રહસ્યને જ વરવાને ઉત્સુક, સર્વદા આત્મજ્ઞાનમાં જ નિમગ્ન — આત્મમગ્ન જ — સરસ્વતી ઉપર મોહિત થઈને, તેની પાછળ દોડનારા! સરસ્વતી સર્વદા કુમારિકા જ છે, હોવી જોઈએ: જ્ઞાન કોને વરી બેઠુ છે? બ્રહ્માએ પુત્રી ઉપર કુદૃષ્ટિ કરી એટલે યજ્ઞવિભાગ ગુમાવ્યો! જ્ઞાનરૂપ કુમારિકા સાથે પરણવા ઇચ્છનાર યજ્ઞવિભાગથી વિમુખ જ રહે. ધૂમમાર્ગમાં તેને મોક્ષ કયાં છે?

---

* સિ સા., પૃ. ૩૩૧

અર્થમાં જ તેનો આનંદ છે. બ્રહ્મા પ્રજાપતિ રૂપે યજ્ઞના અધિષ્ઠાતા છે, પણ બ્રહ્મા રૂપે યજ્ઞવિભાગ પામનારા નથી. *

મેક્ષમૂલર જેવા પાશ્ચાત્ય પંડિતો પુરાણ ઉપર ટીકા કરતાં કહે છે કે પ્રાચીન વેદકાલની જે સંગતિ છે તેને ઋષિઓ સમજી શક્યા નહિ તેથી તેમણે પુરાણમાં અમુક વ્યવસ્થા ભૂલથી માની. મણિલાલ આ અભિપ્રાયનો ઉગ્ર વિરોધ કરે છે અને વિદ્ધ સ્વરે કહે છે કે "આ પંડિતો અમારા પુરાણકર્તા વ્યાસાચાર્યને વેદનો ખરો અર્થ ભણાવવા આવે છે!! ...કાલબલ પ્રબલ છે!" † તેઓ આ ભ્રમને દૂર કરવા વિષ્ણુનો વેદમાં વર્ણવેલા બ્રહ્મ તરીકે અર્થ ઘટાવીને નરનારાયણ-બ્રહ્મ-સત્ તે જ વિષ્ણુ એમ બતાવી આપે છે. બૃહ્ એટલે વૃદ્ધિ પામવું. વૃદ્ધિ પામીને સર્વને રૂપ આપનાર, સર્વને ઉદ્‌ભવ પમાડનાર બ્રહ્મ છે, તેમ વિશ્ એટલે પ્રવેશ પામીને સર્વના આધારરૂપ વિષ્ણુ છે, જે અચ્યુત-કદાપિ ચ્યુત એટલે ખંડિત ન થાય તે, સત્ છે. અનાદિ જલમાં-ધારણાત્મક અવ્યાકૃત સત્‌માં તે પોઢેલા છે, ને અનન્તતારૂપ સત્‌માંથી વ્યાકૃત થઈને તે ઉદ્‌ભવ્યા છે, અનન્ત શેષ ઉપર જ તે સૂતા છે માટે શેષશાયી કહેવાય છે. આ ધારણાત્મક દેવ સાત્ત્વિક છે. તે જ અમરત્વ આપનાર, સ્વર્ગના અધિષ્ઠાતા છે. તેનું સ્વર્ગ ગોલોક એટલે સૂર્યનાં કિરણોનો પ્રદેશ-સૂર્ય જ એમ મણિલાલ સંકલના કરી બતાવે છે, અને 'ગાયોના પૂંછડે વિષ્ણુને વળગાડી સખીભાવે ભમતા સંપ્રદાયવાળા' પર ટીકા કરે છે.‡ તેઓ વિષ્ણુ અને સૂર્યને એક ગણીને તેમનાં વાહન અરુણ અને ગરુડનો પરસ્પર ભાઈ તરીકે સંબંધ બતાવે છે. વૈતરણી ઓળંગવાની પુરાણ-

* સિ. સા., પૃ. ૩૩૫

† એજન, પૃ. ૩૩૮

‡ એજન, પૃ. ૩૪૩

માન્યતાનું રહસ્ય સમજાવતાં તેઓ કહે છે; "સૂર્યમાં જવા માટે આકાશરૂપી વૈતરણી ભેદવાની જ છે, ખરા રાજયોગી વિના બીજાથી તેમ બનતું નથી, તે જ, તે જ ગો–એટલે સૂર્યકિરણને પૂછડે બાઝી તરે છે — સૂર્યમાં જાય છે." *

, વિષ્ણુના દશ અવતારોનું રહસ્ય તેમણે મનુષ્યના ઉત્ક્રાન્તિક્રમ રૂપે સમજાવ્યું છે. મત્સ્ય–કચ્છ–વરાહ–નૃસિંહ–વામન એ ક્રમે મનુષ્યની ઉત્ક્રાન્તિ થયેલી છે એમ તેમનું પ્રતિપાદન છે. "પછીના પાંચ ક્રમ મનુષ્યની ઉત્તરોત્તર ઉત્તમ ધર્મગતિના છે. મનુષ્ય મૂલ ઉત્પત્તિ સમયે પરાક્રમપરાયણ હોય છે, પછી પરમાર્થ ગ્રહણ કરી મૌનરૂપ પરમ રહસ્ય વિચારે છે ને અંતે સદ્ધર્મરૂપ મોક્ષરૂપ થઈ સત્યરૂપ દેવ બુદ્ધ થાય છે" — આમ સમજૂતી આપીને તેઓ તે ધોરણે પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ અને કલ્કિ એ પાંચ અવતારોનો વિચાર કરવાનું સૂચવે છે. નૃસિંહાવતારને બેવકૂફ ઋષિઓની માંડી કલ્પના ગણનાર મેક્ષમૂલર પર કટાક્ષ કરતાં તેઓ કહે છેઃ "અમે સમજી શકતા નથી કે અમારે તે મોક્ષમૂલર પાસે વેદના અર્થ શીખવા કે વેદવ્યાસ પાસે!" મનુષ્યની ઉત્ક્રાન્તિ મત્સ્યાદિ ક્રમે ચતુષ્પાદ વરાહાદિ દ્વારા સિંહ–મનુષ્ય ઉભયાત્મક કોઈ પશુયોનિથી થઈ હોવી જોઈએ એમ મણિલાલનું અનુમાન છે. તેઓ પોતાના મંતવ્યના સમર્થનમાં લુઇ ફીગીઅર નામના વૈજ્ઞાનિકના 'Day after Death' નામના પુસ્તકનો હવાલો આપે છે. ડીકવોટ્ ફેઝીસ નામના વિદ્વાને પોતાના 'Human Species' નામના ગ્રંથમાં 'મનુષ્યથી વાનર થયાં માનો તો સંભવે પણ એથી ઊલટું તો કદાપિ સંભવે નહિ જ' એવો અભિપ્રાય મનુષ્ય અને વાનરના અવયવોની તુલના કરીને આપેલો. તેનો તેમજ મેક્ષમૂલરે ભાષા વિશે ઉઠાવેલ વાંધાનો પણ તેમણે

* સિ. સા., પૃ. ૨૪૩, પાદટીપ

ડાર્વિનના સિદ્ધાન્તની વિરુદ્ધ સ્વમતના સમર્થનમાં ઉપયોગ કર્યો છે.*

એ જ રીતે અર્થવાદ કરીને મણિલાલે શિવનું પૌરાણિક સ્વરૂપ અને તેની પાછળનું તત્ત્વ સ્ફુટ કરી બતાવ્યું છે. શિવને અગ્નિ રૂપે ઘટાવીને તેઓ તેમને જ્ઞાનનિદાન ગણે છે, ને તે પરથી બતાવે છે કે સર્વ જ્ઞાનના પ્રણેતા શિવ છે, તેમનાં જ કહેલાં જ્ઞાનરાશિરૂપ કેટલાંક શાસ્ત્રો અને તંત્રો છે. જ્ઞાનમય અગ્નિરૂપ શિવ ભયાનક રુદ્રરૂપ ભૈરવ થયેલા છે. જેમ કેવલ જ્ઞાનપરાયણ યોગીઓ શિવને ભજે છે, તેમ ઉગ્ર સ્થૂલ યોગ કરનારા ભૈરવને ઉપાસે છે. શિવરૂપ અગ્નિને ઉપાસીને ઉભય સાધન સંપાદન કરવાના માર્ગનું નામ તંત્રવિદ્યા પાડેલું છે.†

આમ, મણિલાલે પુરાણોનું સાંગોપાંગ રહસ્યદર્શન કરાવ્યું છે. વેદ, ઉપનિષદ ને પુરાણોનો સંબંધ તેમણે નીચેનાં રૂપકોમાં સચોટ સમજાવ્યો છેઃ "પરમ તત્ત્વદૃષ્ટિના ઇતિહાસની પેટી વેદ છે, તેનું તાળું ખોલી તેની સામગ્રી સમજવાની કૂચી ઉપનિષદ છે, અને એ સામગ્રીનું યથાર્થ અવલોકન કરાવનાર દીપક પુરાણો છે."‡

આ રીતે 'પુરાણોની ખરી કદર કરવાને માટે' કાન્ત પણ પ્રો. મણિલાલની પદ્ધતિને 'પરમ સ્તુતિપાત્ર' ગણે છે અને કહે છેઃ "પ્રો. મણિલાલની પદ્ધતિ યોગ્ય છે, એટલું જ નહિ, પણ તેઓ એમ સુધ્ધાં સિધ્ધ કરી શકયા છે, કે ઘણા પુરાણોના લેખકોને વેદ, ઉપનિષદ્ વગેરેની હકીકતો વિદિત હોવી જોઈએ અને એમનો પ્રયત્ન લોકોને વહેમી કરવાનો નહી, પણ સ્થૂલ રૂપમાં બને તો સ્થૂલ રૂપમાં પણ ધાર્મિક ઉપદેશ આપવાનો હોવો જોઇએ."×

* સિ સા, પૃ. ૪૬૧-૪૬૨, પાદટીપ

† એજન, પૃ ૩૪૭-૩૫૨

‡ એજન, પૃ. ૩૭૪

× 'સિધ્ધાંતસાર'નું અવલોકન, પૃ. ૧૧૧

ઈ. સ. ૧૮૮૯માં સ્ટોકહોમ ખાતે ભરાયેલી ઓરીએન્ટલ કૉન્ગ્રેસમાં મણિલાલે 'સિધ્ધાન્તસાર' માં પોતે કરેલા પુરાણ-વિવેચન પરથી અંગ્રેજીમાં 'The Purāṇas (Philology versus Symbology)' એ નામનો લેખ લખીને મોકલ્યો હતો. તેમાં તેમણે મેક્ષમૂલર આદિ યુરોપીય પંડિતોએ કરેલા પુરાણોના અર્થઘટનની ટીકા કરી હતી તેથી સારી પેઠે ચકચાર જામી હતી.' ધર્મચર્ચાને અંગે મણિલાલે કરેલો 'પુરાણાર્થપ્રકાશ' આમ તેમનુ સ્વતંત્ર પ્રદાન ઠરે છે. તેમના પુરાણ-વિવેચને પાશ્ચાત્યોને હિંદુ પુરાણોનું ખરું રહસ્ય સમજાવીને વિદેશમાં આર્ય ધર્મનું ગૌરવ સ્થાપવામાં અને ગુજરાત ખાતે ભણેલા માણસોની પુરાણોને કેવળ ગપ માનવાની વૃત્તિને બાલિશ ઠરાવવામાં ઘણો ફાળો આપ્યો છે.

મણિલાલના જમાનામાં પાશ્ચાત્ય દેશોમાં અર્વાચીન વિજ્ઞાન (science)ની શોધો ચાલુ હતી. તે વખતે યુરોપમાં જડવાદ અને ચેતનવાદ વચ્ચે સંઘર્ષ ચાલતો હતો. મણિલાલે પોતાના અદ્વૈત સિધ્ધાન્તને 'Scientific Religion' તરીકે ઓળખાવીને ધર્મ અને વિજ્ઞાન વચ્ચેનો વિસંવાદ દૂર કરવાનો પ્રયત્ન કર્યો છે. 'સિધ્ધાંતસાર'માં તેમણે ઉત્ક્રાન્તિ, પદાર્થ-ધર્મો વગેરે વૈજ્ઞાનિક શોધના વિષયોને અદ્વૈતના પ્રકાશમાં સમજાવીને પ્રાચીન આર્ય ધર્મમાં વિજ્ઞાન અને ફિલસૂફી વચ્ચે વિરોધ નહોતો એમ રજૂ કર્યું છે. આનંદશંકરની માફક તેમણે પણ હર્બર્ટ સ્પેન્સર, ટિન્ડોલ, બર્કલિ, હેગલ, કેન્ટ વગેરે અર્વાચીન પાશ્ચાત્ય તત્ત્વજ્ઞોના સિધ્ધાન્ત જડવાદપ્રેરિત નહિ, પણ ચૈતન્યવાદને અનુસરે છે એમ બતાવ્યું છે— જોકે તેમનું વિવેચન આનંદશંકરના જેટલુ સ્પષ્ટ ને ક્રમિક નથી. વિજ્ઞાનની શોધ કરનાર અર્વાચીન પાશ્ચાત્ય ચિન્તકો, જે જડવાદને જ માને છે, તેઓ પણ જડમાંથી ચૈતન્યની ઉત્પત્તિ સિદ્ધ કરી શકતા નથી એટલે ચૈતન્યને અનાદિ માનવું જ રહ્યું. મણિલાલે ભારતીય તત્ત્વજ્ઞાન"

વિશેષતા બતાવવાના ઉત્સાહમાં અદ્વૈત તત્ત્વની સાથે વૈજ્ઞાનિક શોધોનો સમન્વય કરવાનો પ્રયાસ કર્યો છે. ઘન, પ્રવાહી, વાયુ અને પથર એમ જડ પરમાણુની ચાર સ્થિતિ અને પાંચમી 'પ્રોટાઇલ'–ચારમાંથી તે કઈ સ્થિતિમાં છે એ કહી શકાય નહિ તે સ્થિતિ–એમ વિજ્ઞાનીઓએ વર્ણવેલ છે. આનો અદ્વૈતની સાથે મેળ બેસાડતાં મણિલાલ કહે છે. "અવર્ણ્ય બ્રહ્મ (પ્રોટાઇલ નહિ, પણ તેથી ય દૂર) અને પછી પ્રકૃતિ દ્વારા આકાશ (પ્રોટાઇલ–પથર), તેમાંથી વાયુ, તેમાંથી તેજસ્, તેમાથી અપ્ અને તેમાંથી પૃથ્વી એ ક્રમ કયો બુધ્ધિમાન્ ખોટો કહેશે?" * પાશ્ચાત્ય જડવાદીઓ જીવરહિત જડને —પ્રોટાઇલને—પોતાનામાં સ્વતઃ જ સ્ફુરણ (*differentiation*) થવાથી સૃષ્ટિસર્ગ માટે ગતિમાન થતું માને છે. અદ્વૈતવાદી એને 'વાચ્' કહે છે. જડચેતનના અનન્યત્વમાંથી વાચ્ દ્વારા શબ્દબ્રહ્માદિ ક્રમ સમજાવનાર અદ્વૈતવાદીનું કથન વધારે 'સયુક્તિક અને સાનુભવ' છે. કારણ, જડ સ્વત પણ પ્રવૃત્ત કેમ થઈ શકે? એ જડવાદમાં પ્રતીત થતા વિરોધને જડચેતનાત્મક બ્રહ્મને માનનારા સહેજે દૂર કરી શકે છે. અવ્યાકૃત સત્ના સ્વતઃ સ્ફુરણથી થતી કાંઇક શ્વેતાભાસવાળી ગાઢરૂપતા(nebula)ને મણિલાલ કેન્ટની 'gas theory' કે 'nebular theory' સાથે ઘટાવે છે. રસાયણશાસ્ત્રનાં મૂલ તત્ત્વો (elements) વસ્તુત. મૂલ તત્ત્વ નહિ પણ સ્થૂલ તત્ત્વો છે ને મૂલ તત્ત્વ તો એક જ છે એમ અદ્વૈતભક્ત મણિલાલે પ્રખ્યાત વિજ્ઞાની લોકીઆરના રંગ–પૃથક્કરણ (spectrum analysis) ના સિધ્ધાંતનો આધાર ટાંકીને સમજાવ્યું છે. એ જ ધોરણે તેમણે સમુદ્રમથન અને ગ્રહાદિવ્યવસ્થાનું અર્થઘટન કર્યું છે. †

પશ્ચિમી તત્ત્વજ્ઞાનના અદ્વૈતપ્રકૃતિવાદ(*monism*)ની સાથે

* સિ. સા., પૃ ૪૫૨

† એજન, પૃ ૪૫૧–૪૫૫

પોતાના અભેદવાદનો મુકાબલો કરીને બન્નેનું સામ્ય મેળવી આપવાના પ્રયત્ન રૂપે મણિલાલે 'Monism of Advaitism ?' એ નામનુ પુસ્તક લખ્યુ છે. પ્રાચીન અદ્વૈતવાદ અને નવીન ઉત્ક્રાન્તિવાદ (filation) વચ્ચે ઘણું સામ્ય છે, પણ ઉત્ક્રાન્તિવાદ હજુ પ્રયોગદશામાં હોવાથી તે તેમની વચ્ચે રહી ગયેલા ભેદનાં સૂક્ષ્મ તત્ત્વોને દૂર કરીને બન્નેનો પૂરો મેળ સ્થાપી શકશે એવી અપેક્ષાએ પોતે અદ્વૈતપ્રકૃતિવાદ (monism) અને અદ્વૈતવાદની તુલના કરવા પ્રવૃત્ત થયાનું જણાવે છે. * તેઓ સેમિટિક ઈશ્વરને, આગળ જોયુ તેમ, પશુબુદ્ધિની પરાકાષ્ઠા ગણે છે ને આર્યોની જ્ઞાનદૃષ્ટિ(જેને માટે તેમણે scientific outlook શબ્દો વાપર્યા છે)ને મનુષ્યબુદ્ધિની પરાકોટિ ગણે છે. બન્નેમાં પ્રકૃતિની એકતા (unity of nature) પ્રતીત થાય છે. પણ પાશ્ચાત્ય એકેશ્વરવાદ અને આર્યોના એકેશ્વરસિદ્ધાન્ત વચ્ચે ફેર છે. એકમા પોતાથી ભિન્ન એવા તટસ્થ ઈશ્વરની કલ્પના છે, જ્યારે બીજામા સ્વ અને પરનો ભેદ રાખ્યા વિના પોતામા જ પ્રકૃતિની એકતા–કર્તા અને કર્મ–દૃગ્ અને દશ્યના ઐક્ય રૂપે અનુભવાય છે. બીજો સિદ્ધાન્ત વૈજ્ઞાનિક અને બુદ્ધિગ્રાહ્ય વિચારમાં પરિણમતી માનવ બુદ્ધિનું ઉચ્ચતમ શિખર નિર્દેશે છે આ દૃષ્ટિએ જ મણિલાલે આર્ય અદ્વૈત સિદ્ધાન્તને 'Scientific Religion' કહ્યો છે સર્વનિયન્તા ઈશ્વરને સ્વીકારવાનો તટસ્થેશ્વરવાદ વિજ્ઞાન અને પ્રગતિનો ભાગ્યે જ પુરસ્કાર કરી શકે, જ્યારે સર્વમય એક બ્રહ્મરૂપ એકેશ્વરનો સિદ્ધાન્ત સંવૃદ્ધિ (progress)મા પરિણામ પામીને ધર્મવૃદ્ધિ કરે છે. આથી મનુષ્યે પશુબુદ્ધિનુ પ્રશાસન કરવુ જોઈએ એમ મણિલાલનો ઉપદેશ છે. પહેલાને કર્મમાર્ગ ને બીજાને જ્ઞાનમાર્ગ તરીકે ઓળખાવીને બન્ને વચ્ચેનો તફાવત સમજાવતાં તેઓ કહે છે: "The

---

* 'Monism or Advaitism ?', પૃ ૪

dniāna-mārga i. e. the path of science or scientific religion-call it what you will, for it is hard to seperate the two in the Indian idea of Advaitism—is to the Aryan Hindu the Religion par excellence; karma-mārga i. e. the path of worshipping his surpreme God, is to him a way to prepare himself for the former". *
મણિલાલને સમકાલીન યુરોપીય વિજ્ઞાની હેકલના 'History of Creation' નામક ગ્રંથમા ધર્મ અને વિજ્ઞાનની અવિરોધિતા સ્થાપવા મથતા પોતાના સિદ્ધાંતનુ સારુ સમર્થન મળી ગયું. એકતત્ત્વવાદ અને અદ્વૈતપ્રકૃતિવાદનુ (monism) સ્પષ્ટીકરણ કરતાં હેક્લ કહે છે: "Matter can never exist without mind nor mind without matter." આ વચનોને આધારે તેઓ પ્રકૃતિનાં સજીવ (organic) અને નિર્જીવ (inornanic) તત્ત્વો પરસ્પર સુશ્લિષ્ટ હોઈ એક જ છે એમ પ્રતિપાદન કરે છે. પછી 'સિધ્ધાન્તસાર'ના દોહન રૂપે અહીં પણ ષડ્દર્શનોનો પરિચય, વેદાન્તની શ્રેષ્ઠતા, અને વેદાન્તના પ્રકાશમાં કર્મ, મોક્ષ તથા સૃષ્ટિરચનાની સમજૂતી આપેલી છે અને છેવટે જડવાદ પર ચેતનવાદનું આધિપત્ય સ્થાપ્યું છે. ગ્રંથના આરંભમાં ऊर्ध्वमूल અને अघःशाख अश्वत्थ ની પ્રતીતિ કરાવતું વેદાન્તદર્શનના નિષ્કર્ષરૂપ બ્રહ્મવૃક્ષ મૂકેલું છે તે તેનું મહત્ત્વનું અંગ છે. આમ, એકંદરે 'સિદ્ધાન્તસાર' તથા 'Monism or Advaitism?' મણિલાલના તત્ત્વવિદ તેમજ ભાષ્યકાર તરીકેના સામર્થ્યની પ્રતીતિ સૌથી વધુ પ્રમાણમાં કરાવે છે.

પરંતુ ઉદ્દેશની એકલક્ષિતા તેમનાં લખાણોમાં કેટલીક

* 'Mon or Adv.', પૃ. ૯

મર્યાદાઓ પણ ઊભી કરે છે. મણિલાલે આ પુસ્તકમાં 'science' શબ્દ બે જુદા જુદા અર્થમાં વાપરેલો જણાય છે. એક અર્થ 'science' એટલે 'તર્કશુદ્ધિ' અથવા 'તર્કશુદ્ધ જ્ઞાન' અને બીજો અર્થ ભૌતિક વિજ્ઞાન (physical science). જ્યાં તેઓ 'scientific religion' કહે છે ત્યાં તેનો અર્થ 'તર્કશુદ્ધ ધર્મ' એવો થાય છે. પણ જ્યાં એ ઉત્ક્રાન્તિ(evolution)ની વાત કરે છે ત્યાં એનો અર્થ ભૌતિક વિજ્ઞાન છે. જ્યાં એ એમ કહે છે કે હિંદુસ્તાનમાં ધર્મ અને વિજ્ઞાન વચ્ચે વિરોધ નહોતો ત્યાં એ વિધાન 'તર્કશુદ્ધિ'ના અર્થમાં સાચું છે, પણ સાથે સાથે પશ્ચિમમાં ધર્મ અને વિજ્ઞાન વચ્ચે કટ્ટર વિરોધ હતો તેવો વિરોધ હિંદુસ્તાનમાં નહોતો એવો પણ અભિપ્રાય એમાં ગર્ભિત છે. એનું કારણ તેઓ એવું આપે છે કે વિજ્ઞાનના બધાં સત્યો પ્રાચીન આર્ય ધર્મમાં હતાં જ અને માટે વિરોધ નહોતો. અહીંયાં કહેવું જોઈએ કે પશ્ચિમમાં ધર્મે જેનો દ્વેષ કર્યો એવું જે વિજ્ઞાન વિકસવા માંડ્યું તે તો છેક સત્તરમી સદીમાં. બીજી તરફ, આપણે ત્યાં ધર્મને વિરોધ કરવો પડે એવું વિજ્ઞાનનું સ્વરૂપ જ ઊભું થયું નહોતું એટલે વિરોધ કરવાનો પ્રસંગ જ આવ્યો નહોતો. આ દૃષ્ટિએ, ધર્મ અને વિજ્ઞાનનો અવિરોધ એ કંઈ ઉલ્લેખનીય, કહેવા જેવો કે ગૌરવ લેવા જેવો વિષય ન ગણાય. ધર્મ, તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનની એકરૂપતા આમ સાભિપ્રાય કલ્પતાં વિષયચર્ચાને અશાસ્ત્રીયતાનો પાસ બેઠો છે.* એક ને એક શબ્દ જુદા જુદા અર્થમાં વાપરવાની તેમની આ ટેવ ટીકાને પાત્ર પણ બની છે.

* આ જ પ્રકારનો બીજો એક નાનો પણ મહત્ત્વનો દાખલો એ જ ગ્રંથમાં જોવા મળે છે. ચિત્ત પર વિક્ષેપ અને આવરણ લાવવાની શક્તિવાળી અવિદ્યાનો પરિચય કરાવતાં તેઓ અંતઃકરણના ચાર ભાગ કહે છે : મનઃ, ચિત્ત, અહંકાર અને બુદ્ધિ. આમાં ચિત્તનો અર્થ તેમણે 'individualizing'

'સિ. સા' માં તેમણે 'અનાદિ' અને 'આર્ય' આ શબ્દો-જુદા જુદા એમ કર્યો છે અને તેની વ્યુત્પત્તિ चि (=to collect) ધાતુમાંથી કરી છે. (જુઓ 'Mon. or Adv.', પૃ. ૮૨-૮૩ અને પૃ. ૮૨ ની પાદટીપ).

'ન્યાયકોશ'માં અંતઃકરણ શબ્દની સમજૂતી નીચે મુજબ આપી છે:

" अन्तःकरणम्—१ मनोवदस्यार्थोऽनुसंधेयः (प मा.) ।

२ ज्ञानसुखादिसाधनमाभ्यन्तरं मनोबुद्ध्यहंकारचित्तादिपदाभिलप्यमानमिन्द्रियमिति मायावादिन आहुः । तन्मते अन्तःकरणं चतुर्विधम् । तदुक्तम् — मनोबुद्धिरहंकार श्चित्तं करणमान्तरम् । संशयो निश्चयो गर्वः स्मरणं विषया इमे इत्युक्तकार्यभेदात् । अन्यत्र व्यक्तमुक्तम्—यदा तु संकल्पविकल्पकृत्यं तदा भवेत्तन्मन इत्यभिख्यम् । स्याद्बुद्धिसंज्ञं च यदा तु वेत्ति सुनिश्चितं संशयरूपहीनम् । अनुसंधानरूपं तच्चित्तं च परिकीर्तितम् । अहंकृत्यात्मवृत्त्या तु तदहंकारतां गतम् इति । (वाच.) ।"

— ભીમાચાર્ય ઝળકીકરકૃત न्यायकोश (१९२८), પૃ. ૩૮

મન, બુદ્ધિ, અહંકાર, ચિત્ત, એ આંતર કરણ એટલે અંતઃકરણ છે. (અંતઃકરણનો શબ્દાર્થ આંતર ઇન્દ્રિય-*internal sense*-થાય છે). સંશય, નિશ્ચય, ગર્વ અને સ્મરણ એ એના વિષયો છે. એ પ્રમાણે એના કાર્ય (function) ભેદ પ્રમાણે એનાં ચાર જુદાં નામો થાય છે. બીજે સ્પષ્ટ કહેલું છે કે "જ્યારે સંકલ્પવિકલ્પનું કાર્ય કરે ત્યારે મન એવું એનું નામ કહેવાય છે. જ્યારે સંશયહીન સુનિશ્ચિત જ્ઞાન કરે છે ત્યારે તે બુદ્ધિ કહેવાય છે. જ્યારે અનુસંધાનરૂપ જ્ઞાન કરે છે ત્યારે તે ચિત્ત કહેવાય છે. અને હું કરું છું એવી આત્મવૃત્તિ થાય ત્યારે તે અહંકાર કહેવાય છે."

અહીં અનુસંધાનનો અર્થ સ્મરણ થાય છે. સ્મરણ કરતી વખતે માનસ ભૂતકાળના પૂર્વ સંસ્કારનું અનુસંધાન કરે છે. આગલા શ્લોકમાં ચિત્તનું કાર્ય સ્મરણ કહેલું જ છે.

અર્થમાં વાપર્યો છે તેની કાન્તે ટીકા કરી છે અને તેમના લખાણમાં અસંગતિનો દોષ કાઢ્યો છે.

[સ્વ-મંતવ્યની રજૂઆત કરતાં મણિલાલે આવેશમાં આવીને કેટલીક વાર એવાં વિધાનો કર્યાં છે, જેનું તર્કશૈથિલ્ય અને વૈચિત્ર્ય કોઈ પણ સૂક્ષ્મદર્શી વિવેકી વિચારકને તરત નજરે ચડ્યા વિના રહે નહિ. એમની નિરૂપણ-રીતિની એક ખાસિયાત એવી છે કે પોતે તર્કપદ્ધતિએ વક્તવ્ય રજૂ કરવાનો દેખાવ કરે છે ખરા; પણ પછી અધે આવીને જાણે કે તર્કનો ત્યાગ કરીને પોતાની વાત સ્વતઃસિદ્ધ હોય એમ એમને એમ પ્રતિપાદન કરવા બેસી જાય છે. એવી શૈલીમાં આત્મપ્રત્યય (force of conviction) અને ભાષાના બળનો વેગ એટલો હોય છે કે સામાન્ય વાચક એમાં તણાયા વગર રહે નહિ; પણ ઝીણવટથી સમજવાનો પ્રયત્ન કરનાર બુદ્ધિ-શાળી વાચક એની આ રમત પકડ્યા વગર રહેતો નથી.] 'સિ. સા'માંથી નીચે આપેલાં તેમનાં કેટલાંક વિધાનો આ વાતની સાક્ષી પૂરે તેમ છે.

(૧) વેદની અપૌરુષેયતા સાબિત કરતાં તેઓ કહે છે કે "સર્વસત્તાનું સ્વરૂપ જ વેદ, માટે ઈશ્વરપ્રણીત;" * અને તેની

---

મણિલાલ એનો અર્થ 'individualizing' કરે છે તે યથાર્થ નથી. અંગ્રેજી 'psychology'નો એક વ્યાપાર તેઓ સંસ્કૃત શબ્દમાં આરોપે છે. તેઓ चित्तનો ધાતુ चि (=to collect) આપે છે તેનું કોઈ પ્રમાણ મળતું નથી. चित्त નો ધાતુ चित् છે એ સુવિદિત અને સ્પષ્ટ છે. તેમ છતાં એમના જેવા વિદ્વાન તેનો ધાતુ चि આપે તે આશ્ચર્યજનક છે! એમ જણાય છે કે 'individualizing' અર્થ ઘટાડવા માટે તેમણે આમ કર્યું છે.

* સિ. સા., પૃ. ૫૭

અનાદિતા વિશે દલીલ કરે છે કે "વેદમંત્રોને ઉચ્ચાર સહિત, જરા પણ ફેરફાર વિના અનંત યુગો સુધી બ્રાહ્મણોએ કડોપકડ જાળવી રાખ્યા એ ઉપરથી જ અનાદિત્વ ને નિત્યત્વ સ્વયંસિદ્ધ છે।" *

(૨) યજ્ઞની અર્પણભાવના સમજાવવાના ઉત્સાહમા તેઓ સોમપાન અને ભાગમાગનો તેની સાથે સબધ બાધતા કહે છે. "સોમ, અમૃત, દેવતાનો જ પીવાનો પદાર્થ, પીધાથી બ્રાહ્મણોના આતર ચક્ષુ ખુલી જતા, અને તેમને દેવતાઓ પ્રત્યક્ષ થઈ દર્શન આપતા, તથા તેઓ અમરત્વ પામતા આજ પણ, ફકીર, યોગી, ઇત્યાદિ મસ્ત જ્ઞાનીઓમા, હાશીશ, ગાજો, ભાગ ઇત્યાદિ માદક, અને તેથી ઇંદ્રિયો તથા મનને કોઈ વિલક્ષણ પ્રત્યગ્દૃષ્ટિ કરાવવાને સમર્થ, પદાર્થોનુ સેવન પ્રચલિત જ છે "†

(૩) જડવાદ ઉપર ચૈતન્યવાદનુ પ્રાબલ્ય હવે સ્થપાતુ જોઈએ, કારણ એ બન્નેની પરંપરા ઘટિયંત્રન્યાયે ચાલ્યા કરે છે. સાત સાત શતકે એકેકનુ પ્રાબલ્ય થાય છે એવો રોસીક્રુશીઅનોના મતનો હવાલો આપીને તેઓ કહે છે કે "તેરમા શતકના આરંભથી પ્રવર્તેલી જડવાદરૂપ નાસ્તિકના પણ વીશમા શતકના આરંભે મરણ પામવી જ જોઈએ એમ કાળક્રમની ગહન ગતિથી આપણા હૃદયમાં પ્રતીતિ થાય છે".‡ આ ગણતરી પ્રમાણે તો મણિનાને બુદ્ધને ચૈતન્યવાદમા અને ઈસુ ખ્રિસ્તને જડવાદમા સ્થાન આપવુ ગણાય!

(૪) 'ગુરુત્વાકર્ષણના મહા નિયમનુ મૃત્યુ થયુ છે' એમ વિધાન કરીને જડવાદને એકદમ અસિદ્ધ ઠરાવતા તેઓ કહે છે "જ્યારે ચૈતન્યવાદ જ સિદ્ધ ઠર્યો, ત્યારે જીવ, પુનર્જન્મ, કર્મ, ધર્મ સર્વ સ્વત જ પ્રાપ્ત થઈ સત્ય ઠર્યું અને મન્વાદિપ્રોક્ત આચાર જ

* સિ સા પૃ ૬૧
† એજન, પૃ ૯૧
‡ એજન પૃ ૪૪૧

પાળવો આવશ્યક ઠર્યો. અરે! બિચારો 'સુધારો' તો એક આકાશ-પુષ્પ જ થઈ ગયો! ગંધર્વનગર જ થયો! અમે દલગીર છીએ, પણ સત્યને શરમ નથી એટલે લાચાર".* સુધારો યોગ્ય હોય કે અયોગ્ય, પણ તેને ખપુષ્પવત્ ગણવો એ તો અસત્ય જ છે એમ કાન્તે ફરિયાદ કરી છે તે ખોટી નથી.

(૫) વિષ્ણુનું વાહન ગરુડ છે એમ સાબિત કરવા માટે તેઓ મિસરમાં ગરુડ અનન્તનું રૂપ છે એવી દલીલ કરે છે!†

(૬) 'મૂળધર્મરહસ્યની પ્રથમાવૃત્તિ ઉપનિષદ છે, દ્વિતીયાવૃત્તિ વેદ છે...'‡ ઇત્યાદિ કહીને મણિલાલ વેદને ઉપનિષદની પાછળ મૂકે છે!

આમ, પોતાના હેતુને સિદ્ધ કરવાના આવેશમાં સિદ્ધ વસ્તુને અસિદ્ધ ગણી લેવા કે તેમાં અનુકૂળ ફેરફાર કરવા, ગમે ત્યાંથી પ્રમાણ એકઠું કરવા અને કવચિત્ પ્રમાણાભાવે તેનો આભાસ ઉત્પન્ન કરવાનું મણિલાલનું વલણ 'સિ. સા.'માં ઉપર બતાવેલાં સ્થાને દેખાય છે. પછી તે કાન્તના આક્રમણનો વિષય બને તેમાં શું આશ્ચર્ય? × કાન્તે 'સિદ્ધાંત-સાર'નું પ્રકરણવાર અવલોકન કર્યું છે. તેમાંથી નીચેના મુદ્દાઓ

* સિ. સા., પૃ. ૪૬૬

† એજન, પૃ. ૩૪૨

‡ એજન, પૃ. ૩૭૬

× વળી તેઓ 'ભદ્રંભદ્ર'માં ઉપહાસપાત્ર બન્યા તેનું મુખ્ય કારણ પણ તેમની પ્રાચીનભક્તિ અને તદનુષંગી તેમની દલીલપદ્ધતિ જ છે. 'ભદ્રંભદ્ર'માં આવતું શંભુ પુરાણીના ભાણેજ વલ્લભરામનું પાત્ર નડિયાદમાં 'નગુગોરના મણિલાલ' તરીકે ઓળખાતા મણિલાલનું જ પ્રતિબિંબ છે. 'વલ્લભરામના 'અનાદિસિદ્ધવ્યવસ્થા' નામના ગ્રંથનો 'ભદ્રંભદ્ર'માં ઉલ્લેખ છે (જુઓ પૃ. ૧૬૪) તે મણિલાલના 'સિદ્ધાંતસાર'ને લક્ષે છે.

પરત્વે મણિલાલના વિચારોની તેમણે કરેલી ટીકા બન્નેનાં દૃષ્ટિબિંદુઓને સમજવામાં ઉપયોગી નીવડે તેમ છે:

(૧) મણિલાલ બધા ધર્મોનું મૂળ એક જ અને તે આર્યાવર્તમાં જ છે એમ કહે છે તેની સામે કાન્ત પૂછે છે કે 'બીજ શ્રેષ્ઠ છે કે તેમાંથી પ્રસ્ફુટિત થયેલ વૃક્ષ?' ('સિદ્ધાંતસારનું અવલોકન', પૃ. ૧૧)

(૨) મણિલાલકૃત ધર્મની વ્યાખ્યાની ટીકા કરતાં કાન્ત કહે છે કે 'પરમાનંદ પામવાની સ્વાભાવિક વૃત્તિ મનુષ્યમાં હોઈ શકે? એ વૃત્તિને સંતોષવાનું ધર્મનું કામ હોય તો તે ધર્મના કારણરૂપ ગણાય, પરિણામ નહિ. પરમાનંદ ધર્મનો પિતા હોય, તો એ આર્યવિચારનું મોટું દૂષણ છે.' (સિ. અ., પૃ. ૧૪-૧૫)

---

ભિખારીઓને ઉદ્દેશીને ભદ્રંભદ્ર "વેદવિરુદ્ધ અર્થ કરશો ત્યાં હું આધુનિક કોશના અર્થ સ્વીકારવાનો નથી. શબ્દપ્રમાણથી ઇતર પ્રમાણ હોય તો બોલતાં વિચાર કરજો." ઇ. શબ્દો બોલે છે (જુઓ પૃ. ૫૧) તે મણિલાલે રાખેલ વેદપ્રામાણ્યના આગ્રહની મશ્કરીરૂપ છે. સ્વિટ્ઝરલૅન્ડના પ્રખ્યાત ડૉક્ટર નોબોડિ અને તેમના 'ધી રાઇઝિંગ પ્રૉફેટ' નામના પુસ્તકનો (જુઓ પૃ. ૧૬૫) તેમજ ભિખારીના ધંધાની ઉત્તમતા જડવાદનાં પ્રમાણોથી સિદ્ધ કરનાર "જગત્પ્રસિદ્ધ પંડિતશિરોમણિ કેંડ્જિ ફીડરનો (જુઓ પૃ. ૫૪) 'ભદ્રંભદ્ર'માં આવતો ઉલ્લેખ મણિલાલે 'સિદ્ધાંતસાર'મા ડીકવૉરટ ફ્રેન્જિક જેવા અપ્રસિદ્ધ યુરોપીય લેખકો ને તેમના ગ્રંથોનાં પ્રમાણ ટાંકીને પોતાનો ઉત્ક્રાન્તિ-સિદ્ધાન્ત સમજાવ્યો છે તેના ઉપહાસરૂપ છે. શિખાબંધનથી આંતરડામાં ગાંઠ પડે, તેનાથી પ્રાણવાયુ ખેંચાય, તેથી આગગાડીના ઍંજિન જેવી સિસોટી વાગે, જે ધર્મરાજાની કચેરીમાં સંભળાતાં વિમાનનો એક ટાંકો સિવાય-આવી વિચિત્ર તર્કપરંપરાની ગૂંથણીવાળા ભદ્રંભદ્રના મુખમાં મૂકેલા શબ્દો (જુઓ પૃ. ૧૦૩) મણિલાલે પુરાણો અને પ્રાચીન રૂઢિઓના કરેલા અર્થવાદની હાંસીરૂપ છે. (અહીં મૂકેલી પૃષ્ઠસંખ્યા 'ભદ્રંભદ્ર'ની બીજી આવૃત્તિની છે.)

(૩) કાન્ત કહે છે : "વેદમંત્રો અનાદિ અને નિત્ય હોય તો ઋગ્મંત્રો પૂર્વાપર જૂના નવા હોવાનો સંભવ કયાંથી ? અનાદિ અને નિત્ય મંત્રો અમુક રૂપમાં ગોઠવાઈ ને અનાદિ કાલ સંબંધી અર્થબોધ કરતા હશે કે અમુક નિશ્ચિત કાલ સુધી ?" (સિ. અ., પૃ. ૨૩)

(૪) "તત્ત્વદષ્ટિ જ ખરી છે, પુરાણભાવના ખોટી છે, છતાં બન્ને વિરોધી નથી" એ મણિલાલના વિધાનમાં કાન્ત વદતોવ્યાઘાત જુએ છે. (સિ. અ., પૃ. ૭૧)

(૫) એલેક્ઝાન્ડ્રીઆના મહાપુસ્તકાલયનાં પુસ્તકો આરબોએ બાળી નાખ્યાં ન હોત તો પાંચસો વર્ષ પછી પ્રાપ્ત થતું જ્ઞાન જગતને એ ઘડીએ જ મળ્યું હોત અને અનેક શોધો એ વખતે જ અસ્તિત્વમાં આવી હોત એ મતલબના મણિલાલના કથનની ટીકા કરતાં કાન્ત કહે છે કે "વકીલાત કરવાની ટેવથી મણિલાલની ન્યાયબુદ્ધિએ એવું અવળું રૂપ પકડયું છે, કે જે વાત એક ગામડિયો સુદ્ધાં ન માને, તે તેઓ માની શકે છે." (સિ. અ., પૃ. ૬૭–૬૮)

(૬) મણિલાલ : "પુરાણોની કથાઓને જ ખરો ઇતિહાસ ગણો, અને સપ્તખંડ, સપ્તલોક, ઇત્યાદિ ભૂગોળ પણ વાસ્તવિક માનો." કાન્ત આની સામે મણિલાલનું પોતાનું જ અગાઉ કરેલું વિધાન મૂકે છે· "પુરાણોની સ્થૂલ અતિશયોક્તિ અને રૂપકને અક્ષરશઃ સત્ય ન માનતાં તેમનું રહસ્ય માત્ર વિચારવું." આ પરસ્પર વિરુધ્ધ અભિપ્રાયોમાં કયો સાચો ? —એમ કાન્ત પૂછે છે. (સિ અ., પૃ. ૧૩૧–૩૨).

(૭) "વેદાદિમાં મૂર્તિપૂજા છે ?" — એ પ્રશ્નના જવાબમાં મણિલાલ કહે છે : "હો વા ન હો તેથી આપણને હાનિ નથી, મૂર્તિપૂજા ખરી છે, હોવી જ જોઈએ તેવી છે, વાસ્તવિક છે, સાર્થ છે, એટલું સમજાયા પછી તે પ્રાચીન કાલમાં છે કે નથી એ શંકા

નિરસાર છે " કાન્ત સામુ પૂછવા તૈયાર થાય છે કે "મહેરબાન, જો મૂર્તિપૂજા હોવી જ જોઈએ તેવી છે, તો તે પ્રાચીન કાવ્યમાં છે કે નહી, એ શકા નિરસાર શા માટે ?" (સિ. અ, પૃ ૧૧૪)

(૮) 'સુધારા' નુ વર્ણન કરતા મણિલાલ કહે છે "જડ પરમાણુના યોગથી જ સર્વ વ્યવહારનો સભવ સ્વીકારતો જડવાદ ઉદ્ભવ્યો એટલે આત્મા ચૈતન્ય, જીવ ઇત્યાદિ વાત ખોટી જ ઠરી, મોક્ષ, પુનર્જન્મ, ભક્તિ, મૂર્તિપૂજાદિ સગતિ વ્યર્થ થઈ, સુખ-દુખનો સભવ પણ એક આકસ્મિક યથાકાલ થવાનો રહ્યો —એટલે ધર્મ, કર્મ, આચાર વિચાર, નાત, જાત, બધુ વહેમરૂપ જ હોવુ જોઈએ, સ્વાર્થી ધર્મગુરુઓએ ઉઠાવેલુ હોવુ જોઈએ, અને જે તે રીતે આ દુનિયામા ખાઈ પીને આનદમા જીવાય, એ જ પરમ પુરુષાર્થ—મોક્ષ—ગણાવો જોઈ એ,— અર્થાત્ સ્વચ્છદાચાર (પુનર્લગ્ન, જ્ઞાતિભેદનુ નિકદન, ધર્મનુ સત્યાનાશ ઇત્યાદિ) પ્રવર્ત્યો આટલુ ટૂકામા જે વર્ણન કર્યુ તેટલામા જ 'સુધારા' નો સમાવેશ થઈ શકે છે " કાન્ત કહે છે કે "મણિલાલે એમા સુધારાનો ઇતિહાસ આપ્યો નથી, પણ સુધારાને ગાળો જ આપી છે !" અને ફરિયાદ કરે છે કે "મણિલાલે દાભિક વેદાતીઓને લક્ષ પર નહી લેતા જેમ શુધ્ધ વેદાતની ચર્ચા કરી છે તેવી પધ્ધતિ સુધારાની ચર્ચા માટે પણ અખત્યાર કરવી જોઈએ પણ તેમ થયુ નથી" (સિ અ પૃ ૧૨૩–૨૪)

(૯) મણિલાલ જ્યારે એમ કહે છે કે બ્રહ્મ વિના આપણને બીજા કશાનુ જ્ઞાન મળતું નથી, બીજુ કશુ છે જ નહિ" અને સાથે સાથે એમ પણ કહે છે કે "વાસ્તવિક સત્તા જડ પદાર્થમાં નથી, એ સત્ પણ નથી, અસત્ પણ નથી, અનિર્વાચ્ય છે, માયા છે" ત્યારે કાન્ત એ બન્ને કથનના અનુસધાનમા પૂછે છે કે "ત્યારે તો અનાદિ માયાનુ જ્ઞાન તે પણ બ્રહ્મજ્ઞાન જ થાય ને?" (સિ અ પૃ ૩૨)

(૧૦) મિ. સા. ના ત્રીજા પ્રકરણના આરંભમાં મણિલાલે 'ઈશ્વરભાવના આર્ય ધર્મમાં કદાપિ સ્થિરતાને પામી નથી' એ વિધાન કર્યું છે તેની ટીકા કરતાં કાન્ત કહે છે: "આનાથી બીજું શું વાક્ય લોકોના વિશ્વાસને ભંગ કરનારું, ભ્રામક હોઈ શકે?" સુધારાવાળાને નાસ્તિક કહેનાર મણિલાલ પોતે જ લોકોના હૃદયની ધર્મશ્રદ્ધાને નિર્મૂળ કરવા મથે છે એવો કાન્ત તેમના પર આક્ષેપ મૂકે છે. (સિ. અ. પૃ. ૨૫-૨૬)

આ અવતરણો કાન્ત અને મણિલાલને। દૃષ્ટિભેદ સ્પષ્ટ સમજાવે છે. મણિલાલે (૩) માં ખોટી દલીલને। ઉપયોગ કર્યો છે; (૫) માં ખોટું એટલે તેમને કામ ન આપે તેવું દૃષ્ટાન્ત આપ્યું છે, (૭) માં સાધ્યસ્વીકારને। દોષ વહોરી લઈને ઉડાઉ જવાબ આપેલો છે અને (૮) માં તેમણે 'સુધારા'ના તત્ત્વને બદલે તેના વિકૃત સ્વરૂપને સુધારા તરીકે ઓળખાવવાનો સહેતુક પ્રયત્ન કરેલો દેખાઈ આવે છે. આમ, વિષયચર્ચામાં સ્વમતના પ્રતિપાદન કે સમર્થન માટે સાચી હકીકતની સાથે અર્ધસત્ય, અસત્ય કે અપ્રસ્તુત દાખલાદલીલાદિ વિગતો ભેળવી દેવાની મણિલાલની વિલક્ષણ રીતને લીધે તેમની નિરૂપણ-પદ્ધતિમાં આમળ નિર્દેશેલ ભાષાશૈથિલ્ય ઉપરાંત તર્કની અશુદ્ધિ અને એકલક્ષી સમર્થનનો દોષ દેખાય છે; તો બીજી તરફ, કાન્તની ટીકા ઘણીવાર મણિલાલના વક્તવ્યના મર્મને લક્ષ્યને બદલે શબ્દ કે તર્કચ્છલ દ્વારા તેની સપાટીને જ સ્પર્શતી હોય એમ તેમના અવલોકનમાંના ઉપર્યુક્ત ખંડો પરથી સમજાય છે. (૧) અને (૨)માં

માયા છે એવું સમજાવું તે બ્રહ્મજ્ઞાનના માર્ગનું પહેલું પગથિયું છે (૧૦)માં પણ મણિલાલે પોતાના વક્તવ્યની આપેલી સમજૂતીને લક્ષમાં લીધા વિના કેવળ શબ્દને પકડીને કાન્તે તેમના પર આક્રમણ કર્યું છે. આમ, બન્ને વિદ્વાનો ભિન્ન ભિન્ન વિચારશ્રેણીના આગ્રહી હોવાથી દાર્શનિક ચર્ચા કરતી વખતે પક્ષવાદમાં અને તેને અંગે તર્કજાળમાં ઊતરી પડે છે. તેમ છતાં, ઉભયની તુલનામાં એકંદરે વિદ્વત્તા, તલસ્પર્શી વિષયદર્શન અને વ્યાપક તેમ તાત્વિક પર્યાલોચનામાં કાન્ત કરતાં મણિલાલનું સામર્થ્ય વિશેષ હતું એમાં શંકા નથી. સરલ અને નિખાલસ હૃદયના કાન્તે પોતે જ આ વસ્તુનો સ્વીકાર કરીને મણિલાલ પ્રત્યે પૂજ્યભાવ વ્યક્ત કર્યો છે એટલે આ બાબત વિશેષ પ્રતિપાદન કરવાની ભાગ્યે જ જરૂર જણાય. *

'પ્રાણવિનિમય'

સિધ્ધાન્તની બુદ્ધિગ્રાહ્ય ભૂમિકા ઉપર ચૈતન્યવાદ સ્થાપીને મણિલાલ અટકયા નથી જડની પૂર્વે તેનાથી વ્યતિરિક્ત ચેતન રહેલું છે એનું પ્રત્યક્ષ પ્રમાણ આપવા સારુ તેમણે જાતે પ્રાણ વિનિમયના પ્રયોગો કરીને તેને વિશે એક પુસ્તક લખ્યું છે. આ પુસ્તકની અસર ઘણી થઈ હતી.† પ્રાણવિનિમયની વિદ્યા (mesmerism) જડવાદની સામે પડકારરૂપ હતી નાસ્તિક

* જુઓ 'સિદ્ધાન્તસાર'ના અવલોકનનું સમાપન કરતી વખતના કાન્તના નીચેના ઉદ્ગારો "અનેક વિરોધો, પુષ્કળ એકપક્ષી સમર્થન અને બીજા એ પ્રકારના દોષો છતાં એકંદરે હું પ્રો મણિલાલના પ્રસ્તુત લેખને આદરણીય ગણું છું મારી જાતને માટે બોલું, તો હું પ્રો મણિલાલને આપણા પ્રાચીન ધર્મના આદરણીય અંશ તરફ ધ્યાન ખેંચવાને ગુરુ ગણું છું"
(સિ અ પૃ ૧૩૫-૩૬)

† પ્રસ્તાવનામાં તેમણે ઉલ્લેખેલા કેટલાકોના એ વિશે આવેલા પૃચ્છાના પત્રોને આધારે

અથવા જડવાદી શોધકોએ સજીવ વિશ્વને જડ પરમાણુઓથી ઉત્પન્ન થતું ઠરાવ્યું હતું. આ વિદ્વાએ પરમાણુ ઉપર ગતિની અસર થતાં ઉષ્ણતા અને પ્રકાશના અંશોમાંથી વિદ્યુત્ અને રલીફ઼ીન, ને ચુંબક ઉપરથી સંમોહનશક્તિ (magnetism) શોધી કાઢી. રીબનએક નામના એક જર્મન શોધકે તો ત્યાં સુધી બતાવ્યું કે આ પ્રકારની શારીરિક કે માનસિક સ્થિતિમાં આવેલાં માણસ ચુંબકના છેડામાંથી અગ્નિ ઝરતો જોઈ શકે છે અને તેના બે છેડા, જે જુદી જુદી શકિતવાળા હોય છે તે તેવાં માણસોને જુદી જુદી અસર કરે છે. એજ અરસામાં (ઈ. સ. ૧૭૮૦) મેસમર નામના વિયેનાથી પારિસ આવેલા વૈજ્ઞાનિકે સંમોહનવિદ્યા (magnetism)ની ઘણી ચમત્કારિક અસર રોગીઓ ઉપર કરી બતાવી. પછી તો આ તત્ત્વને લીધે નિદ્રાવશ થયેલાં (જેને એની પરિભાષામાં વિશ્વદષ્ટિ પામેલાં કહે છે) માણસ પેટી કે કબાટમાં શું મૂકેલુ છે તે કહેવા લાગ્યાં. મેસમરની આ નવીન વિદ્યા 'મેસ્મેરિઝમ' નામે પ્રસિદ્ધ થઈ છે.

યુરોપમાં આ વિદ્યાનો વિરોધ ખુદ વૈજ્ઞાનિકો તેમજ પાદરીઓ તરફથી થયો. પ્રત્યક્ષ પ્રયોગ જોવા છતાં બેમાંથી એકે વર્ગે એનો સ્વીકાર કર્યો નહિ. ઈ. સ. ૧૭૮૪માં ફ્રેન્ચ સરકારે એની તપાસ માટે કમિશન નીમ્યું; પણ તેના બધા સભ્યો 'જડવાદી' હોવાથી તેમણે એ વિદ્યા ખોટી ઠરાવી. પછી ૧૮૨૬માં બીજું કમિશન નિમાયું, તેણે તેની સત્યતા સ્વીકારી. પછી તો એ વિદ્યાને આધારે ફ્રાન્સમાં અનેક રુગ્ણશાળાઓ ચાલવા લાગી અને અમેરિકામાં પણ એના પ્રયોગો મોટા પ્રમાણમાં થવા લાગ્યા. લંડનમાં આ જાતના, મણિલાલ જેને 'આધ્યાત્મિક' કહે છે તે (psychic), ચમત્કારોની શોધ કરનારી 'Psychical Research Society' સ્થપાઈ. 'મેસ્મેરિઝમ'નાં 'હિપ્નોટિઝમ', 'ઇલેકટ્રીક બાયોલોજી' ઇત્યાદિ નવાં નામ પડયાં. યુરોપ, અમેરિકા ને ઓસ્ટ્રેલિયામા થઈને એકંદરે પચાસ જેટલાં સામયિકો કેવળ ગુપ્તવિદ્યાને (occult

science) વિશે જ એ વખતે ચાલતાં હતાં. પારિસના વિખ્યાત માનસશાસ્ત્રી ડૉ. શાર્કોટે 'હિપ્નોટિઝમ' વિશે લેખ લખીને તેમજ પ્રયોગો કરીને આ નવી વિદ્યાને પ્રતિષ્ઠા આપી જોતજોતામાં ફ્રાન્સમાં તો 'વિશ્વદષ્ટિ' (clairvoyance) સુધીના પ્રયોગો થવા લાગ્યા. આ આંદોલને પ્રો. ટિન્ડલ જેવા વૈજ્ઞાનિક સંશોધકને ચિત્તની શક્તિઓનું મહત્ત્વ સ્વીકારવાની ફરજ પાડી. મણિલાલે 'પ્રાણવિનિમય' લખીને આ નવીન શોધનું રહસ્ય ગુર્જર પ્રજા સમક્ષ સૌથી પ્રથમ મૂક્યું.

પશ્ચિમના ચૈતન્યવાદીઓએ સ્વીકારેલ 'animal magnetism'ને મણિલાલ 'પ્રાણ' કહે છે. તેમણે પોતાના ગ્રંથમાં પ્રાણવિનિમય વિશે પાશ્ચાત્યોએ શોધેલાં કારણો ઉપરાંત ભારતીય તંત્રશાસ્ત્રોમાંથી બીજાં કેટલાંક વાસ્તવિક કારણો શોધીને મૂક્યાં છે, જેમાં પોતાનો અનુભવ ઉમેરીને તેમણે વિષયને પ્રતીતિજનક બનાવ્યો છે. એમાંનો એક શબ્દ પણ પોતે આધાર વગર લખેલો નથી એમ પ્રસ્તાવનામાં કહ્યું છે તે તેમણે કરેલી વિષયચર્ચા પરથી સાચું લાગે છે.

આ તંત્રવિદ્યાના મુખ્ય બે વિભાગ પાડે છે: (૧) સંધાયક એટલે કે તનમનની બગડેલી સ્થિતિને સમાધાનમાં લાવનાર અને (૨) ચમત્કારિક એટલે કે જેમાંથી ચમત્કાર જેવા પ્રયોગ અને અને યોગસાધન પણ થઈ શકે. પ્રાણતત્ત્વ અને તેની કૃત્રિમ વિદ્યુતના જેવી પ્રબલતા–નિર્બલતાની આરંભમાં સમજૂતી આપીને મણિલાલ પ્રાણ એ જ શરીરસંપત્તિ છે એમ બતાવે છે. કેવળ સ્થૂળને વળગેલા વ્યાધિના કરતાં સૂક્ષ્મદેહને વળગેલા અસાધ્ય રોગ—જેવા કે વાઈ, ફેફરું, વળમાડ ઇ.—ઉપર પ્રાણવિનિમય સત્વર અને ચમત્કારિક અસર કરે છે. પ્રાણશુદ્ધિથી માણસમાં ગુપ્ત રહેલી માનસિક (psychic) શક્તિ ઉત્તેજિત થઈને તેને પરમાનંદનો અનુભવ કરાવી શકે છે. આથી સ્થૂલ દેહના કરતાં સૂક્ષ્મ દેહની પ્રાણશુદ્ધિ દ્વારા યોગ્ય સંભાળ રાખવાની મણિલાલ ખાસ સૂચના આપે છે.

વિધાયક (subject) અને વિધેયની (object) લાયકાત વર્ણવ્યા બાદ તેઓ પ્રાણવિનિમયના વિધાન–માર્જન (magnetising pass) અને વિસર્જન–માર્જન (demagnetising pass)ની વિસ્તૃત સમજૂતી આપે છે. વિધાન-માર્જન વડે વિધેયની ૭ સ્થિતિ થાય છે : તંદ્રા, નિદ્રા, મૂર્છા, અનુવૃત્તિ, વિશ્વદૃષ્ટિ અને પ્રત્યગ્દૃષ્ટિ. એમાં સૌથી વધુ મહત્ત્વની વિશ્વદૃષ્ટિ છે. તેનો ચમત્કાર વર્ણવતા લેખક કહે છે :

"કોઈ વિધેયને વિશ્વદૃષ્ટિમાં લાવી પછી શરીરરચના જોઈ કહેવરાવી હોય તો કહે. એ જ પ્રમાણે જાને કે વિધેય દ્વારા વિશ્વ-દૃષ્ટિથી જોઈ આપણાં શારીર આદિ શાસ્ત્રો ગ્યાર્યા હશે, એટલે તે રચનારને હાલની પેઠે મડદા ચુથવાની ઝાઝી જરૂર પડી નહિ હોય, અને મુવેલાં શરીરને જોવાથી મગજ વગેરે ભાગની સ્થિતિ જે હાલ સમજાતી નથી, તે તેમને તેથી જ સમજાઈ હશે" *

પ્રત્યગ્દૃષ્ટિ અને વિશ્વદૃષ્ટિ વચ્ચેનો તફાવત સમજાવતાં તેઓ કહે છે કે પ્રત્યગ્દૃષ્ટિ = આંતર દૃષ્ટિ = સમાધિ. વિશ્વદૃષ્ટિ પરાક્ એટલે બાહ્ય દૃષ્ટિ છે, જે અનેક ચમત્કારો કરી બતાવે છે. પણ આ પ્રયોગનું ભયસ્થાન મોટું છે. તેને વિશે લાલમત્તી ધરતાં મણિલાલ કહે છે : "તેમાં પ્રત્યગ્દૃષ્ટિ(સમાધિ)ની સ્થિતિ અનાયાસે જ થઈ આવે છે. તેની પછીની કક્ષા મરણની જ હોય છે માટે પ્રયોગ કરતાં સ્થૂલ દેહને મદ પાડતે પાડતે છેક અટકાવી દેવો એ એ પ્રાણવિનિમયના પ્રયોગોનું સ્વરૂપ છે. તેથી એ તંત્ર દ્વારા પ્રયોગ કરતા જેમ થોડે થોડે ચઢાય તેમ ભય થોડું... માણસને પ્રત્યગ્દૃષ્ટિ પછી યોગરહસ્યનું જ્ઞાન ન હોય તો મરણ વિના બીજી સ્થિતિ જ નથી" †

---

* 'પ્રાણવિનિમય', (આ બીજી), પૃ. ૫૮

† એજન, પૃ ૬૧–૬૩

પ્રાણવિનિમયમાં પ્રાણનું જ ચલન થાય છે તેથી તેને હઠક્રિયાનું અંગ કહે છે. હઠયોગને માર્ગે પ્રાણદમન કરનારા પ્રાણને બ્રહ્માંડમાં તાણી જાય છે અને મનનો ત્યાં લય કરી નાખી જાગ્રતમાં પણ બ્રહ્માનંદ અનુભવતા હોય છે. પ્રાણવિનિમયના પ્રયોગ વખતે બ્રહ્માંડમાં પ્રાણ સ્વતઃ માર્ગ મળવાથી ચડી જતાં સમાધિ ઊપજી આવે છે. એમાંથી વિધેયને ઉઠાડી શકે એવા સામર્થ્યવાળો વિધાયક ન હોય તો વિધેય પોતાની મેળે ક્વચિત જ ઊઠે. માટે પૂર્ણ રીતે યોગરહસ્ય જાણ્યા વિના વિધાયકોએ આ સ્થિતિ ઉપજાવવા યત્ન ન કરવો એમ મણિલાલ વારંવાર શિખામણ આપે છે. આ હેતુએ જ તેમણે એ સ્થિતિ ઉપજાવવાના સાધનોનું વર્ણન પુસ્તકમાં કર્યું નથી.

મણિલાલનો ઉદ્દેશ 'પ્રાણવિનિમય' પુસ્તક લખીને લોકોને ચમત્કાર કરતાં શીખવવાનો કે પોતાનામાં કોઈ અદ્ભુત શક્તિ છે એવું બતાવવાનો ન હતો. ઊલટું, એની સામે ચેતવણી આપતાં તેઓ પ્રસ્તાવનામાં કહે છે: "પ્રાણવિનિમય તો એક રમત જેવું છે. જો કે એ રમત પણ જીવતા ઝેરી સાપ કે ચોપાસા ધારવાળી તરવારો સાથે કરતા હોઈએ તેવી છે," પણ તેમાંથીયે પરમ માર્ગનું સહજ સૂચન મળી આવે તે હેતુએ બીજી આવૃત્તિમાં તેમણે પ્રાણવિનિમયને યોગ સાથે જોડવાનો પ્રયાસ કર્યો છે આમ, પ્રાણવિનિમયનું કામ જડવાદને વ્યર્થ ઠરાવવા ઉપરાંત રોગનિવારણ અને યોગસાધન છે એટલું બતાવવાનો તેમનો ઉદ્દેશ હતો. આમ છતાં, જ્યારે કેટલાક અસત્ પુરુષોએ તેનો નિકૃષ્ટ સિદ્ધિને અર્થે ઉપયોગ કરવા માંડ્યો, ત્યારે તેમણે, ઘણી માગ છતાં, એ પુસ્તકની ત્રીજી આવૃત્તિ કઢાવી નહિ.

'પ્રાણવિનિમય'ની બીજી આવૃત્તિમાં પુસ્તકને અંતે તંત્રશાસ્ત્ર, યોગશાસ્ત્ર અને સ્વરશાસ્ત્રનો ટૂંકો પરિચય મૂકેલો છે; તેમાં, જે શાસ્ત્રને આધારે તેમણે આ ગ્રંથ લખેલો છે તે સ્વરશાસ્ત્ર વિશે આપેલી સમજૂતી નોંધપાત્ર છે. યોગાભ્યાસને મણિલાલ પ્રાણદમન

રૂપે નહિ, પણ વસ્તુત: ચિત્તવૃત્તિનિરોધ રૂપે જ સમજાવે છે અને હઠયોગનો વિચાર સ્વરશાસ્ત્રને અનુસરીને કરે છે. સમગ્ર વિશ્વમાં ચાલી રહેલા મહાપ્રાણને અનુસરીને વ્યક્તિના દેહમાં પ્રાણનું ચલન થવું જોઇએ એમ કહીને તેઓ પ્રાણની સ્થિતિ અને ગતિના સ્થાનરૂપ નાડીઓનો વિવેક કરી બતાવે છે. પ્રાણનું નાસિકાના જમણા છિદ્રમાંથી નીકળવું તેને સૂર્ય અથવા પિંગલા કહે છે; ડાબામાંથી નીકળવું એને ચંદ્ર અથવા ઇડા કહે છે અને ઉભયમાંથી નીકળવું તેને સુષુમ્ણા કહે છે. બ્રહ્માંડના સૂર્યચંદ્રને આધારે પિંડના સૂર્યચંદ્ર ચાલે છે. દિવસે સૂર્યનું અને રાત્રે ચંદ્રનું પ્રાબલ્ય રહે છે. જેમ એક દિવસનું તેમ એક પક્ષનું, માસનું અને વર્ષનું સમજવું. ઉત્તરાયનમાં સૂર્ય અને દક્ષિણાયનમાં ચંદ્ર હોય છે. માણસના સ્વર અથવા પ્રાણનું બદલાવું ચંદ્રને આધીન છે ને ચંદ્ર બારે રાશિમાં લગભગ ત્રીસ દિવસમાં ફરી રહે છે, એટલે પ્રત્યેક માસે સ્વર તેનો તે જ આવે. વળી બાર રાશિના ત્રીસ દિવસની ગણતરીએ પ્રત્યેક રાશિના અઢી દિવસ થાય; તે અઢી દિવસમાં પણ માણસોનો સ્વર ત્રીસ વાર બદલાય છે, એટલે કે સૂર્યચંદ્ર લગભગ બબ્બે કલાકે ફરતા રહે છે. સૂર્ય સ્વર ઉષ્ણ અને ઉગ્ર રહે છે. ચંદ્ર સ્વર શીત અને શાન્ત રહે છે. ઉગ્ર કર્મ સૂર્ય સ્વરમાં ને શાન્ત કાર્ય ચંદ્ર સ્વરમાં કરવાં અનુકૂળ છે. સુષુમ્ણા એ બન્ને નાસિકામાંથી ચાલતા સ્વરની સ્થિતિ છે. તે સમયે પ્રાણ કરોડની નાડીમાં હોવાથી એ સ્થિતિ બહુ સૂક્ષ્મ ગણાય છે. એમાં મરણ થવાનો પણ સંભવ ખરો. યોગીઓને પ્રાણાયામાદિ કરતાં સમાધિ કરવા માટે એ જ સ્થિતિ અનુકૂળ હોય છે. આ દૃષ્ટિએ બ્રાહ્મણે માટે ત્રિકાલસંધ્યા વિહિત છે. ત્રણે સમયે સુષુમ્ણા થાય તે સંધ્યા. સુષુમ્ણા દ્વારા બ્રહ્મરંધ્રમાં થઈ જેનો પ્રાણ જાય તે સૂર્યમંડળમાં જાય છે ને પુનર્જન્મ પામતો નથી. ઇતર પ્રકારે પ્રાણ જાય તે ચંદ્રલોકમાં જાય ને ત્યાંથી પુનર્જન્મ

સ્વર અને તત્ત્વનો સબંધ પણ હઠયોગ કરનારા પારખી શકે છે. પ્રાણ તથા તત્ત્વના નિયમોમાં રહીને શરીર સાચવી મોક્ષ પર્યંત જનારા પણ હઠયોગીઓમાં કોઈક કોઈક હોય છે. પણ એ માર્ગે બહેકી જનારાની અધોગતિ થાય છે. એમ થવાનો સંભવ એ માર્ગે વિશેષ હોવાથી મણિલાલે મનોનિગ્રહરૂપ રાજયોગની જ હિમાયત કરી છે 'રાજયોગમાં પ્રવૃત્ત ગયેથી પ્રાણ તથા તત્ત્વો સ્વત. પોતાના સ્વભાવમા જ રહી સહેજમાં ઐહિક શાન્તિ આપી, મોક્ષનાથી નીવડે એ વધારે સુતર અને સૂક્ષ્મ યોજના છે' એમ પ્રતિપાદીને તેઓ ગૃહસ્થોને માટે તો એ જ પરમ માર્ગ છે એવું સૂચન કરે છે.*

'પ્રાણવિનિમય' મણિલાલના ગુપ્તવિદ્યા(occultism)ના રસનું મૂર્ત પરિણામ છે. તેમા કરેલી વિષયની વ્યવસ્થા એ જમાનાનુ ચિત્તવિજ્ઞાનનુ ઉપલબ્ધ સાહિત્ય લક્ષમાં લેતાં શાસ્ત્રીય છે. તે જ્ઞાનનો તેમણે યોગસિદ્ધિના સમર્થન માટે ઉપયોગ કર્યો છે. વિષયની દુર્ગમતાને કારણે તેમણે ગ્રંથને ત્રણ જુદાં જુદાં બીબાંમા છપાવ્યો છે અને મોથી મોટા અક્ષરવાળો ભાગ પહેલાં, પછી તેનાથી ઝીણા અક્ષરવાળો, ને સૌથી છેલ્લો તદ્દન નાના અક્ષરવાળો ભાગ વાંચવાનુ સૂચન કર્યું છે મણિલાલ શબ્દપ્રમાણ ઉપરાંત સ્વાનુભાવ દ્વારા સ્વમંતવ્યને સમર્થિત કરીને અન્યને તેનો પ્રત્યક્ષ દાખલો આપનાર સક્રિય તત્ત્વજ્ઞ હતા તેની આ ગ્રંથ સાબિતી આપે છે.

## થિયોસોફી

તેમને ઉપરના જ કારણે થિયોસોફિકલ સોસાયટી સાથે મબંધ બંધાયો હતો તેનો ઉલ્લેખ અગાઉ આવી ગયો છે. (જુઓ

* પ્રા વિ, પૃ ૧૦૪-૧૦૬

પ્રકરણ ૧.) થિયૉસોફીની ચૈતન્યભાવનાએ મણિલાલને તે સંસ્થા સાથે જિંદગીભર સાંકળી રાખ્યા હતા એ સંસ્થા તરફથી તેઓ 'અધ્યાત્મ મંડળ' ચલાવતા હતા અને 'સુદર્શન'માં તેને માટે અલગ ગણેલા બે પાનામા જિજ્ઞાસુઓના 'અધ્યાત્મવિદ્યા' વિશેના પ્રશ્નોના ખુલાસા આપતા હતા. થિયૉસોફીના પ્રવર્તકોએ કોઈ સ્વતંત્ર ધર્મ સ્થાપવાને બદલે સર્વ ધર્મમાંથી સત્ય શોધવાનો પુરુષાર્થ લક્ષ્યો હતો. તેથી सत्यान्नास्ति परोधर्मः એ તેમનો ધ્યાનમંત્ર હતો. મણિલાલ થિયૉસોફીને 'ઓગણીસમા શતકના છેલ્લા પાદમાં ઉદ્‌ભવેલી વિશ્વને સત્કાર આપનારી ભાવનાઓમાંની એક' તરીકે ઓળખાવે છે અને અભિપ્રાય આપે છે કે "ગુરુત્વાકર્ષણ કે વરાળ એમણે જે મહાન પરિણામો ઉપજાવ્યા છે તેટલી પ્રસિદ્ધિ થીઓસોફીના ભાવિમાં હોય એવું, આપણને લાગે છે." * મૅડમ બ્લૅવેટ્સ્કી અને કર્નલ ઑલ્કોટ વિશે તેમને પુષ્કળ માન હતું. મૅડમ બ્લૅવેટ્સ્કીના ગ્રંથો 'Isis Unveiled' અને 'Secret Doctrine' વિશે તેઓ અહોભાવપૂર્વક નોંધ લે છે કે "તે અનંતજ્ઞાનના ભંડાર છે, પરમ સત્યપરાયણતાના બોધક છે, અને સમજનારને સર્વમાન્ય ધર્મરહસ્યનો માર્ગ બતાવનારા છે." † પોતે 'સિદ્ધાન્તસાર'માં ધર્મેતિહાસ આલેખવામાં સ્વીકારેલી પદ્ધતિ તે 'વિદુષી મહાદેવી'ના અનુસરણરૂપ છે એમ તેમણે કૃતજ્ઞપણે કબૂલ કરેલું છે. વળી તેઓ કહે છે: "આર્યધર્મનો દિવસ ઉદય થનો હોય, અર્થાત્ સત્યનો પ્રકાશ સર્વસ્થળે એક જ કાલે પડવાનો સમય આવ્યો હોય, તો ભલે અનાદિ વિશ્વચક્રમાં એ મંડલી જ નિમિત્તરૂપ થઈ યશનામી થાઓ! થશે એવી અમને તો આશા છે." † આજ સુધીમાં એ સંસ્થાએ કરેલું કામ જોતાં

* સુ. ગ., પૃ. ૧૧૪

† સિ. સા., પૃ ૪૩૮, પાદટીપ સહિત

મણિલાલે તેના ભાવિ વિશે વ્યક્ત કરેલી આશા અને શ્રદ્ધા બહુ ફળી ગણાય નહિ. એના પ્રારંભકાળમાં એ મંસ્થાએ પ્રેતાવાહન આદિ પ્રયોગોમાં વિશેષ રસ લીધો હતો તેથી સુધારક દુનિયા તેને વિશે સાશંક બની ગઈ હતી. ઊલટું, તેને માથે વહેમનો વધારો કરનાર, જગતની પ્રગતિનો અવરોધ કરનાર અને પશ્ચિમના સંસ્કૃતજ્ઞ પંડિતોની અવગણના કરતી, ભારતના હિત માટે જોખમકારક એવી સંસ્થા તરીકે અપવાદ આવ્યો હતો. તે સંસ્થાના એ વખતના ઉપપ્રમુખ અને તેના અંતરંગમંડળના (esoteric section) વ્યવસ્થાપક મિ. જજે 'મહાત્માઓ મારા ઉપર સંદેશા મોકલે છે' એવો દાવો કરવા માંડ્યો. તે પરથી સંસ્થામાં અનેક ફાટફૂટો થઈ, જેને પરિણામે તેના સભ્યોમાં તેમજ સમાજમાં થિયોસો. સો. વિશે ઘણી બેદિલી ફેલાઈ હતી.* મણિલાલ એ મંડળીના અંતરંગમંડળના સભ્ય હતા. તેમણે પોતાના 'થિયોસોફી' નામના એક લાંબા લેખમાં એ પ્રવૃત્તિના ઉદ્ભવ અને વિકાસનું વિસ્તૃત અવલોકન કર્યું છે તેમાં તેમણે થિયોસોફી પર મૂકાયેલા પ્રત્યેક આક્ષેપનો સચોટ રદિયો આપીને તેનો બચાવ કરવાનો સમર્થ પ્રયત્ન કર્યો છે. ઉચ્ચ સિદ્ધાંત બાંધનાર સંસ્થાના અમુક કાર્યકરનું વર્તન અયોગ્ય હોય તેથી સિદ્ધાંત બુદ્ધિગ્રાહ્ય હોય તે મટી જતો નથી એમ દલીલ કરીને તેઓ થિયોસોફી વિશે અભિપ્રાય બાંધવામાં વ્યક્તિ અને તેણે બાંધેલા સત્ય વચ્ચેનો ભેદ પાડવાનો આગ્રહ રાખે છે.

પણ આવું વાજબી સહાનુભૂતિભર્યું વલણ તેઓ 'સુધારા'નું અવલોકન કરતી વખતે રાખી શકતા નથી. 'સુધારા'ને તેઓ જડવાદનાં બાળક તરીકે ઓળખાવે છે. 'જડવાદાનુપ્રેરિત સંસારસુધારો સ્વીકારી, જડવાદનું ફલ નાસ્તિકતા તે ન સ્વીકારતાં કોઈ પણ પ્રકારે ધર્મપરાયણતા રાખવી, એમાંથી સમાજોનો ઉદ્ભવ થયો'–

* વિસ્તૃત માહિતી માટે જુઓ સુ. ગ., પૃ. ૮૧–૮૩

એમ પ્રાર્થના સમાજને વિશે સાધ્યગ્રીકારદોષયુક્ત આક્ષેપ કરીને, પ્રાર્થના સમાજે 'આર્ય ધર્મની પ્રચ્છન્નાવૃત્તિરૂપ' ખ્રિસ્તી ધર્મના તટસ્થ કર્તારૂપ ઈશ્વરને સ્વીકાર્યો તેને, તેઓ એ 'સમાજ'નુ અને 'સુધારા'નુ 'વિચાગ્રમતિવિરોધી' વર્તન ગણે છે

## મણિલાલ અને રમણભાઈ

[સુધારક ગણાયેલ વર્ગ તરફથી રમણભાઈએ મણિલાલની ઉપર્યુક્ત ટીકાનો સબળ પ્રતિવાદ કર્યો છે ગુજરાતના ચિંતનાત્મક સાહિત્ય-પ્રવાહમા મણિલાલ અને રમણભાઈનો વિવાદ અજોડ છે. બન્ને વચ્ચે તાત્ત્વિક મતભેદ હતો એટલે ધર્મના મૂળ તત્ત્વોથી માંડીને સમાજ-સુધારણા અને છેક સાહિત્ય પર્યન્ત આ વિવાદ વિસ્તર્યો હતો તેમા બન્ને વચ્ચે ચાલેલો ધર્મવિષયક વિવાદ સૌથી વિશેષ મહત્ત્વનો છે. 'અધિકાર', 'સ્વધર્મ અને પરધર્મ', 'સનાતન હિંદુ ધર્મ', 'પ્રાર્થના', 'પ્રાર્થના સમાજ અને ક્રીશ્ચીઆનીટી' તથા 'કર્મ અને પુનર્જન્મ' આ પોણો દાયકો ચાલેલી વિવાદ-પરંપરાના મુખ્ય વિષયો છે. એમા એક તરફ દ્વૈત અને અદ્વૈત સિદ્ધાંતનો તેમ બીજી તરફ બુદ્ધિવાદ અને પ્રાચીનમતવાદનો વિરોધ સ્પષ્ટ વરતાઈ આવે છે આ વિરોધ ક્વચિત્ આક્ષેપાત્મક બનતા ઉગ્ર સ્વરૂપ ધારણ કરતો હતો]

[ધર્મ-તત્ત્વ-નિર્ણયમા મણિલાલ અને રમણભાઈના દૃષ્ટિબિન્દુઓ ધરમૂળથી જુદા હતા. સત્ય-સ્વીકારમા મણિલાલ શાસ્ત્રનુ પ્રામાણ્ય સ્વીકારતા ત્યારે રમણભાઈ તેમા કેવળ બુદ્ધિને જ પ્રમાણ ગણતા. મણિલાલે હિંદુ ધર્મના વિવિધ પંથસંપ્રદાયોનો ખુલાસો શાસ્ત્રવિહિત અધિકારક્રમ દ્વારા કરી બતાવ્યો છે તે રમણભાઈને માન્ય નથી. કારણ, તેઓ અધિકારભેદના સિદ્ધાંતને સ્વીકારતા નથી. તેઓ તત્ત્વનિર્ણયમા સર્વનો અધિકાર સરખો છે એમ કહીને મણિલાલે આગળ કરેલા અધિકારક્રમને ઉડાવી દેવાનો નિષ્ફળ પ્રયત્ન

કરે છે. 'અધિકાર' શબ્દનો જુદો જ અર્થ લઈને તેઓ મણિલાલની સામે દલીલ કરે છેઃ

"સત્યધર્મમાં પ્રવૃત્ત થવા માટે કોઈનો અધિકાર ઈશ્વરને પરમ શુદ્ધ અને પવિત્ર માનવાનો હોય અને કોઈનો અધિકાર ઈશ્વરને અનેક સ્ત્રીઓ સાથે વ્યભિચાર કરતા માનવાનો હોય, કોઈનો અધિકાર ઈશ્વરને મંગલમય કલ્યાણકારી માનવાનો હોય અને કોઈનો અધિકાર ક્રૂર, ભયાનક, ચંડ સ્વરૂપ માનવાનો હોય....એમ કહેવું એ અધિકારને બહાને મત્સરસ્વરૂપની નિંદા તથા ઉપહાસ છે." *

અધિકાર વિશેની રમણભાઈની આ વિચિત્ર સમજ સુધારવા માટે મણિલાલ 'સુદર્શન'માં 'અધિકાર' નામનો લેખ લખે છે. તેઓ યોગ્ય રીતે જ મનુષ્યના બુદ્ધિતારતમ્યોને 'અધિકાર' તરીકે ઓળખાવે છે તેઓ કહે છે કે એકે માનેલું સત્ય બીજાને અસત્ય લાગે; ને તે દૃષ્ટિએ બન્ને એકબીજાને અસત્યાનુયાયી કહી શકે. તેમ શાસ્ત્ર, અનુભવ, વિશ્વરચના ઇત્યાદિને આધારે સર્વમાન્ય ગણાયેલ સત્યને ધોરણે તે બન્ને અસત્યાનુયાયી ઠરે એમ પણ બને. "પોતાની બુદ્ધિને પ્રમાણિકપણે જે સત્ય લાગે તેનું અવલંબન કરવું" એવા રમણભાઈના વિધાનનું તેઓ યુક્તિપૂર્વક ખંડન કરે છે. 'બુદ્ધિ અને 'પ્રમાણિકપણે' એમ કહેવામાં પુનરુક્તિદોષ અને અનિશ્ચિતતા રહેલાં છે એમ સહેજે બતાવીને, તેઓ રમણભાઈએ માનેલા સત્યના ધોરણનું તેમના જ શબ્દોનો ઉપયોગ કરીને નીચે મુજબ નિરસન કરે છેઃ

"'જ્ઞાનસુધા'નો ઉપદેશ વાંચી વાંચીને જે લોકોના વિચાર બદલાતા જશે, અને છેવટ 'જ્ઞાનસુધા'ના 'પોતાના' સત્ય

* 'ધર્મ અને સમાજ', પુ. ૧, પૃ ૨૫૯–૨૬૦

સુધી જે લોકો પહોંચશે, તે સર્વ પોતપોતાની બુદ્ધિ અને સમજણની ન્યૂનતાથી પાછળ રહી ગયેલા હતા અને બુદ્ધિ ને સમજણ વધતે વધતે 'જ્ઞાનસુધા'ના 'પોતાના' સત્ય સુધી આવ્યા એમ તો કહેવું જ પડશે અર્થાત્ 'જ્ઞાનસુધા' અત્યારે જે સત્યના અધિકારી છે તે સત્યના તે લોક અધિકારી ન હતા તે હવે થયા એમ પણ માનવું જ પડશે. એટલે એમના પોતાના સિદ્ધાંતમાં પણ અધિકાર-ભેદ માન્યા વિના છૂટકો નથી. . .."*

આમ, રમણભાઈના મતનું ખંડન કરીને મણિલાલ અધિકાર-ક્રમની સ્થાપના કરે છે. તેમણે સનાતન હિંદુ ધર્મ પત્રિકામાં "પોતપોતાના ધર્મ ને સંપ્રદાયને પૂર્ણ શ્રદ્ધાથી પાળવા અને ઇતરના ધર્મનો વિદ્વેષ" ન કરવો એમ ઉપદેશ આપ્યો હતો તેની રમણભાઈએ "સત્ય ધર્મ–પછી તે સ્વધર્મ હોય કે પરધર્મ તેનું અનુસરણ કરવું" એમ ટીકા કરી હતી તેનો સચોટ રદિયો મણિલાલે અધિકારના સિદ્ધાન્તથી જ આપ્યો હતો.†

'સ્વધર્મ–પરધર્મ'ની આ ચર્ચા પરથી 'સનાતન હિંદુ ધર્મ' વિશે રમણભાઈએ ઉઠાવેલો વિવાદ સૌથી વિશેષ ધ્યાનપાત્ર છે. એ સુદીર્ઘ વિવાદ–પરંપરામાં મણિલાલ અને રમણભાઈની વાદ-પ્રતિવાદ-શક્તિનું યથાર્થ દર્શન થાય છે. આથી એનું વિગતવાર અવલોકન આવશ્યક છે

---

* 'સુદર્શન ગદ્યાવલિ', પૃ ૧૮૯

† લોકમાન્ય ટિળકે સાધનાનામનેકતાને હિંદુ ધર્મનું એક લક્ષણ ગણાવીને અધિકારભેદના સિદ્ધાન્તને હિંદુ ધર્મના માર્મિક અંશ તરીકે સ્વીકાર્યો છે. જુઓ તેમનો આ શ્લોક:

प्रामाण्यबुद्धिर्वेदेषु साधनानामनेकता ।

उपास्यानामनियमश्चैतद्धर्मस्य लक्षणम् ॥ ('केसरी प्रबोध

રમણભાઈએ સનાતન હિંદુ ધર્મ વસ્તુત સનાતન નથી તેમ હિંદુ કહી શકાય તેવો વિશિષ્ટ ધર્મ પણ નથી એમ આક્ષેપ કરીને તેની સાબિતી અર્થે એક લાબા મુકદ્દમા જેવો લેખ લખ્યો છે, જેનો સાર નીચેના ચાર મુદ્દામા આવી જાય છે: (૧). કેવળ બહારના આચાર પાળીને પોતાને હિંદુ કહેવડાવતા સમાજમા હવે આત્માનુ તત્ત્વ અવગણના પામ્યુ હોવાથી ધર્મનું પારમાર્થિક સ્વરૂપ રહ્યુ નથી એટલે ખરુ જોતા હિંદુ ધર્મ 'ધર્મ'ના નામને પણ લાયક ન કહેવાય. (૨) હિદુ ધર્મમા સામાન્ય સાત્વિક બધારણ જ નથી. તેનુ બધારણ અમુક ભૂગોળ સીમામા વસનારના અને પોતાને હિદુ કહેવડાવનારના વશજ થવા પર જ છે. આ કારણે જ — હિંદુ ધર્મમા બધા ધર્મ સમાવેશ પામે છે તે કારણે નહિ–હિદુ ધર્મની બીજા ધર્મોથી ભિન્નતા નથી. (૩) ખ્રિસ્તીઓના 'બાઈબલ' અને મુસલમાનોના કુરાન' જેવો હિદુઓનો વેદગ્રંથ ગણાતો. પણ હાલ તો એ વેદધર્મની 'દિલ્હીના છેલ્લા પદભ્રષ્ટ મોગલ બાદશાહ જેવી સ્થિતિ થઈ છે!' ઉપનિષદનુ તત્ત્વ જ્ઞાન અને 'ગીતા'નો ઉપદેશ 'ચાલતા હિદુ ધર્મના સર્વ મતોનું સમર્થન કરતાં નથી' તે કારણે, અને સ્મૃતિ–પુરાણમાં, યોગ્ય–અયોગ્ય, શક્ય–અશક્ય, ઉત્તમ–અધમનો સકર હોવાથી એમાથી કોઈ એક ગ્રંથના પ્રમાણને આધારે પણ હિંદુ ધર્મનું સ્વરૂપ નક્કી થઈ શકતું નથી. (૪) વેદ, ઉપનિષદ, 'ગીતા', સ્મૃતિ, પુરાણ "સર્વના પૂર્વના વિચારો અને આચારો બદલાતા આખરે મૂળ ધર્મનુ સ્વરૂપ જતુ રહ્યુ"–જ્યા બધું ફરી ગયું ત્યાં સનાતનતા રહેલી કહેવુ એ ખોટુ છે હિદુ ધર્મ પર સમગ્ર દૃષ્ટિએ ટીકા કરતાં રમણભાઈ ફરિયાદ કરે છે કે "ધર્મ કોરે રહી ગયો છે ને રૂઢિની ભક્તિ વધી ગઇ છે," તે યથાર્થ છે છેલ્લે તેઓ "હિન્દુઓ… ધર્મનુ શુદ્ધ સ્વરૂપ ચિત્ત સમક્ષ નિશ્ચયપૂર્વક રાખી તેના અનુસરણમા

જ ખરું મહત્ત્વ' માને એ લેખનો ઉદ્દેશ છે,"* એમ ચોખવટ કરે છે, જે પરથી એમ કહી શકાય કે હિંદુ ધર્મમાં પ્રવર્તેલા રૂઢિદાસત્વ પર પ્રહાર કરીને, લોકોની ધર્મસમજ શુદ્ધ કરી તેમને તેના આચરણ ભણી વાળવાનો રમણભાઈનો ઇરાદો હશે.

મણિલાલ રમણભાઈએ સમજાવેલા આ ઉદ્દેશને 'સ્તુતિપાત્ર' ગણે છે. પણ તેને અંગે રમણભાઈએ હિંદુ ધર્મ સનાતન નથી તેમ ધર્મ નામને પણ લાયક નથી એવા આક્ષેપો કરેલા છે તેને તેઓ કેમ સહન કરી શકે? તેઓ રમણભાઈની દલીલોનો તર્કશક્તિનો સબળ ઉપયોગ કરીને રદિયો આપે છે. રમણભાઈના શબ્દોમાંથી પોતાને અનુકૂળ અર્થ તારવીને તેઓ કુનેહપૂર્વક ઇષ્ટ હેતુ સાધે છે. રમણભાઈના લેખમાંથી 'મૂળ ધર્મનું સ્વરૂપ' એ શબ્દો પકડી લઈને મણિલાલ તેની જોડે તેમના જ 'આપણા દેશમાં અનેક મહાન ધર્મચિંતકો અને તત્ત્વશોધકો થઈ ગયા છે અને તેમણે ગંભીર સત્યોનું પ્રતિપાલન કર્યું છે' એ વિધાનને જોડી દઈને એવો અર્થ તારવે છે કે રમણભાઈ પ્રાચીન હિંદુ ધર્મમાં મૂળ હિંદુ ધર્મનું તત્ત્વ રહેલું છે એમ સ્વીકારે છે. રમણભાઈના ઉપરના શબ્દોનો મર્મ સમજાવતાં તેઓ કહે છે "તેમણે (=રમણભાઈએ) હિંદુઓના પ્રાચીન ધર્મમાં જ હિંદુત્વ છે એમ સ્વીકાર કર્યો અને માત્ર ઝાંખું થઈ ગયું છે માટે તેને સતેજ કરવું આવો ઉદ્દેશ જણાવ્યો" પછી આ સિદ્ધાન્તને તેઓ રમણભાઈના 'હિંદુઓને સ્વધર્મ જેવું કાંઈ નથી, હિંદુત્વ જેવું નથી' એ અભિપ્રાયની સાથે મૂકીને તેમાં રહેલો પૂર્વાપરવિરોધ સિદ્ધ કરે છે.†

મણિલાલની કુશાગ્રબુદ્ધિની નીપજરૂપ આ વિવાદશૈલી પ્રતિપક્ષી પ્રત્યે ગૌરવમય સૌજન્ય પણ પ્રગટ કરે છે. રમણભાઈ પોતે પણ,

---

* 'ધર્મ અને સમાજ,' પુ ૧ પૃ. ૨૦૦-૨૦૬

† સુ. ગ., પૃ ૨૯૮

તેની પ્રશસા કર્યા વગર રહી શકતા નથી. તેઓ પોતાના પ્રત્યુત્તરના આરંભમાં જ કહે છે કે "સુદર્શનકારે જે યોજનાથી ટીકા કરી છે તે માટે તેમનો ઉપકાર માનીએ છીએ, અને વિદ્દવર્ગને યોગ્ય વિવેચન-ભાષાના નમુના માટે એ લેખ તરફ દૃષ્ટિ કરવાની સર્વને વિનંતી કરીએ છીએ."* પણ આનો અર્થ એમ નહિ કે મણિલાલે કરેલા અર્થને રમણભાઈ સ્વીકારે છે તેઓ હિદુઓના પ્રાચીન ધર્મમા જ હિદુત્વ છે તેનો તેમજ હિદુ ધર્મના મૂળ સ્વરૂપ અને શુદ્ધ સ્વરૂપની એકવાક્યતાનો સ્પષ્ટ અસ્વીકાર કરે છે. મણિલાલે બતાવેલા પૂર્વાપરવિરોધનો ખુલાસો કરતા તેઓ કહે છે કે "અનિશ્ચિત, અનિયમિત અને ઝાખુ થઈ ગયુ છે' એ શબ્દોથી ધર્મસ્વરૂપ એટલે આ દેશના ધર્મનું સ્વરૂપ નહિ, પણ ગમે તે પ્રકારના પારમાર્થિક ધર્મના તત્ત્વની ચિત્તમા હમેશી ગણના એ અર્થ લેવાનો છે" વિવિધતા છતા એક સામાન્ય લક્ષણવાળો મૂળ ધર્મ ભારતમા કાયમ રહ્યો નથી એમ રમણભાઈનુ મતવ્ય છે. તેઓ વેદધર્મને મૂળ ધર્મ તરીકે સ્વીકારે છે પણ તે પછી થયેલા કેટલાક 'અસમતિવાદના ફેરફારને'† તેઓ 'આ દેશના ધર્મને શુદ્ધ સ્વરૂપમા લાવવાના પ્રયત્ન રૂપે' ઓળખાવે છે. ‡

મણિલાલ અસમતિવાદ અને તેને લીધે પ્રતીત થતા વેદના કર્મમાર્ગ ને ઉપનિષદના જ્ઞાનમાર્ગના વિરોધનુ શમન વર્ણાશ્રમવ્યવસ્થા અને અધિકારક્રમ દ્વારા કરી બતાવે છે તેઓ સમજાવે છે કે "કર્મ, ઉપાસના, જ્ઞાન ત્રણે માર્ગ પ્રથમથી જ વિદ્યમાન છે, એક પછી એક ઉપજ્યા નથી ને જુદા જુદા અધિકારાનુસાર પ્રવર્ત્યા છે ને

* ધ સ, પુ ૧, પૃ ૨૦૮

† 'અસમતિવાદ શબ્દનો અર્થ મણિલાલે 'મૂળ ધર્મ'ના તત્ત્વ સાથે સમત ન થતા પથ-સપ્રદાયો' એમ કરેલ છે

‡ ધ સ, પુ ૧, પૃ ૨૦૯-૨૧૧

પ્રવર્તે છે" * તેના જવાબમા, "અધિકારનો વિભાગ ગમે તેવો કરો, પણ વેદના કે ઉપનિષદના માર્ગે હાન કોઈના પણ અધિકારની પ્રવૃત્તિ નથી માટે હાલનો આ દેશનો ધર્મ હિંદુ નથી તેમ સનાતન નથી'—એમ કહીને રમણભાઈ મણિલાલે સ્થાપેલ સૈદ્ધાન્તિક ભૂમિકા પરથી ચર્ચાને વર્તમાન ધાર્મિક સ્થિતિ પર લાવે છે, ને હિંદુ ધર્મ પરના પોતાના મૂળ આક્ષેપને વળગી રહે છે તેમની ટીકા હવે કટાક્ષનુ રૂપ ધારણ કરે છે હિંદુ ધર્મ વિશે એ કહે છે 'જે નામની પ્રશસાના અતિશયોક્તિવાચક વિશેષણો સભામા કે વર્તમાનપત્રમા વાપર્યાથી દેશી અને વિદેશી સર્વ કોઇને સહેલાઈથી લોકપ્રિયતા મળી જાય છે'"

હિંદુ ધર્મની વર્તમાન સ્થિતિનો બચાવ કરતા મણિલાલ દલીલ કરે છે કે પ્રાચીન મહત્તામા વિદેશી અસરોને લેઈ વિકૃતિ થઈ ગઈ છે' હિંદુ ધર્મ ઉપરના રમણભાઈના ઉપર્યુક્ત કટાક્ષનો જવાબ વાળતા તેમનુ સ્વદેશાભિમાન ઊછળી આવે છે તેઓ ઉત્કટ સ્વરે રમણભાઈને કહે છે "જો હિંદુ ધર્મમા ભૂગોળસીમા કરતા વધારે નિકટ, હૃદયહારક વધારે માર્મિક એવુ હિંદુત્વ ન હોત તો 'જે નામની પ્રશસાના અતિશયોક્તિવાચક વિશેષણો સભામાં કે વર્તમાનપત્રમા વાપર્યાથી દેશી અને વિદેશી સર્વ કોઇને સહેલાઇથી લોકપ્રિયતા મળી જાય છે' તે કેમ બની શકત?" † કા તો લોકો મૂર્ખ હોય કે કાં તો એમના હૃદયમા એવુ કાંઈ હોવુ જોઈએ કે જે જાગ્રત્ થતા તેમને એ જાગૃતિ આણનાર ઉપર પ્રેમ આવવો જોઈએ

---

* સુ ગ, પૃ ર૯૯

† સુ ગ, પૃ ૩૦૦ મણિલાલ અને રમણભાઈ વચ્ચે ધર્મને નિમિત્તે લોકપ્રિયતા વિશે થયેલી ટપાટપી એમના જમાનામા મણિલાલને મળેલી લોકપ્રિયતાનુ અને સુધારક વર્ગ તરફ લોકોની વધતી જતી ઉદાસીન ને સારા ¬ વૃત્તિનુ પણ નિદર્શન નથી કરતી શુ?

એ એમાં બીજો વિકલ્પ સાચો છે એમ મણિલાલ માને છે. તેના અનુલક્ષમાં હિંદુ ધર્મની સનાતનતા, તેમ વિશિષ્ટતા, અનેકમાં એકતા સ્થાપનારી પ્રાચીન અદ્વૈતભાવનામાં રહેલી છે એવું સાવેશ પ્રતિપાદન કરતા તેઓ કહે છે "હિંદુ નામધારી વ્યક્તિના લોહીમાં એવા સંસ્કાર છે કે જે પોતાની પ્રાચીન મહત્તાનો ધ્વનિ સાંભળતાં જાગી ઊઠે છે ને કર્તવ્યને સમજી તત્પરાયણ થવા ઉત્સુક બને છે એમ છે એમાં જ હિંદુનું હિંદુત્વ છે કાઇસ્ટને નામે ખ્રિસ્તી ધર્મ, મહમદને નામે ઇસ્લામ, તેમ પ્રાચીન ધર્મ હિંદુત્વ રૂપે સમજાય છે માટે જ એ ધર્મનું સનાતનત્વ પણ સિદ્ધ છે" રમણભાઈ ઉપહાસ કરતા કહે છે કે 'પ્રશમાપ્રિય જનોને આ વાક્ય મંજુ ઉપયોગી છે' *

'હિંદુ'ના વ્યાવર્તક લક્ષણો મણિલાલ નીચે મુજબ સમજાવે છે, "(૧) વિશ્વમાં ચૈતન્ય છે એવી આસ્તા, અને પુન પુનર્જન્મ થાય છે એ સ્વીકાર (૨) ધર્મદ્વયાભાવ, સંસ્કારનું અનુસરણ વર્ણ કે આશ્રમમાં હોવાપણું અને હિંદુધર્મશાસ્ત્ર જે 'હિંદુ લૉ' કહેવાય છે તે માનવાપણું'—આટલો એનો સામાન્યાર્થ છે એમ કહીને તેનો વિશેષાર્થ લક્ષમાં લઈને તેઓ 'હિંદુ' નામધારી વ્યક્તિનું એક ત્રીજું લક્ષણ પણ સમજાવે છે કે "(૩) કોઈ પણ દર્શન, સંપ્રદાય કે પંથ, અથવા બ્રાહ્મણધર્મવિરોધી એવી કોઈ પણ અસંમતિમાં હોવું" † 'હિંદુ'ની મણિલાલે આપેલી આ વ્યાખ્યાનું રમણભાઈએ ખંડન કરવાનો પ્રયત્ન કર્યો છે 'વિશ્વમાં ચૈતન્ય હોવાની આસ્તા' વડે અદ્વૈત વેદાન્તનો ચૈતન્યવાદ અભિહિત છે, પણ હિંદુ પ્રજામાં દ્વૈતવાદી પણ અનેકાંતિક છે, જેથી એ લક્ષણ આને લાગુ પાડી શકાય નહિ, પુનર્જન્મનો સિદ્ધાન્ત જૈન બૌદ્ધાદિને પણ અભિમત છે ને એ સિદ્ધાન્ત ન સ્વીકારનાર હિંદુ ન ગણાય એવો કોઈ

* ધ સ પુ ૧, પૃ ૨૧૪

† સુ ગ, પૃ ૩૦૦

આધાર નથી. ધર્મદ્વેષાભાવ લક્ષણ નહિ પણ પ્રશંસાવચન છે; 'સંસ્કારનું અનુસરણ' પણ કોઈ વિશેષ લક્ષણ ન ગણાય, કારણ તે વિશેષે કરીને બ્રાહ્મણ જાતિના પુરુષ વર્ગને જ હાલ લાગુ પડે છે, સ્ત્રીઓને ને બીજી જાતિઓને તો વિવાહ એટલો જ સંસ્કાર રહ્યો છે; આશ્રમવ્યવસ્થા હાલ ગૃહસ્થી અને સંન્યાસીના બે— જે બીજા ધર્મોમા પણ હોય છે જ—બતાવવા સિવાય હિંદુ ગ્રન્થમાં માલૂમ પડતી નથી; 'વર્ણમાં હોવું' તેને તેમજ 'અમુક ભૂગોળસીમામા વસનારના અને પોતાને હિંદુ કહેવડાવનારના વંશજને લાગુ પડે છે' તે અર્થમાં 'હિંદુ લો'ને અનુસરવું એને 'હિંદુ'ની વિશેષતા કહી શકાય, પણ તે બન્નેનો સમાવેશ તો પોતે આપેલી વ્યાખ્યામાં થઈ ગયો છે એમ કહીને રમણભાઈ મણિલાલે બતાવેલા 'હિંદુ'ના કોઈ પણ લક્ષણનો તેની વિશિષ્ટતા તરીકે સ્વીકાર કરતા નથી. "કોઈ પણ દર્શન, સંપ્રદાય, કે પંથ અથવા બ્રાહ્મણધર્મવિરોધી એવી કોઈ પણ અસમર્તિમાં હોવું એ વિશેષાર્થના ત્રીજા વર્ણનમાં તો એવી સુશોભિત અનિશ્ચિતતા છે કે એ વિશે કહેવાની કશ જરૂર જ નથી" એમ કહીને બાકીનો ભાગ તેઓ ઉડાવી દે છે.

મણિલાલની પ્રાચીનભક્તિનો રમણભાઈ ઉપહાસ કરે તે સમજી શકાય તેમ છે. પણ મણિલાલે ગણાવેલાં હિંદુ ધર્મના વ્યાવર્તક લક્ષણોનો તેમણે નિષેધ કરવાનો પ્રયત્ન કર્યો છે તે અન્યાય્ય લાગે છે. તેમના વક્તવ્ય તેઓ મુદ્દે મુદ્દાનુ પૃથક્કરણ કરતાં સમજાય છે કે તેની પાછળ સત્યશોધનના કરતાં વિરોધને ખાતર વિરોધ કરવાની વૃત્તિ વિશેષ છે. વિશ્વમાં ચૈતન્યના અસ્તિત્વનો સ્વીકાર એ અદ્વૈત વેદાન્તનો જ ખાસ સિદ્ધાન્ત નથી, પણ રમણભાઈએ નિર્દેશેલા દ્વૈતવાદીઓ પણ ચૈતન્યના જ આવિર્ભાવરૂપ સગુણબ્રહ્મને—શ્રીકૃષ્ણ, રામ, શંકર કે શક્તિને—ભજે છે. વસ્તુતઃ આત્માના અસ્તિત્વનો સ્વીકાર એ હિંદુ

જીવનદૃષ્ટિનું મૂળ તત્ત્વ છે એમ હિંદુ ધર્મના પ્રમાણભૂત શાસ્ત્રગ્રંથો અને વિવેકાનંદ, ટિળક, રાધાકૃષ્ણન્ વગેરે આજ સુધીના તત્ત્વજ્ઞોએ પોકારી પોકારીને કહ્યું છે. કર્મ અને પુનર્જન્મ વિશે પણ એમ જ છે. જૈન અને બૌદ્ધ દર્શનોએ પુનર્જન્મના સિદ્ધાન્તને સ્વીકાર્યો છે તેથી મણિલાલના વક્તવ્યને બાધ આવતો નથી. કારણ, તેઓ હિંદુના વિશેષાર્થમાં જૈન અને બૌદ્ધનો સમાવેશ કરે છે જ. 'સંસ્કાર' અને આશ્રમવ્યવસ્થાની ગણના કરતાં રમણભાઈની દૃષ્ટિ તત્ત્વને છોડીને વર્તમાન સ્થિતિ ઉપર આવીને ઠરે છે. છેલ્લે, મણિલાલે હિંદુત્વના વર્ણવેલા વિશેષાર્થમાં રમણભાઈએ 'સુશોભિત અનિશ્ચિતતા' જોઈ છે તે પણ બરાબર નથી. મૂળ અંગ્રેજીમાં લખેલા પોતાના 'Hinduism' નામના લેખમાંથી મણિલાલે અહીં હિંદુનાં ત્રણે લક્ષણો અક્ષરશઃ તરજૂમો કરીને ઉતાર્યાં છે. પ્રસ્તુત વાક્યનો મૂળ અંગ્રેજી પાઠ નીચે મુજબ છે:

"3. Belonging to one of the dars'anas, sampradayas, or panthas or to one of the anti-Brahmanical schisms."* અહીં, લેખકે 'anti-Brahmanical schism' એ શબ્દોનો અર્થ 'બ્રાહ્મણધર્મ-વિરોધી એવી કોઈ પણ અસંમતિ' એમ કરીને હિંદુ ધર્મની અંદર તેનાં દર્શનસંપ્રદાયાદિ ઉપરાંત જૈનો અને બૌદ્ધોનો પણ સમાવેશ કર્યો છે એ સ્પષ્ટ છે.

મણિલાલની દલીલોના રમણભાઈએ આપેલા જવાબ આમ પ્રતીતિકર જણાતા નથી. તેમણે મણિલાલનાં વિધાનો પર કરેલો આક્ષેપ ભાગ્યે જ ટકી શકે તેમ છે. તેઓ હિંદુત્વની વ્યાખ્યા

---

* જુઓ: 'The World's Parliament of Religions', Volume I (1893), પૃ૦ ૩૩૧

ઘણુંખરું બાહ્ય સાધનોને લક્ષમાં લઈને કરવાનો પ્રયત્ન કરે છે, ત્યારે મણિલાલ તેના આંતર સ્વરૂપને સમજાવવાનો સતત પ્રયત્ન કરે છે. આખી ચર્ચાનો સમારોપ કરતાં રમણભાઈ, હિંદુઓ પોતાની પ્રાચીન મહત્તાથી પ્રેરણા પામીને કર્તવ્યપરાયણ થાય એ દેશના સર્વ હિતચિંતક ઇચ્છે છે એમ અભિપ્રાય આપીને મણિલાલ સાથે અમુક અંશે સંમત થાય છે; ને છેવટે, પૂર્વજોની મહત્તા ઉપર વારી જઈને નિષ્ક્રિય બેસી રહેનાર વર્ગને જાગ્રત કરવાનો જ પોતાનો તેમ સુધારક વર્ગનો ઉદ્દેશ છે એમ સૂચવે છે. તેમના આ દૃષ્ટિબિંદુ સાથે મણિલાલને કે કોઈને પણ કશી તકરાર હતી નહિ. ખરું જોતાં નવીન કેળવણી પામેલા આ બન્ને વિદ્વાનોનો લોકજાગૃતિનો જ આ ઉદ્યોગ હતો. મણિલાલ પ્રાચીન ભાવના અને તેનાં 'ગંભીર સત્યો'ને પુનઃસ્થાપીને ઉદ્દિષ્ટ હેતુ સિદ્ધ કરવા માગતા હતા, ત્યારે રમણભાઈ તેની અર્વાચીન સ્થિતિ પર પ્રહાર કરીને, જૂનાનો ત્યાગ કરીને નવીન પ્રાર્થનાસમાજી છાપની ધર્મભાવના સમજાવીને, એ જ સુધારણાનું કામ કરવા પ્રવૃત્ત થયા હતા એમ કહેવાય. આમ, એક જ ઉદ્દેશને સિદ્ધ કરવા બન્નેએ અખત્યાર કરેલા ભિન્ન ભિન્ન માર્ગમાંથી મતભેદ ઊભો થયો હતો. આ મતભેદ તીવ્ર બનતાં બન્ને એક બીજાનું દૃષ્ટિબિન્દુ સમજીને પરસ્પર પૂરક બનવાને બદલે પક્ષિલ બનીને સ્વમતપ્રતિપાદન અને પરમતખંડનમાં જ રાચવા લાગે છે. નહિ તો, જ્ઞાન અને ભક્તિના ઐક્યનું પ્રતિપાદન કરનાર મણિલાલને અને જ્ઞાનના સાધનતરીકે પ્રાર્થનાને અપનાવવાની હિમાયત કરનાર રમણભાઈને 'પ્રાર્થના'ના વિષય પર એકબીજાની સામે વાદયુદ્ધ કરવાની જરૂર શા માટે પડે?

પ્રાર્થનાવિષયક વિવાદને ઉશ્કેરીને ઉગ્ર બનાવવાની જવાબદારી મણિલાલની હતી. તેમણે ૧૮૯૦ ના ડિસેંબર તથા ૧૮૯૧ ના જાન્યુઆરિના 'સુદર્શન'ના અંકોમાં તે વિષય પર એક લેખ

લખ્યો હતો. એ લેખમાં પ્રાર્થના સમાજ મંદિરમાં થતી અઠવાડિક પ્રાર્થનાને તેમણે કટાક્ષમાં 'ધર્મના સુધરેલા રૂપ' તરીકે ઓળખાવી છે. ઇશ્વર સ્તુતિની આશા રાખતો નથી, તેમ પ્રાર્થનાથી તેના જે સિદ્ધ નિયમો છે તેનો આંકડો પણ ઢીલો થતો નથી એમ મયુક્તિક વિધાન કરીને તેઓ પ્રાર્થનાની જરૂરિયાતને નકારે છે. મણિલાલની આ ચેષ્ટાથી રમણભાઈ છેડાઈ જાય છે અને 'સાંસારિક અને ધાર્મિક ઉન્નતિના ચત્રુવર્ગ' તરફથી પ્રગટ થતા 'સુદર્શન' માંના એ લેખનો પ્રતિવાદ કરવા તત્પર થાય છે. સૌથી પ્રથમ તેઓ મણિલાલે સ્વીકારેલા વિવાદના ઉપક્રમ સામે વાંધો ઉઠાવે છે કે 'પ્રાર્થનાની જરૂર શી છે, એ વાતનો નિર્ણય પ્રાર્થના તે શું તે નક્કી કર્યા પછી જ થાય' પ્રાર્થનાની નિરર્થકતા બતાવવા જતાં 'વગર સુધરેલા લોકોનાં સ્નાનમંધ્યાપૂજામાળા' પણ આપો-આપ નિરુપયોગી ઠરે એમ રમણભાઈ તર્ક દ્વારા પ્રતિપાદે છે. પણ મણિલાલ સ્નાનસંધ્યાદિનો હેતુ શરીર અને મનની શુદ્ધિ કરી વૃત્તિને સ્થિર કરવાનો છે એમ બતાવીને તેમને ઇષ્ટ ગણે છે. વૃત્તિને ઇશ્વર ઉપર સ્થિર કરવી એ અર્થમાં થતી ઉપાસના કે પ્રાર્થનાને યોગશાસ્ત્રના 'ધ્યાન'ના જ પર્યાય તરીકે તેઓ ઓળખાવે છે, જેને તેમના પ્રતિપક્ષી પ્રાકૃત વર્ગને પ્રસન્ન કરવાની સુદર્શનકારની ચેષ્ટા રૂપે ઘટાવે છે.

ઇશ્વર સ્તુતિની અપેક્ષા રાખતો નથી પણ ઇશ્વરના ગુણનું સ્મરણ થાય ને સ્તુતિ કરનાર મનુષ્યનું સદાચરણબળ વધે એ સ્તુતિનો ઉદ્દેશ છે એમ રમણભાઈનું વક્તવ્ય છે. જગતના તટસ્થ કર્તા પુરુષ, એવા ઇશ્વરની ઇચ્છાથી જ સદાચરણબળ મળે છે એમ રમણભાઈ સાવેશ સિદ્ધ કરે છે. તેઓ કહે છે કે પ્રાર્થના ઇશ્વર સાથેના સંબંધથી અને તે સંબંધના જ્ઞાનથી વિશ્વસ્ત પ્રેમમગ્ન હૃદયમાંથી ઉત્પન્ન થતો ઉદ્ગાર છે. તેનો ઉદ્દેશ દુઃખમાં સહાય,

પાપની માફી ઉપરાંત પ્રભુનો પ્રેમપ્રસાદ, સદ્‌બુદ્ધિ અને પ્રભુનાં દિવ્ય દર્શન પણ છે. પ્રાર્થનામાં ઝંખાતા દિવ્યદર્શન અને ઈશ્વરના પ્રસાદથી મળતું સદાચરણબળ એ જ પ્રાર્થનાસમાજીઓને મન 'સદાતન મોક્ષ' છે. *

મણિલાલને તટસ્થેશ્વરકલ્પના માન્ય નથી. તેથી તેઓ પ્રાર્થના અને ભક્તિ વચ્ચે હેતુપુર:સર ભેદ પાડે છે, અને 'ચિત્તશુદ્ધિ ઇત્યાદિ વાસ્તે ઉપાસના, ભક્તિ આદિની જરૂર' સ્વીકારવા છતાં પ્રાર્થનાનો નવો અને 'ઇષ્ટાર્થસિદ્ધિવિકલ માર્ગ' યોજવાની તેઓ તરફેણ કરતા નથી. વિશ્વસમગ્ર બ્રહ્મ કે ચૈતન્યમય હોવાથી તેમાં આત્માથી બિન્ન એવા તટસ્થ ઈશ્વરની કલ્પના જ બેહૂદી છે એમ મણિલાલનો મત છે. કેવલાદ્વૈતના સિદ્ધાન્તના પ્રકાશમાં પ્રાર્થનાની અનાવશ્યકતા સાબિત કરતાં તેઓ કહે છે કે "તટસ્થ ઈશ્વર સર્વ ઉત્તમતા, સર્વ શુદ્ધતા, સર્વ નીતિનિયમ, તેના ઉત્તમોત્તમ તત્ત્વ રૂપે જાણવો, ને તેના જેવા થવા પ્રયાસ કરવો એમ કહી પ્રાર્થનાની જરૂર બતાવાય છે, પણ જે અભેદ અદ્વૈતવાળા કહે છે તે સર્વ ઉત્તમતા, સર્વ શુદ્ધતા, ઉચ્ચ પ્રેમ, ઉચ્ચ નીતિ તેનો જ સાર છે, તેરૂપ છે. છતાં તેમાં પ્રાર્થનાનો અવકાશ જ નથી, કેમકે એક છે તેવું બીજાને થવાનું નથી, પણ સર્વ તેવું જ છે, તે માત્ર અનુભવવું જ છે." † આમ, આ બે મહારથીઓ 'પ્રાર્થના'ને વચમાં રાખીને દ્વૈત–અદ્વૈત–યુદ્ધ ચલાવે છે. અહીં મણિલાલે કરેલો પ્રાર્થનાનો વિરોધ અયુક્ત લાગે છે. વસ્તુતઃ પ્રાર્થના ભક્તિનું જ અંગ છે. મણિલાલે ચિત્તશુદ્ધિ અને આત્મજ્ઞાન અર્થે ભક્તિ અને ઉપાસનાને વિહિત ગણીને પ્રાર્થનાને તેનાથી અલગ પાડીને તેનો નિઃસાર તત્ત્વ તરીકે નિષેધ કર્યો છે તે યથાર્થ નથી. ગુજરાતી પ્રાર્થના સમાજના અગ્રેસરોની

---

* ધ. સ., પુ. ૧, પૃ ૩૫-૩૬

† સુ. ગ, પૃ. ૨૫૦

ઈશ્વરશ્રદ્ધા સાચી અને દૃઢ હતી. વળી વેદાન્ત-તત્ત્વના સ્વીકાર સાથે શંકરાચાર્ય અને મધુસૂદન સરસ્વતી જેવા વેદાન્તીઓના હૃદયમાંથી પણ શુદ્ધ ભક્તિના ઊભરા નીકળ્યા હતા એ જાણીતી વાત મણિલાલ સગવડપૂર્વક ભૂલી ગયા જણાય છે—જો કે જ્ઞાનમાર્ગનો પુરસ્કાર કરતા ખુદ તેમણે જ પ્રેમ કે ભક્તિના તત્ત્વને તેના અવિભાજ્ય અંગ તરીકે બતાવ્યું છે જ. આથી પ્રાર્થનાની અનાવશ્યકતા પરત્વે તેમણે ઉઠાવેલા વિરોધનો ભાગ્યે જ બચાવ થઈ શકે.

ખરું જોતા, પ્રાર્થનાના તત્ત્વ કરતાં ખ્રિસ્તી પ્રાર્થનાનો આભાસ ઉત્પન્ન કરતી પ્રાર્થના સમાજની એ પ્રવૃત્તિ પ્રત્યે મણિલાલને સૂગ હતી. દર રવિવારે પ્રાર્થના સમાજ મંદિરમા મૂર્તિની મધ્યસ્થતા વિના પ્રાર્થના કરવા એકઠા થતા વર્ગ પ્રત્યે ગુજરાતી પ્રજા સાશંક દૃષ્ટિએ જોતી હતી તેનો ઉલ્લેખ અગાઉ આવી ગયો છે. (જુઓ પ્રકરણ ૧) પ્રાર્થના સમાજનો 'ક્રીશ્ચીઆનીટીના મહજમાં ગળે ઊતરે તેવા રૂપાંતર' તરીકે * ઉલ્લેખ કરીને, તેમજ 'પ્રાર્થના સમાજ અને ક્રીશ્ચીઆનીટીને કાંઈ મળતાપણું છે' † એમ વિધાન કરીને મણિલાલે એ લોકશંકાનો જ જાણે કે પડઘો પાડ્યો હતો! પોતાના અભિપ્રાયના સમર્થનમાં પ્રાર્થના સમાજના સ્થાપક ડૉ. રામકૃષ્ણ ભંડારકરનાં નીચેનાં વચનો ટાંકીને મણિલાલ તેમાંથી પોતાને અનુકૂળ અર્થ ઘટાવવાનો પ્રયત્ન કરે છે:

"The Brahmo movement was the resultant partly of the revival of Sanskrit learning in the country and partly of the contact of Christianity with Hinduism. It was an attempt at effecting a compromise between

* જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પૃ. ૪૪૫

† એજન, પૃ. ૪૬૦

two religions brought face to face" (Bombay Gazette, 9th April 1891).

અહી 'resultant' શબ્દનો અર્થ મણિલાલ જાણી જોઈને 'વચ્ચેનો રસ્તો'* એમ કરે છે! રમણભાઈ આના જવાબ રૂપે 'બ્રાહ્મધર્મ અને ક્રીશ્ચીઆનીટી' નામનો લેખ લખીને, આ શબ્દનો મૂળ લેખકને અભિપ્રેત સાચો અર્થ 'પરિણામ' આપે છે અને દાખલાદલીલોથી સિદ્ધ કરી બતાવે છે કે પ્રાર્થના સમાજે સ્વીકારેલો ધર્મસિદ્ધાન્ત ખ્રિસ્તી ધર્મ-તત્ત્વ કરતાં ઘણો ભિન્ન છે.† મણિલાલે આ રીતે કરેલા આક્રમણનું વળતર રમણભાઈ 'અધમ પુરાણો' અને તેમની 'હાસ્યજનક કલ્પના' ઉપર પ્રહારો કરીને વાળી લે છે. પ્રા. સ.ને ક્રીશ્ચીઆનીટીથી ભિન્ન સાબિત કરવા મથતા રમણભાઈ પર મણિલાલ 'કલ્પિત દેશાભિમાન'નું આરોપણ કરે છે, ત્યારે પ્રાચીનમતવાદી મણિલાલ પર રમણભાઈ 'વૃથા દેશાભિમાન'નું આરોપણ કરે છે અને જુદા જુદા શાસ્ત્રવચનોમાંથી એક જ અદ્વૈત સિદ્ધાન્ત ફલિત કરવો-વિરોધી વિચારોને અવિરોધી બતાવવાનો પ્રયત્ન કરવો તેને તત્ત્વચિંતનમાં બહુ મોટી ભૂલ ગણે છે!‡ શાસ્ત્રવાક્યોમાં એકવાક્યતા જોવા અને સિદ્ધ કરવાનો પ્રયત્ન

* જુઓ 'સુદર્શન ગદ્યાવલિ' પૃ ૬૯૦, પાદટીપ

† જુઓ 'ધર્મ અને સમાજ', પુ ૧, પૃ ૩૮-૫૦ પ્રા સ એક, અદ્વિતીય, નિરાકાર અને કદી અવતાર નહિ ધરતા ઈશ્વરમાં માને છે, ત્યારે ખ્રિસ્તીઓ ઈશ્વરનું પિતા, પુત્ર અને પવિત્રાત્મા રૂપે ત્રિધા સ્વરૂપ કલ્પે છે, મનુષ્યની આકૃતિને ઈશ્વરને મળતી લેખે છે ને ઈસુ ખ્રિસ્તને તેનો અવતાર માને છે. ખ્રિસ્તીઓ સૃષ્ટિમાં સૃષ્ટિક્રમ વિરુદ્ધ ચમત્કાર (miracle)નો સ્વીકાર કરે છે તે પ્રા સ ને માન્ય નથી વળી, 'બાઈબલ'ને ઈશ્વરદત્ત શાસ્ત્રગ્રંથ તરીકે પ્રમાણતા ખ્રિસ્તીઓથી વિરુદ્ધ પ્રાર્થનાસમાજ કહે છે કે 'નથી ઈશ્વરકૃત કોઈ શાસ્ત્રગ્રંથ, સારગ્રહણ એ જ [illegible]'

‡ ધ. સ, પુ ૧, પૃ ૪૯

ભારતમાં તો પરાપૂર્વથી ચતો આવ્યો છે; પણ તે રમણભાઈને અશાસ્ત્રીય લાગે છે. આર્ય શાસ્ત્રોનું ત્રિકાલાબાધિત્વ માનનાર સુદર્શનકાર જ્યારે 'અમારે પણ મુસલમાન, પારસી, ક્રિશ્ચિઅન જેનામાં હોય ત્યાંથી સત્ય ગ્રાહ્ય છે' એમ કહે છે ત્યારે રમણભાઈ પૂછે છે કે "એમના કયા લખાણમાં એમણે બતાવ્યું કે અમુક પરદેશીય શાસ્ત્રમાં અમુક સત્ય છે, અને તે આ દેશનાં શાસ્ત્રમાં નથી?"* મણિલાલે ઘણુંખરું પરદેશી શાસ્ત્રોનો ઉપયોગ પોતાના મતના સમર્થન તરીકે જ—એટલે કે આર્ય ધર્મની મહત્તા સ્થાપવા માટે જ—કર્યો હતો એ 'સિદ્ધાન્તસાર' અને 'Monism or Advaitism?'ની અગાઉ કરેલી ચર્ચા પરથી સ્પષ્ટ જ છે.

કર્મવાદ અને પુનર્જન્મના સિદ્ધાંત વિશે પણ 'જ્ઞાનસુધા' અને 'સુદર્શન' વચ્ચે લાંબો વિવાદ ચાલ્યો હતો. વિસ્તારભયે અહીં એના મુદ્દેમુદ્દાનું પૃથક્કરણ અશક્ય છે.† પણ પૂર્વપક્ષનું

* મણિલાલની આ વિલક્ષણતાની આ રીતે ટીકા કરીને જ રમણભાઈએ સંતોષ લીધો નથી. તેનો ઉપહાસ તેમણે 'ભદ્રંભદ્ર'માં પેટ ભરીને કર્યો છે. નમૂના દાખલ જુઓ 'ભદ્રંભદ્ર'માં વલ્લભરામના મુખમાં મૂકેલાં નીચેનાં વચનો:

"બાલ પાસેથી પણ સુભાષિત ગ્રહણ કરવું એવું વચન આપણા શાસ્ત્રમાં જ છે." (પૃ. ૧૬૭) "જ્યાં હોય ત્યાંથી સત્ય લેવાને અમે તૈયાર છીએ" (પૃ. ૧૬૩). "બીજા દેશોનાં શાસ્ત્રનું નામ તો સત્યશોધક વૃત્તિ દર્શાવવા સારુ દેવું પડે છે." (પૃ. ૧૬૬) "આપણો સનાતન ધર્મ ફરી ફરી અધર્મ દૂર કરવા અવતરે છે. ધર્મ તો દરેક પ્રજાના ઇતિહાસમાં આરંભથી જોવામા આવે છે. માટે સર્વનો મૂળ આર્યધર્મ અનાદિ હોવો જોઈએ એ જ સિદ્ધાન્ત છે" (પૃ. ૧૬૪)

† વળી આ વિવાદમાં રમણભાઈની સામે મણિલાલ જ હતા એમ ચોક્કસ કહી શકાય તેમ નથી. કારણ, ૧૮૯૧ના મે મહિનામાં 'સુદર્શન'માં પ્રસિદ્ધ થયેલો 'પુનર્જન્મ' નામનો લેખ, જેનું ખંડન કરવાનો

ખંડન કરવામાં રમણભાઈ કેવી તાર્કિક દલીલો ઉપયોગમાં લે છે તેનું નિદર્શન કરતો થોડોક વેદાંત-વિરોધી ભાગ જોઈએ. રમણભાઈને પુનર્જન્મનો સિદ્ધાંત માન્ય નહોતો. ઈશ્વરને સ્થાને કર્મને બેસાડનાર બૌદ્ધો, સઘળું બ્રહ્મ છે એમ કહીને 'ઈશ્વરની ઉપેક્ષા કરનાર' વેદાંતીઓ તથા એ બન્નેને અભિમત ગણનાર થિયોસોફિસ્ટો તેમને મતે નાસ્તિક હતા. નાસ્તિકવાદની નિર્મૂલતા સિદ્ધ જ છે માટે તેને આધારે ટકી રહેલો પુનર્જન્મ પણ નિરાધાર છે એમ આરંભથી જ તાર્કિક પેચ લડાવીને તેઓ થિયોસોફી તથા વેદાન્તના સિદ્ધાન્તનું નિરસન કરવા તત્પર થાય છે. ઉત્ક્રાન્તિના સિદ્ધાંત મુજબ પુનર્જન્મના નિયમને ઘટાવનાર થિયોસોફીની તેમણે વિસ્તૃત ટીકા કરી છે.* અને વેદાંત પર પણ બધું બ્રહ્મ તો જન્મ્યું કોણ? શામાં? ફરી કોણ જન્મ્યું? એક અવિભક્ત આત્મા હોય અને જુદા જુદા આત્મા ન હોય તો એક આત્મા કર્મબદ્ધ ને બીજો કર્મમુક્ત એમ કેમ બને?–એમ પ્રશ્નોની ઝડી વરસાવીને તેઓ આક્રમણ કરે છે. 'સુદર્શન'માં 'પુનર્જન્મ'નો સિદ્ધાંત સમજાવતાં વેદાંતી લેખક કહે છે: "બ્રહ્મ જડ અને ચૈતન્યનું અનન્યત્વરૂપ છે. બ્રહ્મમાં જડના સંબંધને લીધે વિભાગ થાય છે." રમણભાઈ તેની તરત ટીકા કરે છે: "ત્યારે જડે ચૈતન્ય પર અસર કરી એમ થયું ને?" વેદાંતી

---

રમણભાઈએ એક વરસ પછી 'જ્ઞાનસુધા'માં ગરૂ કરેલી 'કર્મ અને પુનર્જન્મ' નામની લેખમાળામાં પ્રયત્ન કર્યો છે તે, મણિલાલનો જ છે કે કેમ તેનું કોઈ નિશ્ચિત પ્રમાણ મળતું નથી. 'સુદર્શન ગદ્યાવલિ'માં આ લેખ લેવાયેલો નથી. મણિલાલ ઘણુંખરું બીજા લેખકોના લેખો 'મળેલું' સંજ્ઞાથી 'સુદર્શન'માં પ્રગટ કરતા હતા. આ લેખની નીચે એ સંજ્ઞા નથી તેથી, તેમજ, લેખમાની દલીલો અને તેની લખાવટ જોતાં, અનુમાન કરી શકાય કે તે લેખ મણિલાલનો હશે અને 'સુદર્શન ગદ્યાવલિ'માં એ સરતચૂકથી સંગૃહીત થવા પામ્યો નહિ હોય.

* જુઓ ધ સ., પુ. ૧, પૃ. ૯૦-૯૫

આગળ વધતાં કહે છે: "પુનર્જન્મ જીવ લે છે, બ્રહ્મ નહિ. ચેતનધર્મવાળું જડ તે અંતઃકરણ અને અંતઃકરણ સહિત આત્મા તે જીવ." વચ્ચે રમણભાઈ પ્રશ્ન કરે છે: "આત્માનો જડમાં યોગ શી રીતે થયો?" વેદાન્તી જવાબ આપે છે: "બ્રહ્મરૂપ આત્માની અસર જડ પર થઈને અંતઃકરણ થયું." વળી વેદાન્તી આગળ ચાલે છે: "જીવનો સૂક્ષ્મ દેહ સત્તર અંશોનો (૫ જ્ઞાનેન્દ્રિય + ૫ કર્મેન્દ્રિય + ૫ પ્રાણ + મન + બુદ્ધિ) બનેલો છે; બાકીનો સ્થૂલ દેહ છે. સૂક્ષ્મ દેહને કર્મોના અનુભવથી વાસના બંધાય છે. વાસના વિના સૂક્ષ્મ દેહ જીવી શકતો નથી. એટલે કોઈ અનુકૂલ સ્થૂલમાં વાસનાવાળો સૂક્ષ્મ જોડાય છે ને પુનર્જન્મ મરણ પછી સ્થૂલ દેહ તેનાં તત્ત્વોમાં ભળી જાય? પણ સૂક્ષ્મ કેવળ વાસનાનો બનેલો હોવાથી કોઈ રીતે હયાત રહે છે." આની સામે રમણભાઈ પૂછે છે: "સ્થૂલની માફક સૂક્ષ્મ પણ તેનાં તત્ત્વોમાં કેમ ન ભળી જાય? અને એમ થાય તો પુનર્જન્મ લેનારું કોણ રહ્યું? વળી, મન અને આત્મા જુદાં હોય, મન જ પુનર્જન્મમાં વાસનાને લીધે ખેંચાતું હોય તો, આત્મા શું તેની જોડે વગર લેવે દેવે પુનર્જન્મના ચક્રાવામાં ઘસડાતો જાય છે?" * રમણભાઈની આ છીછરી શંકાઓનો પ્રત્યુત્તર લેખકે વિષયમાં ઊંડા ઊતરીને પ્રારબ્ધ, કર્મ અને સંચિતનો ભેદ સમજાવીને, અને મણિલાલે વારંવાર પ્રવૃત્તિમાં નિવૃત્તિનો સિદ્ધાન્ત આગળ કરીને આપ્યો હોય છે જ. મૃત્યુ બાદ મનુષ્યને સ્વર્ગ કે નરક મળે છે અને ત્યાંથી કદી ફરી જન્મ થતો નથી એમ પ્રાર્થના સમાજ માને છે. વેદાંતી એની ટીકા કરતાં કહે છે: "આ તો અન્યાય! પચાસ વર્ષના એક જ જન્મથી કરોડો વર્ષનો સ્વર્ગ કે નરકનો વાસ મળે ને કરેલી ભૂલને સુધારવાનો અવકાશ જ નહિ!"

---

* ધ. સ., પુ. ૧, પૃ. ૯૮

આના ખુલાસા રૂપે રમણભાઈ કહે છે કે 'સ્વર્ગસુખ તે આત્માનું સુખ છે અને પ્રાયશ્ચિત્ત દ્વારા પાપિતામાથી મુક્ત થયા પછી પુણ્યમાર્ગે શ્રમ કરતા 'નિરંતર સ્વર્ગીય સુખ મળે' છે, પણ તેથી વેદાંતીને ભાગ્યે જ સંતોષ થાય છે.

હિંદુ માનસને કર્મ અને પુનર્જન્મ ઉપરની શ્રદ્ધા ઘણા લાંબા કાળના સંસ્કારોને લીધે સ્વાભાવિક થઈ પડી છે એને બુદ્ધિનો ટેકો થોડોઘણો પણ મળી રહે છે તે એવી રીતે કે જન્મથી જ અનેક મનુષ્યોમા રહેની અસમાનતાનો ખુલાસો કરવામા એ ઉપયોગી થાય છે અને કારણકાર્યની પરંપરાની અનંતતાનો નિર્વાહ કરવાને એ માન્યતા આધારભૂત બને છે આ ને આ જન્મમા માણસને કર્મનું ફળ મળતું નથી એટલે આવતા જન્મની કલ્પના ગ્રાહ્ય બને છે આમા સૌથી મોટી મુશ્કેલી એ છે કે પુનર્જન્મમા આગલા જન્મનું અભિમાન-સંતાન કે સ્મરણસંતાન રહેતું નથી તો પછી એક ને એક જીવે ફરીવાર જન્મ લીધો છે એમ કહેવાનો અર્થ શો? આમ, પુનર્જન્મ માત્ર તર્ક (hypothesis) છે અને પ્રત્યક્ષ પુરાવા સિવાય એને માની શકાય નહિ

ઉપરના વિવાદો પરથી જોઈ શકાશે કે મણિલાલ અને રમણભાઈને પોતે સ્વીકારેલા સિદ્ધાન્તમાં એટલી અચલ શ્રદ્ધા અને સ્વમતાગ્રહ હતાં કે કોઈ એક બીજાના આશયને સમજી શકે તેમ ન હતું, તો પછી ચર્ચામાં તેઓ એક બીજાને મચક તો શાના જ આપે? 'અધિકાર', 'સ્વધર્મ-પરધર્મ' અને 'સનાતન હિંદુ ધર્મ' જેવા વિષયોની ચર્ચામાં રમણભાઈ, તો 'પ્રાર્થના' અને 'બ્રાહ્મધર્મ તથા ફીઓસોફી' પરત્વે મણિલાલ પ્રતિપક્ષી પ્રત્યે અનુચિત આક્રમણકારી વલણ ધારણ કરે છે રમણભાઈને અદ્વૈત વેદાન્ત પ્રત્યે અને મણિલાલને પ્રાર્થના સમાજ પ્રત્યે થોડી પણ માનસિક સહાનુભૂતિ નહિ, તેથી તેમણે બન્નેએ સામા પક્ષને પોતાના બદ્ધ

વલણથી જ હંમેશ જોયો છે. લગભગ દરેક વિષયમાં તત્ત્વચર્ચા કરતાં કરતાં રમણભાઈ હિંદુ ધર્મની વર્તમાન સ્થિતિ ઉપર ઊતરીને તેની કડક ટીકા કરવા લાગી જાય છે, તો મણિલાલ તેને પશ્ચિમને પાસ ગણીને પાશ્ચાત્ય સંસ્કારો પર પ્રહાર કરે છે ને હિંદુધર્મની પ્રાચીન ભાવના પર વિશેષ ભાર મૂકે છે. આમ, બન્ને વસ્તુની પોતાને અનુકૂળ હોય તેટલી જ બાજુ જોઈને ચર્ચા કરવા લાગી જાય છે.

આમ છતાં, બન્નેની વાદપદ્ધતિ વચ્ચે ઘણો ફેર છે. રમણભાઈની ચર્ચા કરવાની પદ્ધતિ ખરેખર વકીલની છે, ત્યારે મણિલાલની પદ્ધતિ પંડિતની છે. રમણભાઈ સ્વમતપ્રતિપાદન કરતી વખતે જાણે કે નાની મોટી બધી જ દલીલોને સમાવી લેતા વિસ્તૃત મુકદ્દમા રૂપે લેખ તૈયાર કરતા હોય છે. તેથી તેમના લખાણો ઘણુંખરું લાંબા પ્રસ્તારવાળા અને દીર્ઘસૂત્રી બની જાય છે. મણિલાલમાં પ્રસ્તાર કરતાં ઘનતા વિશેષ છે. તેઓ સંક્ષેપથી વક્તવ્યને રજૂ કરી શકે છે. સનાતન હિંદુ ધર્મ વિશે રમણભાઈએ સત્તર પાનાં ભરીને ચર્ચા કરી છે તેના જવાબરૂપ મણિલાલનો લેખ ત્રણ જ પાનાંનો છે. મણિલાલના પ્રાર્થનાવિષયક મન્તવ્યોની લગભગ વીસ પાનાં ભરીને રમણભાઈ ટીકા કરે છે, ત્યારે મણિલાલ માત્ર અર્ધા પાનામાં તેમના બધા મુદ્દાનો જવાબ આપે છે! મણિલાલ વિષયનું શાસ્ત્રના સિદ્ધાન્ત સાથે અનુસંધાન કરીને ચર્ચા કરે છે, ત્યારે રમણભાઈની દૃષ્ટિ ઘણુંખરું બુદ્ધિની સપાટી ઉપર ફરતી હોય છે. (ઉ. ત. જુઓ ઉપર મૂકેલી 'કર્મ અને પુનર્જન્મ', 'અધિકાર' અને 'સનાતન હિંદુ ધર્મ' વિષયક ચર્ચા) પ્રતિપક્ષીને અભિપ્રેત ન હોય તેવો અર્થ સ્વમતસમર્થન અર્થે સામાના વક્તવ્યમાંથી કાઢવાની તર્કશક્તિ બન્નેમાં છે. બન્નેનાં લખાણો વત્તે ઓછે અંશે પ્રચારાત્મક છે. પણ રમણભાઈ કેવળ તર્કનો આશ્રય લે

છે ત્યારે મણિલાલ તર્કને અનુભવ કે શાસ્ત્રના પ્રમાણથી તત્ત્વનો રંગ લગાડે છે. આથી રમણભાઈની ટીકા કે દલીલ કેટલીક વખત છીછરી શબ્દરમત જેવી લાગે છે તેમ મણિલાલ વિશે ઓછું બને છે. વિવાદમાં રમણભાઈની દલીલો કવચિત્ ઉગ્રતા ને કઠવાશ ધારણ કરે છે; મણિલાલમાં વિદ્ધ હૃદયનો ઉકળાટ અને આવેશ હોવાથી તેમના વક્તવ્યમાં કવચિત્ ઉત્કટતા ને વેગ દેખાશે. પણ એકંદરે સ્વસ્થતા, સૌજન્ય અને ગૌરવ તેમની વિવાદશૈલીના મુખ્ય ગુણો છે એમ કહી શકાય. વળી વિષયચર્ચાને પ્રૌઢ અને અર્થપૂર્ણ બનાવવામાં મણિલાલે સ્વીકારેલો ધર્મસિદ્ધાંત પણ સહાયભૂત થાય છે સરલતા, વિશદતા અને વાક્પાટવ પ્રમાણમાં હળવી જણાતી રમણભાઈની શૈલીનાં લક્ષણો છે

સિદ્ધાન્તનિરૂપણમાં મણિલાલ શાસ્ત્ર, યુક્તિ અને અનુભવની પ્રાચીન તર્કપદ્ધતિને અનુસરે છે, ત્યારે રમણભાઈ અર્વાચીન તર્કપદ્ધતિનો આશ્રય લે છે. વળી એ પણ કહેવું પ્રસ્તુત છે કે મણિલાલે ખ્રિસ્તી ધર્મનાં અર્વાચીન સ્વરૂપોનો અભ્યાસ કર્યો હતો, ત્યારે રમણભાઈએ વેદાન્તનો અભ્યાસ કર્યો નહોતો. અને એથી વેદાન્તના કોઈ પણ એક વિધાનની પછવાડે અનેક સૈકાઓથી ઉપચિત થયેલું તર્કબળ કેટલું છે એનો તેમને પોતાના મણિલાલ સાથેના વિવાદમાં ઘણીવાર ખ્યાલ નહોતો રહેતો. પણ સુધારક રમણભાઈએ મૂર્તિપૂજા, પુરાણો, રૂઢિઓ ને અંધશ્રદ્ધા પર પ્રહારો કરીને પ્રાચીન હિંદુ ધર્મની ટીકા કરી તેથી તેમનો બુદ્ધિવાદ વિશેષ આગળ આવ્યો. આથી અદ્વૈતનું પારાયણ કરીને પ્રાચીન હિંદુ ધર્મની પુનઃપ્રતિષ્ઠા કરવા મથતા મણિલાલ બદ્ધમત, પ્રાચીનપૂજક, 'સ્થિતસ્ય સમર્થનમ્' કરનાર સનાતન ધર્મના પક્ષપાતી લેખક તરીકે અને રમણભાઈ સત્યશોધક વૈજ્ઞાનિક દૃષ્ટિવાળા ઉદારમતવાદી વિચારક તરીકે ગણાઈ ગયા!

✓ શ્રી જહાંગીર એરચ સંજાનાએ મુંબઈ યુનિવર્સિટીમાં ગુજરાતી માહિત્ય વિશે આપેલાં ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનોમાં અર્વાચીન ગુજરાતી ગદ્યના વિવેચન અંગે મણિલાલ અને રમણભાઈની તુલના કરી છે તે વિચારવાનું અહીં પ્રસ્તુત ગણાશે મણિલાલનો જ્ઞાનકોશ—નિદાન સંસ્કૃત પૂરતો તો—રમણભાઈના કરતાં વિશેષ સમૃદ્ધ છે. પણ સાચી અભ્યાસવૃત્તિ( scholarship ) પરત્વે મણિલાલ કરતાં રમણભાઈ ચઢે એમ શ્રી સંજાનાનું માનવું છે. પાંડિત્ય અને સત્યશોધક અભ્યાસવૃત્તિ વચ્ચેનો ભેદ સમજાવતાં પહેલાના કરતાં બીજા ગુણને તેઓ વાજબી રીતે જ ચઢિયાતો ગણે છે. પણ તેના દૃષ્ટાન્ત તરીકે તમણે મણિલાલ અને રમણભાઈનો ઉલ્લેખ કર્યો છે તે ચિન્ત્ય છે. તેઓ કહે છે:

"Manilal Nabhubbai was peihaps far moie learned man-at least in Sanskrit—than Ramanbbi Mahipatram; and yet I would put the latter far above the former as a true scholar bpcause of his strict devotion to the true spirit of scholarship which seeks truth, objective truth, even though it may be unpleasant, and sternly puts aside all temptation to gloss it over or pervert it by special pleading "*

બન્ને વિશે શ્રી સંજાનાએ આપેલા આ અભિપ્રાયના પૂર્વાર્ધમાં સત્ય રહેલું છે; મણિલાલમાં વિદ્વત્તા એના સઘન સ્વરૂપે બિરાજી રહેલી હતી. તેમની વિદ્વત્તાના ચિરંજીવ સ્મારકરૂપ 'સિદ્ધાંતસાર'ની

* 'Studies in Gujarati Literature', પૃ. ૨૧૬-૨૧૭

તોલે રમણભાઈનો કોઈ પણ ગ્રંથ આવી શકે નહિ એ સ્પષ્ટ જ છે શ્રી સજ્જાનાના વિધાનનો ઉત્તરાર્ધ ચિન્ત્ય છે સત્યને સુશોભિત યા વિકૃત કરે તેવા સર્વ પ્રલોભનોને વેગળાં રાખીને, કેવળ પણ નિતાન્ત શુદ્ધ સત્ય શોધવાની રમણભાઈમાં ખરેખરી નિષ્ઠા હતી એમ તેમનો અભિપ્રાય છે મણિલાલ વિશે તેઓ કહે છે

"Manilal Nabhubhai has always a thesis to prove, he is out to do so, not to investigate facts in order to arrive at the truth, for he has already made up his mind as to what the truth is " *

મણિલાલે પોતે પોતાને 'પ્રાચીન વાતોને માન આપનાર વર્ગના એક વકીલ તરીકે' † ગણાવીને કેટ અંગે આ આક્ષેપનો સ્વીકાર કરી લીધો હતો શ્રી આનંદશંકર ધ્રુવે પણ 'શ્રી મણિલાલનો ઉદ્દેશ પંડિત (scholar)મા ખપવાનો નહિ પણ એક ઉપદેશક (teacher) થઈ ગુર્જર જનમંડલના આચારવિચાર ઉપર અસર કરવાનો હતો,' ‡ એમ કહીને એ બાબત ચોખવટ કરી દીધી છે એટલે શ્રી સજ્જાનાના મણિલાલ વિશેના આ અભિપ્રાયનો એટલો અંશ સર્વગ્રાહ્ય ગણી શકાય પણ રમણભાઈ વિશે તમણે રજૂ કરેલુ મત ભાગ્યે જ સ્વીકાર્ય ઠરે કારણ, મણિલાલ અને રમણભાઈ વચ્ચે ચાલેલા વિવાદોના અહી કરેલા પૃથક્કરણને અંતે આપણે જોયુ તેમ, રમણભાઈ પણ મણિલાલની માફક અદ્ધમત લેખક જ હતા મણિલાલે જો કેવલાદ્વૈતને પરમ સત્ય તરીકે સ્વીકારીને તેને અંગે સનાતન હિંદુ ધર્મનો પ્રચાર કરવાનો

* Studies in Gujarati Literature પૃ ૨૧૭
† જુઓ 'સુધારાનુ ધોરણ સુ ગ પૃ ૩૭૧
‡ 'સાહિત્યવિચાર' (આવૃત્તિ બીજી), પૃ ૫૦૮

પુરુષાર્થ આદર્યો હતો, તો રમણભાઈએ તટસ્થેશ્વરકલ્પના અને સામીપ્યમુક્તિના બ્રાહ્મસિદ્ધાંતને જ સમર્થિત કરવાનો પ્રયત્ન કર્યો હતો. જો આમ ન હોત તો 'મોક્ષવિચાર', 'સ્વધર્મ પરધર્મ' તથા 'કર્મ અને પુનર્જન્મ' જેવા લેખોમાંની ચર્ચા તેમ 'પાપ', 'મુક્તિ', 'જીવાત્મા અને પરમાત્મા' વગેરે લેખોમાં કરેલું સિદ્ધાન્તનિરૂપણ તેમના પ્રાર્થનાસમાજી દ્વૈત સિદ્ધાંતમાં જ રમ્યા કરત નહિ. મણિલાલના પ્રમાણમાં રમણભાઈનું ધર્મવિષયક લખાણ વિપુલ નથી. તેમના લેખોમાંથી ઘણા તો કેવળ વેદાન્તી વિચારશ્રેણીનું ખંડન કરવા જ લખાયેલા છે. તેમની દલીલોમાં તર્કની નીચે કેટલું તત્ત્વ રહેલું છે તે તો અગાઉ કરેલું વિવાદોનું પૃથક્કરણ બતાવી આપે છે. મણિલાલને વિશે વળી શ્રી મજૂમદાર આક્ષેપ કરે છે:

"His more popular antagonist Manilal, had, neither an open mind nor perfect intellectual integrity, as in the nature of the case he could not have, tied down as he was to the task of justifying institutions, customs, beliefs and practices blindly revered through untold generations as sacrosanct and as being even beyond all criticism." *

મણિલાલ જો પ્રાચીન મત રીતરિવાજ અને આચારવિચારના પક્ષપાતી હતા, તો રમણભાઈ સુધારક છાપવાળા આચારવિચાર અને દ્વૈત સિદ્ધાંતના પક્ષપાતી હતા. સ્વમત માટે રમણભાઈનો આગ્રહ કેવો હતો અને મણિલાલના વિચારો માટે તેમના મનમાં કેટલી દૃઢ અરુચિ હતી તે અગાઉ ઉલ્લેખેલ વિવાદો પરથી

* Studies in Guj. Lit., પૃ. ૨૨૭

સૂચવવામાં આવ્યું છે જ. વસ્તુતઃ સત્યશોધક વૈજ્ઞાનિક દૃષ્ટિ બેમાંથી એકેમાં નહોતી. બન્નેને પોતાના પૂર્વગ્રહ રૂપે સ્વીકારેલું સત્ય સિદ્ધ કરવું હતું. ઊલટું, રમણભાઈના કરતાં મણિલાલે સ્વીકારેલ સત્ય વિશે એમ કહી શકાય કે એમાં પ્રાર્થના સમાજે સ્વીકારેલો ભક્તિનો સિદ્ધાંત સમાવેશ પામી શકે તેમ છે, ત્યારે બ્રહ્મ માયા અને તેના સંબંધોનો ઉપલક વિચાર કરનાર રમણભાઈના ગૃહીત મતમાં મણિલાલના સિદ્ધાંતની જરા પણ જોગવાઈ થઈ શકે તેમ નથી. આ દૃષ્ટિએ મણિલાલે સમજાવેલો અભેદ સિદ્ધાંત રમણભાઈના તટસ્થેશ્વરવાદના કરતાં વધારે વિશાળ જણાય. મણિલાલનો લેખજથ્થો રમણભાઈના કરતાં મોટો તેથી તેમણે કરેલું અદ્વૈતનું પુનઃ પુનઃ ઉચ્ચારણ ઝડપથી નજરે ચડ્યું; પણ રમણભાઈના ધર્મવિષયક લેખોને ઝીણવટથી વાંચનારને તેમાં પણ તટસ્થેશ્વરવાદનો પ્રચાર જણાયા વગર નહિ રહે.

'સનાતન હિંદુ ધર્મ' નામના રમણભાઈના લેખને શ્રી સંજાના 'a master-piece of prose' તરીકે ઓળખાવે છે અને તેને વિશે કહે છેઃ

"An admirable example of what controversial writing should be — dispassionate and coolly critical. While scrupulously courteous to the violently biassed opponent-Manilal it quietly points out his lack of argument and consequent lack of straightforward reasoning, loss of temper and lack of courtesy; and thus it refutes and confounds him without going one inch beyond the limits of strictest courtesy and completely

વિવેચનભાષાના નમૂના તરીકે આગળ કર્યો છે. આ બાબત એકંદરે એમ સમજાય છે કે બન્ને લેખકો સત્યશોધનની પ્રવૃત્તિમાં એક જ પ્રકારની મર્યાદાને અધીન હતા.*

મણિલાલ અને રમણભાઈ સન્નિષ્ઠ સંસ્કારસેવકો હતા. પોતપોતાના સિદ્ધાન્તનું વિવરણ–વિવેચન કરીને બન્નેને લોકમત કેળવવો હતો. આમ કરવામાં સામાન્ય હિંદુ સમાજને પ્રાચીન ધર્મ ભણી વાળવામાં મણિલાલ જેટલા સફળ થયા હતા તેટલા પ્રમાણમાં રમણભાઈ નાનકડા શિક્ષિત વર્ગને પણ પ્રાર્થના સમાજ તરફ આકર્ષી શક્યા હતા કે કેમ એ પ્રશ્ન છે. એ ગમે તેમ હોય, પણ આ વિવાદોએ ગુજરાતી ભાષાને તત્ત્વચર્ચા માટે પલોટી અને શાસ્ત્રીય ચર્ચા તથા વિચારશૈલીનો સુંદર નમૂનો પૂરો પાડ્યો એ તેનાથી સાહિત્યને થયેલો મોટો લાભ છે. મણિલાલ અલ્પાયુષી નીવડ્યા તેથી ગુજરાતી સાહિત્યમાં રમણભાઈ અને તેમના મિત્રમંડળનું વર્ચસ્વ જામ્યું તેટલું મણિલાલનું જામી શક્યું નહિ, અને

* રમણભાઇના ચિન્તનાત્મક લેખોની પ્રશંસા કરતા શ્રી સંજાનાએ રમણભાઇની શૈલીમા વિશદતા છે તેમ કહ્યુ છે ને સાચું છે; પણ 'the fine sense of proportion which always goes with true humour is fully in evidence in almost everything he wrote' ('studies' પૃ ૨૨૪) એમ કહીને તેમા પ્રમાણભાનનો ગુણ પણ જોયો છે. પણ આ સંબંધે આ લખનારનો નમ્ર અભિપ્રાય તો એવો છે કે રમણભાઇના લખાણો ખૂબ લાંબાં હોય છે ને તેમની ચર્ચાપદ્ધતિ દીર્ઘસૂત્રી હોય છે વિષયચર્ચામા તેઓ ભાગ્યે જ પ્રમાણભાન સાચવી શકે છે, ઊલટ પક્ષે, મણિલાલનું વક્તવ્ય મુદ્દાસર, નિબંધાકારી પ્રમાણબદ્ધ ચર્ચામાં વહેતું હોય છે. એનાં દૃષ્ટાંત તરીકે બન્નેના 'સનાતન હિંદુ ધર્મ', 'પ્રાર્થના', તથા 'કર્મ અને પુનર્જન્મ' વિષયક લેખો ગણાવી શકાય.

સૌની પાછળ રહેલી પ્રેરક ભાવનાનું બોધન કરીને ગુજરાતી પ્રજાનું ધ્યાન પ્રાચીન આર્ય ધર્મ ભણી દોર્યું, તેના સ્વાભાવિક પરિણામ રૂપે જ તેમનું કાર્ય લોકમાન્ય નીવડ્યું હતું અને તેમને લોકપ્રિયતા સાંપડી હતી.

## મણિલાલ અને ગોવર્ધનરામ

[પૂર્વ અને પશ્ચિમનો સંઘટ્ટ એ મણિલાલ તથા ગોવર્ધનરામના ગુજરાતનો જ નહિ, પરંતુ સમસ્ત ભારતવર્ષનો મહાન બનાવ છે. મણિલાલ અને ગોવર્ધનરામ બન્નેની ધર્મજિજ્ઞાસા મૂળથી સતેજ હતી. બેઉ સંસારમાં પ્રવેશ કરતાં પહેલાં જીવનનો ઉદ્દેશ નક્કી કરવાની મથામણમાં પડ્યા હતા. જીવિતના હેતુના નિશ્ચય અર્થે મણિલાલનું ચિત્ત જેમ ધર્મચિંતનમાં ગૂંથાયું હતું તેમ ગોવર્ધનરામનું મન પણ 'ઈશ્વરની શોધમાં' પડ્યું હતું. ઉભયની સાહિત્ય-પ્રવૃત્તિ જીવનના પવિત્ર કાર્યરૂપ હોઈ ધર્મમૂલક હતી. બન્નેએ સ્વદેશની વર્તમાન સ્થિતિને અવલોકી, તેની ભૂતકાળની સિદ્ધિઓ સાથે પશ્ચિમના સંસ્કાર-પ્રવાહનો મુકાબલો કરીને ઉભયના સંઘટ્ટનું નિદાન કાઢવાના નિરનિરાળા પ્રયત્નો કર્યા છે. હિંદુ ધર્મ પર રૂઢિ, અંધશ્રદ્ધા, જડતા અને અજ્ઞાનને કારણે ચડેલા મેલને બન્નેએ પોતપોતાની રીતે સાફ કરવાનો પુરુષાર્થ કર્યો છે. પૂર્વ-પશ્ચિમ-સંઘટ્ટના ફળ રૂપે ભારતને પ્રાપ્ત થયેલ નિર્બળતા, કુત્સિતતા, દરિદ્રતા, પરચ્છંદાનુવર્તિત્વ, નીતિશિથિલતા, નિરુદ્યમિતા ઇત્યાદિ અનિષ્ટોનું મૂળ બન્નેએ પશ્ચિમની વ્યષ્ટિપ્રધાન નીતિમાં શોધ્યું છે. પણ મણિલાલ સ્વધર્મ અને સ્વદેશના અભિમાનથી પ્રેરાઈને ભારતીય પ્રજાને પરસંસ્કારમાંથી મુક્ત થઈને શુદ્ધ આર્યત્વ ભણી વળવા આગ્રહભરી વિનવણી કરે છે, ત્યારે ગોવર્ધનરામ બન્નેના ઇષ્ટ તત્ત્વોનો સમન્વય તટસ્થભાવે સૂચવીને સંતોષ માને છે.]

મણિલાલની 'પૂર્વ અને પશ્ચિમ'ની લેખમાળા છે. આમ છતાં, એકની બીજા પર અસર પડી હતી એમ માનવાને કારણ નથી. ગોવર્ધનરામ કરતાં મણિલાલે લખવાનું વહેલું શરૂ કરેલું અને સરસ્વતીચંદ્ર'નો ચોથો ભાગ બહાર પડે તે પહેલાં તો મણિલાલની જીવનલીલા સંકેલાઈ ગઈ હતી; તો પણ ૧૮૮૫–૧૮૯૮ના ગાળામાં મણિલાલ અને ગોવર્ધનરામની સમાન ધ્યેયલક્ષી સરકારપ્રવૃત્તિ સમાંતર ચાલતી હતી.

[પરંતુ મણિલાલ અને ગોવર્ધનરામ વચ્ચે પ્રકૃતિભેદ હતો. મણિલાલને મુકાબલે ગોવર્ધનરામની પ્રકૃતિ વિશેષ શાંત, સ્વસ્થ, વિશાલ તેમ સૂક્ષ્મનું દર્શન કરનારી અને તટસ્થ. બન્નેને મતે પૂર્વ-પશ્ચિમ-યોગ અદૃષ્ટપ્રેરિત હતો.* પણ બંનેની કથનની રીતિ અને માત્રામાં તટસ્થ ન્યાયાધીશ અને પક્ષકાર વકીલના જેટલો તફાવત છે. ગોવર્ધનરામ પ્રાચીન પૂર્વ, અર્વાચીન પૂર્વ અને અર્વાચીન પશ્ચિમ એ ત્રણેના ગુણદોષનું નિષ્પક્ષ તોલન કરીને ત્રણે સંસ્કૃતિનાં ઇષ્ટ તત્ત્વોનો સમન્વય ઉપદેશે છે, જ્યારે મણિલાલનું સમગ્ર લક્ષ આર્ય સંસ્કૃતિની પાશ્ચાત્ય સંસ્કૃતિ પર સરસાઈ સાબિત કરવા પર કેન્દ્રિત થયું હોય છે. ગોવર્ધનરામની માફક મણિલાલ પણ પ્રાચીન–અર્વાચીન પૂર્વ–પશ્ચિમ પરસ્પરના પૂરક બની રહે એવી ઉત્કટ ઇચ્છા વ્યક્ત કરે છે. પરંતુ ગોવર્ધનરામ આ પ્રકારના મિલનનું કેવળ સૂચન કરીને ખસી જાય છે, ત્યારે મણિલાલ, પશ્ચિમે પૂર્વને અન્યાય કર્યો હોવાથી, એ કાર્યમાં પશ્ચિમે પૂર્વ તરફ વળીને પૂર્વની પ્રજાનાં હૃદય જીતી લેવાં જોઈએ એવો સાભિમાન આગ્રહ બતાવ્યો છે. પરિણામે, એકે 'સંગમયુગના દ્રષ્ટા'નું કામ કર્યું ત્યારે બીજાએ પશ્ચિમની વ્યષ્ટિપ્રધાન નીતિનો જોરદાર વિરોધ કરીને શુદ્ધ,

---

* જુઓ મણિલાલના આ શબ્દો "આ દેશનું ભાવિ જ આવું છે કે પાશ્ચાત્ય સંબંધોનો આર્યત્વ સાથે સંઘટ્ટ થતાં તેમાંથી આવી ઘટના ઉદ્ભવી છે." ('પૂર્વ અને પશ્ચિમ', સુ. ગ., પૃ ૪૯૧)

સમિષ્ટપ્રધાન આર્યનીતિનો જ પુરસ્કાર કર્યો કરનાર ઉચ્ચગ્રાહી ધર્મશિક્ષકનું કામ કર્યું હતુ એમ કહી શકાય.

## મણિલાલ અને આનંદશંકર

નર્મદે મણિલાલને સોંપ્યું હતું તેમ, મણિલાલે પોતાનું અધૂરું રહેલું કાર્ય આનંદશંકરને અથવા અન્ય કોઈ સમાનધર્માને પ્રત્યક્ષ સોંપ્યાનું જાણવા મળતું નથી. તેમ છતાં, એટલું તો ચોક્કસ છે કે મણિલાલની કીર્તિને, તેમને જેમણે પોતાના 'જ્યેષ્ઠ વિદ્યાબંધુ' ગણ્યા હતા એવા આનંદશંકરે તેમના જીવતાં જ 'સુદર્શન'માં લેખો લખીને અનુમોદી હતી. મણિલાલના મૃત્યુ બાદ તેમણે મનઃસુખરામની સૂચનાથી 'સુદર્શન'નું તંત્ર સંભાળ્યું હતું.

મણિલાલ અને આનંદશંકર વચ્ચે પહેલી નજરે અનેક બાબતોમાં સામ્ય દેખાય છે. મણિલાલની માફક આનંદશંકર પણ સંસ્કૃતિપ્રેમી, સ્વદેશવત્સલ ધર્મચિન્તક હતા, તેથી તેમણે પણ પોતાની રીતે સ્વધર્મનું ગૌરવ બઢાવવાનો પ્રયત્ન કર્યો છે. બંનેને શાંકર વેદાન્ત પર જીવંત શ્રદ્ધા હતી. આનંદશંકરે પણ અદ્વૈતની ભૂમિકા ઉપર જ તત્ત્વજ્ઞાનના સર્વોચ્ચ સિદ્ધાન્તનું પ્રસ્થાપન કરે છે. અને એમ કરતાં તેમણે થેલ્સ ને પ્લેટોથી હર્બર્ટ સ્પેન્સર અને હેગલ પર્યન્ત વિકસેલા પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનો અદ્વૈત દર્શન સાથે મુકાબલો કરી બતાવ્યો છે.* બેઉના ધર્મ-તત્ત્વ-વિચારના વિષયો પણ બહુધા એકબીજાને મળતા છે 'વેદાન્ત,' 'શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો વેદાન્ત' 'બુદ્ધિ અને હૃદય,' 'માયાવાદ,' 'જડવાદ અને ચૈતન્યવાદ,' 'વેદ, વેદાર્થ' અને વેદના દેવો,' 'મૂર્તિપૂજા,' 'શાંકર સિદ્ધાન્ત અને યોગ,' નીતિ','પાપ'

* જુઓ 'આપણો ધર્મ' (આ ત્રીજી) પૃ ૧૨૫-૧૩૫

'પુણ્ય', 'મર્યાદા', 'વ્યવહાર અને પરમાર્થ' 'વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન' એમ ઉભયનાં સિદ્ધાન્તનિરૂપણ અને તત્ત્વચર્ચાને સામાન્ય એવા અનેક વિષયો ગણાવી શકાય. ધર્મની સાદી સમજૂતી આપતા પાઠોનો 'આપણો ધર્મ' નામે સંગ્રહ યોજવાનો સંકલ્પ મણિલાલે પણ કર્યો હતો. આનંદશંકર પણ તેમના પુરોગામીની માફક ધર્મની વ્યાખ્યા કરતાં તેનો વિશાળ અર્થ જીવનની સર્વ પ્રવૃત્તિઓને લાગુ પાડી બતાવે છે અને સર્વના કેન્દ્રમાં ધર્મને સ્થાપે છે. ભારતીય તત્ત્વજ્ઞાનમાં ધર્મ અને તત્ત્વજ્ઞાન સંકીર્ણ હોવાને કારણે તેના પર થયેલી ટીકાનો રદિયો મણિલાલની માફક આનંદશંકરે પણ આપ્યો છે, અને એ જ મુદ્દા પર ભારતીય ફિલસૂફીની વિશેષતા સિદ્ધ કરી છે.*

આમ છતાં, સ્વીકારવું જોઈશે કે માનસ અને નિરૂપણપદ્ધતિ પરત્વે મણિલાલ તથા આનંદશંકર વચ્ચે ઘણો ફરક હતો. મણિલાલના કરતાં આનંદશંકર સ્વભાવે સ્વસ્થ, સૌમ્ય અને તેથી તટસ્થ વિશેષ. તેમનો જ્ઞાનકોશ વિશેષ સમૃદ્ધ અને તેમની દૃષ્ટિ પણ વિશેષ વિકસિત. તેમનામાં મણિલાલની ઉગ્રતા કે પ્રહારકતાનો લગભગ અભાવ હતો. પ્રો. રામનારાયણ પાઠકે આનંદશંકરના ચિંતનનું પૃથક્કરણ કરતાં વિશાલતા, સૂક્ષ્મતા, વિશદતા અને સમતાના ગુણો તારવી બતાવ્યા છે † તો આનંદશંકરે પોતે મણિલાલની વિચારણામાં વિશાલતા, શાસ્ત્રીયતા, પ્રાચીનતા અને ઉદ્દેશની એકતા જોઈ છે.‡ ફેર માત્ર એટલો કે મણિલાલમાં બાકીના ત્રણે ગુણો ઉદ્દેશની એકતાને અધીન છે, ત્યારે આનંદશંકરમાં ચારે ગુણો સ્વતંત્રપણે પ્રગટ થાય છે. મણિલાલ ઉદ્દિષ્ટ હેતુને સિદ્ધ કરવા

* જુઓ 'આપણો ધર્મ,' પૃ ૩૩-૩૭
† જુઓ 'આપણો ધર્મ' (આ ત્રીજી), ઉપોદ્ઘાત, પૃ. ૪૦
‡ જુઓ 'સુદર્શન ગદ્યાવલિ', પ્રસ્તાવના, પૃ ૧૫

સારુ સમર્થનો શોધતાં ઘણી વાર પ્રસ્તુતની સાથે અપ્રસ્તુતનો પણ ઉપયોગ કરે છે. એમનાં લખાણોમાં શુદ્ધ, શાસ્ત્રીય પ્રમાણો હમેશાં મળતાં નથી. આનંદશંકર કેવળ શુદ્ધ અને ઉચિત પ્રમાણોનો વિવેકપુરઃસર ઉપયોગ કરે છે. આથી મણિલાલના ચિંતનમાં શુદ્ધ સુવર્ણની સાથે, આગળ જોયું તેમ, ભેળસેળની ધાતુનું મિશ્રણ થયેલું માલૂમ પડે છે તેમ આનંદશંકરમાં બનતું નથી. એક જ વસ્તુનું નિરૂપણ કરવા માટે બંને પોતપોતાની ઢબે કેવા આગળ વધે છે તે સમજવા માટે આ એક દાખલો જોઈએ. મણિલાલ લખે છે:

"પ્રેમનું સ્વરૂપ જ એ છે કે જેવું કલ્પાય તેવું જ દેખાય છે અને અનુભવાય છે. પ્રાકૃત પ્રેમના આવા ધર્મમાંથી અપ્રાકૃત દિવ્ય પ્રેમનું સ્વરૂપ પણ આપણે સમજી શકીએ, 'કલ્પાય તેવું અનુભવાય' એટલે અતુલ હૃદયરસ અથવા અતુલ શ્રદ્ધાને બલે, જે નિશ્ચય થયો છે તે બુદ્ધિ માત્રમાં ન રહેતાં પ્રત્યક્ષ અનુભવમાં આવી જાય છે."*

આનંદશંકર એ જ બાબતમાં આમ કહે છે:

"આ પ્રકારનો ખરો સાક્ષાત્કાર વા એની દૂર દૂરની ઝાંખી પણ થઈ છે કે નહિ એ સમજવા માટે માણસે શાન્ત અને શુદ્ધ હૃદયથી પોતાના આત્માને પૂછવું જોઈએ કે એનો અનુભવ ભેદને અભેદ માનવારૂપ કલ્પનાના પ્રકારનો છે કે ભેદને અભેદ રૂપે **સમજવાનો એટલે જ્ઞાનસ્વરૂપ છે.**" †

* * * *

"પ્રેમની બાબતમાં પણ આ જ રીતે જોવાનું છે. લૌકિક પ્રેમ અને દિવ્ય પ્રેમના સ્વરૂપમાં સ્વતઃ ભેદ હો વા ન હો, પણ એ ભેદ બીજી રીતે નકકી કરવાનું સાધન એ છે કે એ પ્રેમનો વિષય કોઈ દેહ માત્ર મનુજકીટ છે કે સત્યસ્વરૂપ પરમાત્મા છે એ

* સુ. ગ., પૃ. ૨૩૯

† 'આપણો ધર્મ,' પૃ. ૩૯

વિચારવું. સમસ્ત મનુષ્ય જાત કે સમસ્ત વિશ્વ પ્રતિ પ્રેમ એ જો કે પરિણામે પરમાત્મા પ્રત્યેનો જ પ્રેમ છે, તથાપિ જ્યાં સુધી એ પ્રેમ પરમાત્મબુદ્ધિથી ઊછળતો નથી ત્યા સુધી એની લૌકિકતા મટતી નથી, તથા એ પ્રેમની શાશ્વતતા વિષે પણ શંકા રહે છે."*

મણિલાલ અને આનંદશંકરની દૃષ્ટિ અને પદ્ધતિ વચ્ચે રહેલો ભેદ બંનેના આ એક વિષયના નિરૂપણ પરથી સ્પષ્ટ થશે. આત્મવત્ સર્વભૂતેષુ ની ભાવના તે પ્રેમ એમ બંનેએ અદ્વૈત સિદ્ધાન્તના અનુલક્ષમાં સમજાવ્યું છે. બનેએ જ્ઞાન અને ભક્તિના સમન્વયને ઇષ્ટ ગણ્યો છે ને પ્રેમને પરમાનુભવનું સાધન તેમ ઈશ્વર માન્યો છે. મણિલાલ અલૌકિક પ્રેમની શકયતા વિશે સાધારણ જનોના મનમાં ઊઠતી શંકાનું નિવારણ કરે છે, જ્યારે આનંદશંકર બંનેનો સ્વરૂપભેદ સમજાવે છે.

વળી, મણિલાલ ચૈતન્યવાદને સિદ્ધ કરવા સારુ પ્રાણવિનિમય અને તંત્રવિદ્યાને પ્રયોજે છે, ત્યારે આનંદશંકર દાર્શનિક પદ્ધતિએ જ બુદ્ધિપુરઃસર તત્ત્વવિવેચન કરીને સંતોષ માને છે. તેઓ કર્મકાંડનું રહસ્ય પ્રાણવિનિમય કે યોગરૂપે નહિ, પણ જ્ઞાનરૂપે જ સમજે–સમજાવે છે. કેવળ કર્મકાંડમાં રાચતા અધૂરા કેળવાયેલા વર્ગ પર આનંદશંકરની ટીકા મણિલાલના કરતા વધારે કડક છે, ત્યારે પ્રાર્થના સમાજ તથા સુધારક ગણાયેલ વર્ગ તરફ તેમનું વલણ પ્રમાણમાં સૌમ્ય છે. પ્રાર્થના સમાજ ધર્મનું જે પાથેય આપે છે તેને આનંદશંકર પોતાની રીતે 'પાતળું પીણું' કહે છે; પ્રાર્થના સમાજે કરેલો મૂર્તિપૂજાવિરોધ પણ તેમને માન્ય નથી અને ધર્મવૃત્તિનાં વિવિધ સ્વરૂપોનો સ્વીકાર કરવા જેટલી ઉદારતા પ્રાર્થના-સમાજીઓમાં નહોતી તેની પણ તેમણે ટીકા કરી છે. આમ છતાં "કર્મકાંડથી અધિક એવા જ્ઞાનનું અને કર્તવ્યબુદ્ધિનું દ્વાર ઉઘાડવાને માટે સુધારાવાળાઓને હાથે લાભકારક પ્રયત્ન થયો છે' એવો

* એજન, પૃ ૪૦

તેમની કદર કરતાં તેમણે અભિપ્રાય આપેલો છે. ગમે તે વિષયનું વિવેચન કરતા હોય તો પણ જ્ઞાન અને તેના મૂલગત રહસ્ય પર તેમની દૃષ્ટિ એકાગ્ર થાય છે. શ્રદ્ધા અને લાગણીના વિષયરૂપ ધર્મની આલોચનામાં બુદ્ધિનો પ્રવેશ કરવાનો આરંભ મણિલાલે કર્યો; પણ તેની શુદ્ધ જ્ઞાન-સાધન તરીકે પ્રતિષ્ઠા આનંદશંકરે કરી છે.

શિવર્ધનરામની માફક આનંદશંકર બેઉ પક્ષના સ્વારસ્યને તટસ્થ પણ સમભાવભરી નજરે માપીને નિષ્પક્ષ ન્યાય ચૂકવી શકે છે, ત્યારે મણિલાલ, જેને પોતે સર્વમાન્ય સત્ય અને તત્ત્વજ્ઞાનનું શિખર માન્યું હતું તે અદ્વૈત સિધ્ધાન્તના અનન્ય પક્ષકાર બની રહે છે.* મણિલાલ બે પક્ષો વચ્ચેના વિરોધને મોટો કરવા જાય છે, ત્યારે આનંદશંકર અજબ રીતે વિરોધનો પરિહાર કરીને બંનેને શક્ય તેટલા નજીક લાવવાનો પ્રયત્ન કરે છે. મણિલાલના કરતાં આનંદશંકરનો પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનો અભ્યાસ વધુ વ્યવસ્થિત અને તલસ્પર્શી હતો, ધર્મચિંતનમા આનંદશંકરની વિદ્વત્તા શુદ્ધ અને સર્વોચ્ચ જ્ઞાનબિંદુ રૂપે પરિણત થાય છે. મણિલાલમાં વિદ્વત્તાનો ઉપયોગ સ્પષ્ટપણે ઉદ્દેશપ્રધાન હોવાથી તેનું ગૌરવ ઘટી જાય છે. મણિલાલે નર્મદે આરંભેલા ધર્મશોધનના કાર્યને મજબૂત પાયા પર મૂકીને સુવ્યવસ્થિત કર્યું, તો આનંદશંકરે મણિલાલની ધર્મ-તત્ત્વ-વિચારણાને સર્વતઃ પરિશુદ્ધ કરી ને સંપૂર્ણ બનાવી. નર્મદના સમયમાં અજ્ઞાન અને જડતાની તામસી ભૂમિકા ઉપર અર્ગતિક રહેલા ધર્મ-તત્ત્વને

* "હું મણિલાલની માફક પ્રાચીન આર્યભાવનાનો પૂજક હતો, પણ એમની માફક હું એ ભાવનાનો "missionary" યાને આચાર્ય ન હતો. મણિલાલને એ ભાવના એક સાદા રૂપમાં—અદ્વૈત સિદ્ધાન્તના રૂપમાં-દેખાતી હતી, મને એ સકલ અને અનેકરંગી તન્તુઓની બનેલી પ્રતીત થતી હતી" એમ આનંદશંકરે વસંત રજત મહોત્સવના અભિનંદન પ્રસંગે ઉત્તર આપતાં કહ્યું છે તે યથાર્થ છે. (જુઓ 'દિગ્દર્શન,' પૃ. ૪૬૯)

મણિલાલે સ્વરક્ષણ અને અભેદલક્ષી કર્તવ્યની દીપ્તિમંત ભાવના વડે રાજસી ભૂમિકા ઉપર લાવીને મૂક્યું હતું, તેને, આનંદશંકરે પોતાની ઉદાર તર્કશુદ્ધ, નિર્ણાયક બુદ્ધિ વડે વિશાળ, સાત્ત્વિક ભૂમિકા ઉપર સ્થાપીને એક પાયરી ઊંચું ચડાવ્યું એમ કહી શકાય. ઉત્તર નર્મદે શરૂ કરેલું કાર્ય આમ મણિલાલ અને આનંદશંકર પર્યંત પહોંચતાં શુદ્ધ તત્ત્વ-વિચારરૂપે મહોરે છે.) ત્યાં એ પરંપરા પણ પૂરી થાય છે.

કેટલાક લેખકોની પ્રવૃત્તિ અક્ષર પૂરતી જ મર્યાદિત હોય છે; અર્થાત્ તેમનું લખાણ એટલું શુષ્ક, શાસ્ત્રીય, દુર્બોધ અને અમૂર્ત પ્રતિનું હોય છે કે તેને વાંચનાર-સમજનારની સંખ્યા અતિ અલ્પ હોય છે. કેટલાકની અક્ષરપ્રવૃત્તિ ઊંચી કોટિની હોવા છતાં સાહિત્યના અભ્યાસકો પૂરતી જ મર્યાદિત હોય છે; જ્યારે મોટા ભાગના લેખકો એવા હોય છે, જે સીધી જનતાના વિશાળ સમુદાયને પહોંચી શકે છે. શુદ્ધ સર્જનાત્મક સાહિત્ય એટલે કે કવિતા, નાટક, વાર્તા ઇત્યાદિ રચનારાઓ સામાન્ય રીતે છેલ્લા વર્ગમાં આવે. નિબંધ લખનારાને-અને તેમાંય ધર્મ-તત્ત્વજ્ઞાન પર ભાષ્ય કરનારને રસપૂર્વક વાંચનાર-સમજનાર ઓછા હોય છે, ત્યારે તેના ઉપદેશ અનુસાર આચરણ કરવા તત્પર થનાર વર્ગ તો અતિ અલ્પ હોય તેમાં શી નવાઈ? મણિલાલના લેખોને 'સરસ્વતીચંદ્ર'ના જેટલી લોકપ્રિયતા સાંપડી હતી એમ કહેવું તે ધૃષ્ટતા છે. પરંતુ વાંચનાર હાંરી જાય તેટલું વિશાળ કદ હોવા છતાં/મણિલાલના લેખોએ લોકોના હૃદયમાં સત્યજિજ્ઞાસા અને સ્વધર્મનિષ્ઠા જાગ્રત કરવામાં પ્રશસ્ય ફાળો આપ્યો હતો એ વાત નિર્વિવાદ છે. આનંદશંકરના કરતાં મણિલાલની આ વિશેષતા છે. આનંદશંકરનાં લખાણોનો ભોક્તા વર્ગ અમુક અધિકારી અભ્યાસીઓ પૂરતો મર્યાદિત હતો. મણિલાલના લેખોની અસર ગુજરાતની પ્રજા ઉપર સાંસ્કારિક જાગૃતિના આંદોલન રૂપે થઈ હતી. પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ આનંદશંકર વિશે યોગ્ય જ

કહ્યું છે કે "એમના તત્ત્વચિન્તનનું સ્વારસ્ય પ્રગતિઅભિમુખ છે, જો કે નવાઈ જેવું છે કે તેની સબલ પ્રતીતિ લોકસમૂહને થઈ નથી. તેનું મુખ્ય કારણ એ છે કે જનક્રિયાના સંચલન રૂપે એમના સુધારા-વિચાર પરિણમ્યા નથી." * મણિલાલનું ધર્મચિંતન ક્રિયાનું ઉદ્‌બોધક છે. એમાં જનસમૂહને સ્પર્શવાની ને જાગ્રત કરવાની નર્મદના જેવી સન્નિષ્ઠ અને જુસ્સાદાર, પણ નર્મદના કરતાં વધુ ઊંડી ને રહસ્યદર્શક રીતિ હતી, જેને પરિણામે તેમના ધર્મવિષયક લેખોએ પ્રજાને સ્વસંસ્કારનું ભાન કરાવનાર કર્તવ્યપ્રેરક ધર્મબળ તરીકે કામ કર્યું હતું. નર્મદ જે 'સતશુદ્ધ ધર્મ' ને સ્વબુદ્ધ્યનુસાર સમજીને કેળવાયેલા વર્ગને સમજાવવા ફાંફાં મારતો હતો તેને આ પંડિત સુધારકે તીક્ષ્ણ બુદ્ધિશક્તિ વડે એવો વિશદ કરી બતાવ્યો કે શિક્ષિત વર્ગને સ્વધર્મમાં રસ જાગ્યો. અદ્વૈત દર્શનના તેમના જમાનાના શ્રેષ્ઠ ભાષ્યકાર તરીકે મણિલાલનો સ્વીકાર થયો હતો. ડૉ. બુહ્‌લર, ડૉ. લિટનર, સર એડવિન આરનોલ્ડ અને મિ. કેટલી જેવા વિદેશીય વિદ્વાનો તેમની વિદ્વત્તાથી પ્રભાવિત થયા હતા. 'Encyclopaedia of Religion and Ethics' માં 'Advaita'ની સમજૂતી મણિલાલના પુસ્તકને આધારે મૂકવામાં આવી છે તે એનું એક અવિસ્મરણીય પ્રમાણ છે.† વિદેશી વિદ્વાનો ને વિદ્વત્‌-સભાઓ સાથે તેમને બંધાયેલો સંબંધ અને તેને અંગે મળેલી ખ્યાતિ,

* જુઓ 'અર્વાચીન ચિંતનાત્મક ગદ્ય', પૃ. ૧૬૭

† ઉક્ત ગ્રંથમા આપેલી અદ્વૈત સિદ્ધાન્તની સમજૂતીને અંતે તે વિષયના લેખક એકિંને મૂકેલી નીચેની નોંધ જુઓ: " The view of Advaitisim given above will be found fully expounded in M. N. Dvivedi's 'Monism or Advaitism?', Bombay, 1889." (જુઓ 'Encyclopaedia of Religion and Ethics', Vol I, by James Hastings and John A. Salbie, 1925, પૃ. ૧૩૭-૧૩૯)

તેમના ચિંતનાત્મક લેખોની સાહિત્યિક ગુણવત્તાની માફક, [મણિલાલે સાધેલા ઉચ્ચ ધર્મકાર્યની ગૌણ નીપજ (byo-product) ગણાવી જોઈએ. આ ઉદાત્ત કાર્યને અનુરૂપ ગૌરવ, ચિંતનસમૃદ્ધિ અને તેજસ્વિતા મણિલાલના વ્યક્તિત્વ તેમજ લખાણ બન્નેમાં વિશિષ્ટ રીતે શોભી રહે છે. એ વ્યક્તિત્વ તથા એ લખાણોને બળે ગુજરાતના ધર્મબોધ અને સંસ્કાર-વિકાસની પ્રવૃત્તિના ઇતિહાસમાં મણિલાલનું સ્થાન નિ:સંદેહ નિશ્ચિત છે.]

પ્રકરણ 'ત્રીજું'

# ગદ્ય : સમાજ, શિક્ષણ અને રાજકારણ

## સમાજસુધારો

મણિલાલની લેખન-પ્રવૃત્તિ, એ યુગના બીજા અનેકોની જેમ સંસારસુધારાની આલોચના અંગે પ્રારંભાઈ હતી એમ કહીએ તો ખોટું નથી. પછી તો ધર્મ-તત્ત્વચર્ચા જ તેમનું સમગ્ર ધ્યાન રોકી બેઠી, જેમ બનવું, તેમનું મનોગઠ્ઠારણ અને તેમનો જીવનનો ઉદ્દેશ જોતા, સ્વાભાવિક હતુ. જીવનની તમામ બાબતોની માફક સમાજ-સુધારાનો વિચાર પણ તેમણે ધર્મને પાયામા રાખીને કર્યો હતો. એ જમાનામા સમાજસુધારો કેળવાયેલા વર્ગનુ મુખ્ય લક્ષ્ય-બિન્દુ બન્યો હતો નર્મદ, કરસનદાસ અને મહીપતરામ જેવા સુધારકોએ* જગાવેલા આંદોલને ગુજરાતી શિક્ષિત સમાજમાં એવી જાગૃતિ આણી હતી કે બધા ચબી ગયેલા અને રૂઢિના પંકથી ખરડાયેલા હિંદુ સમાજના રિવાજોનો નાશ કરીને લગ્ન, જ્ઞાતિ, સ્ત્રી-પુરુષ-સબંધ, કેળવણી આદિ વિષયોમા પશ્ચિમના નવા રિવાજોને અનુ-સરીને પ્રગતિ સાધવા માગતા હતા. પૂર્વ-પશ્ચિમના આ સંઘટ્ટના યોગ દરમ્યાન વીસેક વર્ષના ઉગ્ર ઉદ્રેક, સુધારાના ઉપદેશ પછી નર્મદે પ્રાચીન આર્ય ધર્મ ભણી વળીને જૂનુ સંભાળવાનો ઉપદેશ કરવા માંડ્યો તે આપણે જોઈ ગયા છીએ આ વખતે થિયોસોફિકલ સોસાયટી, આર્ય સમાજ. શ્રીમન્નૃસિંહાચાર્ય વગેરેનો પણ એ જ દિશામા પ્રયાસ શરૂ થઈ ગયો હતો. નર્મદે ૧૮૮૧ થી 'સુધારો ટે ટે કરે છે', 'સુધારો પડી ભાગ્યો છે', એમ જાહેરમા આક્ષેપો

---

* અહીં 'સુધારો' અને 'સુધારક' એ શબ્દો 'સમાજસુધારો' અને 'સમાજસુધારક' એ રૂઢ અર્થમાં વાપર્યાં છે

કરીને સુધારા વિરુદ્ધ 'ખુલ્લું', સયુક્તિક, ખ તમેર' બોલવા માડયુ હતું. કવિના આ આક્ષેપોનો રદિયો એ વખતે સુધારક વર્ગ તરફથી તો ન મળ્યો. પણ 'ગુજરાતી' પત્રની વિનંતીથી કવિના જ મિત્ર, તટસ્થ અને ધીર વિચારક નવલરામે ૧૮૮૨ મા સુધારાનું ઇતિહાસ-રૂપ વિવેચન લખીને તેનો પોતાની રીતે જવાબ આપ્યો હતો.

ઉક્ત લેખમાં નવલરામે દેશની મૂળ તેમજ પલટાયેલી સ્થિતિને નજર સમક્ષ રાખીને ઉચ્છેદક સુધારાનું નિદાન કાઢવાનો સમર્થ પ્રયત્ન કરેલો છે. અંગ્રેજી કેળવણીને તેમણે સુધારાની 'પરમ આદ્ય શક્તિ' તરીકે ઓળખાવી છે અને સુધારકોને તેમજ સુધારા-વિષયક પત્રો, પુસ્તકો તથા સંસ્થાઓને તેના ફરજદ કહ્યાં છે. * 'જગતનું સામાન્ય જ્ઞાન, બુદ્ધિવાદ, જનસામાન્યભાવ (equality of men), સ્વાતંત્ર્યભાવ, રાગવૃત્તિ અને ઉદ્યોગપ્રતીતિ' એ ૭ બાબતોને તેમણે અંગ્રેજી કેળવણીની મુખ્ય અસરરૂપે તારવી બતાવી છે. † દૈવવાદી હિંદુ નિષ્ક્રિય હતા તેમને નવીન બળે જગાડીને પ્રવૃત્તિમા દોર્યો એમ તેમણે સ્વીકાર્યું છે. બુદ્ધિવાદના ફળરૂપ સ્વાતં-ત્ર્યભાવને તેમણે અંગ્રેજી કેળવણીનો સ્થાયીભાવ કહ્યો છે. હિંદુઓની જૂની કેળવણી તેને નરમ પાડવા તરફ હતી ત્યારે યુરોપની શિક્ષણ-પ્રણાલી તેને પાળે-પોષે છે એમ કહીને તેના સમર્થનમા હિંદુ સમાજમા સ્ત્રીની વામાંગ તરીકે અને પુરુષની સ્વામી તરીકે થતી ગણનાને તેઓ આગળ ધરે છે. નર્મદે રાગવૃત્તિને વધતી જોઈને વિરાગનો બોધ કર્યો હતો તેને નવલરામ 'નકામું પાણી વલોવવા જેવું' કહે છે.‡ નવા જ્ઞાન બુદ્ધિ, ભાવ, વૃત્તિ ને પ્રતીતિ એ સંધળાં આપણી જૂની વાતોથી વિરુદ્ધ છે અને પોતાનું અમલમાં

* જુઓ 'નવલગ્રંથાવલિ' (તારણ), પૃ. ૪૬૮
† એજન, પૃ. ૪૭૦–૪૭૫
‡ એજન, પૃ. ૪૭૪

આણુવા તનવાર પકડી ઊભા રહેલા છે એમ કહીને છેલ્લે તેઓ પ્રશ્ન કરે છે કે 'આવા વિરલ યોગાનુયોગે સુધારો ઊભો થાય ને ઉચ્છેદક રૂપ પકડે એમાં શું આશ્ચર્ય?'* આમ, ઉચ્છેદક સુધારાનું મૂળ બતાવતાં, જ્યાં સુધી અંગ્રેજી કેળવણી છે ત્યાં સુધી સુધારો રહેવાનો એવું પ્રતિપાદિત કરવા ઉપરાંત નવલરામે તેનો તાત્ત્વિક વિચાર કર્યો નથી. નવલરામે આ સુધારાનું પ્રતિહાસરૂપ અધૂરું વિવેચન લખ્યું તે જ અરસામાં જુવાન મણિલાલે મુંબઈના 'ગુજરાતી સોશિયલ યુનિયન'માં સુધારાનો જુદી જ ઢબે વિચાર કરીને વિધવાવિવાહની ચર્ચા ચલાવી હતી ને જૂની આર્ય સંસ્કૃતિના પ્રકાશમાં નારીપ્રતિષ્ઠાનો આદર્શ રજૂ કર્યો હતો

નવલરામે દર્શાવેલાં ઉચ્છેદક સુધારાનાં ૭ લક્ષણોની સામે મણિલાલે સંરક્ષક સુધારાનો પક્ષ મૂક્યો છે. તેમણે 'જગતના સામાન્ય જ્ઞાન'નો અસ્વીકાર કર્યો નથી, પણ આત્મજ્ઞાનનું સર્વોપરિ મહત્ત્વ સમજાવ્યું છે. 'બુદ્ધિવાદ'ની ઉપેક્ષા કર્યા વિના શાસ્ત્રપ્રામાણ્યનો પુરસ્કાર કર્યો છે અને 'જનસામાન્યભાવ'ને સ્થાને વિશાળ ઐક્યભાવનો ઉપદેશ કરીને અદ્વૈત સિદ્ધાન્તને સુધારાના હૃદયમાં સ્થાપવાનો પ્રયત્ન કર્યો છે. નવલરામે બતાવેલા 'જનવિરોધભાવ'ને મણિલાલ અધિકારક્રમ અનુસાર સમજાવે છે. રાજકીય સ્વાતંત્ર્યની ભાવનાને મણિલાલ ઉમળકાભેર આવકારે છે; પણ વ્યક્તિસ્વાતંત્ર્યના સૂરને તેઓ સ્વાર્થી અને અહંતાવાદી નીતિના સૂચનરૂપ ગણે છે. સ્ત્રીપુરુષસમાનતાનો સિદ્ધાન્ત તેમને માન્ય નથી. ઉભયના પ્રકૃતિભેદનું પૃથક્કરણ કરીને તેઓ સ્ત્રી અને પુરુષને એકબીજાનાં પૂરક તરીકે સ્થાપી બતાવે છે. સ્ત્રીવિષયક પ્રાચીન ભાવનાને પુનર્જીવિત કરીને મણિલાલે તેને વામ એટલે મૃદુ

* ન ગ્રં., પૃ ૪૭૫

અંગ રૂપે ઘટાવી છે. વળી તેમના ઉપદેશનું ધ્રુવ સૂત્ર નિગમ એટલે કે પ્રવૃત્તિમાં નિવૃત્તિ છે. સમષ્ટિભાવનાને સતત લક્ષમાં રાખીને સર્વકલ્યાણ સાધવાના ઇષ્ટ હેતુને સિદ્ધ કરવા સારુ કેવળ પરમાર્થ-ભાવના ગ્રહણ કરવાનો બોધ તેમણે કર્યા કર્યો છે. તેઓ પ્રારબ્ધને માને છે, પણ કર્તવ્યપ્રેરક ભાવના તરીકે સિદ્ધાન્તનું ઉદ્‌બોધન કરીને પરમાર્થને વિશેષ મહત્ત્વ આપે છે. પારમાર્થિક સુખનો વિચાર રાખીને તદનુસાર શુદ્ધ આચાર પાળવાની તેમણે વારવાર હિમાયત કરી છે. ટૂંકમાં, મણિલાલનો સુધારાવિષયક ઉપદેશ તત્ત્વતઃ ધર્મોપદેશ જ બની રહે છે. ઉચ્છેદક સુધારામાં બાહ્ય દૃષ્ટિ પ્રધાનપદ પામી હતી, તો મણિલાલે સમજાવેલ ગૃહધર્મ અને સમાજધર્મમાં મુખ્યત્વે આંતરદૃષ્ટિ કામ કરે છે. ધર્મને જીવિતના કેન્દ્રમાં રાખનાર મણિલાલનો સુધારાવિષયક વિચાર સહેજે તત્ત્વજ્ઞાનનું સ્વરૂપ ધારણ કરે છે.

મણિલાલનું આ કાર્ય ઉત્તર નર્મદની સાથે જોડાઈ જાય છે એ ખરું, પણ તેમના પર નર્મદની અસર પડી હતી, યા તો બીજા કોઈના અનુસરણ રૂપે તેમણે સંરક્ષક વિચારશ્રેણીને અપનાવી હતી એમ કહેવું તે અન્યાય્ય છે. સુધારકોની સામે મોટાઈ મેળવવા અને અનુયાયીઓ દ્વારા વાહવાહ કહેવરાવવા સારુ મણિલાલ સુધારા વિરુદ્ધ ઊભા હતા એવી સ્પષ્ટ યા અસ્પષ્ટ માન્યતા સુધારક વર્ગમાં પ્રચલિત હતી.* પણ તે વાત સાચી નથી. અગાઉ જોયું તેમ, પૂર્વ-

* 'ભદ્રંભદ્ર'માં તેમજ મણિલાલ-રમણભાઈ-વિવાદોમાં આના પડઘા અનેક સ્થળે પડેલા જોવા મળે છે. નમૂના તરીકે 'ભદ્રંભદ્ર' માં વલ્લભરામને ઉદ્દેશીને કહેવા નીચેના શબ્દો જુઓ "વલ્લભરામ, આજકાલ તો ગુજરાતમાં આર્ય પક્ષ તમારા વડે જ દીપી રહ્યો છે. બોલનાર, લખનારા બીજા છે, પણ વિદ્વત્તાભરેલી દલીલો આપી આર્ય પક્ષનું સમર્થન તમે જ કરી શકો છો. (પૃ. ૧૬૨)

પશ્ચિમના તત્ત્વજ્ઞાનના પોતે કરેલા તલસ્પર્શી અને તુલનાત્મક અભ્યાસથી તેમનું સુધારાવિષયક દૃષ્ટિબિંદુ ઘડાયું હતું. બીજાઓની માફક મણિલાલ પણ પહેલાં નાસ્તિક હતા. પોતાની મેળે મનન કરીને તેમણે પોતાના ચિંતનમાંથી સુધારાવિષયક નિર્ણયો તારવેલા છે. ખરું જોતાં, એમને પત્ની તરફથી એટલું દુઃખ હતું કે સુધારક થવાનું વલણ તેમનામાં જાગે તો તે સ્વાભાવિક ગણવું જોઈએ. પણ તેમ થવાને બદલે સમકાલીન સુધારાની તાત્ત્વિક સમીક્ષા કરવાની તેમને પ્રેરણા થઈ તે તેમની શુદ્ધ ધર્મજિજ્ઞાસા અને દૃઢ તત્ત્વનિષ્ઠા બતાવે છે.

જે વખતે રાજકીય સુધારો પહેલો કે સાંસારિક સુધારો એ પ્રશ્ન ચર્ચાતો હતો તે વખતે મણિલાલે એ બન્નેના મૂળમાં રહેલા ધર્મના સુધારાને અગ્રસ્થાન આપવાનું દૃષ્ટિબિંદુ મૂક્યું હતું. કેવળ નવીનને કે પ્રાચીનને સ્વીકાર્ય ગણવાને બદલે ઉભયથી પર એવા અવિકૃત સત્યને લક્ષીને તેમણે સંસારસુધારાનું મૂલગત તત્ત્વ શોધવાનો પ્રયત્ન આરંભ્યો હતો. તેમ કરવામાં માનવ સ્વભાવ અને ઇતિહાસનો તેમણે માર્ગદર્શક પ્રમાણ તરીકે સ્વીકાર કર્યો હતો. આ દૃષ્ટિએ સંસાર અને રાજ્યના પાયામાં રહેલ ધર્મતત્ત્વના નિર્ણયનો સુધારાને અંગે નિર્દેશ કરતાં તેઓ લખે છે :

"આ જગતમાંની એક વાત લેવી ને બીજી પડતી મૂકવી એને અમે સુધારો કહેતા નથી. માણસના પોતાના સ્વભાવનું પૃથક્કરણ કરી જોતાં, તેના સ્વભાવથી જે તેનું ખરું સુખ ઠરતું હોય તે સુખ તરફ, જેટલે દરજ્જે જે વાત ઉપકારક હોય, તેટલે દરજ્જે તે સારી કહી શકાવી જોઈએ." * "જેવો પરમ સુખનો આકાર તેવી જ માણસોની પ્રવૃત્તિ ...જેવી પ્રવૃત્તિ તેવો જ સંસાર અને

---

* સુ. ગ., પૃ. ૭૬૫

રાજ્યધર્મ પણ. જ્યારે ધર્મસ્વરૂપ નક્કી થાય ત્યારેજ પ્રવૃત્તિ એટલે સંસાર અને રાજ્યનું રૂપ બાંધી શકાય." *

પછી એજ ભૂમિકા ઉપર તેઓ સુધારાનું પોતે માનેલું તત્ત્વ અને સ્વરૂપ સ્પષ્ટ કરી આપે છે. તેઓ કહે છે:

"સુધારાનો અર્થ હું મારે પોતાને માટે એટલો જ માનું છું કે ઘણા માણસોની જે પ્રકારે એકતા થાય અને તેથી આખા સમૂહની ઉત્તરોત્તર કાર્ય સાધવાની શક્તિ વધે એવાં જે સાધનો, સાહિત્યો, વિચારો ઇત્યાદિ હોય તે સુધારો છે. સુધારાનું તત્ત્વ હું ઐક્ય, એકતા, સંપ એમાં સમજું છું...નાતો તોડી નાખવી, લગ્નની મર્યાદાનું ઉલ્લંઘન કરવું, મિશ્ર વ્યવહાર ચલાવવો, એ આદિ સુધારા કેવલ શરીરસંબંધનાજ સુધારા છે. એ વાતો નજ કરવી, કે થાય તો પણ અનિષ્ટ છે એવું હુ કહેતો નથી, પણ સુધારો એથી જ થતો નથી, સુધારાનું એ ચિહ્ન પણ નથી. સુધારો તો મન અને મનનું ઐક્ય થાય, વિચાર અને વિચારનું ઐક્ય થાય, કર્તવ્ય અને કર્તવ્યનું ઐક્ય થાય, સર્વનું લક્ષ એકની એક ભાવના ઉપર રહે, એવો વખત આવે ત્યારેજ થાય છે એમ હું માનુ છું."†

આમ, પોતાની પ્રિય અભેદભાવનાને મણિલાલે સુધારાના તત્ત્વ રૂપે ઘટાવી આપી છે. 'તમારે સુધારો કરવો હોય તો આ અભેદભાવનાને વધારો, અને સમજો અને સમજાવો, એનું અતિ ઉચ્ચ સ્વરૂપ આગળ ધરી પ્રાણાર્પણ કરવા સુધીની એની ભક્તિ સર્વના હૃદયમાં ઉપજાવો' એમ તેમનું મુખ્ય ઉદ્‌બોધન છે. જે વસ્તુથી મનુષ્ય મનુષ્ય વચ્ચેના વિચાર, લાગણી કે આવેશમાં ભેદ

* સુ. ગ., પૃ. ૩૬૬

† એજન, પૃ. ૩૭૦-૩૭૧

પડે તે તમામ તેમને મતે 'ખોટી ને હાનિકારક કુધારારૂપ' છે. જેનાથી ધર્મમાં નવા અને નકામા પંથ પડે તે ધર્મને, જેનાથી સમાજમાં નવા નવા ફાંટા પડે તે સમાજને અને જેનાથી રાજ્યમાં નવા નવા પક્ષ ઊભા થાય તે રાજ્યને હાનિકારક છે એમ તેઓ ભારપૂર્વક જણાવે છે. તેઓ કહે છે કે 'મતભેદ એ વાત કોઈ પણ દેશની વિદ્યાસમૃદ્ધિની સૂચક છે. પણ મતભેદને સહન ન કરતાં દ્વેષ અને ભેદ વધે એ તે દેશના કુધારાનું પ્રથમ અને મુખ્ય લક્ષણ છે.'* આ અભેદભાવના ભારતના જ નહિ, સર્વ દેશના પ્રાચીન ધર્મોમાં રહેલી છે. તેનો બિગાડ થવાથી કુધારો વધ્યો છે. તેની પુનઃ પ્રતિષ્ઠા થાય તેમાં ગુજરાતનો કે હિંદુસ્તાનનો જ નહિ, પણ આખી દુનિયાનો સુધારો છે એમ મણિલાલ ગંભીરપણે માનતા હતા.

આ ભાવનાને કેન્દ્રમાં રાખીને તેમણે સર્વ સામાજિક પ્રશ્નોની વિચારણા કરી છે. 'નારીપ્રતિષ્ઠા'થી તેનો આરંભ થયો હતો. લગ્ન સમાજસુધારાનો પ્રાણ પ્રશ્ન હતો. મણિલાલ તેમના પુરોગામી તેમજ સમકાલીન સુધારકોની માફક બાળલગ્નને તિરસ્કારતા હતા. સ્ત્રીકેળવણીની તેમણે નિઃસંકોચ હિમાયત કરી હતી. જ્ઞાતિબંધનો પણ તેમને ઈષ્ટ નહોતાં. સુધારાની લગભગ બધી જ કલમો તેમની અદ્વૈતભાવનાને ઘણે અંશે માન્ય હતી. વિધવાવિવાહનો પ્રશ્ન એક જ એવો હતો, જેમાં સુધારાવાળા સાથે તેમને મતભેદ પડ્યો હતો. તેઓ સ્ત્રીપુરુષસ્વભાવભેદને સૌપ્રથમ આગળ ધરીને એ પ્રશ્નની ચર્ચા આરંભે છે. તેઓ સ્ત્રીને પોષક શક્તિ ને પુરુષને ઉત્પાદક શક્તિ તરીકે ગણાવીને બન્નેના શારીરિક અને માનસિક બંધારણમાં રહેલો ફરક તારવી બતાવે છે. સ્ત્રીની શરીરરચના એવી છે કે તે બહારનાં કઠોર શ્રમવાળાં કામ ન કરી શકે; પુરુષ બહારના કામ માટે નિર્મિત છે. બાળ-ઉછેર સ્ત્રીનું મુખ્ય કામ છે. તેથી તેનું માનસિક બંધારણ

* સુ. ગ, પૃ. ૩૦૪

શાંત, પ્રફુલ્લ અને આનંદી અસર ઉત્પન્ન કરે તેવુ હોય તે સ્વાભાવિક છે. સ્ત્રીની રસેન્દ્રિય પુરુષ કરતાં વિશેષ તીવ્ર હોવાથી તે પ્રેમવૃત્તિમાં પુરુષ કરતાં ચડિયાતી છે. સ્ત્રીની માતા તરીકેની મહત્તા રસેન્દ્રિય કેળવવામાં રહેલી છે. 'પુરુષ શારીરબલપ્રધાન છે, સ્ત્રી માનસિકબલપ્રધાન છે' એમ કહીને મણિલાલ બન્નેને એક બીજાનાં પૂરક તરીકે સ્થાપે છે. વળી પ્રત્યેક મંડળની નીતિનું યંત્ર સ્ત્રી છે એટલે સ્ત્રીના રક્ષણની જવાબદારી પુરુષની છે. *

પ્રેમ દ્વારા પરમ પ્રેમમા લઈ જનારી નારીને સનાતન ધર્મ-નીતિ અનુસાર શિક્ષણ આપવાની મણિલાલે સાવેશ હિમાયત કરી છે, એટલુ જ નહિ, તેને અંગે તેમણે એક સુંદર યોજના પણ ઘડી કાઢી હતી. કર્મજ્ઞાન, વ્યવહારજ્ઞાન, નીતિજ્ઞાન અને ધર્મજ્ઞાન તેમણે સમજાવેલ નારીશિક્ષાના સિદ્ધાંતના મુખ્ય અગ છે. સ્ત્રીના ભરણ-પોષણની જવાબદારી પુરુષની હોવાથી તેને વેપાર, યંત્રશાસ્ત્ર વગેરે ધંધા શીખવાની જરૂર તેમણે બતાવી નથી. પણ ગૃહ-ઉદ્યોગોની જાણકારીની તથા વિદ્યાભ્યાસની સ્ત્રીઓ માટે તેમણે ખાસ ભલામણ કરી છે. વ્યવહારજ્ઞાન એટલે જાતસુધારણા તેમજ સગાસંબંધી અને જગત પ્રત્યેના કર્તવ્યની સમજદારી. પ્રત્યેક કન્યાએ ભાષા, ગણિત, ઇતિહાસ, શારીરવિદ્યા, ઔષધવિદ્યા, માનસશાસ્ત્ર અને વ્યવહારુ અર્થશાસ્ત્ર એટલા વિષયોનો અભ્યાસ તો કરવો જ જોઈએ એમ મણિલાલનો આગ્રહ છે. ખરું નીતિજ્ઞાન પાઠ ગોખાવવાથી કે મારના ભયથી નહિ, પણ માબાપ-શિક્ષકાદિ વડીલોના આચારથી જ મળે એમ તેમણે ભારપૂર્વક કહ્યું છે. ધર્મજ્ઞાનનુ મહત્ત્વ સૌથી વિશેષ છે. પ્રવૃત્તિમાત્રનો હેતુ નિશ્ચિત કરવામા અને તેનો અનુભવ—પરમાત્મભાવ અને પરમાનંદ—કરાવવામાં ધર્મજ્ઞાન જ સહાયભૂત છે પ્રેમાદિ વૃત્તિનો ક્રમિક વિકાસ સાધીને વિદ્યાર્થિની જાતે જ ધર્મજ્ઞાન પામે

* 'મણિલાલના ત્રણ લેખો' (ગુ. વિ. સભા), પૃ ૨૧૭-૨૨૮

તેવી યોજનાની શિક્ષણક્રમમાં ગોઠવાઈ થવી જોઈએ. આમ, અન્યોન્ય-વિચારગ્રહણાર્થે ભાષાજ્ઞાન પ્રાપ્ત કરીને બુદ્ધિને ઉત્તેજક તેમજ નીતિવર્ધક, ધર્મયુક્ત, પ્રેમપોષક જ્ઞાન સ્ત્રીના યોગ્ય સંસ્કારઘડતરને માટે મણિલાલે આવશ્યક ગણ્યું છે.*

સમાન કેળવણી પામેલા પુરુષ સાથે સ્ત્રીનું લગ્ન તેઓ ઇષ્ટ ગણે છે. લગ્ન વખતે પુરુષની માફક સ્ત્રી પણ સુસંગતિ ને સદ્બોધ-યુક્ત શિક્ષણ પામેલી હોવી જોઈએ; નહિ તો તે માતૃધર્મ અને પત્નીધર્મ યથાયોગ્ય બજાવી શકે નહિ. પારકાંને પોતાનાં કરવાની કેળવણીની સાથે સાથે ભૂતમાત્રને આત્મવત્ ગણવાનો હૃદયવિસ્તાર કેળવવી એ પરિણયનની ઉચ્ચ ભાવના છે. લગ્નમા વય, જ્ઞાન અને ઇચ્છા એ ત્રણ બાબતો પર લક્ષ આપવાનું તેઓ કહે છે. તેમણે પુરુષને માટે લગ્નને યોગ્ય ઉંમર પચીસ વર્ષની ને સ્ત્રીને માટે સોળ વર્ષની ગણી છે.† પ્રેમ એ જ લગ્નનો નિયમ છે. ચાર આશ્રમની યોજના પણ તેને ઉપકારક છે. માણસ માણસનો સમાગમ ઉપજીવિકા કે પશુવૃત્તિના સંતોષ અર્થે નથી, પણ ધર્મપ્રેમવૃત્તિના સંતોષ માટે છે એમ બતાવીને મણિલાલ લગ્નને અખંડ કરાર રૂપે નહિ, પણ પવિત્ર ગ્રંથિ તરીકે ઓળખાવે છે. વડીલોની શુભેચ્છા ને આજ્ઞા આર્ય કુટુંબમાં શિરોવંદ્ય છે, પણ તેની સાથે પરણનાર સ્ત્રી અને પુરુષની પરસ્પર અનુમતિ આવશ્યક છે. વરની પસંદગી અમુક પેટાજ્ઞાતિ કે વર્તુલમાથી જ કરવાને બદલે વિશાળમાં વિશાળ સમૂહમાંથી કરવાનું તેઓ સૂચવે છે આ બાબતમાં ચાર વર્ણોની મર્યાદા જાળવવા ઉપરાંત તેઓ બીજા કશા બંધનનો સ્વીકાર કરતા નથી. વળી ઊંચા કુળની પસંદગી કરતી વખતે જન્મની કુલીનતા જોવા કરતાં વિદ્યા, ધન, સુશીલતા ઇત્યાદિ ગુણોવાળા કુટુંબને કુલીન

* 'ત્રણ લેખો', પૃ ૨૨૮–૨૪૨
† 'એજન', પૃ ૨૪૩

ગણવાની તેમણે હિમાયત કરી છે.* નથી લાગતું કે મણિલાલનો લગ્નવિષયક સિદ્ધાંત ઉદાર છે?

આ આદર્શને અનુસરીને જેણે લગ્ન કરેલાં હોય તેને માટે તેમણે પુનર્લગ્ન નિષિદ્ધ ગણ્યાં છે. વિધવાને માટે વિવાહ કરવાના ત્રણ મુખ્ય હેતુ છે: ઉપજીવિકા, બાળકોની સંભાળ અને વિષયલાલસા. આ ત્રણે માણસ અને પશુ બન્નેમાં જોવા મળે છે. તેમ એ બન્નેનો વિભાજક ગુણ છે. યોગ્ય શિક્ષણ પામેલી સ્ત્રીને કંઈ ને કંઈ ઉપજીવિકાનું સાધન સમાજમાંથી મળી રહેવું જોઈએ અને નિરાધાર વિધવાને સમાજે આશ્રય આપવો જોઈએ. પણ તેને પશુવૃત્તિને ઉત્તેજવાની ફરજ પાડવી ન જોઈએ. એક અચલ લગ્નની પવિત્ર ભાવના પુનર્લગ્નથી ખંડિત થાય છે. પશુવૃત્તિને સંયમમાં રાખીને વિશાળ પ્રેમભાવ કેળવવાનો હેતુ પણ તેનાથી માર્યો જાય છે. જે દેશોમાં પુનર્લગ્નની છૂટ છે ત્યાં પણ પુનર્લગ્ન ન કરવામાં પ્રતિષ્ઠા મનાય છે છૂપો અનાચાર અટકાવવા સારુ પ્રસિદ્ધ અનાચારનો માર્ગ બાંધી આપવા કરતાં અનાચાર ન કરે તેવો ઉપદેશ કાં ન કરવો? આમ દલીલ કરીને, મણિલાલે કેવળ વિધવાવિવાહનો જ નહિ પણ વિધુરના પુનર્લગ્નનો પણ વિરોધ કર્યો છે.†

અહીં સમજાવેલો લગ્નનો આદર્શ સમાજમાં પળાતો ન હોય, જ્યાં બાળલગ્નની પ્રથા પ્રચલિત હોય, જ્યાં લગ્નની ભાવનાનો કક્કો પણ બાળાઓ જાણતી ન હોય અને જ્યાં ઇચ્છા કે સંમતિનો અનાદર થતો હોય ત્યાં વૈધવ્યનો ભોગ બનેલી બાળાઓને પુનર્લગ્નથી વંચિત રાખીને મરણ પર્યન્ત દુઃખમાં સબડવા દેવી?—એવો પ્રશ્ન કરનારને મણિલાલે આપેલો ઉત્તર તેમનું પુનર્લગ્નવિષયક દૃષ્ટિબિંદુ વિશેષ સ્પષ્ટ કરે છે. તેઓ કહે છે:

* 'ગુલ શેખ', પૃ ૨૪૭-૨૪૮

† 'એજન', પૃ. ૨૫૧-૨૫૯

"विषस्य विषमौषधम् થવા દો; આવાં દુઃખને માટે પુનર્લગ્ન પણ થવા દો, આમ કહેનારા પારકી દાઝ જાણનારા દયાશીલ જનસમૂહને અમે સર્વાંશે અનુમોદન આપીએ છીએ; પણ એટલું જ કે અમારો ખરો માર્ગ તો કહ્યું તેમ લગ્ન કરી વૈધવ્ય ધર્મ પાળવો તે જ અને અમારી દુર્વૃત્તિને લીધે, અમારી નિર્બળતાને લીધે લેવો પડેલો પણ ક્ષમાયોગ્ય અને સર્વેએ સહન કરવા યોગ્ય રસ્તો પુનર્લગ્ન." *

મણિલાલે સૈદ્ધાન્તિક દૃષ્ટિએ પુનર્વિવાહનો વિરોધ કર્યો હતો. પણ અનિવાર્ય સંજોગોમાં તેનો જ્યાં અપવાદ રૂપે આશ્રય લેવામાં આવે ત્યાં તેમણે તિરસ્કાર નહિ, પણ ક્ષમા અને સહાનુભૂતિની દૃષ્ટિએ જોવાનું વલણ બતાવ્યું છે તે તેમના સુધારાવિષયક વિચારોની ટીકા કરનારે લક્ષમાં રાખવાની જરૂર છે.

આમ, મણિલાલની સુધારક દૃષ્ટિ આંતરિક એટલે કે હૃદય અને ચારિત્રના સુધારા ઉપર એકાગ્ર થયેલી હતી તે સ્પષ્ટ છે. સુધારાવાળાઓ એનાથી ઊલટો ક્રમ અખત્યાર કરીને બહારના સુધારાથી આરંભ કરીને–એટલે કે નાતજાતનાં બંધનો તોડીને, સ્ત્રીના સમાન હકની વાત કરીને અને વ્યક્તિસ્વાતંત્ર્યનો વાદ ઉઠાવીને આંતરિક સુધારા—એટલે કે નીતિશુદ્ધિ, ધર્મશુદ્ધિ અને જીવનની ભાવનાશુદ્ધિ—તરફ વળવાનું કહેતા હતા તે મણિલાલના તત્ત્વજ્ઞાનને માન્ય નહોતું. તેમના અદ્વૈત સિદ્ધાંતમાં સંયમને પ્રાધાન્ય મળતું હોવાથી તેમણે નવીનોની ઉચ્છૃંખલતા અને સ્વાર્થપરાયણતાને વખોડી કાઢી છે. તેમણે ધર્મદૃષ્ટિને સુધારીને તે મુજબ આચારો ફેરવવાનો બોધ કર્યો હતો. તેમને મતે ધર્મસુધારણા એટલે જુદા જુદા ધર્મોમાંથી પોતાને અનુકૂળ કલમો ગોતી કાઢીને નવો ધર્મ ચલાવવાની નહિ, પણ આગળ જોયું

* સુ ગ, પૃ ૩૨૮

તેમ, પ્રાચીન ધર્મભાવનાની સમુદ્ધારક પ્રવૃત્તિ હતી. એટલે તો તેમણે સમાજના બંધારણ અને સ્ત્રીપુરુષસંબંધ પરત્વે જડ થઈ ગયેલી રૂઢ પ્રણાલિકાઓને તત્ત્વનો સ્પર્શ આપીને સુધારવાનો પ્રયત્ન કર્યો હતો. નર્મદના કાર્યના અનુસંધાનમાં પોતાની પ્રવૃત્તિનો ઉલ્લેખ કરતાં મણિલાલે 'હાલનો જમાનો જૂના સુધારાને મૂકીને કાંઈક હિંદુ ધર્મની છાયા હોય તેવા સુધારા તરફ વળે છે' એમ કહ્યું હતું તે પણ આ હેતુને અનુલક્ષીને જ. સમાજ અનેક વ્યક્તિઓનો બનેલો છે એમ કહેવાને બદલે તેઓ પ્રત્યેક વ્યક્તિને અખંડ શરીરરૂપ સમાજના અંગ તરીકે ઓળખાવે છે અને હકને બદલે કર્તવ્યને આગળ ધરે છે. સમાજજીવનના દરેક પ્રશ્નને હલ કરવામાં તેઓ આ દૃષ્ટિથી જ દોરાય છે.

પોતે માનેલા સુધારાનો ઉપદેશ કરતા મણિલાલે સુધારક ગણાતા વર્ગની વિચારશ્રેણીનો વિરોધ કર્યો હતો તેની સાથે પ્રાચીન વહેમો અને રૂઢિઓની પણ ટીકા કરી હતી. આને લીધે નવીનોની માફક પ્રાચીનપંથીઓનો રોષ પણ તેમના પર ઊતર્યો હતો. **'सत्यं पर धीमहि'** એ મણિલાલનો ધ્યાનમંત્ર હતો. 'પ્રાચીન અને નવીનનો ભેદ માની' 'એકને વળગવા કે બીજાને પરહરવા' તેઓ પ્રવૃત્ત થતા નથી. "મારે આમાનો એકે પક્ષ 'મારો' નથી, સત્ય જે જણાય તેનો 'હું' છું. વહેમ, ઢોંગ, અનાચાર, કુટિલતા એ બધાંને ઉભય પક્ષમાંથી તજવાનાં છે, ઉભયમાં સત્ય છે, તે નિષ્પક્ષપાતથી સંયોજી પરમ સત્યનો આકાર સમજવાનો છે" એમ તેમણે કહ્યું છે તેમા ઘણો સત્યાંશ છે. પ્રાચીન અને નવીન બંનેનું અવલોકન કરીને ઉભયના સારતત્ત્વ રૂપે પોતાનું તાત્ત્વિક દૃષ્ટિબિંદુ તેઓ રજૂ કરે છે. પરદેશગમન, સ્ત્રીકેળવણી, લગ્નમાં સ્ત્રીપુરુષની સંમતિ, બાળલગ્ન, કન્યાવિક્રય તથા જ્ઞાતિભેદનો નિષેધ વગેરે સુધારાઓ સુધારકોની માફક મણિલાલે પણ ઇચ્છયા હતા,

એટલું જ નહિ એ બધાને તેમણે ઉત્સાહ પ્રબોધ્યા પણ હતા.* શ્રી આનંદશંકર ધ્રુવ વાજબી રીતે જ પૂછે છે કે "આવા ઉત્સાહી અને પ્રૌઢ સુધારાના લખાણો એક પણ 'સુધારાવાળા'ની કલમથી નીકળેલા બતાવશો?"† પશ્ચિમનું અનુકરણ કરીને પ્રાચીનનો સદંતર નાશ કરવા નીકળેલા નવીનોને મણિલાલે પ્રાચીનના અનેક પ્રકાશો બતાવીને અટકાવ્યા હતા, તો બીજી તરફ જૂની વિચારસરણીના લોકોને વહેમ અને રૂઢિનો ત્યાગ કરીને સત્યાસત્યનો વિવેક કરવા પ્રેર્યા હતા. નવીનોની માફક એકાકાર વર્ણવ્યવહાર તેમને માન્ય હતો, પણ ચાલતી જ્ઞાતિવ્યવસ્થા ગુપ્ત રીતે તોડવામાં એમની બિલકુલ સંમતિ નહોતી. વહેમમાત્ર તેમને ત્યાજ્ય હતા, પણ 'વહેમ' શબ્દનો નવીનોએ કરેલો અર્થ એમને ગ્રાહ્ય નથી. દાન કરવાથી કે બ્રાહ્મણ જમાડવાથી પાપ ટળે એ વાતને તેઓ નવીનોની માફક ખોટી માને છે, પણ કર્મનો નિયમ અને પ્રારબ્ધાદિવ્યવસ્થાને તેઓ સ્વીકારે છે. નિરાકાર અપરોક્ષ જ્ઞાનને જ તેઓ પૂર્ણ તત્ત્વ ગણે છે, પણ સાકાર મૂર્તિની ઉપાસનાનો અનાદર કરતા નથી. દેહદમન અને કષ્ટક્રિયાનો પુરસ્કાર નહિ કરવા છતાં તેઓ ચેતન અને મનોબલની પૂર્ણ સત્તા તથા રાજયોગનું અસ્તિત્વ સ્વીકારે છે. પ્રેતાવાહનને ખોટું, તરકટ, જૂઠું, ભ્રમ કહેવામાં 'રસ' ધરાવનાર, નવીન પંથના આચાર્ય, પ્રો. હક્સલીની તેની ખાતરી કરાવતી વખતે વ્યક્ત થતી ઉદાસીનતા તેમને અનાદરણીય છે, તેમ

* જુઓ 'બાળલગ્ન' (સુ. ગ., પૃ. ૩૨૨), 'સુધારો' (સુ. ગ., પૃ. ૩૫૪), 'નવીન અને પ્રાચીન' (સુ. ગ., પૃ. ૩૭૫), 'પ્રાચીન અને નવીન' (સુ. ગ., પૃ. ૩૮૦), 'એક આવશ્યક સ્પષ્ટીકરણ' (સુ. ગ., પૃ. ૩૮૫), 'જૂના રિવાજ ખોટા છે?' (સુ. ગ., પૃ. ૩૮૮) અને 'જ્ઞાતિબંધન નીતિને પુષ્ટિ આપનારું છે?' (સુ. ગ., પૃ. ૪૦૧)

† 'સાહિત્યવિચાર' (બીજી આ.), પૃ. ૩૮૦

બ્રાહ્મણને વિષ્ણુનું મુખ ગણીને તેના વચનને વેદવાક્ય માનનાર પ્રાચીનો પ્રત્યે પણ તેમને અણગમો છે.* નવીનતા અને પ્રાચીનતાનું તેમણે કરેલું પૃથક્કરણ એમના આ મધ્યમાર્ગી વલણમાં ગૌરવ અને ઉદારતા પૂરે છે. તેઓ કહે છે:

"નવીનતા એ પૌરુષ, પરાક્રમ, સાહસ, સ્વાતન્ત્ર્યનો માર્ગ છે પ્રાચીનતા આલસ્ય, સ્થિરતા, જડતા, પારતન્ત્ર્યનો માર્ગ છે. ઉદ્યોગ અને પ્રારબ્ધનો જેવો વિરોધ છે તેવો નવીનતા અને પ્રાચીનતાનો વિરોધ છે. નવીનતા લાવે છે, પ્રાપ્ત કરે છે, ઉપજાવે છે; પ્રાચીનતા પોષે છે, સાચવે છે, સંગ્રહે છે. વાસ્તવિક દૃષ્ટિથી જોઈએ તો પ્રાચીનતા અને નવીનતાનો વિરોધ નથી ઉભયે પ્રત્યેક વ્યક્તિમા સ્વભાવસિદ્ધ છે, અને આવશ્યક છે. વિશ્વનો નિર્વાહ જ તેમના યોગ વિના થાય નહિ. યોગક્ષેમના નવીનતા અને પ્રાચીનતા બે અગ છે"†

વર્તમાન કે ભવિષ્યને સમજી, કર્તવ્યની શોધ કરવાનો જે ઉન્નતિનો માર્ગ છે તે ધ્યાનમાં લઈ, પ્રાચીન કે નવીનનો આગ્રહ કરવાનો વિચાર તેમણે રાખેલો હતો. અને એ ધોરણે જ મણિલાલે 'અમારા હૃદયની પ્રીતિ હાલના પ્રાચીન પક્ષ કરતાં હાલના નવીન પક્ષ ઉપર વધારે છે' એમ કહ્યુ હતું.‡

નવીનોની વિચારશ્રેણી પ્રત્યે મણિલાલે દાખવ્યુ હતું તેટલું સહિષ્ણુ વર્ણન નવીનોએ તેમના તરફ બતાવ્યું નહોતું. વિધવા-વિવાહ તથા લગ્નના સંમતિવયનો કાયદો કરાવવા અગેની સુધારકોની હીનચાલે મણિલાલને તેમની સાથે લાંબા વિવાદમાં ઊતરવાની ફરજ પાડી હતી. શ્રી. બહેરામજી મલબારીએ ૧૮૮૬ થી ૧૮૯૧

* સુ ગ પૃ ૩૮૬–૩૮૭
† એજન, પૃ. ૩૭૬
‡ એજન, પૃ ૩૮૫

દરમ્યાન વિધવાવિવાહ માટે કાયદો કરાવવા તથા હિંદુ કાયદામાં લગ્નનું સંમતિવય વધારવા માટે આંદોલન ઊભું કર્યું હતું, જેનો પડઘો આખા દેશમાં ફેલાવા ઉપરાંત 'વિલાયતનાં વગદાર મંડળો' સુધી પહોંચ્યો હતો. મલબારીના આ પ્રયત્નનો મણિલાલે તેમજ દેશભરના સનાતન મંડળે ઉગ્ર વિરોધ કર્યો હતો. વિધવા-વિવાહના કાયદા સામે મણિલાલની દલીલ એ હતી કે જ્યાં વિધવાવિવાહ હજુ 'કર્તવ્યતા રૂપે સિદ્ધ થવાની જ વાર છે' ત્યાં તે માટે કાયદો કરાવી 'હિંદુઓને માથે પથરો મુકાવવો' તે યોગ્ય નથી. એકબે કે સોપચાસ માણસોના સુખ માટે આખા જન-મંડળના શુદ્ધ સિદ્ધાન્તોને ધોકો પહોંચાડવો એ વાજબી નથી.* વિધવાવિવાહ માટે કાયદો કરાવવા અંગેનો મલબારીનો પ્રયત્ન થોડા વખતમાં જ નિષ્ફળ નીવડ્યો.

પછી તેમણે પીનલ કોડની ૩૭૫મી કલમમાં લગ્નયોગ્ય કન્યાનું વય ઓછામાં ઓછું દશ વર્ષનું હતું તે વધારીને બાર વર્ષનું કરાવવા માટે, તેમજ ચૌદ વર્ષ પહેલાં પરણેલી કન્યા પણ સાસરે ન જઈ શકે અને સગીર વય વટાવ્યા બાદ વરકન્યાને લગ્ન રદ કરવાની મરજી થાય તો તેમ કરવાની છૂટ આપે તેની કાયદામાં જોગવાઈ મેળવવા માટે હીલચાલ શરૂ કરી. આના પ્રતીકારરૂપે મણિલાલે હિંદુ લગ્નનું તાત્ત્વિક સ્વરૂપ સમજાવતા લેખો લખ્યા હતા. તેમના વક્તવ્યના મુખ્ય મુદ્દા નીચે મુજબ છે:

(૧) હિંદુઓનાં લગ્ન તે કરાર નથી પણ પવિત્ર ગાંઠ છે, ને તે કદાપિ છૂટે નહિ તેવી છે.

(૨) હિંદુ સમાજમાં એવો નિયમ તો છે જ કે લગ્ન ગમે તેટલી ઉંમરે થાય, પણ ગૃહસ્થજીવન તો ખરી યુવાવસ્થા પ્રાપ્ત થયા પછી જ આરંભાય.

* સુ ગ, પૃ. ૪૮૩

(૩) કન્યા ઋતુમતી થાય તે સમયમા કન્યાને તેના પતિને સ્વાધીન કરવી જોઈએ એવો હિંદુ શાસ્ત્રોનો આદેશ છે.

(૪) હિંદુસ્તાન અને તેના જેવા બીજા દેશોની કન્યાઓના ઋતુકાલનો નિર્ણય ફ્રેન્ચ વિદ્વાન ડી કવેટ્રૂ ફેજીમકૃત 'Human Species'માં આપ્યો છે તે મુજબ, સહવાસ, હવામાન અને આહારની અસર પ્રમાણે ૧૦-૧૧ થી ૧૫-૧૬ વર્ષની ઉમર છે. 'જેમ જેમ સુધારો પ્રવર્તશે તેમ તેમ ઋતુકાલ વહેલો આવતો જશે, એટલે એ બાબતમાં અમુક વય એવો નિયમ બહુ જ નકામો, અગવડ ભરેલો તથા હાનિકારક છે.' આ બધું જોતાં આપણા જેવા ગરમ દેશને તો પીનલ કોડમાં દર્શાવ્યાં છે તે દશ વર્ષ જ માફક આવે.

(૫) આવી બાબતમાં કાયદાની જરૂર નથી કાયદો ગતિ પેદા કરી શકતો નથી, તે તો ગતિને નિયમી શકે છે.

લગ્ન થયા બાદ ઉચિત વયે વરકન્યાને લગ્ન પસદ ન હોય તો તે રદ કરી શકે તેને મણિલાલ 'ભયકર વાત' કહીને વખોડી કાઢે છે. લગ્ન થયા અગાઉ પરસ્પર સમાગમમાં રહેવું ને પછી ઠીક લાગે તો પરણવું એ રીતને તેઓ નાપસદ કરે છે. માબાપની પરીક્ષા તથા આજ્ઞાને તેમા તેમણે આવશ્યક ગણી છે. *

મલબારીએ ઊભા કરેલા આ સંમતિવયના કાયદાના આંદોલને આખા દેશમા ખળભળાટ મચાવી મૂકયો મુંબઈ, મદ્રાસ અને બંગાળામા અનેક સ્થળે સભાઓ ભરાઈ અને શાસ્ત્રાર્થ થવા લાગ્યા. મુબઈમા માધવબાગમા મળેલી સનાતની હિંદુઓની સભા સુધારાના ઇતિહાસમાં સૌથી વિશેષ પ્રસિદ્ધિ પામી ગઈ છે.

---

* 'રા. મલબારીનો છેલ્લો પ્રયત્ન.' (સુ. ગ., પૃ. ૪૦૨), 'ઋતુકાલ' (સુ. ગ, પૃ ૪૦૫), 'આપણું કર્તવ્ય' (સુ ગ, પૃ ૪૦૭).

પાચ હજાર કરતાં વધારે માણસોની મળેલી આ સભા તરફથી સરકારને સાફ જણાવવામાં આવ્યુ કે 'અમારાં (હિંદુઓના) લગ્ન સંબંધી રિવાજોમાં સરકારની મદદ અમારે જરા પણ જોઈતી નથી.' એ સભામાં ન્યાયમૂર્તિ તેલંગ હાજર રહ્યા હતા. તેમણે 'બાળલગ્ન અને વિધવાવિવાહની બાબતમાં સુધારાની જરૂર અમે સમજીએ છીએ, પણ તે અમારી મેળે જ કરી લઈશું'— એટલે સુધારો સૂચવ્યો હતો. સભાના કાર્યવાહકોની એ સુધારો સ્વીકારવાની ઇચ્છા હોવા છતાં ઘોંઘાટ અને અવ્યવસ્થાને કારણે તેમનાથી એમ થઈ શક્યું નહિ. * આ સભાનુ હાસ્યચિત્ર 'ભદ્રંભદ્ર'મા દોરીને રમણભાઈએ તેને ગુજરાતી સાહિત્યમાં ચિરંજીવ બનાવી દીધી છે.† સુધારક વર્ગે તેની હાંસી કરવામા બાકી રાખી નહોતી. માધવબાગની

---

* સુ ગ., પૃ ૪૨૩–૪૨૪

† 'ભદ્રંભદ્ર'નો આરંભ જ એ સભાના ઉલ્લેખથી થાય છે શ્રી. નરસિંહરાવ દીવેટિયાએ ૧૮૮૬ મા માધવબાગની સભા ભરાયાનો 'ભદ્રંભદ્ર'માં ઉલ્લેખ છે તેને વિશે પોતાની નકલમા આ પ્રમાણે નોંધ કરી છે: "૧૮૯૦–૯૧ મા Age of consent Billની વિરુદ્ધ થયેલા ખળભળાટ પ્રસંગે મુંબઇમા માધવબાગમા સભા ભરાઇ હતી ત્હેને વિશે આ ઉદ્દેશ છે. સાલ જાણીને બદલી લાગે છે." સાલ વિશેનું નરસિંહરાવનું આ અનુમાન સાચું નથી. ૧૮૯૧ માં પીનલકોડમાં સંમતિવય વિશે સુધારો સૂચવતો કાયદો પસાર થયો તે ખરું, પણ તે વિશે આંદોલન છેક ૧૮૮૬ થી શરૂ થયું હતું અને માધવબાગની સભા પણ એ જ સાલમાં ભરાઇ હતી તે મણિલાલે ઓક્ટો. નવે ૧૮૮૬ માં લખેલા 'લગ્ન વિશે કાયદો' એ લેખમા સભાનો ઉલ્લેખ કર્યો છે તે પરથી, તેમજ 'આપણું કર્તવ્ય' એ લેખમાં "૧૮૮૬ માં મુંબઈની માધવબાગની સભાની અરજીના જવાબમાં સરકારે પોતે પણ આ વાત સ્પષ્ટ સ્વીકારેલી છે" એમ કહ્યું છે તે પરથી ચોખ્ખું સમજાય છે. આને માટે જુઓ ફાર્બસ ગુજરાતી સભામા સચવાયેલી છે તે નરસિંહરાવની નોંધવાળી 'ભદ્રંભદ્ર'ની નકલ, પૃ ૪. વળી જુઓ સુ. ગ., પૃ. ૪૨૩ અને ૪૬૧.

સભાના બચાવમાં મણિલાલનું વક્તવ્ય એ હતું કે સુધારકો અધ્યસ્થ લોકો ને ધર્મચુસ્ત લોકો, એ ત્રણેને સરકાર કાયદો કરે એ વાત તો નાપસંદ જ છે. માધવબાગની સભાના કાર્યનો નિષ્કર્ષ પણ એ જ છે. તો તે સભાને સર્વેએ કાં ન માન્ય રાખવી? 'લોકોના બલ વિના સરકારના હેજાર કાયદાથી પણ કદાપિ સારી અસર થનાર નથી'* એમ તેમણે વારંવાર ઠોકી ઠોકીને કહ્યું છે.

આ સુધારાઓ અંગે મણિલાલે સુધારકો સાથે શાસ્ત્રાર્થ પણ કર્યો હતો. પુનર્વિવાહના સમર્થનમાં સુધારકો 'नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ' એ પરાશરસ્મૃતિનું વાક્ય પ્રમાણરૂપે ટાંકે છે ત્યારે મણિલાલ એ વાક્યનો નવો-પણ સનાતની પંડિતોને વિદિત-અર્થ ઘટાવીને કુશળ પ્રતિવાદ કરે છે. તેઓ "पति- समास एव એ પાણિનીય સૂત્રથી 'પતિ' શબ્દ ને 'ઘી' સંજ્ઞાનું વિધાન માત્ર સમાસાન્તમાં જ થાય છે" એમ કહીને पतौ વિભક્તિરૂપને ખોટું ઠરાવીને, पत्यौ જોઈએ એમ સૂચવે છે. મૂળ પાઠ पतौ છે તેને સૂત્ર લાગુ પાડવા સારૂ अपतौ ગણવો જોઈએ એમ દર્શાવીને તેઓ અર્થ ઘટાવે છે કે "એમ થયું ત્યારે 'અપતિ' શબ્દનો અર્થ એ થયો કે પતિ ન થયો હોય ત્યાં સુધી એટલે વાગ્દાન થયું હોય તેવામાં જો કહેલી આપત્તિ આવે તો બીજું વાગ્દાન થાય."† ઋતુકાલ પછી ત્રણ વર્ષે લગ્ન થવાં જોઈએ એમ સાબિત કરવા માગતા નવીનોએ ટાંકેલા 'त्रीणि वर्षाण्युदीक्षेत कुमार्युतुमती सती' એ મનુવાક્યનો પણ મણિલાલે કન્યા ઋતુમતી થાય તે છતાં તેનો પિતા તેને પરણાવે નહિ તો તેણે ત્રણ વર્ષ રાહ જોવી અને પછી સ્વેચ્છાએ લગ્ન કરી લેવું એ મતલબનો અર્થ કરી

* સુ ગ , પૃ. ૪૨૪-૪૨૫

† એજન, પૃ ૩૫૦, પાદટીપ

બતાવ્યો હતો.*

ઈ. સ ૧૮૯૧ મા સરકારે મલબારીએ માગ્યા મુજબ સંમતિવયમાં સુધારો કરતો કાયદો પસાર કર્યો. તે સિવાયની કલમોને કાયદાનુ સ્વરૂપ મળ્યુ નહિ. પાચેક વર્ષના વાદયુધ્ધે તેમજ દાદાજી અને રુકમાબાઇના ૧૮૮૭ મા બનેલા કિસ્સાએ † મણિલાલ અને સુધારકો વચ્ચે કાયમનું અંતર પાડી દીધું. ‡ મણિલાલ અને રમણભાઈ વચ્ચે તો જિંદગીભરનો અટસ પડી ગયો, જેના પરિણામ રૂપે બધા જ જાહેર પ્રશ્નોની ચર્ચામા બંને વચ્ચે દ૯

* સુ ગ, પૃ. ૩૪૫-૩૪૬ મણિલાલની આ પ્રમાણે અર્થસંગતિ બેસાડવાની રીતની 'ભદ્રભદ્ર' મા ઠેકડી કરવામા આવી છે. ભદ્રભદ્ર બાળલગ્નની તરફેણમા પ્રમાણ મૂકવા સારુ 'षोडश' ને બદલે 'द्वादश' અને 'वर्ष'ને સ્થાને 'मास' એમ પાઠાન્તર સૂચવીને 'अष्टमासा भवेद् गौरी' ઈ ઊભુ કરી આપે છે (પૃ ૮૫) ને સમતિવયના વિવાદમા મણિલાલની અર્થઘટન કરવાની પદ્ધતિની મશ્કરી છે.

† દાદાજી નામના થોડુંક ભણેલા, સાધારણ સ્થિતિના માણસને તેર વર્ષની ઉંમરે પરણેલી રુકમાબાઇ બાવીસ વર્ષની ઉમર સુધી સાસરે ન ગઇ ત્યારે તેના ધણીએ કેસ માડતા કોર્ટે ચુકાદો આપયો કે રુકમાબાઇને સાસરે ન જવું હોય તો ન જાય હાઇકોર્ટમા અપીલ થતા હાઇકોર્ટે રુકમાબાઇને એક માસમાં પતિને ઘેર હાજર થવાનું ફરમાન કર્યું હતુ. આ કિસ્સાની ચર્ચામા સુધારકોએ રુકમાબાઈનો સ્ત્રી-સ્વાતંત્ર્યના સિદ્ધાન્ત મુજબ પક્ષ લઈને, દાદાજીને ખોટી રીતે અભણ, નિર્બળ, નિર્ધન ને નિરુદ્યમી ચીતર્યો હતો અને રુકમાબાઇને મહાવિદુષી, સસ્કારી ને પ્રતાપવતી વર્ણવી હતી। આ ભ્રમને દૂર કરવામાં મણિલાલના લેખોએ સારો ભાગ ભજવ્યો હોય એમ જણાય છે (જુઓ 'લગ્નવિધિવિચાર,' સુ ગ પૃ ૪૧૯ અને 'દાદાજી વિ રુકમાબાઈ,' સુ. ગ, પૃ ૪૨૬)

‡ આનું સ્પષ્ટ નિદર્શન કરે તેવો 'સુદર્શન ગદ્યાવલિ'માનો 'ગારુડી તંત્ર' નામનો લેખ છે

મનભેદ ઊભો રહ્યો. મણિલાલે પીનલ કોડના સુધારા અંગે કૈંક મતાગ્રહી ગણાય તેવું વલણ દાખવ્યું હતું અને હિંદુ સમાજની જૂની પ્રણાલિકાનો બચાવ કરવામાં થોડીક રૂઢિચુસ્તતા પણ બતાવી હતી. તેમ છતાં, તેમણે સમજાવેલું સુધારાનું તત્ત્વ એકંદરે મધ્યમ માર્ગનું જ દ્યોતક છે, એ 'સુધારો', 'સુધારાનો ક્રમ', 'નવીન અને પ્રાચીન', 'પ્રાચીન અને નવીન', 'એક આવશ્યક સ્પષ્ટીકરણ' ઇત્યાદિ લેખો વાંચનારને તરત સમજાય તેમ છે. રમણભાઈએ ચર્ચાલેખો દ્વારા મણિલાલની વિચારશ્રેણીનો ઉગ્ર વિરોધ કર્યો હતો. 'ભદ્રંભદ્ર' લખીને તેમની તેમજ સનાતન હિંદુધર્મીઓની 'નીતિરીતિ'નો ઉપહાસ પણ કર્યો છે.* એને વિશે વધુ નહિ કહેતાં શ્રી આનંદશંકર ધ્રુવે, રમણભાઈએ ભદ્રંભદ્રમાં આરોપેલ ભાપણ, વ્યસન આદિ દોષોનું સુધારકોમાં આરોપણ કર્યું છે તે તરફ, તેમજ એ ગ્રંથને 'સુધારાને સબળ કરવાને બદલે એના માર્ગમાં એક વિક્ષેપ' તરીકે માન્યો છે† તેના તરફ અંગુલિનિર્દેશ જ બસ છે.

મણિલાલને મતાંધ અને રૂઢિચુસ્ત લેખક તરીકે ગણાવીને વગોવવામાં આવ્યા છે તેનું કારણ તેમણે પશ્ચિમના અનુકરણ રૂપે આવતા સુધારાનો સ્વીકાર કરવાને બદલે આપણા દેશકાલની રીતિને લક્ષમા રાખીને ફેરફાર સૂચવ્યા તે છે. તેમ કરતાં તેમને અત્યારે રૂઢિનું રૂપ ધારણ કરેલા પ્રાચીન સંસ્કારોનું રહસ્ય સમજાવવું પડયું હતું. 'સિદ્ધાન્તસાર'માં તેમણે વર્ણાશ્રમ ધર્મ અને તેના

---

* 'જ્ઞાનસુધા'માં પ્રગટ થયેલી 'ભદ્રંભદ્ર'ની વાર્તા વિશે નરસિંહરાવે "શાબાશ રમણ! Satire સબળ જ ચલાવી છે, એમની એમ ટકાવી રાખજો" ઇત્યાદિ ઉદ્દગારો રોજનીશીમાં કાઢયા છે. જુઓ 'નરસિંહરાવની રોજનીશી,' પૃ ૧૮-૧૯

† જુઓ 'દિગ્દર્શન', પૃ. ૨૫૪-૨૬૫

સોળ સંસ્કારોની પાછળ રહેલી ભાવનાની વિગતે સમજૂતી આપેલી છે. બાળલગ્નના રિવાજને વખોડી કાઢીને તેમણે વીર્યરક્ષા અને ક્ષેત્રશુદ્ધિની આવશ્યકતા પર ભાર મૂક્યો છે. બુદ્ધિ, બલ અને પરાક્રમના હ્રાસને માટે તેઓ બાળલગ્નને જવાબદાર ગણે છે.* યજ્ઞોપવીતનો પ્રસંગ હાલ નાટકરૂપ બની ગયો છે ને તેનાં બ્રહ્મચર્ય, વિદ્યાભ્યાસ તથા ધર્મનિષ્ઠા એ ત્રણ અંગો પૈકી હાલ કેવળ વિદ્યાભ્યાસ જ દેખાય છે એવી તેમની વાજબી ફરિયાદ પણ છે. લગ્નની રૂઢિ પર ટીકા કરતાં તેઓ કહે છે : "આજકાલ તો સર્વે વર્ણવાળો આસુર વિવાહ લઈ બેઠા છે......જ્યાં દ્રવ્ય માટે જ વિવાહ કર્યો, ત્યાં પ્રાચીન ગુણવયાદિ ક્રમ રદ થઈ જઈ, બાળલગ્નાદિ ચાલ્યાં, અને તેનાં પરિણામમાં અટવાઈ જતા આપણે, સ્વાર્થને ઠપકો ન દેતાં, શાસ્ત્રને ઠપકો દેતા થયા! આર્ય શાસ્ત્રનો વિવાહ તે નથી પ્રજોત્પત્તિ માત્ર માટે, કે માબાપના ભરણપોષણની વ્યવસ્થા માટે; પણ વર-કન્યા ઉભયના ધર્મસાધન માટે, મોક્ષ માટે, છે."†

જ્ઞાતિ અને જ્ઞાતિભેદોની પણ તેમણે એવી જ ટીકા કરી છે. 'ગૂજરાતના બ્રાહ્મણો' નામના લેખમાં તેમણે સર્વ બ્રાહ્મણો એક છે એવું શાસ્ત્ર અને ઇતિહાસના આધારથી સાબિત કરવાનો યત્ન કર્યો છે. નાની નાની નાતોના વાડામાં ભરાઈને સંકુચિત અને ક્લેશમય જીવન ગુજારતા લોકોને તેમાં એક વર્ણવ્યવહાર સ્વીકારીને ઐક્ય સાધવાનું ઉદ્‌બોધન છે. જ્ઞાતિવ્યવસ્થાનો મૂળ ઉદ્દેશ અને તેની પલટાયેલી સ્થિતિનો ઉલ્લેખ કરતાં મણિલાલ કહે છે :

"કોઈ પ્રાચીન મતાનુયાયી પ્રશ્ન કરશે કે જ્ઞાતિઓ ખોટી છે? નિરુપયોગી છે? હું કહું છું કે તેમનો ઉદ્દેશ મૂલ બહુ સારો હતો. મંડલ નાનાં નાનાં હોવાથી કોઈ પણ સન્નીતિ સદાચાર સહજે

* સિ. સા., પૃ ૧૦૯-૧૧૦

† એજન, પૃ. ૧૨૩-૧૨૪

માગવી શકતાં, થોડા માણસમાં પ્રેમ પણ સારો જાગતો; પરંતુ હાલની દશામાં તો એ બધા હેતુ ઊંધા થઈ ગયા છે. મૂલની રાજ્યવ્યવસ્થા બદલાઈ, પંચ અને પટલાઈથી થતા ધનમાહિનો સમય ગયો, વિદ્યા કેળવણી આદિનો ક્રમ બદલાયો, તેમાં જે અસલ આગળ હતા તે હાલ પાછળ ગયા અસલ પાછળ હશે તે હાલ આગળ આવી ગયા—પ્રત્યેક જ્ઞાતિમાં આવી અવ્યવસ્થા થઈ ગઈ. જ્ઞાતિ એ તો નામ માત્ર જ રહ્યું......જેની આંખોન સંકોચમય વૃત્તિના અભિમાનનો પડદો બંધાયો ન હોય તેને તો કહેવું જ પડે કે જ્ઞાતિભેદ બહુ હાનિકારક છે, વિષવૃક્ષ છે." *

જ્ઞાતિભેદના અનિષ્ટને આંધળિયા કરીને છેદવામાં મણિલાલ માનતા ન હતા. બ્રાહ્મણ વર્ણને નમૂના રૂપે લઈને, શાસ્ત્રીય તપાસ દ્વારા ગુજરાતના બ્રાહ્મણોની એકતા સિદ્ધ કરી બતાવીને તેને અંગે લોકમત કેળવવાનો તેમનો ઉદ્દેશ હતો.† મૂળ ધર્મભાવના અને તેને

* 'ગુજરાતના બ્રાહ્મણો' એ નામની લઘુપુસ્તિકા મણિલાલે છપાવી હતી. તેમાં લેખક તરીકે તેમણે પોતાનું નામ મૂકવાને બદલે છેલ્લે '(લિ. એક બ્રાહ્મણ' એમ મૂક્યું છે તે અગાઉ 'સાઠોદરા નાગર બંધુ' નામની પત્રિકાને કારણે તેમને થયેલા કડવા અનુભવનું પરિણામ જણાય છે. આ લેખ તાજેતરમાં ફાર્બસ ગુજરાતી સભા તરફથી પ્રગટ થયેલ દી બ. કૃષ્ણલાલ ઝવેરી અભિનંદન ગ્રંથમાં પ્રસિદ્ધ થયો છે.

† આ હેતુને અનુસરીને જ તેમણે, લેખને અંતે, જિંદગીભર હેરાન કરનાર સ્વજ્ઞાતિજનોને ઉદ્દેશીને નીચે મુજબ હૃદયસ્પર્શી અનુરોધ કર્યો છે :

"વાંચી વિચારીને હસશો ઊંચું મૂકશો, પછવાડે વાત કરશો. એથી અધિક કાંઈ કરી શકશો? હૃદય છે? પ્રેમ કદી અનુભવ્યો છે? ધર્મ સમજો છો? જે વાત માનતા હો તે કરી બતાવો, એક દૃષ્ટાન્તથી દશ બીજા તૈયાર થશે; સો બરો વિરલા વાત ઉપાડશે તો જતે દહાડે ધારણા સિદ્ધ

લગતાં શાસ્ત્રવચનોનો હવાલો આપીને બ્રાહ્મણોને તેમણે ખાતરી કરી આપી છે કે નાગર અને બ્રાહ્મણ, બાહ્ય અને આભ્યંતર, ગૃહસ્થ અને ભિક્ષુક ગમે તે હોય પણ વર્ણાશ્રમધર્માનુસાર બ્રાહ્મણત્વ સાચવી રહેલા બ્રાહ્મણમાત્રને અન્નોદક તથા કન્યા આપવા લેવામાં શાસ્ત્રનો કશો અંતરાય નથી. આ ઉપરથી સમજાશે કે મણિલાલે એક તરફ સુધારાવાળાને પ્રાચીન સત્યો સમજાવીને અને બીજી તરફ પ્રાચીનપંથીઓને રૂઢિત્યાગ કરીને મૂળ ભાવનાનું અનુસરણ કરવાનું સમજાવીને સમાજસુધારક તરીકે પોતાનું કર્તવ્ય બજાવ્યું હતું. સુધારાવાળાઓના કરતાં મણિલાલના વિચારો ગુજરાતની પ્રજાને વિશેષ ગળે ઊતરતા જતા હતા. તેથી, અમુક જ્ઞાતિજનોને તેમના તરફ દ્વેષ હોવા છતાં, તેમના દૃષ્ટિબિંદુને સમજીને સ્વધર્મ ભણી વળનાર વર્ગ ઊભો થતો જતો હતો.

સુધારકોમાં પ્રવર્તતા દંભનો મણિલાલને તિરસ્કાર હતો, પણ નર્મદ, મહીપતરામ, નગીનદાસ અને કરસનદાસ જેવા સુધારકો પ્રત્યે તેમને પૂર્ણ માન હતું. તેમણે એ સુધારકોના કાર્યને સ્વસ્થ, ઐતિહાસિક દૃષ્ટિએ અવલોકીને તેમની નિષ્ફળતાનાં કારણો તારવી બતાવ્યાં છે તે તેમની પ્રતિપક્ષીને ન્યાય કરવાની ચીવટ ને ઉદારતા બતાવે છે. તેઓ કહે છે :

"કવિ નર્મદાશંકર, રા. કરસનદાસ, રા. સા. મહીપતરામ ઇત્યાદિ સુધારકોને માટે મને સંપૂર્ણ માન છે, તેમણે અવિવેક અથવા બળવો કર્યો એમ હું માનતો નથી. ઊલટો તે ગૃહસ્થોએ જેવું જાણ્યું અને માન્યું તેવું કરી બતાવ્યું એમાં તેમની ઘણી સ્તુતિપાત્ર મહત્તા હું સમજું છું. તેમને નિષ્ફલ થવાનું કારણ હું

થશે. શાસ્ત્રીઓ, પુરાણીઓ, પંડિતો, ધર્મનું અભિમાન રાખનારા, જ્ઞાતિના અભિમાનમાં ઉત્તમતા સમજનારા, એવા સર્વને મારી નમ્ર વિનંતિ છે કે તેમણે નિષ્પક્ષપાતથી આ વિષય ચર્ચવો."

એમ માનું છું કે તેમના આગળ પૂરતાં સાહિત્ય નહિ, પ્રાચીન સ્થિતિરીતિની તેમને પૂરેપૂરી માહિતી નહિ, અને નવી વાતોના પ્રત્યક્ષ લાભ તેમની નજર આગળ તરી રહેલા, તેથી તેમણે લોક અને દેશની, વ્યક્તિ વ્યક્તિ અને આખા મંડલની પ્રકૃતિ અને ઐતિહાસિક ભાવના ઉપર લક્ષ કર્યું નહિ; મુસલમાનોના સમયમાં આ દેશની પ્રાચીન સ્થિતિની જે અવદશા થઈ હતી તેને જ તેમણે મૂલની ઉન્નત ભાવનાને સ્થાને માની લીધી; અને તે અધમ ભાવનાને જો તેમણે મૂલની પ્રાચીન અને ઉન્નત ભાવના ઉપર લાવવા યત્ન કર્યો હોત તો તેઓ વિજયી નીવડયા હોત. તેને બદલે તેમણે આ દેશની ઐતિહાસિક ભાવનાથી વિરુદ્ધ એવી પાશ્ચાત્ય ભાવનાને દાખલ કરવા યત્ન કર્યો એથી જ તેઓ નિષ્ફલ થયા. તેમનામાં વિચારની ખોટ ન હતી, તેમની શુદ્ધબુદ્ધિમાં ખામી ન હતી, તેમનું ચારિત્ર ઉન્નત હતું, પણ તેમને પૂરતી માહિતી ન હતી એથી જ શરીરસંબંધોની* એકતાને માર્ગે વળી તે લોકો નિષ્ફલ થયા. "†

સુધારકોએ જે ન આપ્યો તે ન્યાય મણિલાલને આનંદશંકરે આપ્યો છે. તેમણે કેટલી વાજબી ફરિયાદ કરી છે કે 'મણિલાલે સુધારાના કેટલાક અગ્રણીઓને જે ન્યાય કર્યો છે એનો શતાંશ પણ સુધારાવાળા તરફથી મણિલાલને થતો તમે જોયો છે?"‡

'સુધારો' એટલે જૂનાનું ખંડન એ અર્થમાં મણિલાલે કશો સુધારો કર્યો ન ગણાય. લગ્ન, નારી, શિક્ષણ, જ્ઞાતિ ઇ. બાબતોમાં 'સુધારક'ની છાપ પામેલ અમુક વ્યક્તિઓના વિચારોથી ભિન્ન મતના સૌ સંકુચિત દૃષ્ટિવાળા—એ અર્થમાં પણ કદાચ મણિલાલની સુધારક તરીકે ગણના ન થઈ શકે. પરંતુ જનતાને લક્ષમાં રાખીને

* એટલે, મણિલાલને મતે, બાહ્ય જ્ઞાતિ આદિના સંબંધોની

† સુ ગ., પૃ. ૩૭૧

‡ 'સાહિત્યવિચાર' (બીજી આ.), પૃ. ૩૮૦

સંસારના પ્રાણપ્રશ્નોને તાત્ત્વિક તેમજ ઐતિહાસિક દષ્ટિએ હલ કરનાર, જૂનાને નવીનરૂપે ઉત્ક્રાન્ત કરી બતાવનાર સમાજવિચારકને જો સુધારક, કહી શકાતો હોય તો મણિલાલ એ પ્રકારના પહેલા ગુજરાતી સુધારક ગણાવા જોઈએ. સુધારાને છીછરાં પ્રચારસૂત્રોની કાચી ભૂમિકા પરથી તત્ત્વચિંતનની ઉચ્ચ કોટિ પર લાવીને મૂકનાર મણિલાલ પહેલા સુધારક છે. પોતાની મૌલિક તત્ત્વાધિગમ કરવાની શકિત દ્વારા નવીનોની નાસ્તિક જડવાદી નીતિ અને પ્રાચીનોની પારંપરિક અંધશ્રદ્ધા પર પ્રહારો કરીને તેમણે ઉત્તમ સંસ્કારસેવકનું કાર્ય બજાવ્યુ છે. મણિલાલના અને સુધારક ગણાયેલ વર્ગના સુધારા વચ્ચે પરિણામે ભેદ નથી, માત્ર નામનો જ ભેદ છે એમ સૂચવીને આનંદશંકરે તેને ચાલતી સુધારાની રૂઢિથી ભિન્ન એવા 'રાષ્ટ્રિય ભૂમિકા પરના સુધારા' (Reforms on National Lines) તરીકે ઓળખાવ્યા છે.* કારણ, મણિલાલે હમેશાં પ્રાચીન આદર્શોને પુનર્જીવન આપીને સ્વસંસ્કારને પરિશુદ્ધ કરવાની જ હિમાયત કરી છે. પશ્ચિમના ધસમસતા સંસ્કારપૂરને અટકાવવાનો મણિલાલનો આ મહાન બૌદ્ધિક પુરુષાર્થ તેમને ગુજરાતના જ નહિ, પણ સમસ્ત પશ્ચિમ હિંદના સુધારાના ઇતિહાસમાં મહત્ત્વનું સ્થાન અપાવે છે.

## શિક્ષણ

હરકોઈ પ્રકારની સુધારણાનું સાધન કેળવણી છે. દેશની ઉન્નતિનો વિચાર સુશિક્ષણ વગર થઈ શકે નહિ. મણિલાલે દેશના સંસ્કારવિકાસની યોજનાના એક અંગ રૂપે જ શિક્ષણનાં તત્ત્વ અને પદ્ધતિની આલોચના કરી છે. તેમણે પ્રચલિત શિક્ષણપ્રથાનું અવલોકન કર્યું છે, તેમ તાત્ત્વિક દષ્ટિએ આ દેશને કેવા પ્રકારની કેળવણી પથ્ય છે તેનો પણ સ્પષ્ટ વિચાર કરેલો છે. પોતે મુંબઈની

* સા વિ, પૃ ૩૮૧

સરકારી ગુજરાતી શાળાઓના ડેપ્યુટી ઇન્સ્પેક્ટર હતા ત્યારે તેમણે સરકારી ગુજરાતી વાચનમાળામાં સુધારા સૂચવતું એક ચૌદેક પાનાંનું ચોપાનિયું અંગ્રેજીમાં લખીને સરકારને તેમજ જુદા જુદા વિદ્વાનોને અભિપ્રાયાર્થે મોકલ્યું હતું. 'નારીપ્રતિષ્ઠા' તથા 'પૂર્વ અને પશ્ચિમ'માં અનુક્રમે સ્ત્રીશિક્ષણ અને અંગ્રેજી કેળવણીની તેમણે પ્રસંગોપાત ચર્ચા ચલાવી છે. તે ઉપરાંત 'પ્રિયંવદા', તથા 'સુદર્શન'માં એ વિષય પર તેમણે છૂટક લેખો પણ લખ્યા હતા—જેમાં 'સરકારી કેળવણી ખાતામાં સુધારા, 'સ્ત્રીઓને ભણવાથી હાનિ થાય છે ?', 'શિક્ષણવિચાર' અને 'સ્ત્રીકેળવણીની દશા' મુખ્ય છે. બીજા વિષયોની તુલનાએ સંખ્યામાં ઓછા હોવા છતાં આ લેખો શિક્ષણ પરત્વે મણિલાલની વ્યવહારુ અને મૂલગામી વિચારશ્રેણીનું યથાર્થ પ્રતિબિંબ પાડે છે.

મણિલાલનો કેળવણીવિષયક સિદ્ધાન્ત પણ ધર્મમૂલક છે અને એને સમજવાની ચાવી પણ અદ્વૈત સિદ્ધાન્ત જ છે. પરંતુ તેમની વિશેષતા એ છે કે કેવળ પ્રાચીન પરંપરાના સંકુચિત વર્તુળમાં પરિબદ્ધ રહેવાને બદલે તેમના કેળવણીવિષયક વિચારો ઝડપથી વ્યાપક અને અદ્યતન સ્વરૂપ ધારણ કરે છે. હર્બર્ટ સ્પેન્સર અને અને પ્રો. હક્સલી જેવા સમકાલીન પાશ્ચાત્ય વિચારકોના છેલ્લામાં છેલ્લા ગ્રંથોમાંથી તેઓ પોતાના શિક્ષણ-સિદ્ધાન્તનું સમર્થન મેળવે છે. યૂરોપના આજના અગ્રણી શિક્ષણશાસ્ત્રી પ્રિ. એલ. પી. જૅકસની* માફક તેમણે પણ કેળવણીની વ્યાખ્યા મનુષ્યની સર્વાંગીણ કેળવણી કરી છે તે તેમના નીચેના શબ્દો પરથી સમજાશે:

"કેળવણી એટલે માણસની સર્વ રીતની સુધારણા-તે એવી કે, જેથી કરી તેને જે જે કર્તવ્ય ધર્મ કરવાનાં હોય તેમાં તે સફલ

* પ્રિ. જૅકસે 'Education of the whole man' એ નામનું પુસ્તક લખ્યું છે

થાય, સુખી થાય." * બુદ્ધિશાળી માણસ પોતાનું સુખ નક્કી કરી તે દિશામાં બુદ્ધિશક્તિને વાળે તેવી કેળવણીની આવશ્યકતા તેમણે સ્વીકારી છે. † જીવનના એકાદ અંગનું—અને તે પણ અમુક વખતે જ—દર્શન કરાવે તેવી તાલીમને તેમણે કેળવણી ગણી નથી. જીવનનાં સર્વ અંગોમાં સર્વકાળે રસાયન રૂપે ફરી વળતા ચૈતન્યાંશની પ્રતીતિ કરાવે તેને જ તેમણે ખરી કેળવણી કહી છે. તેમની શિક્ષણ-યોજનામા આત્માની કેળવણીને સર્વોપરિ સ્થાન છે.‡ આત્મશિક્ષણની આ પ્રિય ભાવનાએ જ તેમને પાછળના વખતમા સેમ્યુઅલ નીલકૃત 'Culture and Self-culture' નામના એ શ્રેષ્ઠ ગ્રંથનું ભાષાંતર કરવા પ્રેર્યા હશે.

વિશાળ સમષ્ટિહિતનો ઉદ્બોધ કરતો મણિલાલનો જીવનહેતુ તેમની પાસે હૃદયની કેળવણીની હિમાયત કરાવે તે સ્વાભાવિક છે. હૃદયની કેળવણી તેમના શિક્ષણવિચારનું મધ્યબિંદુ છે. કેળવણી ખાતાને સૂચવેલા સુધારામા પણ તેમણે આ મુદ્દાને વિશેષ મહત્ત્વ આપ્યું છે તે તેમના નીચેના શબ્દો પરથી સ્પષ્ટ થાય છે:

"In my opinion, therefore, the education of the heart should precede or at least

* સુ ગ, પૃ ૪૩૩-૪૩૪
† એજન, પૃ ૬૩૭
‡ જુઓ "Suggestions for the revision of Gujarati Reading Series," પૃ. ૧૦. એમાં પોતાના વિચારના સમર્થનમાં તેમણે ટાંકેલા હર્બર્ટ સ્પેન્સરના આ શબ્દો જુઓ

"As suggesting a final reson for making education a process of self-instruction we may advert to the fact that, in proportion as it is made so, is there a probability that it will not cease when school days end." ('Education', પૃ. ૨૭)

accompany that of the head the more so in the case of females, especially if education mean the art of teaching man to be good and useful to himself and his fellow-creatures." *

શુદ્ધ કર્તવ્યભાવના પ્રેરે અને ઉન્નત ચારિત્રઘડતર સાધી આપે તેવી ધર્મભાવનાનો પાયો આ હૃદયવિસ્તાર સાધનારી કેળવણી દ્વારા જ મજબૂત નખાય છે એમ મણિભાઈનું દૃઢ ને વાજબી મંતવ્ય હતું. પ્રચલિત શિક્ષણક્રમમાં મોટી ખામી ધર્મ અને નીતિનું રસાયણ જીવનની નસે નસમાં પ્રસરાવે તેવા આ આંતર શિક્ષણની છે એમ તેઓ વારંવાર કહેતા. વાચનમાળાની સાતે ચોપડીઓમાં નીતિ અને સદાચારના સૂત્રો તો હતા, પણ એ સૂત્રોના સીધા બોધ દ્વારા અપાતું તેનું પોપટિયું જ્ઞાન તેમને મતે નિષ્ફળ અને શિક્ષણના સિદ્ધાન્તની વિરુદ્ધ † હતું. હૃદયની યથાર્થ કેળવણી માટે તેમણે કાવ્ય અને સંગીતના શિક્ષણની ઉપયોગિતા બતાવી છે. તેઓ કહે છે :

"To complete the education of the heart, the cultivation of the elementary aesthetic tastes as for the sublime and the beautiful, and of the finer emotions of love, benevolence, sympathy, etc. must proceed hand in hand with instruction

---

* Suggestions પૃ ૭

† જુઓ તેમના આ શબ્દો 'In education I am of opinion that the abstract must, as a rule, follow the concrete' ('Suggestions', પૃ ૭)

in the rudiments of morality. This end can be best served by Poetry and Music." *

આ ધોરણે, મણિલાલે તે વખતની પ્રાથમિક શિક્ષણની વ્યવસ્થા તપાસી હતી અને તેની અંગભૂત સરકારી વાચનમાળાની પરીક્ષા કરી હતી. પ્રાથમિક શિક્ષણ દ્વારા સાહિત્યની અભિરુચિ સૌથી પ્રથમ બંધાય છે. એટલે નાનાં બાળકો તથા કિશોરોને વિવિધ પ્રકારની સુંદર, રસદાર સાહિત્ય-કૃતિઓ પિરસાય તો જ તેમને તે વિષયમા રસ પડે અને અભ્યાસનો પાયો મજબૂત થાય. પંદર વરસથી ચાલતી વાચનમાળાના પાઠોની પસંદગી વૈવિધ્ય વિનાની અને શૈલી શુષ્ક હોઈ એ હેતુ તેનાથી બિલકુલ સરતો નથી એમ મણિલાલે ફરિયાદ કરી હતી. આથી તો દલપતશૈલીની પદ્યરચનાઓને વાચનમાળામાંથી રુખસદ આપીને, જૂના અને નવા કવિઓની પ્રતિનિધિરૂપ કૃતિઓનો એક સંગ્રહ વાચનમાળાની સાથે વિશેષ અભ્યાસ સારુ, સાતે ધોરણની કક્ષા અનુસાર, તૈયાર કરીને નિયત કરવો જોઈએ એમ તેમણે ભારપૂર્વક ભલામણ કરી હતી. છ ધોરણ સુધીના શિક્ષણક્રમમા ઇતિહાસને સ્થાન ન હોવું જોઈએ એમ તેમણે આને અનુષંગે અભિપ્રાય આપ્યો છે. ઇતિહાસનું શિક્ષણ સમાજ અને રાજ્યના સંબંધનું જ્ઞાન આપ્યા પછી જ ઇષ્ટ હેતુ સારે એમ તેમનું વક્તવ્ય હતું. †

પણ આનો અર્થ એ નહિ કે મણિલાલની શિક્ષણયોજનામાં સંસાર-વ્યવહારના જ્ઞાનનું મહત્ત્વ ઓછું હતું. વસ્તુસ્થિતિ ઊલટી જ હતી. સમકાલીન શિક્ષણપ્રથા સામે તેમણે ધર્મશિક્ષણની માફક વ્યવહારજ્ઞાનની ઊણપ વિશે પણ ફરિયાદ કરી છે.‡ હૃદયવિસ્તાર

* 'Suggestions', પૃ. ૭-૮

† જુઓ સુ. ગ , પૃ ૪૫૬

‡ જુઓ સુ. ગ. માંના 'સરકારી કેળવણી ખાતામાં ધારેલા સુધારા,' 'શિક્ષણવિચાર' અને સ્ત્રીકેળવણીની દશા' એ લેખો.

દ્વારા બુદ્ધિવિકાસ પર્યન્ત પહોંચવાના તેમણે દોરેલા શિક્ષણમાર્ગમાં વિજ્ઞાનને નિશ્ચિત સ્થાન છે જ. આ પ્રકારની બૌદ્ધિક તાલીમને કેળવણીના આત્મારૂપે ઓળખાવતાં તેમણે કહ્યું છે :

" Last in order, but first in importance and usefulness follows rational scientific instruction — the soul of education." *

આ વાક્યના અનુસંધાનમાં સમકાલીન શિક્ષણપ્રથાના અવલોકન રૂપે તેમણે કરેલી નીચેની ટીકા આજે પણ કેટલી સાચી લાગે છે!

" but this we find either wholly neglected or unscientifically attempted in our primary schools. The young manufacturer, the undeveloped tradesman, the would-be father or the future administrator, — all hardly know anything of what underlies even the simplest phenomenon of nature, nay, hardly even grasp the elementary relation between the law of (?) cause and effect — have no idea of what export and import or capital and labour imply; and can scarcely understand the intention of legislation or government."*

વિજ્ઞાનના શિક્ષણની પર્યાપ્ત ભૂમિકારૂપે તેમણે પહેલાં પાંચ ધોરણમાં પ્રાકૃતિક ભૂગોળ, પદાર્થવિજ્ઞાન, વનસ્પતિશાસ્ત્ર અને શરીરવિજ્ઞાનનો પરિચય કરાવવો જરૂરી ગણ્યો છે.† વળી પ્રો.

* 'Suggestions', પૃ ૯
† 'Suggestions' પૃ. ૧૨

મોનિયર વીલિયમ્સને આધારરૂપે ટાંકીને તેમણે પ્રાંતીય ભાષાઓના માધ્યમ દ્વારા વિજ્ઞાન આદિનુ ઉચ્ચ શિક્ષણ આપવાથી જ દેશનો ઉદ્ધાર થશે એવો અભિપ્રાય આપ્યો છે* તે એમના વિચારની સંગીનતાના પુરાવારૂપે આજે પણ સ્મરણીય છે.

નારીશિક્ષાના સદુદ્દેશથી પ્રેરાઈને મણિલાલે 'પ્રિયંવદા' માસિક સ્થાપ્યું હતું અને સમાજસુધારાના કાર્યનો આરંભ પણ તેમણે સ્ત્રીશિક્ષણની યોજનાથી કર્યો હતો તેનો અગાઉ ઉલ્લેખ આવી ગયો. છે. સમાજની નીતિના યંત્રરૂપ નારીને તેના તેમજ સમાજના શ્રેય સારુ ભણાવવાની આવશ્યકતા પર મણિલાલે ભાર મૂકયો છે. પણ તેને માટે નિયત થયેલા શિક્ષણક્રમથી તેમને સંતોષ નહોતો. ઇતિહાસ, ભૂગોળ અને. વિજ્ઞાનની જડ હકીકતો શીખાવવાને બદલે પ્રત્યેક કન્યાને તેની આતરિક યોગ્યતા વધારે તેવુ ધર્મનીતિનું જ્ઞાન આપવાનો તથા ગૃહકાર્યમા ઉપયોગી નીવડે તેવા વિષયો શિખવાડવાનો તેમનો આગ્રહ હતો. આ હેતુએ જ તેમણે પાંચમા ધોરણ પછી છોકરાઓ અને છોકરીઓનો શિક્ષણક્રમ જુદો પાડવાની સૂચના કરી હતી. છોકરીઓ માટે છઠ્ઠા અને સાતમા ધોરણમાં ગૃહવ્યવસ્થા, આરોગ્ય-શાસ્ત્ર, માનસશાસ્ત્ર, વ્યવહારુ અર્થશાસ્ત્ર તથા પત્ની અને માતાના ધર્મોનું જ્ઞાન આપે તેવા પાઠો યોજવાની અને એ જ ધોરણોમાં છોકરાઓ માટે રસાયનશાસ્ત્ર, યંત્રવિજ્ઞાન અને રાજનીતિશાસ્ત્ર, જેવા વ્યવહારોપયોગી વિષયોનું પ્રાથમિક જ્ઞાન આપે તેવા પાઠો મૂકવાની તેમણે ભલામણ કરી હતી. † 'હાલની કેળવણીનુ ધોરણ સ્ત્રીઓ માટે તદ્દન નિરુપયોગી છે,' 'સ્ત્રીઓને સ્ત્રીઓ નહિ પણ પુરુષો બનાવવા માટે આ કેળવણી અપાય છે,' એમ કહીને તેમણે

* 'Suggestions', પૃ ૫
† એજન, પૃ ૧૩

તે વખતે અપાતી સ્ત્રીકેળવણીની ટીકા કરી હતી.* સ્ત્રીની ઉચ્છૃંખલતાનું કારણ અધૂરું અને ખામીભરેલું શિક્ષણ છે એમ તેઓ માનતા. એ ઊણપો પૂરે તેવી આદર્શ સ્ત્રીશિક્ષણની યોજના તેમણે પોતે ઘડી હતી અને તેને અમલમાં મૂકી બતાવે તેવું સ્ત્રીવિદ્યાલય સ્થાપવામાં મદદ કરવા માટે પૈસાદાર શેઠીઆ અને રાજાઓને તેમણે વિનતી કરી હતી. એ વખતે સૌરાષ્ટ્રમાં 'બાર્ટન ફિમેલ ટ્રેનિંગ કોલેજ' માટે એક ભંડોળ એકઠું થતું હતું તેને મણિલાલની યોજનાના કાર્ય માટે ઉપયોગમાં લેવાનો પ્રયાસ પણ થયેલો; પરંતુ તેને માટે ઉદ્દેશ અગાઉથી નક્કી થયેલો હોવાથી તેમની યોજનાના સ્ત્રીવિદ્યાલય માટે ઉક્ત ભંડોળ મળી શક્યું નહિ.† પરિણામે મણિલાલની સ્ત્રીકેળવણીની યોજના કાગળ ઉપર જ રહી!

તેમનો શિક્ષણવિષયક આદર્શ કેટલો ઉન્નત અને વ્યવહારુ હતો તે આજને ધોરણે તેની કસોટી કરતાં પણ વાગ્યા વિના રહે તેમ નથી. કેળવણીમાં પણ તેમની દૃષ્ટિ ધર્મ પર જ એકાગ્ર હોવા છતાં તે સંકુચિત કે એકપક્ષી બની જતી નથી તેનું મુખ્ય કારણ તેઓ તત્કાલીન યુરોપીય વિચારકોના છેલ્લામાં છેલ્લા પુસ્તકોથી વાકેફ રહેતા હતા તે હતું. આત્મશુદ્ધિ, સચ્ચારિત્ર અને સમાજશ્રેયને લક્ષીને તથા વ્યવહારોપયોગી ધંધાની શાસ્ત્રીય તાલીમની આવશ્યકતા બતાવીને મનુષ્યના સર્વાંગીણ કેળવણીનું સૂચન કરતી મણિલાલની ઉદાર શિક્ષણ-દૃષ્ટિ તેમને ગુજરાતના એક દીર્ઘદર્શી અને સન્નિષ્ઠ કેળવણીવિચારક તરીકે પ્રતિષ્ઠા અપાવે તેમ છે.

## રાજકારણ

'રાજ્ય'ના વિષયમાં મણિલાલને બહુ રુચિ ન હતી એમ

* જુઓ સુ ગ, પૃ. ૪૩૪, ૪૪૬-૪૭
† એજન, પૃ. ૪૪૫

આનંદશંકરે કહ્યું છે * તે કદાચ મણિલાલની શરૂનાં પાચેક વર્ષની જાહેર કારકિર્દી માટે સાચું હશે. પણ ૧૮૮૯ પછીની તેમની જાહેર પ્રવૃત્તિનું અવલોકન કરતા જણાય છે કે એ ક્ષેત્રમાં પણ તેમણે સક્રિય રસ લઈને યથાશક્તિ પોતાનો ફાળો નોંધાવ્યો હતો. ૧૮૮૯ ના મુંબઈના હિન્દી રાષ્ટ્રીય મહાસભાના અધિવેશનમાં નડિયાદના પ્રતિનિધિ તરીકે તેમણે હાજરી આપી હતી; ત્યાર પછી નડિયાદ તાલુકા તથા ખેડા જિલ્લાની કોંગ્રેસ સમિતિઓ સ્થાપવાનો તેમણે પ્રબંધ કર્યો હતો અને ખેડા–પંચમહાલને માટે નડિયાદમાં સ્થપાયેલી સંયુક્ત કોંગ્રેસ સમિતિના એક મંત્રી તરીકે તેઓ ચૂંટાયા હતા. આ બતાવી આપે છે કે તેમનામાં રહેલી દેશપ્રીતિ તથા ઐક્યની ભાવનાએ તેમને દેશની રાજકીય જાગૃતિની પ્રારંભિક પ્રવૃત્તિમા સોત્સાહ ભાગ લેતા કર્યા હતા. વળી, કર્તવ્યનિષ્ઠ લેખક અને જવાબદાર પત્રકાર તરીકે પણ તેમનાથી લોકજીવનના આ મહત્ત્વના અંગની ઉપેક્ષા થઈ શકે તેમ નહોતી. 'સંસાર અને ધર્મ વિષયે લેખકો વિચાર દર્શાવી અનેક માર્ગ કરી આપે છે, તેમ રાજા પ્રજાની પ્રીતિ અને સ્નેહની ગ્રંથિ દૃઢ કરી આપવાનુ કામ પણ લેખકોનું જ છે' એમ તેઓ હૃદયપૂર્વક માનતા.† ૧૮૯૦ ના ઑક્ટોબરમાં 'પ્રિયંવદા'માંથી 'સુદર્શન' પરિણત થયું ત્યારે તેમણે પોતાના સંસ્કારોદ્‌બોધનના ક્ષેત્રને વિશાળ બનાવતાં નીચે મુજબ નોંધ લખી હતી :

"..માત્ર ધર્મ સંસાર અને સાહિત્ય ત્રણ વિષયમાં જ લક્ષ રહેતું તે હવે એ ત્રણ જેટલો જ ઉપયોગી વિષય "રાજ્ય" -તેમા પણ પોતાની દૃષ્ટિ ફેરવશે અને એ બધામાંથી માત્ર જે પરસત્ય છે તેના ઉપર જ દૃષ્ટિ સ્થિર રાખી જે તત્ત્વ જણાશે તે

* જુઓ 'સાહિત્યવિચાર' (બીજી આ), પૃ ૫૦૧

† જુઓ સુ ગ, પૃ૦ ૫૩૮

દર્શાવવા પ્રયત્ન કરશે...આવતા વર્ષમાં 'દેશીઓ ઉપર અંગ્રેજી કેળવણીની અસર' અને 'ગજ્યસ્વરૂપ' તથા 'વેદાન્તસાર'નું સટીક ભાષાંતર એ ત્રણ વિષયો બીજા બધા ચાલતા વિષયો અને અનેક પ્રાસંગિક વિષયો ઉપરાંત ચર્ચવામાં આવશે."*

આ જાહેરાત મુજબ તેમણે બીજે જ મહિનેથી 'સુદર્શન'માં દેશીઓ ઉપર અંગ્રેજી કેળવણીની સાર્વત્રિક અસર વર્ણવતી 'પૂર્વ અને પશ્ચિમ'ની ઐતિહાસિક લેખમાળા આપવી શરૂ કરી હતી, જે તેમાં અવારનવાર કુલ્લે ૨૯ હપ્તે પ્રગટ થઈને છેક ૧૮૯૬ ના જાન્યુઆરિમાં પૂરી થઈ હતી. † આ જ ગાળામાં તેમણે 'કારભાર' નામની લેખમાળા લખી હતી. અને તે પછી પણ 'દેશાભિમાન', 'સ્વરાજ્ય' તથા 'રાજ્ય અને ધર્મ' જેવા તાત્ત્વિક ચર્ચાના, 'કોંગ્રેસ-કોન્વેન્શન', 'લેજીસ્લેટીવ કાઉન્સીલ' તથા 'રાષ્ટ્રિય સભા અને સંસારસુધારા સમાજ' જેવા ચાલુ મહત્ત્વના અને 'રાજદ્રોહનો નવો કાયદો', 'મી. બાલ ગંગાધર તિલક' તથા 'મી. ફોક્ષ તથા મી. પીટનું ઈન્ડીઆ બીલ' જેવા પ્રાસંગિક વિષયોનું વિવેચન તેમણે છેક ૧૮૯૮ માં પોતે અવસાન પામ્યા ત્યાં સુધી કર્યા કર્યું હતું.

આ બધાં લખાણોમાં 'પૂર્વ અને પશ્ચિમ'ની લેખમાળા જુદી તરી આવે છે. 'રાજ્ય'ના વિભાગમાં લખાયેલા આ લેખોનું ક્ષેત્ર ઘણું વિશાળ છે. મણિલાલે એમાં અંગ્રેજી કેળવણીની અસરરૂપે પૂર્વ-પશ્ચિમ-સંસ્કાર-સંઘટ્ટનનું રાજકીય, વ્યાવહારિક અને ધાર્મિક દૃષ્ટિએ નિદાન કાઢી બતાવ્યું છે. ધર્માનુસાર સર્વવ્યવહાર અને વ્યવહાર તથા ધર્મનો એકભાવ એ બે સિદ્ધાન્તોને આગળ કરીને તેમણે પૂર્વની રાજ્યભાવના સમજાવી છે. કુટુંબભાવનાના જ વિસ્તૃત

* જુઓ સુ ગ., પૃ. ૭૪૫-૭૪૬

† એ લેખમાળા સળંગ સુ ગ મા મૂકેલી છે. (જુઓ પૃ. ૪૬૫-૫૧૪)

સ્વરૂપ તરીકે તેને ઓળખાવીને પશ્ચિમની વ્યષ્ટિપ્રધાન અને અહંભાવી રાજ્યનીતિથી તેની ભિન્નતા અને વિશેષતાનું તેમણે પ્રતિપાદન કર્યું છે. અહંભાવને ગૌણ ગણનાર ભારતીય પ્રજાને પરાક્રમી બનાવવા સારુ વર્ણવ્યવસ્થા બહુ આવશ્યક હતી. સંકર, દ્વેષ, કલહ ઇત્યાદિને કારણે વર્ણવ્યવસ્થા તૂટી અને અહંભાવગૌણત્વની પ્રણાલિકાનું યથાર્થ મર્યાદાસર પાલન થયું નહિ એટલે આર્ય પ્રજા નિઃસત્ત્વ બની ગઈ એમ મણિલાલનું નિદાન છે. મોગલ શાસન દરમ્યાન લોકોએ ઐહિક વાતની દરકાર મૂકી દીધી, પણ તેઓ પોતપોતાના ધર્મને ચુસ્તપણે વળગી રહ્યા હતા. મણિલાલે આને શરીરના દાસત્વ અને આત્માની સ્વાધીનતા તરીકે ઓળખાવતા કંઈક અભિમાનપૂર્વક કહ્યું છે કે "આર્યોએ આર્યત્વ સાચવ્યું, આત્માને ઉગાર્યો, શરીરને દાસત્વમાં ઝોકાવ્યું. આત્માર્થે શરીરનો ભોગ આપ્યો."* બહારથી ગુલામ બનેલી ભારતની પ્રજા, અનેક કસોટીમાંથી પસાર થઈને પણ, આજ લગી 'ત્રિકાલાબાધ સત્યરૂપ પોતાપણું' સાચવી રહી એ તેનો ગુલામીમાં પણ વિજય જ હતો એમ મણિલાલે સગર્વ પ્રતિપાદન કર્યું છે. તેમના આ વક્તવ્યમાંથી ઉત્કટ દેશાભિમાનથી પ્રેરાયેલી અતિશયોક્તિને બાદ કરીએ તોયે, સેંકડો વર્ષ લગી અનેક વિદેશીય આક્રમણો સહન કરીને પણ હિંદુ સંસ્કૃતિ સ્વત્વ સાચવીને અદ્યાપિ જીવતી રહી છે એ તો કોઈથી ઉવેખાય નહિ એવી હકીકત છે.

પૂર્વ અને પશ્ચિમના રાજકીય સંઘટ્ટનથી દેશને થયેલ લાભ-હાનિનું મણિલાલે સરવૈયું કાઢ્યું છે. હિંદમાં અંગ્રેજી રાજ્યની સ્થાપના સાથે પંચાયતો, મહાજનો ઇ. નો લોપ થતાં કેવળ રાજાનો અધિકાર સ્થપાયો તેથી પ્રજાને ઘણું સહન કરવું પડ્યાની તેમણે ફરિયાદ કરી છે. સમષ્ટિપ્રધાન તંત્રને સ્થાને વ્યષ્ટિપ્રધાન

* જુઓ 'મણિલાલના ત્રણ લેખો' ( ગુ. વિ. સભા ) પૃ ૧૪૬

તંત્ર આવતા રાજા પ્રજા વચ્ચેનું અંતર વધ્યું તેને પરિણામે અવિશ્વાસ, પરચ્છંદાનુવર્તિત્વ, ક્રુમપ, દારિદ્ય, નિરુદ્યમિતા ઇત્યાદિ અનિષ્ટોનો ઉદ્ભવ થયો. પરદેશી શિક્ષણથી ઉદ્ભવેલી આકાંક્ષાઓના માર્ગમાં પણ આ વ્યક્તિપ્રધાન રાજ્યનીતિ જ વિઘ્નરૂપ નીવડી છે અંગ્રેજોના આવવાથી સલામતી, શિક્ષણ, ન્યાય આદિમાં લાભ થયા, પણ તેની કરભારરૂપે બહુ મોટી કિંમત ભરવી પડે છે! શસ્ત્રાહરણના કાયદાથી પ્રજામા નિસ્તેજતા આવી એ પણ બહુ મોટી હાનિ છે. * આમ, સમષ્ટિપ્રધાન નીતિને વ્યષ્ટિપ્રધાન નીતિની ભોગવવી પડતી તાબેદારીનું મણિલાલે નજીકથી પણ તટસ્થપણે અવલોકન કર્યું છે.

પરદેશી રાજ્યની તાબેદારી દૂર કરવાના ઉપાય તરીકે ઉદ્દંડ બલના પ્રયોગને તેમણે વિનાશકારી ગણ્યો છે. 'જે તે પ્રકારે અત્રત્ય અને પાશ્ચાત્ય ઉભય રાજ્યનીતિનું મિશ્રણ થાય, રાજા પ્રજા વચ્ચે વિશ્વાસ વધે, તેવા પ્રયોગો આદરવા'ની તેમણે સલાહ આપી છે. પૂર્વના ભૂતમાંથી પશ્ચિમને અને પશ્ચિમના વર્તમાનમાંથી પૂર્વને શીખવાનો તેમણે અનુરોધ કર્યો છે. પ્રવૃત્તિ નહિ પણ સમતા જીવનનો મુખ્ય ઉદ્દેશ છે એ પશ્ચિમે અને નિવૃત્તિ એટલે આળસ, જડતા, સ્વાર્થ ઇ. તામસી વૃત્તિ નહિ, પણ અનંત પ્રવૃત્તિમાંથી એક અનાદિ સમતા ઉદ્ભવીને કર્મયોગમાં સાફલ્ય પામે એ પૂર્વે શીખવાનું છે. પણ આમાં પાશ્ચાત્યોએ જ પહેલ કરવાની છે એવો મણિલાલનો આગ્રહ છે. એને માટે તેઓ ઉત્કટ સ્વરે સૂચવે છે કે "આર્યો ઉપર તેમણે ધીમે ધીમે વિશ્વાસ આણી તેમનાં હૃદયમાં રહેલી પ્રેમભાવનારૂપ આર્યવૃત્તિ જાગ્રત થાય તેમ કરવું જોઇએ, પ્રેમની ઉષ્મા ને બલથી તેમના હોઠ ઉઘડાવવા જોઇએ." † પૂર્વ અને પશ્ચિમનો યોગ હૃદયની ભૂમિકા ઉપર પહોંચે અને 'પ્રવૃત્તિમાં

* 'ત્રણ લેખો', પૃ. ૧૪૯-૧૬૦

† એજન, પૃ. ૧૫૯

મહાસભાનું અધિવેશન પૂનામાં ભરાવાનું હતુ. તે વખતે કોંગ્રેસના જ એક મંત્રી બાલ ગંગાધર ટિળકે આ પ્રથાનો સૈદ્ધાન્તિક વિરોધ કર્યો હતો. આપણી સાંસારિક સ્થિતિ પશ્ચિમને મુકાબલે [illegible] થી, બલકે ચઢિયાતી છે એમ તેઓ માનતા હતા. આથી [illegible] જસુધારામાં પછાત છીએ એવું કોંગ્રેસના મંડપમાં [illegible] નં અને સુધારાના ઠરાવ કરવા એ આપણા

મહાસભાનું અધિવેશન પૂનામાં ભરાવાનું હતું. તે વખતે કોંગ્રેસના જ એક મંત્રી બાલ ગંગાધર ટિળકે આ પ્રથાનો સૈદ્ધાન્તિક વિરોધ કર્યો હતો. આપણી સાંસારિક સ્થિતિ પશ્ચિમને મુકાબલે ઉતરતી નથી, બલકે ચઢિયાતી છે એમ તેઓ માનતા હતા. આથી આપણે સમાજસુધારામાં પછાત છીએ એવું કોંગ્રેસના મંડપમાં બેસીને સ્વીકારવું અને સુધારાના ઠરાવ કરવા એ આપણા રાજકીય હકની વિરુદ્ધ જવાનો પૂરો સંભવ છે એમ તેમણે બતાવ્યું હતું. તેમની મુખ્ય દલીલ એ હતી કે કોંગ્રેસની સ્વરાજ્યની માગણીના વિરોધમાં સંસારસુધારાસમાજના ઠરાવ પરથી સત્તાવાળાઓ, દેશની સામાજિક સ્થિતિ સુધરે નહિ ત્યાં લગી હિંદની પ્રજા રાજકીય અધિકારો મેળવવાને લાયક નથી એમ કહે તો જે હીલચાલ મૂળ કોંગ્રેસને મજબૂત કરવા માટે ઊભી કરેલી તે જ કોંગ્રેસને નિર્બળ કરનાર નીવડે. ટિળકના આ વિવાદથી પૂનાની કોંગ્રેસમાં બે પક્ષ પડી ગયા અને દેશભરમાં તેને વિશે ચર્ચા ચાલી. આ વખતે મણિલાલનું વલણ ટિળકપક્ષી હતું. આ પ્રસંગે 'સુદર્શન'માં લેખ લખતાં તેમણે સંસારસુધારાસમાજને કોંગ્રેસના મંડપનો ઉપયોગ કરવા દેવો એ જોખમ છે એવો અભિપ્રાય આપ્યો હતો.* છેવટે મુંબઈની કોંગ્રેસ સમિતિએ તે વર્ષ પૂરતો અધિવેશનનો મંડપ સંસારસુધારાસમાજને વાપરવા આપવાનો અને ભવિષ્યને માટે તેને અંગે છેવટનો નિર્ણય અધિવેશનમાં લેવાનો ઠરાવ કર્યો હતો. સંસારસુધારાસમાજના તે વખતના પ્રમુખ શ્રી મહાદેવ ગો. રાનડેએ કોંગ્રેસનો મંડપ વાપરવાની સવિનય ના પાડીને કોંગ્રેસના અગિયારમા અધિવેશનના વાતાવરણને ક્ષુબ્ધ થતું ડહાપણપૂર્વક અટકાવ્યું હતું.

આ નિમિત્તે મણિલાલ અને રમણભાઈ વચ્ચે સંસારસુધારા

---

* 'ત્રણ લેખો', પૃ. ૫૫૬-૫૫૮

મણિલાલને મતે, રાજ્યકારભારને દૂષિત કરનાર બીજું મુખ્ય કારણ રાજાઓને મળેલી કેળવણી છે. અહંભાવ ઉપજાવનારી પાશ્ચાત્ય કેળવણી અને ખવાસોની ખુશામતભરી કેળવણીને લીધે રાજધર્મ સમજવાનું બળ જ રાજાઓ ગુમાવી બેઠા છે એમ તેમનું વક્તવ્ય છે. રાજધર્મ નહિ સમજનાર અને પ્રજાનું અહિત સાધનાર રાજા નાલાયક છે એવો સ્પષ્ટ અને નિર્ભીક અભિપ્રાય આપતાં તેઓ અચકાતા નથી. તેઓ કહે છે :

"વેપાર કરનાર પેઢીનો મુનીમ ચોરી કરે કે ભાગીઆમાંનો એક વિશ્વાસઘાત કરે તો તેને કેદમાં નાંખો છો; ખૂન કરનારને ફાંસીએ ચઢાવો છો; ત્યારે કરોડો મનુષ્યનાં કુમળાં હૃદય ઉપર વગર દરકારે પોતાની બેફીકરાઇની વહેલ દોડાવનાર, રાજપદની મહા જવાબદારી ન સમજનાર, રાજકલંકને ગાદી ઉપર શા માટે રાખી શકાય ?" *

રાજા જમાનાનું સ્વરૂપ બાંધનાર છે. જગતમાં જેટલા પ્રકારનાં કર્તવ્ય છે તે બધાંનો સરવાળો રાજાનું કર્તવ્ય છે એમ પ્રતિપાદીને તેમણે 'राजा कालस्य कारणम्' એ સૂત્રનું ખરું રહસ્ય સમજાવ્યું છે. કારભારી રાજપદનો પ્રતિનિધિ છે. એટલે તે કોઈ પણ સત્ કર્તવ્યમાં-ઊણો ન હોવો જોઈએ. તે દક્ષ એટલે કે સર્વ કર્તવ્યને ઉપયોગી સર્વ ગુણો ધરાવતો હોવો જોઈએ. કર્તવ્યનિષ્ઠ રાજા અને દક્ષ મંત્રીનો યોગ સર્વ પ્રકારની સિદ્ધિ અપાવે છે એમ પ્રતિપાદીને તેમણે રાજાઓ તથા કારભારીઓને કર્તવ્યના યથાર્થ પાલન દ્વારા પોતપોતાના રાજ્યને દૃષ્ટાન્તરૂપ બનાવીને આર્યભાવનાના ખરા પ્રતિનિધિ નીવડવાની શીખ આપી છેવટે ચીમકી પણ આપી છે કે 'જે કામ રાજા કે કારભારી નહિ કરે તે કાલ કરશે.'†

* સુ. ગ., પૃ. ૫૩૬

† એજન, પૃ. ૫૨૩-૫૩૮

મણિલાલના રાજકીય વિચારો, ઘણુંખરું, આર્યભાવનાથી રંગાયેલા અને શાસ્ત્રીય ભૂમિકા પર બંધાયેલા હતા. રાજ્યના અંગનો તેમણે તાત્ત્વિક તેમજ વ્યાવહારિક બન્ને બાજુએથી વિચાર કર્યો હતો. લોકશાસનની ભાવનાને તેઓ આવકારપાત્ર ગણતા હતા. ચૂંટણીથી વર્ગભેદ ઓછો થાય છે તે લાભ તેઓ બતાવે છે, પણ તેમાં અજમાવાતી ગેર-રીતિઓ પ્રત્યે તિરસ્કાર દર્શાવે છે. લોકમાન્ય ટિળકને રાજદ્રોહના આરોપમાં સજા કરવામાં આવી ત્યારે તેમણે એક સ્વમાની પત્રકાર અને દેશભક્ત નાગરિક તરીકે વિરોધ પ્રદર્શિત કર્યો હતો આમ, રમણભાઈ કે આનંદશંકરને મુકાબલે મણિલાલનાં રાજકીય મંતવ્યો ઉદ્દામ ગણાય પણ નિરપેક્ષ ધોરણે તપાસતાં તેમના વિચારો એકંદરે મધ્યમમાર્ગી જણાય છે. બ્રિટિશસિંહે દેશમાં શાંતિ સ્થાપી છે ને તેના 'કરપ'થી દેશી રાજ્યો પણ કાંઇક જુલમ કરતા અટકે છે એ મતલબનાં વિધાનો તેમણે અનેકવાર કૃતજ્ઞભાવે કરેલાં છે. વિરોધ વ્યક્ત કરવાની તેમની રીત પણ કેટલી મર્યાદાવાળી અને શાંતિપ્રિય છે તે ટિળકના મુકદ્દમા અંગે તેમણે કરેલી નોંધો અને સરકારે રાજદ્રોહના કાયદાનો વિસ્તૃત અર્થ કરેલો તેની સામે 'શું લખવું?' * એ મથાળાવાળી નોંધ કરેલી તે જોતાં સમજાય છે ખરું જોતાં, ઊગતી રાષ્ટ્રિય અસ્મિતાની ભાવનાનો એ જમાનો જ બહુધા મધ્યમમાર્ગી હતો. પોતાની મર્યાદામાં રહીને પણ, દેશની રાજકીય સ્વાતંત્ર્ય ભણી થતી ધીમી પણ નિશ્ચિત કૂચને અમુક અંશે સક્રિય કામ દ્વારા અને ઘણે અંશે વિચારનાં આંદોલનો દ્વારા ગતિ આપવાનો તેમણે પ્રયત્ન કર્યો એ જ તેમની એ ક્ષેત્રની સેવા છે

* સુ ગ, પૃ. ૫૯૦-૫૯૧

## પ્રકરણ ચોથું

# ગદ્ય : સાહિત્યકૃતિઓ

પોતે સ્વીકારેલા જીવનકાર્યને વ્યાપક મૂર્તતા આપવાના ઉદ્દેશથી મણિલાલે લેખન-પ્રવૃત્તિ અપનાવી હતી. તેથી તેમનાં લગભગ તમામ લખાણો કોઈ ને કોઈ રીતે તેમની અભેદ ફિલસૂફીથી થોડે ઘણે અંશે પ અંકિત થયા વિના રહી શકયા નથી. તેમ છતાં એક પ્રવૃત્તિ તરીકે ધર્મ, ગૃહ અને રાજ્યની માફક સાહિત્યનો જીવનના એક અલાયદા અંગ તરીકે તેમણે સ્વીકાર કર્યો હતો ને તેનું તેમણે રસદૃષ્ટિએ ખેડાણ કર્યું હતું એ વિસરાવું જોઈએ નહિ. ચિંતન અને પાંડિત્યની ભારોભાર રસિકતા અને સૌન્દર્યપ્રીતિ પણ તેમના સ્વભાવમાં હતાં. આથી કેવળ સત્યકામી રહેવાને બદલે તેમની સાહિત્યપ્રવૃત્તિ સૌન્દર્યકામી પણ બની હતી. આમ ન હોત તો 'કાન્તા' અને 'નૃસિંહાવતાર' જેવા નાટક રચવાની અને 'માલતીમાધવ' તથા 'ઉત્તરરામચરિત' જેવી લલિત નાટ્યકૃતિઓનાં ભાષાંતર કરવાની સ્ફુરણા તેમને થાત ખરી? તેમના ધ્યેયલક્ષી લખાણોમાં પણ અચૂક ધ્યાન ખેંચે તેવી સાહિત્યિક ગુણવત્તા માલૂમ પડે છે તેનું કારણ પણ એ જ. અભેદાનંદનાં સંવેદનો ઝીલતા તેમના રસિક કાવ્યોને એક બાજુ રાખીને હાલ તુરત તો તેમની મુખ્ય ગદ્યકૃતિઓને લક્ષમાં રાખીને, નાટક, નિબંધ, વિવેચન આદિ ગદ્ય પ્રકારોના તેમણે કરેલા ખેડાણનો સાહિત્યિક દૃષ્ટિએ કયાસ કાઢવાનો પ્રયત્ન કરીએ.

### 'કાન્તા'

મણિલાલને લેખક તરીકે ગુજરાતી સાહિત્યમાં સૌપ્રથમ સત્કાર અપાવનાર 'કાન્તા' (૧૮૮૭) છે. શિષ્ટતા અને ઉચ્ચ રસિકતાના નમૂનારૂપે એ નાટકનો તે જમાનામાં સ્વીકાર થયો હતો.

ખુદ રમણભાઈએ છેક ૧૯૦૯ સુધીના ગુજરાતી નાટકસાહિત્યમા ‘એક જ આશ્વાસનસ્થાન’ તરીકે તેને ઓળખાવ્યુ હતું ‘ કુશળતાથી કરેલી મ કલના, જનસ્વભાવનુ રસિક ચિત્ર અને કવિત્વમય ભાવનો અનુપ્રવેશ’ તેમ ‘ખરેખરી સ્વાનુભવરસિક કવિતા એ નાટકમા જ જોવામા આવે છે’ એમ અભિપ્રાય આપીને, તેમણે, ‘કાન્તા’ રચ્યા બાદ મણિલાલે નાટકલેખન મૂકી દીધુ હતુ તે બદલ કૈંક ખેદ દર્શાવ્યો હતો* આપણા આદ્ય વિવેચક નવલરામે ‘કાન્તા’ ને વિસ્તૃત અવલોકનનુ માન આપ્યુ હતુ, ને તેમા પ્રતીત થતી ‘તેના તરુણ લેખકની શુદ્ધ, સસ્કારી રસજ્ઞતા’ પ્રત્યે સાહિત્યરસિક જનતાનુ સહર્ષ ધ્યાન ખેચ્યુ હતુ નાટકનુ વિસ્તૃત પૃથક્કરણ કરીને તેમણે આરભની કૃતિમા આવતી ભૂલો ને અમ ગતતાઓ બતાવી હોવા છતા ‘બધુ જોતા આ નાટક બહુ સારુ છે’ એમ તેનું એકદર તોલન કર્યું હતુ.† આજે પણ ગુજરાતી સાહિત્યનાં શિષ્ટ કરુણાન્ત નાટકોમા ‘કાન્તા’ ની ગણના થાય છે.

‘કાન્તા’ની રચના ઇતિહાસ, સ્વાનુભવ અને કલ્પનાના મિશ્રણથી થયેલી છે. પહેલાં મણિલાલની ઇચ્છા જયશિખરીના મૃત્યુ તથા વનરાજના જન્મને લગતું ઐતિહાસિક વસ્તુ લઈને નાટક લખવાની હતી. પછી પ્રસ્તાવનામા બતાવ્યું છે તેમ, તેમણે મહીપતરામકૃત ‘વનરાજ ચાવડો’ વાર્તા વાચી. તેમા સુરપાળની પત્ની વિમળાને ભૂવડનો પુત્ર કરણ, ઘરમાથી બળાત્કારે ખેચી લાવી કોઈનુ ભળતુ જ માથું કાપી લાવીને તે સુરપાળનુ છે એમ મનાવીને હાથ કરવાનો પ્રયત્ન કરે છે, વિમળા સતી થાય છે એવી હકીકત

* જુઓ ‘કવિતા અને સાહિત્ય’, વો ૩, પૃ ૨૫૨-૨૫૩ અહી રમણભાઈએ ‘કાન્તા’ની રચના-સાલ ઈ સ ૧૮૮૪ આપી છે તે સ્મૃતિચૂક જણાય છે વસ્તુત ૧૮૮૧ મા રચાઈને ૧૮૮૨ મા એ નાટક પ્રસિદ્ધ થયુ હતુ.
† જુઓ ‘નવલગ્રથાવલિ’ (તારણ), પૃ ૫૭

વાંચવામાં આવતાં તેને આગલી હકીકત સાથે ભેળવી દેવાનો તેમણે વિચાર કર્યો. પણ વિમળા જેવી પતિવ્રતા સ્ત્રી પરપુરુષના મસ્તકને સુરપાળનું મસ્તક જાણીને છેતરાય તે એમને સંભવિત લાગ્યું નહિ. તેથી તેમણે એમાં ફેરફાર કરીને હારનો પ્રસંગ ઉમેર્યો. વળી 'મૈત્રીની ખરી ખોટી હાલતનું વર્ણન કરવાના, તથા સેવકની અધમતા દર્શાવવાના હેતુથી' હરદાસ, રત્નદાસ અને તરલાનાં કલ્પિત પાત્રો પોતે ઉમેર્યાનું પણ પ્રસ્તાવનામાં જણાવ્યું છે. ત્રેવીસ વર્ષના મણિલાલે એમાં મિત્રદ્રોહનો પ્રસંગ કૈંક સ્વાનુભવને આધારે વર્ણવ્યો હોય એમ 'કાન્તા'ના વસ્તુનું સૂક્ષ્મ પૃથક્કરણ કરતાં સમજાય છે. નાટકમાં હરદાસે, સુરસેન સાથેની પોતાની મૈત્રીને અંગે કાન્તા પ્રત્યે પોતે આકર્ષાયાનો, કાન્તાના પતિવ્રતને ચળાવવાની પોતે કરેલી ચેષ્ટાનો તથા પોતાને ઉશ્કેરનારા મારફત જ સુરસેનને બધી વાતની ખબર પડતાં સુરસેને કાન્તાને ધમકાવી ને 'કાન્તાએ સર્વ માની લીધું' એવો ઉલ્લેખ કર્યો છે,* તે નડિયાદના એક સમવયના મિત્ર સાથેની દોસ્તીને અંગે મણિલાલને થયેલ અનુભવનું જ જાણે કે પ્રતિબિંબ છે! ઉક્ત બનાવને કારણે સુરસેન સાથેનો હરદાસનો સબંધ તૂટવા બાદ સધાયો તો ખરો, પણ વચ્ચે ગાંઠ રહી ગઈ તે, તેમજ હરદાસની પોતાના દુષ્કૃત્યનો પશ્ચાત્તાપ બતાવવાની તત્પરતા મણિલાલ અને એ મિત્રની વચ્ચે થયેલ મનદુઃખ અને તેની પછીના મણિલાલના માનસિક પ્રત્યાઘાતનું સ્મરણ કરાવે છે. 'કાન્તા'ના વસ્તુમાં આમ મણિલાલનો સ્વાનુભવ પણ વણાયેલો છે. ઇતિહાસની સાથે સ્વાનુભવને ભેળવતા કલ્પનાનો આશ્રય લઈ તેમણે ઇતિહાસના વૃત્તાંતમાં કેટલાક મૂળગત ફેરફાર કર્યા છે. આ સ્થિતિમાં કોઈ તેને ઐતિહાસિક નાટક ગણીને અન્યાય ન કરી બેસે એટલા માટે ઇતિહાસનાં પાત્રોનાં નામ

---

* જુઓ 'કાન્તા' (બીજી આ.), અં. ૨, પૃ ૪૪

બદલીને* લેખકે પ્રસ્તાવનામા એને પ્રકરણ—સસ્કૃત નાટયશાસ્ત્ર પ્રમાણે કલ્પિત વસ્તુવાળું નાટક—ગણવાની સ્પષ્ટ સૂચના કરી છે

મણિલાલે આ રીતે મૂળ ઇતિવૃત્તમા ફેરફાર કરીને ઉપજાવેલું નાટયવસ્તુ કેટલે અશે રસક્ષમ છે તે જોઈએ. 'કાન્તા'ની સમીક્ષા કરતા નવલરામે વસ્તુસંકલનાની ઝીણવટભરી પરીક્ષા કરી છે તેમાના કેટલાક મુદ્દા મહત્ત્વના છે

સુરપાળના મસ્તકના પ્રસગને બદલે મણિલાલે મૂકેલા મુક્તાહારના સ્વકલ્પિત બનાવને નવલરામે ઔચિત્ય અને સભવિતતાને ધોરણે અયોગ્ય ગણ્યો છે વનમા કાન્તા અને યૌવનશ્રીને મૂકીને પાછા વળતી વખતે સુરસેન પોતાના ગળામાથી મોતીનો હાર કાઢીને કાન્તાને પહેરાવતા કહે છે કે આ માળા જ્યારે તૂટે ત્યારે જાણવુ કે મારુ—અને રાજા જયચદ્રનુ પણ—અનિષ્ટ થયુ છે આ માળા નાટકના કરુણ અતનુ કારણ છે તેથી નાટકમા એનુ મહત્ત્વ ઘણુ છે નવલરામે એકપત્નીવ્રતને બળે સધાયેલી માળા તે વ્રત તૂટે ત્યારે જ તૂટવી જોઇએ અને તેને સુરસેનની કુશળતા સાથે કશો સબધ હોવો ન જોઈએ એવી ટીકા કરીને મણિલાલે મૂળમા કરેલા આ સુધારાને અપ્રતીતિકર ઠરાવવાનો પ્રયત્ન કર્યો છે † તેની સામે સુરસેનના મુખ સાથે સાદરય ધરાવતા મુખવાળા કોઈ યોદ્ધાના લોહીચૂતા મસ્તકને મારતે ઘોડે સૈનિક લઈને આવે એવા મૂળ પ્રસગના સકેતને તેઓ વિશેષ

* જો નામ બદલવામા તેમણે પૂરતી કાળજી લીધી જણાતી નથી નાટકના ચોથા અકના પહેલા પ્રવેશમા ત્રણ ઠેકાણે જયચદ્રને બદલે જયશેખર નામ (બીજી ને ત્રીજી આવૃત્તિમા પણ) જોવા મળે છે પ્રસ્તાવનામા પણ (પૃ ૨) સુરસેન અને સુરપાળ નામનો ગોટાળો રહી ગયો છે કદાચ નામ બદલવાનો વિચાર લેખકને પાછળથી આવ્યો હશે

† જુઓ નવલગ્રથાવલિ, પૃ ૪૧–૪૨, ૩૮

સંભવિત ગણે છે તરલા કપટ કરીને કાન્તાનો મુક્તાહાર રાત્રે તોડી નાખે છે અને બીજે દિવસે કાન્તાને છતે ધણીએ સત ચડે છે તે પણ તેમને આશ્ચર્યકારક લાગે છે.

હારના બનાવ વિશેનો નવલરામનો આ અભિપ્રાય ચિંત્ય છે. આ પ્રકારના બનાવોની પરીક્ષા કરતી વખતે લોકમાન્યતાને ખાસ લક્ષમાં લેવી જોઈએ. હારના પ્રસંગને કેવળ બુદ્ધિની ભૂમિકા ઉપરથી નહિ જોતાં તેની પાછળ રહેલી શ્રદ્ધા અને લોકમાન્યતાને સમજવાનો પ્રયત્ન કરીએ તો તેમાં કશું અજુગતું નહિ જણાય. સુરસેને કાન્તાના ગળામાં હાર પહેરાવતી વખત તેનો 'એકપત્નીવ્રતના સત્યથી સધાયેલ હાર' તરીકે ઉલ્લેખ કર્યો છે તે પરથી નવલરામે ટીકા કરી છે કે એવો હાર તો એકપત્નીવ્રત તૂટે ત્યારે જ તૂટવો જોઈએ ને તેને સુરસેનની કુશળતા સાથે કંઈ સંબંધ નથી. પણ અહીં મુખ્ય પ્રશ્ન દામ્પત્યનો છે. સુરસેનના ઉક્ત શબ્દો ઉભયની દામ્પત્ય-ભાવના જ સૂચવે છે. મંગલ દામ્પત્યના પ્રતીક તરીકે એ હારને સમજતાં લોકમાન્યતાને કશો બાધ આવે એમ નથી. કાન્તાને પતિના વચનમા પૂર્ણ શ્રદ્ધા છે અને હારછેદનથી અશુભ શુકન થયાનું તે કુદરતી રીતે માની લે છે, એટલે હારનું કપટથી છેદન થયું હોવા છતાં તેને બીજો વિચાર કરવાનો રહેતો નથી. વળી, શ્રદ્ધામાંથી શૂર ચડે છે એટલે તેને પતિ જીવતે સત કેમ ચડે એ પ્રશ્ન પણ અસ્થાને ઠરે છે.

આ જ દૃષ્ટિને વિસ્તારીને જ નવલરામે જેને વિશેષ બંધ બેસતો ગણ્યો છે તે મૂળ પ્રસંગ જોઈશું તો તે પ્રમાણમાં ઓછો સંભવિત જણાશે. સુરસેનના મસ્તક સાથે સાદૃશ્ય ધરાવતું કોઈ બીજાનું મસ્તક કાન્તા સમક્ષ રજૂ કરવામાં આવે, પણ કાન્તા શત્રુપક્ષ તરફથી રજૂ થયેલા મસ્તકને એકદમ પોતાના પતિના મસ્તક તરીકે સ્વીકારી લે ખરી? તેની પ્રતીતિનો આધાર, મસ્તક

લાવનાર માણસ પણ છે. જો લાવનાર માણસ વિશ્વાસપાત્ર હોય તો જ એને મસ્તક વિશે શંકા ઊઠે નહિ, નહિ તો તેને શત્રુપક્ષના કાવતરાની ગંધ આવ્યા વગર રહે નહિ. હાગ્છેદન ગૂઢ રીતે થયુ હોઈ તેને વિશે એના મનમાં શંકા ઊઠવાનો અવકાશ રહેતો નથી. આ દષ્ટિએ હાનો પ્રસંગ મૂળના કરતા વિશેષ સંભવિત લાગે છે.

વનમાથી પાછા વળતા સુરસેનને તેનો મિત્ર હરદાસ જયચંદના મૃત્યુના તેમજ ભુવનાદિત્યના વિજયના સમાચાર આપીને સુરસેનને પુન રાજગાદી મેળવવા સારુ કેદમાં પુરાવાનું સૂચવે છે અને સુરસેન પોતાની ક્ષાત્રવટને લાછન લગાડે તેવો રસ્તો એકદમ સ્વીકારે તે નવલરામને અચંબો ઉપજાવનારું લાગે છે. * પણ કર્ણનો વિશ્વાસ મેળવવા સારુ સુરસેનને પકડવાનો દેખાવ કરવાની હરદાસને જરૂર લાગે, અને શૂરો રજપૂત હોવા છતાં વખત પારખીને સુરસેન મિત્ર હરદાસની યુક્તિમાં સંમત થાય તો તેમા કશું અજુગતું કે આશ્ચર્યજનક નથી.

નવલરામની સૂક્ષ્મ રસદષ્ટિને કરણ કાન્તાને† અનુલક્ષીને વિરહમાં કાવ્યો ગાય છે તે ખૂચે છે. બહેન અને પત્નીની શોધમાં નીકળેલો સુરસેન ઉન્માદાવસ્થામા આવીને વિરહકાવ્ય લલકારતો વનમાં રખડે છે તે ધીરોદાત્ત કે ઉદ્ધત નાયકને શોભતુ નથી એવો તેમનો અભિપ્રાય છે.‡ કરણના કાવ્યોદ્ગારોમા એ વખતની રંગભૂમિને ફાવે તેવું નાટકી તત્ત્વ વિશેષ છે. તેના મુખમા મૂકેલા શૃંગારાભાસી ઉદ્ગારો એક રીતે કન્યાના સતીત્વની તાવણી દ્વારા તેના પુણ્યપ્રકોપને ઉશ્કેરીને કરણના પાત્રને તેમજ નાટકના સંઘર્ષને વિકસાવવામા સહાયભૂત થાય છે એમ

* ન ગ્ર , પૃ ૪૬
† એજન, પૃ ૪૭
‡ એજન, પૃ ૫૦

ખુલાસો આપી શકાય. ઉન્મત્ત સ્થિતિમાં વિલાપ કરતા સુરસેન વિશે તો, તે 'વિક્રમોર્વશીયમ્' ના પુરુરવાએ લેખકના ચિત્ત-પર પાડેલા સંસ્કારને પ્રતિબિંબિત કરે છે, અને કાન્તાની કસોટી થાય ત્યાં લગી તેને દૂર રાખ્યા વિના છૂટકો નથી માટે લેખકે તેને વનમાં રખડતો રાખ્યો છે એમ માનવું રહ્યું.

'કાન્તા'ની વસ્તુસંકલનામાં નવલરામે બતાવેલી કેટલીક અસંગતતાનો આ રીતે ખુલાસો આપવા છતાં વસ્તુગૂંથણીમાં શિથિલતા અને અસંભવદોષની શંકા ઊભી કરે એટલી કચાશ રહી ગઈ છે, એ વાત નિર્વિવાદ છે. પણ સમગ્ર નાટકનો રસપ્રવાહ નિહાળતાં, તેમજ મણિલાલનો મૌલિક નાટક લખવાનો આ પહેલો પ્રયાસ છે તે જોતાં એટલી કચાશ ક્ષમ્ય ગણાય.

નાટકના કાર્યને સતત વહેતું રાખી શકે તેવાં સ્ફૂર્તિવાળાં પાત્રો ઉપસાવવાની કળા મણિલાલે પ્રથમ પ્રયત્ને જ હસ્તગત કરી શક્યા છે. કાન્તા, સુરસેન, જયચંદ્ર, હરદાસ, રત્નદાસ, તરલા અને કરણનું એક બીજાથી ભિન્ન તરી આવે એવું સ્વભાવનિરૂપણ ધ્યાનપાત્ર છે. સુરસેનનાં રાજભક્તિ, શૂરવીરતા અને એકપત્નીવ્રત, કાન્તાનું તેજસ્વી સતીત્વ, સ્વાર્થ અને મિત્રભક્તિ વચ્ચે ઝોલા ખાતું હરદાસનું માનસ, રત્નદાસની કુટિલતા, કરણની લંપટતા અને તરલાની તરલતા નાટકના રસપ્રવાહને વિવિધ રંગ ધારણ કરાવીને અસ્ખલિત વહેતો રાખી શકે છે. સૌથી વિશેષ હૃદયંગમ પાત્રચિત્રણ તરલાનું છે. કાંતાના કંઠના હારનું છેદન કરવા-નીકળેલી તરલાના આંતર સંઘર્ષનું વર્ણન શેક્સપિયરના મેકબેથની ડંકનનું ખૂન કરવા જતી વખતની દોલાયમાન મનઃસ્થિતિનું સ્મરણ કરાવે તેવું સચોટ છે.

નાટકની ક્રિયાના વેગની સાથે સાથે પાત્રના મનોવેગનું નિરૂપણ કરવાની ફાવટ પહેલા જ નાટકમાં મણિલાલ બતાવી આપે છે તે અંગ્રેજી શોકાંત નાટકના આંતર સ્વરૂપની તેમની જાણકારી બતાવે

છે. અંગ્રેજી નાટકની માફક અહીં વસ્તુનું કશી પણ પ્રસ્તાવના વગર સીધેસીધું ઉદ્‌ઘાટન થાય છે. વળી સંસ્કૃત પ્રણાલિકાનો વિદૂષક એમાં નથી. એટલું જ નહિ, આખા નાટકના ગંભીર વાતાવરણમાં આછી હાસ્યની લહરી ફરકાવે તેટલો એકાદ હળવો પ્રસંગ પણ નથી. નાટકના આરંભમાં મૂકેલો સુરસેનના મધુર દામ્પત્યનું સૂચન કરતો, ને 'ઉત્તરરામચરિત'ના આરંભની યાદ આપતો ચિત્રદર્શનનો પ્રસંગ ક્રમશઃ અનેક વિષમતાઓ રૂપે ઝડપથી પલટાઈને છેવટે કાન્તા–સુરસેનના ચિતા–પ્રવેશરૂપે પર્યવસાન પામે છે. નાટકમાં ક્રિયાને સતત ચાલુ રાખતી પણ કેવળ કરુણ પરિણામને લક્ષતી આ આંતર વસ્તુસંઘટના લેખકના 'કાન્તા'ને 'હેમલેટ' કે 'મૅકબેથ' જેવી કરુણાન્તિકા બનાવવાના મનોરથનું સૂચન નથી કરતી શું?

બીજી તરફ, સંસ્કૃત કવિતાના રસિયા મણિલાલ નાટકની બાહ્ય રચનામાં સંસ્કૃત નાટ્યપદ્ધતિનું અનુસરણ કરે છે એ પણ સ્પષ્ટ છે. નાટકમાં છૂટે હાથે વેરેલા પદ્યખંડો વાંચનારનું આરંભથી જ ધ્યાન ખેંચે છે. સંસ્કૃત કવિઓની માફક નાટકમાં કવિતાનો દોર તેમણે એટલો છૂટો મૂકી દીધો છે કે તેમની કવિતા નાટકની હરીફાઈ કરવા નીકળી હોય એવો આભાસ થાય. શૃંગાર, વીર, કરુણ, ભયાનક અને બીભત્સરસને ઉચિત વિવિધ ભાવનું યથાર્થ દર્શન આ કાવ્યપંક્તિઓ દ્વારા સહેલાઈથી થઈ શકે છે. ખરું જોતાં સમગ્ર નાટકના રસનું નિર્વહન કરવાની જવાબદારી આ પદ્યખંડોએ જ બજાવી છે. તેમાંથી ઊપસતાં યુદ્ધભૂમિ અને વનશ્રીનાં મજેદાર ચિત્રો નાટકનું મુખ્ય આકર્ષણ છે. યુદ્ધે ચડવાને બદલે વનમાં જવાની જયચંદની આજ્ઞાથી મૂંઝવણ અનુભવતાં, સરસ્વતી પ્રત્યે (અં. ૧, પ્ર. ૩, શ્લો. ૧૮), જયચંદના મૃત્યુથી ગરીબડી બનેલી ગુર્જરભૂમિને ઉદ્દેશીને (અં. ૧, પ્ર. ૬, શ્લો. ૪૯, ૫૨, ૫૩) તેમજ સમરભૂમિને અનુલક્ષીને (અં. ૧, પ્ર. ૬, શ્લો. ૪૭, ૪૮, ૫૦) સુરસેને કાઢેલા

ઉદ્દગારો પાત્રના મનોભાવને યથાર્થ આલેખવા ઉપરાંત નાટકના વાતાવરણની જમાવટમાં પણ કેટલા બધા ઉપકારક નીવડે છે! સુરસેનના મુખમા મૂકેલો મધ્યરાત્રિનાવર્ણનનો શ્લોક (અ. ૧, પ્ર. ૩, શ્લો. ૨૫) તેમજ રાત્રિએ દેખાતી સરોવરની સપાટી અને એના તટપ્રદેશનું પ્રાસાદિક ચિત્ર આપતા કાન્તાના ઉદ્દગારો (અંક ૨, પ્ર. ૪, શ્લો ૨૩–૨૪) અન્યથા સ્વતંત્ર કાવ્ય તરીકે પણ પ્રસિદ્ધ છે. શરાબના પ્યાલામા પડતા ચંદ્રના પ્રતિબિમ્બનું (અંક ૨, પ્ર ૨ શ્લો. ૬) તેમજ સ્વપ્નમાં કાન્તાના થયેલ સમાગમનુ વર્ણન (અ. ૨, પ્ર ૩, શ્લો. ૧૬) વિષયી કરણના મુખમા મૂકીને, અનિષ્ટ ભવિતુ સૂચન કરતા સ્વપ્નનો ચિતાર યૌવનશ્રીના મુખમાં મૂકીને સુરસેનના અચાનક પલાયન થવાથી પોતાની બાજી ઊંધી વળતા અદૃષ્ટ ભય અનુભવતા હરદાસના મુખમા આંતરિક ગ્લાનિ દર્શાવતો શ્લોક (અ. ૪, પ્ર ૨, શ્લો, ૮) મૂકીને અને છેલ્લે સ્વર્ગે સીધાવતી સતીનો શબ્દ સાંભળીને ચિતામા પ્રવેશ કરતા સુરસેનના મુખમાં 'આવ્યો પ્રિયે! ધીરજ ધાર ચિત્તે' એ પંક્તિવાળો ઇન્દ્રવજ્રાનો શ્લોક મૂકીને મણિલાલે કાવ્ય દ્વારા વિવિધ રીતે નાટ્યહેતુ સાધી બતાવ્યો છે આ રીતે નાટકમાં કવિતારસ પીરસવાની પ્રણાલિકા ગુજરાતીમાં દલપતરામથી શરૂ થઈ હતી પછી નવલરામ અને રણછોડભાઈએ નાટકમાં પદ્યોનો ઉપયોગ કર્યો પણ મણિલાલના જેટલા બહોળા પ્રમાણમા વિવિધ અક્ષરમેળ વૃત્તોનો પ્રયોગ તેમના પુરોગામીઓ પૈકી કોઈ કરી શક્યુ નથી ગીતિનો ગુજરાતી નાટકમા તેમણે જ સૌથી પહેલો પ્રયોગ કર્યો છે. એકંદરે ગુજરાતી નાટકમા કવિતાનો પોતાના પુરોગામીઓ ને સમકાલીનો કરતા સૌથી વિશેષ ઔચિત્યબુદ્ધિથી પ્રયોગ કરનાર મણિલાલ હતા.

સંવાદોની ભાષાને પાત્રાનુસારી સ્પર્શ આપવાનો તેમણે પ્રયત્ન કર્યો છે, પણ તેમા એમને બહુ સફળતા મળી જણાતી

ભીલ સિવાયનાં બધાં પાત્રો ઘણુંખરું મણિલાલની જ શિષ્ટ, સંસ્કૃતમય ને કેંક ચરોતરી છાંટવાળી ભાષામાં બોલતાં માલૂમ પડે છે સંવાદની ભાષા જેટલી અર્થપૂર્ણ છે, તેટલી જીવંત કે પ્રવાહી આજના વાચકને કદાચ નહિ લાગે. પણ ગુજરાતી ભાષા એ વખતે નાટકના સંઘર્ષને ઉપસાવી આપે તેવી સાહજિક સ્ફૂર્તિ ને તીક્ષ્ણ ધારવાળી સંવાદશૈલી આપી શકે એટલી પળોટાયેલી નહોતી અને મણિલાલનો હાથ પણ હજુ લેખનનો આરંભ જ હોઈ ગદ્ય પર જોઈએ તેટલો બેઠો નહોતો : એટલું ધ્યાનમાં રાખીશું તો નાટકની આ મર્યાદા કઠશે નહિ.

તેની કલામય રૂપઘટના ને રસનિષ્પત્તિને કારણે એ યુગમાં તો શિષ્ટ ગુજરાતી નાટકોમાં 'કાન્તા'નું અગ્રગણ્ય સ્થાન હતું. આનો સબળ પુરાવો એ નાટકના તખ્તાપ્રયોગના ઇતિહાસમાંથી મળી રહે છે. મુંબઈ ગુજરાતી નાટક મંડળીએ 'કુલીન કાન્તા' એ નામથી તેનો પ્રયોગ કરીને પોતાની પ્રવૃત્તિના શ્રીગણેશ માંડ્યા હતા. મુંબઈ ગુજરાતી નાટક મંડળીના દિગ્દર્શક દયાશંકર વિસનજી ગિરનારાએ તેમાં વિદૂષક ઉમેરીને તેમજ રંગભૂમિની જરૂરિયાત અનુસાર ગીતો ઇત્યાદિમાં કેટલાક ફેરફાર કરીને, નાટકની ઉત્સાહભેર તૈયારી કરી હતી.*

* ઇ. સ. ૧૮૮૯ માં મુંબઈ ગુજરાતી નાટક મંડળી સ્થપાઈ હતી. તેણે મણિલાલની રજા લીધા વિના 'કાન્તા' નાટક ભજવવાની જાહેરાત કરેલી તે મણિલાલના જોવામાં આવતાં તેમણે ગોવર્ધનરામને એ નાટક મંડળીને કાયદેસર નોટિસ આપવા મુંબઈ લખ્યું હતું. ગોવર્ધનરામે વચ્ચે પડીને નાટક મંડળી સાથે સમજૂતી કરવાનો પ્રયત્ન કર્યો હતો. તેને પરિણામે દયાશંકરે જાતે નડિયાદ જઈને મણિલાલને ચરણે પાઘડી મૂકીને તેમની માફી માગી હતી અને તેમને એ મુંબઈ તેડી ગયા હતા. મુંબઈમાં દયાશંકરે તેમને 'બહુ ખાનપાન આપ્યું, અને રૂ. ૮૦) સુધી એક હીરાની વીંટી' આપવા માંડી ઉપરાંત 'બીજું એક નાટક

મણિલાલની સૂચનાથી ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિકને હાથે 'કુલીન કાન્તા'ના નાટ્યપ્રયોગનું અને ગુજરાતની સુપ્રસિદ્ધ નાટક મંડળીની પ્રવૃત્તિનું પણ ઉદ્‌ઘાટન થયુ હતું. નાટક એકંદરે સારું ભજવાયું હતું ને તે જોઈને મણિલાલ તથા ગોવર્ધનરામે પ્રસન્નતા દર્શાવી હતી

## 'નૃસિંહાવતાર'

'કાન્તા' ભજવાયુ તે પછી સાતેક વર્ષે એ જ નાટક મંડળીની માગણીથી મણિલાલે 'નૃસિંહાવતાર' લખ્યુ. ૧૮૯૭ ના જન્મઆગ્નિની બીજી તારીખે તેમણે કરેલા વસિયતનામામા ઉલ્લેખ છે * તે પરથી અનુમાન કરી શકાય કે 'નૃસિંહાવતાર' ૧૮૯૬ ના અંતભાગમાં લખાયુ હશે. મુંબઈ ગુજરાતી નાટક મંડળીએ તે નાટક લેખક પાસેથી પાંચસો રૂપિયામા ખરીદી લીધુ હતું અને પ્રકાશનના સર્વ હક પોતે રાખ્યા હતા. પરિણામે, ગુજરાતના બીજાં અનેક અભિનેય નાટકોની માફક 'નૃસિંહાવતાર' પણ આજ લગી અપ્રગટ રહ્યુ છે. આ લખનારે પ્રસ્તુત કાર્યને અંગે એ નાટકની મણિલાલના હસ્તાક્ષરની મૂળ હાથપ્રત તેમના એક સમકાલીન વૃદ્ધ પાસેથી મેળવી છે, † જેને લીધે એનું વિગતવાર અવલોકન મૂકવાનું અહીં શક્ય બન્યું છે.

---

રૂા ૪૦૦–૫૦૦ લઇ રચી આપવા વિનતિ કરવા લાગ્યા'. મણિલાલે 'ફક્ત ૮૦) રૂપૈયાથી હાથ હડાવવા કરતા મફત જવા દેવું વધારે આબરૂવાળું ધારી' એ લોકોની વીંટી ન સ્વીકારી અને કહ્યું 'આગળ ઉપર જેમ ઇચ્છા હોય તેમ કરજો' પછીથી તેમણે 'નૃસિંહાવતાર' નાટક લખ્યુ. તે આને અંગે

(લેખકના અપ્રગટ આત્મવૃત્તાન્ત, પૃ ૧૨૭ પરની તા. ૪–૧૦–૧૮૮૯ ની નોંધને આધારે)

* જુઓ પરિશિષ્ટ ૨

† આ હાથપ્રતના પહેલા પાનાનો ફોટોગ્રાફ પૃ ૨૦૬ ની સામે મૂક્યો છે.

[ખાસ રંગભૂમિ માટે તૈયાર થયેલું 'નૃસિંહાવતાર' નાટક 'કાન્તા'થી અનેક રીતે જુદું તરી આવે છે. 'કાન્તા'નું વસ્તુ ઐતિહાસિક બીજવાળું છે, તો 'નૃસિંહાવતાર'નું પૌરાણિક છે.* 'કાન્તા' શોકાન્તિકા છે, તો 'નૃસિંહાવતાર' મંગલાન્ત નાટક છે. 'કાન્તા'ના આદિ ને અંતની યોજના પશ્ચિમની કરુણાન્તિકાને અનુસરીને થઈ છે; 'નૃસિંહાવતાર' શુદ્ધ સંસ્કૃત શૈલીનું નાટક છે. તેના આરંભમાં નાંદી છે ને સૂત્રધાર અને નટીના સંવાદરૂપ પ્રસ્તાવના પણ છે. 'કાન્તા'માં તેમ નથી. કાન્તાનો અંગી રસ કરુણ છે; શૃંગાર, વીર, બીભત્સ અને ભયાનક તેનાં અંગભૂત છે. 'નૃસિંહાવતાર' મુખ્યત્વે ભક્તિરસનું નાટક છે. તેને અંગે તેમાં વીર, અદ્‌ભુત, હાસ્ય, વાત્સલ્ય અને કરુણની નિષ્પત્તિ થયેલી છે. 'કાન્તા'માં હાસ્ય અને તેના ઉદ્‌ભાવક વિદૂષકનો તદ્દન અભાવ છે; 'નૃસિંહાવતાર'માં બંને છે. 'કાન્તા'માં દેશી ઢાળનાં ગીતો કરતાં સંસ્કૃત વૃત્તોમાં મૂકેલા શ્લોકોનું પ્રમાણ વિશેષ છે; 'નૃસિંહાવતાર'માં શ્લોકો કરતાં ગીતોની સંખ્યા વધારે છે. 'કાન્તા'માં એક હાસ્તો પ્રસંગ જ અદ્‌ભુત છે ત્યારે 'નૃસિંહાવતાર' આખું નાટક મુખ્યત્વે અદ્‌ભુત પ્રસંગોથી ભરેલું છે. 'કાન્તા'ની માફક 'નૃસિંહાવતાર'ના સંવાદોમાં શિષ્ટ અને ઘરગળુ બોલીનું મિશ્રણ માલૂમ પડે છે. પણ 'નૃસિંહાવતાર' લેખકની પક્વ શૈલીની કૃતિ હોઈ તેમાંના સંવાદો પ્રમાણમાં ધારદાર અને ચેતનવાળા છે.]

વસ્તુસંકલનામાં 'કાન્તા'ની માફક લેખકે અહીં પણ પોતાની કલ્પનાનો ઉપયોગ કર્યો છે. મૂળ પુરાણકથાના વસ્તુમાં તેમણે માત્ર

* મણિલાલને નૃસિંહાવતારની કલ્પના અત્યંત પ્રિય હતી. તેણે જેમ તેમને ડાર્વિનથી વિરુદ્ધ જઈને સિંહયોનિમાંથી મનુષ્યની ઉત્ક્રાન્તિ થયેલી સાબિત કરવા પ્રેર્યા હતા, તેમ જ એમાં રહેલી વૈરભાવે ભગવાન મેળવવાની ભાવનાએ તેમને નાટક લખવા આકર્ષ્યા જણાય છે.

રંગભૂમિ અને લોકરુચિને લક્ષમાં રાખીને કેટલાક ઉમેરા પૂરતો ફેરફાર કર્યો છે, તેમાં સૌથી મહત્ત્વનો ઉમેરો વિદૂષક અને તેના ગૃહસંસારનું ચિત્ર છે. સમયવિરોધના દોષની દરકાર કર્યા વિના નાટકમાં તેમણે દીકરાના વિવાહ અંગે વિદૂષક સોમદત્ત અને તેની પત્ની વચ્ચેનો ઝઘડો અને જ્ઞાતિજનો સાથેની તેની ભાંજગડ (અંક ૨, પ્ર. ૪) ઉમેરીને પૌરાણિક વાતાવરણમાં સમકાલીન સંસારના પરિચિત રંગ પૂર્યા છે। વિદૂષકપુત્ર દેવદત્ત અને તેની પત્ની વચ્ચેના સંવાદમાં (અં. ૩, પ્ર. ૭) પણ સમકાલીન સમાજનું જ પ્રતિબિંબ છે. દેવદત્તને મિત્ર પ્રહલાદ માટે રીતસર આત્મબલિદાન આપતો બતાવીને (અં. ૩, પ્ર. ૯) મણિલાલે શુદ્ધ મિત્રપ્રેમની પોતાની જિંદગીભરની ઝંખનાને જાણે કે પ્રગટ કરી છે। ભક્તિ અને મૈત્રીની એકસાથે કસોટી કરીને નાટકના સંઘર્ષને ઝડપથી અંત ભણી દોરનારો, માંત્રિકની સહાયથી પ્રહ્લાદને ઉડાવી દેવાના તેના પિતાના કાવતરારૂપ ચમત્કારિક પ્રસંગ (અં. ૩, પ્ર. ૯) ઉમેરીને મણિલાલે સ્વકલ્પિત વિગતોને મૂળ કથાવસ્તુ સાથે એકરસ કરી દેવાની પોતાની કુશળતાની પ્રતીતિ કરાવી છે એમ કહી શકાય.

નાટકકાર તરીકે મણિલાલનું ખરેખરું સામર્થ્ય તો નાટકના આંતરિક સંઘર્ષને ઉત્તરોત્તર તીવ્ર બનાવે તેવા વિવિધ સ્વભાવવાળાં પાત્રોના સ્વભાવનું સચેત ચિત્રણ કરવામાં રહેલું છે. ક્રોધ અને અભિમાનથી ઉન્મત્ત, ધીરોદ્ધત પ્રતિ-નાયકના ગુણવાળો હિરણ્યકશિપુ; પુત્ર અને પતિના પ્રેમની વચ્ચે ઊંડી મનોવેદના વેઠતી તેની સતી રાણી; શાંત, વિનમ્ર અને પ્રભુભક્તિમાં અડગ બાળક પ્રહ્લાદ; હસતાં હસતાં માર્મિક કટાક્ષો કરીને રાજાની સાન ઠેકાણે લાવવાનો પ્રયત્ન કરનાર કુશાગ્રબુદ્ધિ વિદૂષક; મિત્રને ખાતર જાન આપવા તત્પર થયેલો તેનો પુત્ર; રાજાની 'હાજી હા' કરીને પ્રજા પર જુલમ કરનાર સેનાપતિ શંબૂક અને પ્રધાન હયગ્રીવ; બધું જાણવા છતાં રાજાને ઉપદેશ દઈને છેટા રહેતા શુક્રાચાર્ય; ગંભીર પરિણામ

ઉપજાવે તેવું ટીખળ કરીને ખસી જવામાં પ્રભુની જ પ્રેરણા બતાવનાર અને નાટકના કાર્યના મૂળ ઉત્પાદક ને ચાલક નારદ; પ્રેમને વશ વર્તતા વિષ્ણુ અને 'પ્રેમનો ખેલ' કરીને તેમની અકળ ગતિ સમજવા મથતી લક્ષ્મી; કલિપ્રભાવથી દાસત્વને ધિક્કારતા જયવિજય; કામવિહ્વળ દિતિ અને કાળની ગતિને વશ થઈને તેને ઋતુદાન દેનાર કશ્યપ : આમ, વિવિધ ગુણક્રિયા વડે એકબીજાથી જુદા તરી આવતા નાનાં-મોટાં અનેક પાત્રો પોતપોતાની રીતે નાટકના રસપ્રવાહને વહેતો રાખે છે.

પોતે જેનો બોધ કરતાં કદી થાકયા નહોતા તે કર્તવ્યભાવનાને મણિલાલે આ નાટકના કેન્દ્રમાં સ્થાપી છે. હિરણ્યકશિપુમાં કર્તવ્યભાવનાનું આરોપણ કરીને તેમણે તેના મૂળ રાક્ષસી સ્વરૂપને અમુક અંશે માનુષી ઓપ આપ્યો છે. હિરણ્યકશિપુ કેવળ પોતાના રાજા તરીકેના કર્તવ્યને વશ થઈને વિષ્ણુ સાથે વેર બાંધે છે. વિષ્ણુને વશ કરવા સારુ તે તપ કરવા જાય છે અને સાથે આવવા માગતી રાણીને ગૃહ તથા રાજ્યની સંભાળ રાખવાનું કર્તવ્ય સમજાવે છે. 'પતિની આજ્ઞાને અનુસરવું એ જ સન્નારીનું કર્તવ્ય છે' એમ માનીને 'મારા પતિના ધ્યાનમાં પતિરૂપ થઈ પતિકાર્ય કરીશ' એવો નિશ્ચય કરવા છતાં 'પ્રેમની નિર્બલતા કહો કે રસિકતા કહો તે તુરત જ મારા નિશ્ચયને ઢીલો કરી નાખે છે' એમ ફરિયાદ કરતી કોમળ હૃદયની રાણી કર્તવ્યનો પ્રભાવ વર્ણવતું ગીત ગાતી ગાતી રાજાના વિરહમાં મૂર્છા પામે છે! 'પુત્ર મારું જીવન છે, ને પતિ મારો પ્રાણ છે' એમ ગણીને ઉભય પ્રત્યેના પ્રેમરૂપ કર્તવ્યની વચ્ચે વધુમાં વધુ રાણી રિબાય છે. તેના ગર્ભનો નાશ કરવાના ઇરાદાથી તેનું હરણ કરી જનાર ઇન્દ્ર કર્તવ્યસ્વરૂપ ધર્મની આજ્ઞાથી તેને નારદને સોંપે છે. અને નારદ પણ તેને તેમજ પ્રહ્લાદને રક્ષણપોષણ આપવામાં સ્વકર્તવ્ય જુએ છે. પ્રહ્લાદ તો

કર્તવ્યની પરમ સાત્ત્વિક મૂર્તિ જ છે. વિષ્ણુને ખોળતા પિતાને વિષ્ણુનું દર્શન કરાવવા સારુ પિતાના બધા જુલમને હસતે મુખે સહન કરી લેવા પાછળ તેની પરમ પ્રેમરૂપ કર્તવ્યભાવના જ દેખાય છે. નર્યો પ્રેમ અને વિનય તેની વાણી ને ક્રિયામાંથી હમેશાં ઝરે છે. શુક્રાચાર્યે તેને માટે યથાર્થ જ કહ્યું છે કે તે રાજપુત્ર છતાં બ્રાહ્મણ કરતાં વધારે સાત્ત્વિક છે. વૈરભાવથી વિકૃત બનેલી કર્તવ્યભાવનાને વશ થઈને પ્રેમને ઠોકરે મારનાર હિરણ્યકશિપુ વિનાશ પામે છે, ત્યારે સર્વ પ્રત્યે સમભાવ રાખનાર બાળક પ્રહ્લાદ શુદ્ધ પ્રેમ અને કર્તવ્યનો અભેદ સાધીને પ્રભુકૃપા પામે છે. ભક્તિનો મહિમા દર્શાવતી પ્રહ્લાદની પુરાણકથામાંથી મણિલાલે પ્રેમ અને કર્તવ્યના વિરોધરૂપ સંઘર્ષથી ખીલતું અને ઉભયના ઐક્યમાં મંગલાન્ત પામતું સુંદર નાટક ઉપજાવીને તેમાંથી એક રીતે પોતાનો પ્રિય અભેદ-સંદેશ જ ફલિત કર્યો છે.

પણ તેથી આ નાટક પ્રચારાત્મક છે એમ રખે કોઈ માને. એના બોધગર્ભ વસ્તુને સર્જનાત્મક કલાસ્વરૂપ આપવાનો કીમિયો મણિલાલે અહીં યથાશક્તિ અજમાવ્યો છે. 'કાન્તા'માં સૌપ્રથમ દેખાયેલી, ક્રિયાના વેગને વધારતા જઈને નાટ્યસંઘર્ષને ઉત્તરોત્તર તીવ્ર બનાવવાની તેમની કળા અહીં સવિશેષ ખીલેલી છે. પહેલા અંકના બીજા પ્રવેશમાં જયવિજયની ઉદ્દ્ધતાઈ અને બ્રાહ્મણોના શાપના પ્રસંગથી વૈરભાવનું બીજ નાખીને, વરાહાવતારે હિરણ્યાક્ષને મારનાર વિષ્ણુનો તેમ 'દેવતા માત્રનો ખોડો કાઢી નાખવાની' હિરણ્યકશિપુની પ્રતિજ્ઞામાં લેખક વૈરભાવને પ્રગટ કરે છે. પછી તો હિરણ્યકશિપુની પ્રત્યેક ક્રિયામાં એ વૈરભાવ ઘૂંટાયા કરે છે. આ વૈરવૃત્તિ જ તેને ઘરમાં ને નિશાળમાં વિષ્ણુનું રટન કરતા પ્રહ્લાદ પર આક્રમણ કરવાની ફરજ પાડે છે. દેહના અણુએ અણુમાં વ્યાપી જતા આ દ્વેષના અગ્નિની સંવેદના મણિલાલે કેવી સચોટ રીતે

હિરણ્યકશિપુના મુખમાં મૂકી છે। એના આ શબ્દોમા વૈરભાવે ભગવાનને ભજનારની આંતરિક વિકળતા કેવી વિલક્ષણ રીતે પ્રગટ થાય છે તે જુઓ: "દુ.ખ થાઓ કે સુખ થાઓ, વિયોગ થાઓ કે સયોગ રહો, પણ જ્યા સુધી આ શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી વિષ્ણુ એ નામની માત્રાએ માત્રા મારે રૂંવે રૂવે લાહ્ય વરસાવી રહી છે, વિષ્ણુ એ નામને ત્રણે ભુવનમાંથી નિકંદન કરી ઉખાડી નાખ્યા વિના તે શાંત પડવાની નથી....વિષ્ણુ-વિષ્ણુ-વિષ્ણુ એવી જ રટના મારા રૂધિરના કણેકણમા થયાં જાય છે, નિદ્રામા પણ મ ભળાય છે."

વિષ્ણુને ગમે ત્યાથી પકડી લાવવાનો આદેશ આપતા તેમ વિષ્ણુનો પત્તો ન લાગતાં પ્રહ્લાદ પર જુલમ કરવાનો હુકમ કરતી વખતે પણ તેના દિલમા એ જ વૈર-જ્વર છે. લેખકે હિરણ્યકશિપુના અંતરમાં પ્રત્યેક કક્ષાએ વૈરના અગ્નિને સંકોરતા જઈ ને અંતે ભડકો પેદા થતાં નૃસિંહનો સ્તભમાંથી આવિર્ભાવ થતો દર્શાવીને તેનુ ભક્તિમા શમન કરી બતાવ્યુ છે. હિરણ્યકશિપુની પ્રત્યેક ક્રિયામા તેના રોષ અને ધૂંધવાટને કારણે તેને અસ્વસ્થ કરી મૂકતી અશાતિ મણિલાલે સચોટપણે ઉતારી બતાવી છે. તેની સામે પ્રહ્લાદની શાત, સ્વસ્થ, હેતાળ અને નમ્ર પ્રકૃતિ સુંદર ઉઠાવ લે છે. રાણીની આતરિક મનોમથનનુ મૃદુ અને નાજુક ચિત્ર સૌથી વિશેષ હૃદયસ્પર્શી છે. મણિલાલે આ નાટકમા હિરણ્યકશિપુને અંગે વીર અને રૌદ્રની, રાણીને અગે કરુણ અને વાત્સલ્યની અને પ્રહ્લાદને અંગે શાંત અને અદ્ભુતની ખૂબીદાર મિલાવટ કરી બતાવી છે.

રસનિષ્પત્તિમાં તેમને સફળતા અપાવનાર બીજું મહત્ત્વનુ અંગ નાટકનાં ગીતો છે. મણિલાલને સંગીતની સારી સૂઝ હતી. ધધાદારી નાટકોમાં ગવાતાં ગાયનોની પણ તેમને સારી

જાણકારી હશે એમ નાટકમા મૂકેલા ગીતોને* મથાળે સૂચવેલી જુદી જુદી રાગરાગિણીઓ પરથી સમજાય છે. નવરાશને વખતે અનાયાસે રસમય કાવ્યો રચવાની તેમની પ્રવૃત્તિ તો ચાલુ હતી જ એટલે નાટકને માટે સુદર કવિત્વયુક્ત ગીતોની યોજના તેઓ રમતા રમતા કરી શકતા નાટકનાં કુલ ૬૪ પદ્યોમાંથી આશરે ૩૫ જેટલી કૃતિઓ મણિલાલની કવિત્વશક્તિની ઉત્કૃષ્ટ છાપ પાડે તેવા ગીતો છે તેમા પ્રકૃતિસૌન્દર્યનુ મોહક ચિત્ર આપતુ 'સુખકર મલિયાગર મહેકે રે' (ન. ૩) અને છટાદાર વર્ણનશૈલીના નમૂનારૂપે 'બહુ સુખમા છે ધરમાર' (નં. ૭) તથા 'હુ ગયા ઇન્દ્રદરબાર' (ન. ૮) એ ગીતો છે. 'તાપ પરિતાપ જળપાન' (ન ૨૪) થી શરૂ થતુ ગીત ક્રોધ અને વૈરથી ઉત્તેજિત મહત્ત્વાકાંક્ષાવાળા હિરણ્યકશિપુના મનોભાવને યથાર્થ રીતે બતાવે છે બાકીનાં ત્રીસેક કરુણ, શૃગાર કે ભક્તિના સવેદનને પ્રગટ કરતા વેધક ઊર્મિગીતો છે, જેમા 'ગુણ ગાવા ઇચ્છુ' (ન. ૨), 'તનના તાપ હરો' (નં ૩૪), 'હરિનાણુ નવ ખોવુ માના' (ન ૪૪), 'તુમ તનનન હરિગુણ ગાઓ' (ન ૪૮), 'શીતલ મોહન રસ ના' (ન. ૫૭) અને 'કેશરધર કરુણાકર હેમસુદર' (ન ૬૫) એ ભક્તિરસના, 'માનો રસીના રસ વિનતિ' (ન. ૧૩), 'પ્રેમકગ બલિહારી' (ન. ૧૬), 'રીસ મા ધર મન રામા' (ન ૧૭) 'સરજોરી માનો કન્હાઈ રે' (ન ૧૯) ને 'ગસગસ ભીની હો રાજ' (ન. ૫૩) શૃગારના, અને 'સાચુ સુખનુ શમણુ ન આવ્યુ રે લાડકડા' (ન. ૪૩) તથા 'મારો લાડયેતો લાડકો' કરુણ–પર્યવસાયી વાત્સલ્યના ઉત્તમ પ્રતિનિધિ કાવ્યો છે. પ્રહ્‌લાદને ગુરુને ઘેર મૂકતી વખતે રાણીએ ગાયેલુ 'હેતે મારા લાડીલા ગુરૂ સેવો' એ ધોળ અમિશ્ર વાત્સલ્યભાવનુ સ્મરણીય

* આ ગીતો માટે જુઓ પરિશિષ્ટ ૪

કાવ્ય છે. ગીતો ઉપરાંત નાટકમા યથાપ્રસંગ સંસ્કૃત અને ગુજરાતી શ્લોકો પણ મૂકયા છે. સ્તુતિ આશિર્વાદ અને ચિંતનને નિમિત્ત મૂકેલા શ્લોકો નાટકના વાતાવરણને પ્રસન્નગંભીર શિષ્ટતા અર્પે છે. જયવિજયના મુખમાં મૂકેલા દાસત્વનો તિરસ્કાર કરતા શ્લોકો સંસ્કૃત નાટકોમાં આવતા એ વિષયના કંચુકીના ઉદ્‌ગારોનું સ્મરણ કરાવે છે. પહેલા અંકના ત્રીજા પ્રવેશને અંતે 'ન જાણ્યું રામે જે' ઇ૦ ઉદ્‌ગારોવાળો (નં. ૧૫) કશ્યપના મુખમાં મૂકેલો વિધિની અકળ ગતિનું સૂચન કરતો, 'હૃદય થથરે' ઇ૦ થી શરૂ થતો (નં. ૫૪) પ્રહ્‌લાદના દુઃખથી ત્રાસી ગયેલી રાણીની હૃદયવ્યથા વર્ણવતો તેમજ શુક્રના મુખમા મૂકેલો, પ્રહ્‌લાદની રક્ષા કરતા વિષ્ણુનો મહિમા દેખાડતો શ્લોક મણિલાલની પ્રૌઢ કવિત્વશક્તિનાં નોંધપાત્ર દૃષ્ટાંતો છે.

મણિલાલને પોતે જે લખે તે એક જ વાર લખવાની ટેવ હતી. લખાણ ફરી વાંચવાનુ, છપાય ત્યારે પ્રૂફ જોતાં થાય તે જ. આ નાટક છપાયું નથી એટલે એને ફરીથી જોઈ જવાનો તેમને અવકાશ મળ્યો નથી. તેની મૂળ હાથપ્રતમાં કેટલીક નાનકડી ભૂલો રહી જવા પામી છે. વિદૂષકનું નામ તેમાં પહેલાં તેમણે ગોવિંદ ભટ્ટ લખ્યું છે તે પછી સોમદત્ત કે સોમનાથ આપ્યું છે. તેની જ રીતે હિરણ્યકશિપુના મંત્રી હયગ્રીવને સ્થાને પાછળના ભાગમાં બેત્રણ ઠેકાણે સરતચૂકથી હિરણ્યાક્ષ લખાઈ ગયું છે. આ નજીવી ભૂલોને ઉવેખીને કહી શકાય કે 'નૃસિંહાવતાર' નાટક મણિલાલની પકવ નાટ્યલેખન-કળાનો નમૂનો છે. નિબંધની માફક નાટ્યસ્વરૂપને ખેડવાનું તેમણે જિંદગીભર જારી રાખ્યું હોત તો ગુજરાતી નાટકસાહિત્ય તેમજ રંગભૂમિનું દારિદ્ર્ય ફેડવામાં તેમનો અગ્ર હિસ્સો કદાચ નોંધાત.

આ નાટક વિશે વસિયતનામામાં તેમણે નોંધ કરી છે કે "ગુજરાતી નાટક કંપનીને નાટક લખી આપ્યું છે તેમાં સહજ

સુધારો કરવાનો છે તે આનંદશંકર અથવા મણિશંકર ભટ પાસે કરાવવો. મોતીરામ મુંબઈવાળા જાણે છે કે શો શો સુધારો કરવાનો છે. માટે તેમને પાસે રાખી કરાવવો." આ નોંધ પરથી સમજાય છે કે નાટક લખ્યા પછી તેને તખ્તાલાયક બનાવવા અંગે મણિલાલને નાટક કંપનીના દિગ્દર્શક દયાશંકર જોડે ચર્ચા થઈ હશે. ઉપરની નોંધ કર્યા પછી તેઓ પોણાબે વર્ષ જીવ્યા હતા. આનંદશંકર અથવા મણિશંકર ભટ્ટે તેમાં કશો સુધારો કર્યો હોય એમ માનવાને પુરાવો મળતો નથી. મણિલાલે પોતે જ અવસાન અગાઉ નાટકમાં સુધારા કરી રાખ્યા હતા એમ એ નાટકની ભજવણીના પ્રત્યક્ષ જાણકાર શ્રી જયશંકર (સુંદરી)નું કહેવું છે, જે ગાયનની ચોપડીમાંનાં ગીતો જોતાં સાચું લાગે છે. મણિલાલના કર્તૃત્વની સુંદર કાવ્યકૃતિ તરીકે આનંદશંકરે ઉલ્લેખેલ "સુખકર મલિયાગર મહેકે રે" (નં. ૩) એ ગીતને બદલે મૂળમાં "ચમકત ચપલા આજે ગરજત ઘનવા" એ ગીત છે તે હકીકત પણ આનું સમર્થન કરે છે. પાંચ જ કૃતિઓ (નં. ૪, ૨૦, ૨૨, ૫૧, ૫૨) એવી છે, જે મણિલાલની લખેલી ન હોય. નાટક કંપનીના એ વખતના કવિ વજેશંકર કાળિદાસે આ નાટકી ઢબની રચનાઓ કરેલી એમ શ્રી જયશંકર (સુંદરી) પાસેથી જાણવા મળે છે. નાટક કંપનીની માગણી અનુસાર મણિલાલે મૂળ અર્થને કાયમ રાખીને કેટલાક શ્લોકોને ગીતમાં ફેરવી આપ્યા છે,* તો કેટલાંક ગીતોને કાયમ રાખીને તેના બોલનાર ફેરવ્યા છે;† ક્યાંક અમુક પાત્રના કંઠનો લાભ લેવા સારુ નવા ઉમેરી દીધાં છે.‡

---

* દા. ત., નં. ૫ મૂળમાં ગીતિ છે, નં. ૪૯ મૂળમાં દૈવની શક્તિ વર્ણવતો સંસ્કૃત શ્લોક છે.

† દા. ત, નં. ૪૮ મૂળમાં પ્રહ્લાદ અને દેવદત્તના મુખમાં ત્રીજા અંકમાં આવે છે; નં. ૫૩ મૂળે દેવદત્તની સ્ત્રી ગવરાવે છે.

‡ દા. ત., નં. ૧૨ હાસ્યપનું પાત્ર લેનાર દયાશંકરને માટે ખાસ ઉમેર્યું હતું.

કયાક મૂળનાં સવાદ-ગીત તજી દીધાં છે,* તો કયાક નવા ઉમેર્યાં પણ છે† મૂળમાંથી વિદૂષકના કુટુબીજનો તથા તેમને લગતાં દશ્યો (અક ૨, પ્ર. ૪, અક ૩, પ્ર ૭), માન્ત્રિકને લગતાં બે દશ્યો (અંક ૩ પ્ર. ૨ અને પ્ર ૯) અને પ્રહ્લાદને દરિયામા ડુબાડે છે તે (અ ૩, પ્ર ૪) તખ્તાની અનુકૂળતાને ખાતર તજી દેવામા આવ્યા છે ને તેને બદલે વિદૂષક અને હયગ્રીવ-શબૂક વચ્ચેની હાસ્યાસ્પદ સ્પર્ધાના તેમજ કામસેના, ઠગયોગિની વગેરેના પ્રસગો ઉમેરેલા છે આવા ફેરફાર તખ્તાને માટે ગમે તેટલા અનિવાર્ય હશે, પણ તેને લીધે એકદરે નાટકના સાહિત્યતત્ત્વને થોડીઘણીય હાનિ પહોચ્યા વિના રહી નથી ‡

---

* અક ૨, પ્ર ૧ મા પુત્રદર્શનથી હર્ષિત હિરણ્યકશિપુ, પિતાને નમન કરતા પ્રહ્લાદ અને ભાવિનુ સૂચન કરતો વ્યજનાપૂર્ણ આશિર્વાદ આપતા નારદ વચ્ચેનો સરસ પદ્ય સવાદ તજી દીધો છે

† દા ત ન ૧૧

‡મણિલાલના અવસાન બાદ એક વર્ષે 'નૃસિહાવતાર' નાટક ભજવાયું હતુ પણ તેનો પહેલો પ્રયોગ નિષ્ફળ ગયો હતો કારણ, આ પૌરાણિક નાટકના દિગ્દર્શક પારસી હતા અને હિરણ્યકશિપુનુ પાત્ર લેનાર પણ એક પારસી નટ હતો ! પણ ૧૯૦૬-૭ મા મુબઇ ગુજરાતી નાટક મડળીના ઉત્તમ નટસમૂહે તે નાટક ફરી 'ભજવ્યુ ત્યારે રણછોડભાઈ ઉદયરામ, ચંદ્રશકર પંડયા, છગનલાલ હ પડયા કાન્ત વગેરે સાક્ષરોએ જોઇને પ્રશસા કરી હતી એ વખતે હિરણ્યકશિપુની ભૂમિકા જટાશકર ઓઝાએ, પ્રહ્લાદની 'રમણી'ને નામે જાણીતા પ્રભાશકર જગજીવને, વિષ્ણુની બાપુલાલ નાયકે, લક્ષ્મીની જયશકરે, કશ્યપની દયાશકરે દિતિની જેઠાલાલ દુ નાયકે અને વિદૂષકની ભૂમિકા નન્તુ ગુલાબ પાનવાળાએ ઉત્તમ રીતે ભજવી બતાવી હતી એમા રાણીનુ પાત્ર કૈંક નબળુ રહી ગયેલુ કુલે પચીસ-ત્રીસ 'નાઇટ' પડી હતી તેમા પહેલા સાતઆઠ ખેલ ભરચક પ્રેક્ષકો વચ્ચે ભજવાયા હોઈ તેની નાટક કપનીને ઠીક આવક થઇ હતી ધધાદારી રગભૂમિએ ભજવેલા અભિ-

## 'ગુલાબસિંહ'

'સરસ્વતીચંદ્ર'નો પહેલો ભાગ પ્રસિદ્ધ થયો તે પહેલાં બે વર્ષે * (એટલે કે ૧૮૮૫ ના ઑગસ્ટથી) મણિલાલે 'ગુલાબસિંહ' નવલકથા 'પ્રિયંવદા'માં છાપવી શરૂ કરી હતી. ૧૮૮૫ ના જૂનમાં 'સુદર્શન'માં એ પૂરી છપાઈ રહી ને ૧૮૯૭ના જૂનમાં પુસ્તકાકારે પ્રસિદ્ધ થઈ. 'પ્રિયંવદા' અને 'સુદર્શન'માં 'ગુલાબસિંહ' હપ્તે હપ્તે પ્રગટ કરવા પાછળ મણિલાલનો ઉદ્દેશ વાચકસમુદાયને એવી વાર્તા આપવાનો હતો જે હળવી કે પ્રાકૃત રસની નહિ, પણ તેમના ધ્યેયને સુસંગત એવી ઉચ્ચાશયથી નવલકથા હોય.

લૉર્ડ લિટનકૃત 'ઝેનોની' નામની અંગ્રેજી નવલકથાને આધારે 'ગુલાબસિંહ' રચાયેલ છે. પ્રસ્તાવનામાં મણિલાલે એને 'અંગ્રેજીના અક્ષરશઃ ભાષાંતર'ને બદલે 'અનુકરણ' ગણવાનું સૂચવ્યુ છે † તે પરથી શ્રી આનંદશંકર ધ્રુવ, શ્રી હિંમતલાલ ગ અંજારિયા અને શ્રી વિજયરાય વૈદ્યે તેને રૂપાન્તર કહેલ છે. સ્વ. નવનગામ ત્રિવેદીએ 'ઝેનોની' સાથે 'ગુલાબસિંહ'ની તુલના કરીને, તેમાં

---

રસના નાટકોમા, તેની પછી લખાયેલા અને તાજેતરમા 'સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય' તરફથી બહાર પડેલા શ્રી મૂળશંકર મુલાણીકૃત 'શ્રી કૃષ્ણચરિત્ર'ને બાદ કરીએ તો, 'નૃસિંહાવતાર' તત્ત્વતા પર તેમ સાહિત્યિક રચનાની દૃષ્ટિએ સૌથી વિશેષ સફળ છે એમ એના તદ્વિદ શ્રી જયશંકરનું માનવું છે (એમની મુલાકાતમાંથી)

* શ્રી નવલરામ ત્રિવેદીએ 'ગુલાબસિંહ' વિશે વિવેચન કરતાં "'પ્રિયંવદા'માં તેની શરૂઆત સને ૧૮૮૮ માં કરવામાં આવી ત્યારે 'સરસ્વતીચંદ્ર'નો માત્ર પહેલો જ ભાગ પ્રસિદ્ધ થયો હતો" એમ કહ્યુ છે તે સરતચૂક જણાય છે (જુઓ 'કેટલાક વિવેચનો', પૃ. ૩)

† જુઓ 'ગુલાબસિંહ' (ચોથી આ.), પ્રસ્તાવના, પૃ ૮. (અહીં મૂકેલી પૃષ્ઠસંખ્યા બધે ચોથી આવૃત્તિની જ ગણવાની છે)

'લગભગ દસ ટકા જૂનાને બદલે નવું લખાણ ઉમેર્યું છે' એમ સ્વીકાર્યા છતાં, 'ગુલાબસિંહ' મુખ્યત્વે મૂળનું શબ્દશઃ ભાષાંતર છે એવા સ્પષ્ટ અભિપ્રાય આપ્યા છે.*

'ગુલાબસિંહ' નામ સૂચવે છે તેમ, એમાં મૂળનાં પાત્ર, દેશકાળ, આચારવિચાર અને તત્ત્વજ્ઞાનનું હિંદીકરણ થયેલું છે. અંગ્રેજી નવકથામાં નેપલ્સ અને તેની આમપાસનો પહાડી પ્રદેશ, તો ગુજરાતીમાં દિલ્હી અને ઉત્તર ભારતનો પ્રદેશ વાર્તાની ઘટનાનાં મુખ્ય સ્થળ છે. મૂળમાં આવતાં લંડન, પેરિસ, વેનિસ, રોમ વગેરે શહેરો અહીં અનુક્રમે કોટા, જયપુર, ગયા, શ્રીનગર ઇ. બન્યાં છે. 'ઝેનોની'ની વાર્તાનો સમય ફ્રેન્ચ રાજ્યક્રાન્તિ એટલે અઢારમી સદીના અન્તભાગનો છે, તો 'ગુલાબસિંહ'માં આજથી આઠસો વર્ષ પહેલાનું, પૃથ્વીરાજ ચૌહાણના અસ્તકાળનું વાતાવરણ જોવા મળે છે. ચૌદમી સદીમાં સ્થપાયેલ રોસીક્રુશિયન સંઘ અને તેના ગુપ્તવિદ્યાના પ્રયોગોને અનુલક્ષીને 'ઝેનોની'ની કથા ગૂંથાઇ છે; 'ગુલાબસિંહ'માં એ પ્રકારના પ્રયોગોને ભારતના અનાદિ સિદ્ધ-પુરુષ શિવ અને તેમના યોગીસમાજ સાથે સાંકળી લીધા છે. મૂળનાં મુખ્ય પાત્રો ઝેનોની અને મેજનૂરને ગુજરાતી કથામાં ગુલાબસિંહ અને મત્સ્યેંદ્ર નામના ભારતીય સિદ્ધ રૂપે આબેહૂબ ઉતાર્યાં છે. તેવું જ વાપોલા, ગ્લીન્ડન, જીન નીકોટ, મરવેલ, ફીલાઈડ, એડેલા ઇ. અન્ય પાત્રો અને તેમનાં રમા, લાલાજી, બદેહુસેન, રામલાલ, ગોપિકા, અંબિકા ઇ. ગુજરાતી પ્રતિબિંબોનું. 'ઝેનોની'માં આવતાં કુદરતી દૃશ્યો, ઇતિહાસપ્રસિદ્ધ સ્થળો અને પૌરાણિક ઉલ્લેખોનું મણિલાલે એવી ખૂબીથી હિંદીકરણ કરી દીધું છે કે વાંચનારને એ પરદેશીનું રૂપાંતર હશે તેની કલ્પના પણ ન આવે. વાચકને કલ્પનાની પીઠ ઉપર સવારી કરાવીને સિદ્ધ આશ્રમની યાત્રાએ લઈ જતાં,

* જુઓ 'કેટલોક વિવેચનો', પૃ. ૪.

મૂળ લેખકે ઇટલીના ઇતિહાસપ્રસિદ્ધ પ્રદેશનું વિહંગાવલોકન કરાવ્યું છે. તેનું મણિલાલે કરેલું ભારતને લગતું રૂપાંતર કેટલું વાસ્તવિક છે તે નીચેનાં અવતરણ પરથી સ્પષ્ટ થશે :

"Look down on the gliding landscapes! There, near the ruins of the Oscan's old Atella, rises Aversa, once the stronghold of the Norman! ......Hail to ye, cornfields, and vineyards famous for the old Faletnian! .. .. Rome, seven-hilled Rome! rescue us in silence, amidst ruins!" ('zanoni', પૃ. ૪૩) (1857)

"આ સૃષ્ટિ આપણી નજર આગળથી કેવી દૂર થતી જાય છે! જય જય કુરુક્ષેત્ર! ભીષ્મ અને દ્રોણના શયનસ્થાન! અહો, તારા ઉપર મહાપ્રતાપના ઝપાટા પણ થઈ ગયા! એ કુરુપુત્રો અને પાંડુપુત્રો પણ ચાલ્યા ગયા! એમનો સહાયક કૃષ્ણ! તેની પણે એ ઝળકી રહી મથુરાપુરી! ...એ તો દૂર થવા લાગ્યા. પણે ઉત્તર દિશાએ એ ઝળકી રહી ગાઢીઘેલી વહેતી ગંગાના પિતાની ધવલ , શિખા! ......." ('ગુલાબસિંહ', પૃ. ૨૬-૨૭)

પૌરાણિક અને ઐતિહાસિક ઉલ્લેખોનું પણ મણિલાલ એટલી જ આસાનીથી હિંદીકરણ કરી શકે છે. એ જ પ્રકરણમાંનું આ એક જ વાક્ય જુઓ :

"...how from some star hereafter wilt thou look on the ant-

"...અહો! હવે પછી તું કોઈ એક ભિન્ન સૃષ્ટિમાંથી આ ગોળા ઉપરના થવાના અનેકથઈ

| | |
|---|---|
| hill and its commotions, from Clovis to Robespierre, from Noah to Final Fire." (ટ., પૃ. ૪૫) | ગયેલા તરફડાટ શા આનંદથી જોશે! રામથી કે ગ્લેરકુળ ચંદ્રવંશનો ઉચ્છેદ કરશે ત્યાં સુધીના! વૈવસ્વત મનુથી તે મહાપ્રલય પર્યંતના! (ગુ., પૃ. ૨૯) |

એ જ રીતે મૂળમાં ઇટલીના ગ્રામજનોના ધાર્મિક ઉત્સવનું ચિત્ર છે તેને બદલે 'ગુલાબસિંહ'માં જન્માષ્ટમીના ઉત્સવનું વર્ણન છે. નાસ્તિકો, જુગારીઓ, પહેલવાનો, કે જીન નીકોટ જેવા દુષ્ટો ઇટલીમા હોય કે ભારતમા, તેમના માનસ ને વર્તનમાં ભાગ્યે જ કશો ફેર હોય છે.

ઝેનોની 'મા નિરૂપિત તત્ત્વજ્ઞાન ગુજરાતીમાં ભારતીય દર્શનનું સ્વરૂપ ધારણ કરે છે તે મણિલાલની રૂપાંતરકલાની નોંધપાત્ર વિશિષ્ટતા છે. કેવલ બુદ્ધિના પ્રદેશનો વાસી, જ્ઞાનમૂર્તિ મેજનૂર અને શુદ્ધ પ્રેમભાવનાથી સત્યનો અનુભવ કરનાર ઝેનોની અનુક્રમે મણિલાલે પાડેલા વેદાંતના અર્વાચીન અને પ્રાચીન પ્રકારોના જ જાણે કે જીવંત પ્રતિનિધિઓ છે! વાસનાથી મુક્ત થઈને ગુપ્ત રસાયનવિદ્યા દ્વારા ગૂઢ અધ્યાત્મશક્તિ પ્રાપ્ત કરનાર આ રોસીક્રુશિયનોની ધ્યાનપદ્ધતિ, વિચારશ્રેણી અને કાર્યશક્તિનો અસલના ભારતીય યોગીઓ ને સિદ્ધોનાં તે તે અંગો જોડે બરાબર મેળ બેસી ગયો છે. મૂળમાં એક ઠેકાણે રોસીક્રુશિયનોના સંઘનો ઉલ્લેખ છે ત્યાં રૂપાંતર કરતી વખતે મણિલાલે ભારતના પુરાતન કાળના શિવ, પતંજલિ, મત્સ્યેન્દ્ર અને ગોરક્ષ જેવા મહાત્માઓના સમાજનું કંઈક સ્વતંત્ર ગણાય તેવું વર્ણન કર્યું છે. મૂળની ફિલસૂફીને વેદાંત કે યોગદર્શનની પરિભાષામાં તેઓ મુક્તપણે પોતાની અનુકૂળતા મુજબ ગોઠવી દે છે. દૃષ્ટાંત તરીકે નીચેનાં બે વાક્યો જુઓ :

| | |
|---|---|
| "Man's first initiation is in TRANCE" (z., પૃ. ૨૨૧) | "ઉપદેશનો પ્રથમ ક્રમ ધારણાથી સવિકલ્પ સમાધિ પર્યંતનો છે." (ગુ., પૃ. ૨૨૧) |
| "It is only a peculiar state of the mind that it is capable of perceiving truth, and that state is profound serenity" (z.. પૃ. ૧૩૩) | "અમુક માનસિક સ્થિતિમાં જ શુદ્ધ સત્યનું દર્શન થાય છે ને તે સ્થિતિ શુદ્ધ સત્ત્વરૂપ ઉન્મનીની છે." (ગુ., પૃ. ૧૩૧) |

તત્ત્વચર્ચાથી ભરપૂર એવા આ ગ્રંથમાથી આવાં અનેક ઉદાહરણો આપી શકાય. ખરું જોતાં "સર્વવ્યાપી પણ અદશ્ય એવા આકાશતત્ત્વ દ્વારા જીવ-જીવને, વિચાર-વિચારને ને આત્મા-આત્માને, ગમે તે સ્થળે અને ગમે તે કાળે પણ સંબંધ છે" એમ માનનાર મેજનૂર અને તેના વર્ગના રોસીક્રુશિયનોની દૃષ્ટિ મણિલાલની અદ્વૈતભાવનાને અત્યંત નિકટ હતી, તેથી મણિલાલને તે ફિલસૂફી એટલી હસ્તામલકવત્ નીવડે છે કે 'ગુલાબસિંહ' ના વાતાવરણની માફક વિચારોમા પણ ભાગ્યે જ કોઈ ને પરદેશી અંશ નજરે પડવાનો. આ બધું જોતાં મૂળના બાહ્ય તેમજ આંતર સ્વરૂપને ભારતીય સ્વાંગ આપવામા મણિલાલને અપૂર્વ સફળતા મળી હતી એમ કહી શકાય.

કોઈ પણ પરદેશી કૃતિનું પોતાને અનુકૂળ રૂપાંતર કરવા ઇચ્છનાર તેની નાની મોટી સર્વ વિગતોનું અક્ષરશ: ભાષાંતર કરવા બેસે તો તેના કાર્યમાં એને નિષ્ફળતા મળે. મણિલાલે મૂળ કથાના તત્ત્વને પકડી રાખીને તેનો મર્મ ગુજરાતી રૂપાંતરમાં ઉતારવાનું લક્ષ્ય હતું. આથી ભાષાંતર કરતી વખતે તેમણે મુખ્ય હકીકતને વળગી રહીને પોતાને ઉપયોગી ન હોય તેવી કેટલીક પરદેશી કથા-

માંની વિગતો * છોડી દીધી છે. મૂળ કથામાં ફ્રેન્ચ ગભ્યક્રાન્તિના વર્ણનવાળા પાછલા ભાગના પ્રમાણમાં 'ગુલાબસિંહ'માંનું પૃથ્વીરાજના અસ્તકાળનું ચિત્ર ટૂંકું છે. પણ આવા નજીવા ફેરફારથી મૂળનો રસ માણવામાં કશો પ્રત્યવાય નડતો નથી. આવાં ઘટાડાનાં સ્થાનો કરતાં મણિલાલે મૂળમાં કરેલા ઉમેરણોની સંખ્યા ઘણી છે. 'છેલ્લી કસોટી' તથા 'રહસ્ય શીખવવાની કળા' એ પ્રકરણોમાં આવાં અનેક સ્થાનો છે. આ ઉમેરણો મુખ્યત્વે વિચારને જ લગતાં હોઈ એકદમ આંખે ચડે તેવા નથી. મૂળ વક્તવ્યને વિશેષ સ્પષ્ટ કરવા માટે તેઓ વચ્ચે વચ્ચે પોતાના તરફથી એકબે વાક્યો ઉમેરતા ગયા છે. આ રીતે કરેલા ઉમેરાઓ મૂળની સાથે અનેક સ્થાનોએ સહજ એકરસ થઈ જાય છે. આ દૃષ્ટિએ મણિલાલે 'ગુલાબસિંહ'માં પોતાના તરફથી મૂકેલાં આ ઉમેરણો રૂપાંતરની સફળતાનું એક અંગ બની રહે છે. ક્વચિત્ અમુક ઉમેરા રૂપાંતરને મણિલાલનો વૈયક્તિક રંગ પણ બેસાડે છે.† મોટે ભાગે મૂળ વક્તવ્યને વિશદ કરવામાં અને ભાષાંતરને કુદરતી પ્રવાહ અર્પવામાં મણિલાલે કરેલા આ નાનાનાના ઉમેરાઓનો ફાળો જેવો તેવો નથી.

આમ, ઘણુંખરું તત્ત્વચર્ચામાં થોડાક વાક્યો પૂરતા સુધારાવધારા કર્યા હતા. તેમ છતાં મૂળ અંગ્રેજીની સાથે ગુજરાતી ગ્રંથને મેળવી જોતાં પ્રકરણે પ્રકરણના વાક્યે વાક્યને ગુજરાતીમાં ઉતારવાની મણિલાલની ધારણા હતી ને તે મુજબ તેમણે 'ગુલાબસિંહ'ની યોજના કરી છે એમ લાગ્યા વિના રહે નહિ. પણ તેથી તે શબ્દશઃ ભાષાંતર છે એમ કહેવું યથાર્થ નથી. મૂળના મર્મને ગ્રહતા જઈને તેનો મુક્ત ભાવાનુવાદ કરવાનો જ તેમનો આ પ્રયત્ન છે. તેમણે

* દા. ત., ઝેનોનીના નામને અંગે ભાષાશાસ્ત્રીનો કરેલો ઉલ્લેખ (Z, પૃ. ૧૦૦. ગુ., પૃ. ૯૧) મણિલાલે છાંટ્યો છે ને મરવેલનું ગીત તજી દીધું છે. (Z, પૃ. ૨૭૫; ગુ., પૃ. ૨૮૬)

† દા.ત., 'છેલ્લી કસોટી'માં પૃ. ૨૨૯ ઉપર ફુવારાવાળાનો મૂકેલો ઉલ્લેખ.

પોતાની હમેશની રીત મુજબ આ અનુવાદ માસિકમાં છાપવા સારુ ઉતાવળ કરીને કકડે કકડે તૈયાર કર્યો હતો. પોતાના લખાણને ફરીથી જોઈને સુધારવાનો તેમને કંટાળો હતો. આથી ભારતમાં દિલ્હીની નજીક ઇટલીના વિસુવિયસ જેવો કોઈ જ્વાળામુખી ન હોઈ શકે, પૃથ્વીરાજ ચૌહાણના વખતમાં જયપુર વસ્યુ નહોતું તેમજ આપણે ત્યાં તે વખતે નાટકશાળા હોય ને ત્યાં પાછી કોઈ નટી નાચે તે અસંભવિત, અથવા તો જમુના નદીમાં મ્હોટાં વહાણ ફરી શકે નહિ—એ એમના ધ્યાન બહાર રહી ગયું છે. વળી મારતી કલમે તૈયાર કરેલા આ અનુવાદમાં 'ઉંબરાની અંદરની પાસે'* (પૃ. ૧૦૭) અને 'વિચાર ઉપર નિતાંતમગ્ન'† (પૃ. ૨૦૭) જેવું કઢંગું ભાષાંતર પણ જોવા મળે છે. લાંબાં ને અટપટાં વાક્યોને વિના આયાસે ઝડપથી ગુજરાતીમાં ઉતારનાર 'મણિલાલ', આથી જ ક્યાંક સાદા વાક્યનું‡ ભાષાંતર કરતી વખત ભૂલ કરી બેસે છે અને ક્યાંક એને અયથાર્થ બનાવી દે છે.× પણ આખી નવલકથાનું સમગ્ર અવલોકન કરતાં આવાં સ્થાનો પ્રમાણમાં જૂજ જણાય છે.

* મૂળ અંગ્રેજી 'filling up the threshold' એમ છે (Z., પૃ. ૧૧૩)

† મૂળ અંગ્રેજી: 'wrapped in his own ardent and solemn thoughts' (Z. પૃ. ૨૦૩)

‡ દા. ત. આ વાક્ય જુઓ :

| | |
|---|---|
| "both lead to heaven and away from hell" (Z, પૃ. ૧૦૬) | "તે સ્વર્ગ અથવા નરક સિવાય ગમે ત્યાં લઇ જાય છે." (ગુ., પૃ. ૯૮) |

× વાનગી દાખલ આ નાનું વાક્ય જુઓ :

| | |
|---|---|
| "Mejnoor, with his austere wisdom-Mejnoor, the enemy to love" (Z, પૃ. ૨૪૧) | "દોઢડાહ્યો મત્સ્યેન્દ્ર, પ્રેમાવેશમાં રિપુ" (ગુ., પૃ ૨૪૨) |

શ્રી નવલરામ ત્રિવેદીએ એનાથી જ, કદાચ દોરાઈ જઈને અભિપ્રાય આપ્યો છે કે "'ઝેનોની'નું ભાષાંતર કરવા જતાં 'ગુલાબસિંહ'ની ભાષા કઢંગી અને ક્લિષ્ટ થઈ ગઈ છે." મણિલાલે શબ્દશઃ ભાષાંતર કરવાને બદલે ભાવાનુવાદ કરવાનો પ્રયત્ન કર્યો હોત તો તરજૂમિયાપણાના દોષમાંથી તેઓ ઊગરી જાત એમ પણ તેમનું વકતવ્ય છે.* પરંતુ આપણે અહીં અનેક દૃષ્ટાંતોમાં જોયું છે તેમ, મણિલાલનો આ પ્રયત્ન અંગ્રેજીનો મુક્ત ભાવાનુવાદ કરીને તેનું 'અનુકરણ' યાને રૂપાંતર કરવાનો જ છે. 'ગુલાબસિંહ'મા શ્રી નવલરામને 'સરળ પ્રાસાદિક ભાષાંતર'ના તેમજ 'રૂપાતરની અસાધારણ સફળતા'ના કેટલાક દાખલા દેખાયા તો છે. પણ એવાં સ્થાનો તેમને પ્રમાણમા ઓછાં જડચા હોય એમ લાગે છે. 'ગુલાબસિંહ'ની મૂળ સાથે તુલના કરતી વખતે તેમણે દરેક પ્રકરણના પહેલા અને છેલ્લા વાકયને જ ધ્યાનમાં લીધું છે તેથી કદાચ તેઓ 'ગુલાબસિંહ'ને શબ્દશઃ ભાષાંતર કહેવા પ્રેરાયા હશે.

પણ નવલકથાનો મોટો અને મહત્ત્વનો ભાગ રોકતાં, ઉચ્ચ ભાવકક્ષા તથા સૂક્ષ્મ તત્ત્વજ્ઞાનવાળાં પ્રકરણોને મૂળ સાથે સરખાવી જોનારને મણિલાલનું ભાષાંતરકાર તરીકેનું સામર્થ્ય પ્રતીત થયા વિના રહેશે નહિ. મૂળના મર્મને ઝડપથી ગ્રહણ કરવાની અને તેને યથાર્થ પ્રગટ કરવાની તેમની ફાવટ ખરેખર પ્રશસ્ય હતી. એક જ અંગ્રેજી શબ્દના, સંદર્ભ અનુસાર, વિવિધ ગુજરાતી પર્યાયો યોજવાની તેમની કુશળતા એનું સચોટ નિદર્શન કરે છે. દા. ત., 'Art' શબ્દ લો. તેનો 'કળા' એવો અર્થ તો સામાન્યપણે અનેક સ્થળે કરેલો મળે. પણ એ શબ્દનો બે જુદા જુદા સંદર્ભમાં 'વિદ્યા' અને 'પરા વિદ્યા' એવો અર્થ તેમણે કર્યો છે તે એમની રહસ્ય-

* જુઓ 'કેટલાંક વિવેચનો,' પૃ. ૮

ગામિતા બતાવે છે મૂળમા એક ઠેકાણે 'Art' વિશે જીન નીકોટને અનુલક્ષીને એનાની ગ્લીન્ડનને કહે છે

"Of Art ! Do not so profane that glorious word What nature is to God, Art should be to man — a sublime, beneficient, genial and warm creation" (z, પૃ ૧૦૪)

મણિલાલ તેનો કૈક મુક્ત અનુવાદ કરતાં કહે છે

"વિદ્યા ! એ પવિત્ર શબ્દને એવા માણસ સાથે જોડીને ન અભડાવો જેમ ઈશ્વરને મન શક્તિ છે તેમ માણસને મન વિદ્યા હોવી જોઇએ,—ભવ્ય, સુખમય આનદમય અને અનુકૂળ રચના કરવાવાળી" (ગુ, પૃ ૯૫)

હવે 'Science' શબ્દની સાથે 'Art' શબ્દ જ્યા આવે છે, ત્યાં મણિલાલ તન મા? 'ગીતા' ની પરિભાષાનો 'પરા વિદ્યા' શબ્દ યોજે છે

"There are two avenues from the little passions and the drear calamities of Earth Art and Science But Art is more godlike than Science Science discovers Art creates" (z १०६)

"માણસના મનની વિષયવાસના અને જગતના સકટથી છૂટવાના બે રસ્તા છે પરા વિદ્યા અને અપરા વિદ્યા પણ પરા વિદ્યા જ ખરી દૈવી છે અપરા વિદ્યા જેને તમે કળા, સાહિત્ય, શાસ્ત્ર આદિ નામ આપો છો તે મિથ્યા છે અપરા વિદ્યા શોધી લાવે છે, પરા વિદ્યા નવી રચના કરે છે" (ગુ, પૃ. ૯૮)

આવે ઠેકાણે મણિનાન મૂળથી ઘણે આગળ નીકળી જતા પણ દેખાય છે એવુ જ 'genius' શબ્દ માટે છે તેમણે એને માટે ગુજરાતીમા યથાસ્થાન 'બુદ્ધિ' 'કલ્પના' 'પ્રતિભા' અને 'આત્મ પ્રમાદ' એમ જુદા જુદા પર્યાયો યોજ્યા છે મુક્ત ભાવાનુવાદ કરવાનો જ તેમનો ઉદ્દેશ હોઈ મૂળના મર્મને પોતે જ સમજ્યતા હોય તેટલી છૂટ એ લે છે પણ તેમ કરતા મૂળની ચોટને તેઓ બનતા સુધી ઓછી થવા દેતા નથી મૂળ વાક્યમાથી વિશેષ નામને છોડવા છતા તેના લક્ષ્યાર્થને તેઓ કેવી ખૂબીથી ગુજરાતીમા ઉતારે છે તે નીચેના કથાક્ષવાક્ય પરથી સમજાશે.

| | |
|---|---|
| "Was it thus Plato spoke of Socrates, Monsieur Dumas? (z, પૃ ૫૮) | "મહેરબાન માનસિંહજી સાહેબ! સદ્‌ગુરુનો ઉપદેશ તો સદ્‌શિષ્યે ઠીક ગ્રહણ કર્યો છે!" (ગુ, પૃ ૪૪) |

મૂળની તીક્ષ્ણ ઉક્તિઓને ગુજરાતીમા યથાર્થ ઉતારવાની તેમને કેવી હથોટી બેસી ગઈ હતી તે નીચેનુ નાનકડુ વાક્ય પણ બતાવે છે

| | |
|---|---|
| "Imposter or Fiend! We met at last' (z., પૃ ૨૮૪) | "ભૂત કે ધૂર્ત! છેવટે પણ તુ મળ્યો ખરો. (ગુ, પૃ ૨૯૬) |

રહસ્યથી ભરપૂર અગ્રેજી સૂત્રો કે કહેવતોને ગુજરાતી સૂત્ર કે કહેવતરૂપે રમતા કરી દેવાની આવડત મણિનાનને સહજસિદ્ધ છે સસ્કૃત ઉક્તિઓનો છૂટે હાથે ઉપયોગ કરીને અનુવાદને તેમણે એવો પાકો ભારતીય ઓપ આપ્યો છે કે એ અનુવાદ છે એની કોઈને શકા ન આવે 'ગુનાબસિહ'ને પ્રકરણે પ્રકરણે આના અનેક નમૂના મળી આવે તેમ છે વિસ્તારભયે અહી વાનગી દાખલ એક જ વાક્ય લઈએ /

"'Son of Eternal Light', said the invoker, 'thou to whose knowledge, grade after grade, race after race, I attained at last, on the broad Chaldaean Plains'" (z, પૃ. ૨૪૮)

"અનંત તેજોરૂપી નારાયણ! જેનો સાક્ષાત્કાર બહૂનાં જન્મનામન્તે મને ક્રમે ક્રમે ગઢાકાર રૂપે હિમાલયના શિખર ઉપર થયો" (ગુ, પૃ ૨૪૯)

વળી, અનુવાદ કરતી વખતે, મૂળ વક્તવ્યને હાનિ પહોંચાડ્યા વિના, ભારતીય સંસ્કારને અનુરૂપ કેટલીક સૂક્ષ્મ સુરુચિજન્ય મર્યાદાને તેઓ લક્ષમાં રાખે છે તે નીચેના નમૂના પરથી સમજાશે:

"Viola, weep not unless thou givest me the holy right to kiss away thy fears" (z, પૃ ૧૭૨)

"રમા! અશ્રુપાત ન કર. જ્યાં સુધી એ અશ્રુ મારા મુખથી સૂકવી નાખવાનો હક ન મળે ત્યાં સુધી તો નહિ જ (ગુ, પૃ ૧૭૪)

આમ, 'ગુલાબસિંહ'ને 'ઝેનોની' જોડે સરખાવી જોતાં મણિલાલની અનુવાદકલાની અનેક નાનીમોટી ખૂબીઓ સમજાય છે. એ શબ્દશઃ ભાષાંતર નથી, પણ છૂટે હાથે કરેલો ભાવાનુવાદ છે. મૂળ કથાના પ્રસાદ, ગૌરવ, તેજ અને રહસ્યને ગુજરાતી ભાષામાં ને ભારતીય દર્શનને વાતાવરણની અંદર ઝીલી બતાવતું 'ઝેનોની'નું આ સુવાચ્ય રૂપાંતર, જો તેમણે એ પરદેશી કૃતિના 'અનુકરણ' રૂપે છે એમ જાહેર કર્યું ન હોત તો, મણિલાલની મૌલિક કૃતિ તરીકે ખપત

મણિલાલને 'ઝેનોની'ના કરતાં કળાદૃષ્ટિએ ચઢિયાતી બીજી અનેક નવલકથાઓ અંગ્રેજી સહિત્યમાંથી મળી શકી હોત. પણ 'ઝેનોની' ઉપર જ તેમની પસંદગીનો કળશ ઢળ્યો તેનું શું કારણ? સૌથી દેખીતું કારણ તો એ જ કે ધ્યેયલક્ષી સાહિત્યપ્રવૃત્તિ ચલાવનાર આ લેખકને એ નવલકથામા પોતાની પ્રિય ધર્મભાવનાનું આકર્ષક નિરૂપણ જોવા મળ્યું. પ્રસ્તાવનામાં આ વાતોને "વેદાન્તના તત્ત્વને સ્વીકારી અનુભવવા તથા અનુભાવવાની આશાના ઉલ્લાસમાં થયેલા પ્રયાસોના જ એક પ્રકાર" તરીકે ઓળખાવીને આ વસ્તુનો તેમણે સ્વીકાર કર્યો છે. વળી, ચમત્કારિક અધ્યાત્મશક્તિ અને ગુપ્ત વિદ્યા ધરાવતા સિદ્ધ મહાત્માઓનો સમાજ દુનિયામાં કોઈને કોઈ સ્થળે રહીને મુમુક્ષુ ભક્તોને સહાય કરે છે અને ભાવિની નિરીક્ષા કરીને જ્ઞાનમાર્ગના પ્રવાહને વહેતો રાખે છે એમ 'ઝેનોની'મા પ્રતિપાદિત કરવામાં આવ્યું છે તે પણ એમની તદ્વિષયક માન્યતાને સમર્થક નીવડ્યુ. 'થિયોસોફીકલ સોસાયટી'ના સભ્ય તરીકે તેમ અન્યથા પણ મણિલાલને સિદ્ધો અને તેમની ગુપ્ત શક્તિ વિશે શ્રદ્ધા હતી. હિમાલયમાં ચમત્કારિક શક્તિ ધરાવનારા ચિરાયુ યોગીઓ વસે છે એવી માન્યતા ભારતમાં પરંપરાથી ચાલતી આવી છે, તેમ યુરોપમાં પણ રોસીક્રુશિયનોની ગુપ્ત મંડળી* તથા તેના સિદ્ધ

---

* આ 'Rose and Cross Society'ની સ્થાપના ઈ સ. ૧૪૨૦ મા એક ગુપ્તવિદ્યાના શોખીન ક્રીશ્ચીઅન રોસેન્ક્રુઝ નામના જર્મને કરી હતી તેના મૂળ ચાર સભ્યો હતા. પછી કેટલેક વર્ષે બીજા ચાર તેમા ઉમેરાયેલા ૧૪૮૪ મા રોસેન્ક્રુઝ મૃત્યુ પામ્યો ત્યારે તેની કબર પર લટકાવેલા તામ્રપત્રમા લખ્યું હતું કે ૧૨૦ વર્ષ પછી મારી કબર ઓલશો તો તેમાથી સૌને કામ લાગે તેવા સુઘરેલા રૂપમા આપણા નિયમો પ્રાપ્ત થશે. કહે છે કે ૧૨૦ વર્ષ પછી તેના અધિકૃત અનુગામીએ એની કબર ખોલી તો તેનું શબ મૂળના જેવું જ સુરક્ષિત સ્થિતિમા માલૂમ પડ્યું હતું ને તેના જમણા હાથમાં 'T'

મહાત્માઓ વિશે અનેક શ્રદ્ધાપૂર્ણ વાતો પ્રચલિત છે. લૉર્ડ લિટન પોતે આ સંસ્થાનો સભ્ય હતો. આમ તો, એ મંડળની પ્રવૃત્તિ વિશે તેના સભ્યો અત્યંત ગુપ્તતા સેવતા; તેથી પુસ્તકોમાંથી તેને વિશે બહુ થોડી માહિતી મળે. પણ લિટનને રોસીક્રુશિયનોના અનુભવ ઈ વિશે જાતમાહિતી હતી. તે પરથી 'ઝેનોની'ની વાર્તાની તેણે ગૂંથણી કરી છે. આ દુનિયા—આખું વિશ્વ—વિશ્વનિયંતાના સત્ત્વથી ભરપૂર છે, પ્રત્યેક ખડક ચેતનાથી પ્રપૂર્ણ છે, પ્રત્યેક વૃક્ષ ને વેલી પરમ ચૈતન્યથી વ્યાપ્ત છે એમ રોસીક્રુશિયનોની દૃઢ માન્યતા હતી. પ્રત્યેક જીવંત પદાર્થ વિશ્વનિયમાનુસાર ચાલે છે, કાર્ય કરે છે ને એ જ પ્રમાણે કાલાન્ત પર્યન્ત થયા કરશે એવું તેમનું પ્રતિપાદન હતું. કીમિયો તેમની પ્રવૃત્તિનું મુખ્ય અંગ નહોતું. પણ કુદરતની શક્તિની શુદ્ધ ચિત્તે સાધના કરવાથી ચિરાયુ પ્રાપ્ત થઈ શકે અને સુવર્ણના ઢગલે ઢગલા રમતા રમતા મળી રહે એમ તેમનું કહેવું હતું. વાસનાક્ષય દ્વારા ચિત્તશુદ્ધિ કરીને, પરમચૈતન્યના સાક્ષાત્કારની

સંજ્ઞાથી જાણીતું તેમનું 'Testamentam' હતું! ઈ સ ૧૫૭૪મા ઇંગ્લંડમા આ મંડળની શાખા નીકળી હતી. તેના સ્થાપક રૉબર્ટ ફ્લડની અસરથી ફ્રાન્સિસ બેકન રોસીક્રુશિયન થયેલો ૧૭૭૭માં ઈંગ્લંડમા 'Reformed Rite of the Brethern of the Rose and Cross Society' પ્રસાર થયો હતો ૧૮૬૬મા રૉબર્ટ વેન્ટવર્થ લીટલના પ્રયાસથી ત્યા 'The Societas Rosicrucianna in Anglia' નામની મધ્યસ્થ સંસ્થા સ્થપાયેલી, જેના આશ્રયે પાછળથી દુનિયાના જુદા જુદા દેશોમા શાખાઓ નીકળી હતી. વનસ્પતિમાંથી શોધખોળ કરીને ઔષધ બનાવવાની તેમજ રંગીન પ્રકાશ ને હીપ્નોટિક પ્રક્રિયા વડે રોગો મટાડવાની તેમની લોકોપકારક પ્રવૃત્તિ છેક પહેલા વિશ્વયુદ્ધ સુધી ધમધોકાર ચાલતી હોવાનું નોંધાયું છે.

('Encyclopaedia of Religion and Ethics', vol X, 1918, પૃ ૮૫)

આશાએ તેઓ ગુપ્ત સાધના કર્યે જતા મણિલાલની અભેદ ફિલસૂફીને આ માન્યતાઓ અનુકૂળ હતી લિટને ઝેનોનીના પાત્ર દ્વારા ધ્વનિત કરેલો પરમ સ્વાર્પણમય પ્રેમનો સંદેશ તેમને કેટલો બધો ઇષ્ટ હતો! પછી 'વાર્તા દ્વારા પરમ સત્યનો વિસ્તાર કરવા ઇચ્છનાર' આ ગુજરાતી લેખક 'ઝેનોની'નું 'અનુકરણ' કરવા પ્રેરાય તેમા શુ આશ્ચર્ય?

'ગુલાબસિંહ'મા આવતા મત્સ્યેન્દ્ર અને ગુલાબસિંહ ગુપ્ત વનૌષધિઓમાથી તૈયાર કરેલું આત્મરસાયન પીને અમર બનેલા અને ઉચ્ચ મનોબળ વડે આકાશી સત્ત્વોનો સંપર્ક સાધીને ધારી સિદ્ધિ મેળવનારા સિદ્ધ પુરુષો છે બને પોતપોતાની રીતે પુરુષાર્થી છે. મત્સ્યેદ્ર સંસારથી પર રહેનાર, કેવળ જ્ઞાનનો આશ્રય કરનાર યોગી છે, તો કળા અને સૌદર્યનો પૂજારી ગુલાબસિંહ પ્રેમાળ મહાત્મા છે. મત્સ્યેંદ્ર નિવૃત્તિમા રત છે. તેને સંસારી મનુષ્યોનાં સુખ, દુ:ખ, રાગ, દ્વેષ કશુ સ્પર્શતું નથી; પણ તે કોઈ અધિકારી મનુષ્યને પોતાનો શિષ્ય બનાવવા ઉત્સુક છે. ગુલાબસિંહનુ જીવન પ્રવૃત્તિનિષ્ઠ છે. તે મનુષ્ય સમાજમા ફરીને જે જે મળ્યું તેને પોતાના હૃદયની સાત્ત્વિકતાના બળે ઊચે લઈ જતો, મત્સ્યેદ્રની સાથે રહેનારનો બુદ્ધિકોશ સમૃદ્ધ થતો હૃદયની રસવૃત્તિનુ બળ બુદ્ધિબળ કરતા કોઈ રીતે ઊતરતુ નથી એમ મણિલાલની માફક ગુલાબસિંહ પણ માનતો.

આ મૃદુ સ્વભાવથી પ્રેરાઈને તે એક વાર દિલ્હી શહેરની પ્રસિદ્ધ નટી અને સૌદર્યમૂર્તિ રમાને જાહેર નાટ્યપ્રયોગ વખતે ગુપ્ત સમભાવ દ્વારા મદદ કરે છે ને તે પછી એક કામાધ અમીરના પંજામાથી બચાવે છે. પણ તેનો પ્રેમ પ્રાકૃત મનુષ્યના જેવો વાસનાસંધી નથી. એ તો ત્રિકાળજ્ઞાની મહામાનવ છે એટલે ભવિષ્યનો વિચાર કરીને રમાને લાલાજી નામના એક ચિત્રકાર જોડે

પરણી જવાની સલાહ આપે છે. લીલાજીને રમા માટે પ્રેમ છે, પણ લોકલજ્જાએ તે નદીને પરણવા તૈયાર નથી. બીજી તરફ રમા ગુલાબસિંહ તરફ ખેંચાય છે. ગુલાબસિંહ પોતાની ગુપ્ત ચમત્કારિક શક્તિથી રમાના પાલક વૃદ્ધની મરણોન્મુખ પુત્રીને સાજી કરીને, કાવતરાખોર અમીરનું ઝેર હજમ કરી જઈને, જુગારી ગુંડાને નિમિષ માત્રથી વશ કરીને અને થનાર બનાવોની પ્રસંગોપાત્ત આગાહી કરીને સૌના ઉપર અદ્‌ભુત પ્રભાવ પાડે છે. લાલાજી તેની આ શક્તિથી આકર્ષાઈને સિદ્ધિ મેળવવા ઉત્તેજાય છે. ગુલાબસિંહ તેને સાધનસંપત્તિના ફળરૂપે ઊગેલી મુમુક્ષુતા અને જાણવાની ઇચ્છા વચ્ચેનો તફાવત સમજાવે છે. પણ પંચતત્ત્વને કબજે કરવાની લાલાજીની ઇચ્છા ઉત્કટ હતી. એટલે ગુલાબસિંહ મત્સ્યેંદ્રને આ નવા શિષ્યની ભલામણ કરીને પોતે રમા સાથે લગ્ન કરે છે. રોસીક્રુશિયનોમાં એક રિવાજ એવો હતો કે ભૂતકાળમાં થઈ ગયેલ રોસીક્રુશિયનના દૂરમાં દૂરના વંશજને પણ ખરે વખતે યોગ્ય શિખામણ ને માર્ગદર્શન આપવા. લાલાજીનો પૂર્વજ આ ગુપ્ત મંડળીનો સભ્ય હતો એટલે મત્સ્યેન્દ્ર તેને પોતાના શિષ્ય તરીકે સ્વીકારે છે. એ જ કારણે તેણે પેલા કામાંધ અમીરને રમાને છોડી દેવાનું સૂચવ્યું હતું.

ગુલાબસિંહ રમાને પરણે તો છે, પણ તે પોતાના અમૃતત્વને ભોગે. મત્સ્યેંદ્ર ગુલાબસિંહના આ પગલા પર હસે છે ને તેને ત્યાંથી પાછા વળવાનું સૂચવે છે. ગુલાબસિંહ बहूना जन्मनामन्ते પોતાને પ્રાપ્ત થયેલી ગુપ્ત વિદ્યાનાં અનંત રહસ્યોને સરી જતા જુએ છે. પણ રમાના પ્રેમને એકવાર સ્વીકાર્યા પછી છેહ દઈ શકતો નથી. અનંત તેજસ્વરૂપ શિવ તેને એના અને રમાના પ્રેમની અનુક્રમે દૈવી અને માનુષી ભૂમિકાની વચ્ચે રહેલું અંતર સમજાવે છે. ગુલાબસિંહ આત્મશક્તિ વડે રમાના આત્માને ઊંચે લાવવાનો ભગીરથ પ્રયત્ન કરે છે, પણ સ્થૂળ પ્રેમની ભૂમિકાથી ઊંચે

એ બે આત્માની એકતા થઈ શકતી જ નથી. છેવટે પ્રણવમંત્રની પ્રેરણાથી મતાનરૂપ તૃતીય આત્મામા બંને આત્માની એકતા સાધવા ગુનાબસિંહ તત્પર થાય છે, ત્યારે પ્રેમ અને માનુષી આનંદમા સર્વ સિદ્ધિઓનો લય કરવા બદલ તેને ઠપકો આપતુ હોય તેમ આકાશી સત્ત્વ તેને કહે છે· "ત્યારે તો છેવટ માણસ જ થવા માટે તે માણસ કરતા અધિક થવાની ઇચ્છા કરી હતી!" તેના ઉત્તરમા આ મહામાનવ કહે છે "એર! મનુષ્ય જેવુ મધુર બીજું શુ છે?"

નવલકથાનો ખરો રોમાચ અને રહસ્ય પણ આ સિદ્ધ આચાર્યે પસંદ કરેલા આ શુદ્ધ અને ભવ્ય સ્વાર્પણમય પ્રેમ-માર્ગમા જ છે. મનની ચંચળતાને કારણે સિદ્ધિ મેળવવાને બદલે ભયગ્રરૂપ રક્તબીજના આક્રમણનો ભોગ બનેલ લાલાજી, બંદાની ચઢવણીથી અસમાન પ્રેમની ભૂમિકા ઉપર ચાલતા રમા અને ગુનાબસિંહના ધરસૂત્રને કાપી નાખવા તત્પર થાય છે ગુનાબસિંહ ગયા છોડીને એક માસ શ્રીનગર જાય છે તેનો લાભ લઈને રમાને ગુલાબસિંહ બ્રહ્મરાક્ષસ છે એવુ ભરમાવીને લાલાજી તથા બંદો દિલ્હી નસાડી લાવે છે રમા બાળકના જન્મ પહેલાં પ્રેમ સિવાય કશુ સમજતી નહોતી, કશાની દરકાર રાખતી નહોતી, પણ પછી બાળકની સલામતીના ખ્યાલે ગુલાબસિંહ પ્રત્યે તેને સારાક કરી હતી દિલ્હીમા એ વખતે રાજ્યપલટો થયો હોઈ અંધાધૂંધી હતી પૃથ્વીરાજ ચૌહાણને કેદ પકડીને રજપૂતો ઉપર કડપ બેસાડવા શાહબુદ્દીન ઘોરીએ સો માણસોનો શિરચ્છેદ કરવાનુ નક્કી કર્યુ હોય છે * બંદાના કાવતરાથી રમા તેમા ફસાય છે એટલામા ગુનાબસિંહ ત્યા આવી પહોચે છે ને લાલાજી પાસેથી રમાના સમાચાર મેળવીને લાલાજીને ભયમુક્ત કરે છે સો કેદીઓની સાથે રમાનો શિરચ્છેદ થવાનો હોય છે તે એક દિવસ મોડો કરાવવાની શરતે

* આ વિગતને ઇતિહાસનો ટેકો નથી.

ગુલાબસિંહ પોતે મરવા તૈયાર થાય છે. કેદખાનામાં એને તેની પ્રેમિકાનું છેલ્લું મિલન થાય છે. રમા પૂરો પશ્ચાતાપ વ્યક્ત કરે તે પહેલાં મહાત્મા ગુલાબસિંહે તેને માફી બક્ષી દીધી હતી. ત્યાં તેણે રમાને પ્રત્યેક મર્ત્યભાવને અમર બનાવતી અને સર્વત્ર પરમાત્માને જ દેખી જ્ઞાન નિપજાવતી શ્રદ્ધાનું રહસ્ય સમજાવ્યું અને શુદ્ધ પ્રેમાનંદથી એને એવી તો નવરાવી દીધી કે સુખી ગૃહ-જીવનનાં સ્વપ્નાં સેવતી એ પ્રાકૃત નારી નિદ્રાધીન થઈ ગઈ, અને બીજી જ પળે ગુલાબસિંહે વધસ્થાન ભણી વિદાય લીધી. પછી તો થોડા જ કલાકમાં રમાએ પણ, ગુલાબસિંહના દિવ્યાંશી બાળકને ઇશ્વરને શરણે મૂકીને, કેદખાનામાં જ પ્રેમસમાધિ લીધી.

આમ, આ નવલકથા ઉચ્ચ ભૂમિકાની તત્ત્વચર્ચા દ્વારા મત્ત્વ-શાળી વિચારસામગ્રી પીરસવા ઉપરાંત ઉત્તમ વાર્તારસ પણ પૂરો પાડે છે. જ્ઞાન અને પ્રેમના બે કિનારાની વચ્ચે મંદ મંદ પણ અસ્ખલિત વહી જતો શાંત વસ્તુપ્રવાહ; એક એક ગુણના પ્રતિરૂપ તરીકે કામ કરવા છતાં જીવંતતાની સ્પષ્ટ પ્રતીતિ કરાવતાં પાત્રો; સ્થૂળ માનુષી જગતની પેલી પાર રહેલા પણ તેની સાથે આંતરિક સંબંધ ધરાવતા સૂક્ષ્મ આકાશી સત્ત્વોની ગૂઢ દુનિયામાં ડોકિયું કરવાને અધ્યાત્મશક્તિ ને આયુર્વિદ્યાના ઉપાસકોને ખોરાક પૂરો પાડતી વિચારપ્રેરક સામગ્રી અને વાર્તાની ગૂંથણીના તંતુએ તંતુને ભાષાપ્રભુત્વ તથા ચિંતનબળે કરીને અર્ધી અર્ધ મણિલાલના કર્તૃત્વની સબળ ખાતરી કરાવતું તેનું હિન્દી વેષ્ટન 'ગુલાબસિંહ'ને આપણા નવલકથાસાહિત્યમાં વિશિષ્ટ સ્થાન અપાવે છે. 'ગુલાબસિંહ'ના સમાન્તર ગાળામાં જ 'સરસ્વતીચંદ્ર'ની રચના થતી હતી. આપણે ત્યાં નવલકથા ઉદયોન્મુખ અવસ્થામાં હતી ત્યારથી જ 'સરસ્વતીચંદ્ર' અને 'ગુલાબસિંહ' જેવી મિષ્ટ ને પથ્ય જ્ઞાનનો ખોરાક પૂરો પાડતી ચિંતનાત્મક નવલો સાંપડી તેને

આપણું સદ્દભાગ્ય ગણવું જોઇએ. સરતા રંજનને લક્ષતી, જીવનની સપાટી ઉપર જ ઘણુંખરું ફરીને કેવળ સ્થૂળ વૃત્તિઓને ઉત્તેજતી પ્રસંગપ્રધાન નવલકથાઓના આધુનિક સમયમાં પણ ઉચ્ચ પ્રતિની નવલ માટે ઘણુંખરું આપણે એ જ્ઞાનમાર્ગી કૃતિઓ તરફ આંગળી ચીંધવી પડે છે. આ દૃષ્ટિએ, 'સરસ્વતીચંદ્ર'ની સાથે 'ગુલાબસિંહ'નું પણ આપણા સાહિત્યમાં મહત્ત્વનું સ્થાન ગણાવું જોઇએ. વળી, ગુપ્તવિદ્યાની નવલકથા તરીકે પણ એ કૃતિ અપૂર્વ છે. શ્રેયસ્સાધક અધિકારી વર્ગના 'વિશ્વવંદ્ય' છોટાલાલ માસ્તરકૃત 'યોગિનીકુમારી' સિવાય આ વિષયની ભાગ્યે જ બીજી કોઈ નવલકથા ગુજરાતીમાં મળી આવશે. આમ, બધી રીતે વિચાર કરીએ તો જણાશે કે 'ગુલાબસિંહ' દ્વારા મણિલાલે કેવળ પોતાના ધ્યેયને જ સાધ્યું નથી, પણ ગુજરાતી સાહિત્યમાં એક સમર્થ ભાષાંતરકૃતિ અને અનોખી નવલકથાનો પણ ઉમેરો કર્યો છે.*

## 'મારું જીવનચરિત'

'ગુલાબસિંહ' પૂરો કર્યો પછી 'સુદર્શન'કારે એક મૌલિક નવલકથા લખવાનો પ્રયત્ન કરેલો. ૧૮૯૬ ના જાન્યુઆરિથી તેમણે 'સુદર્શન'માં 'મારું જીવનચરિત' † નામની વાર્તા આપવી શરૂ કરી હતી. ૧૮૯૭ ના સપ્ટેંબર સુધીમાં તેનાં સાત પ્રકરણો પ્રગટ થયાં હતાં. પણ તે પછી એ વાર્તા મણિલાલે કદી પૂરી કરી જ નહિ! 'મારું જીવનચરિત' એટલે એક સિદ્ધ સંન્યાસીના પૂર્વાશ્રમની

* 'ગુલાબસિંહ' ઉપરથી 'પ્રતાપલક્ષ્મી' નામે નાટક મુંબઈ ગુજરાતી નાટક મંડળી માટે શ્રી મૂલાણીએ ૧૯૧૫ની આસપાસમાં લખ્યું હતું. નાટક મંડળીએ તે નાટક એ વખતે ભજવ્યું હતું પણ તે ખાસ લોકપ્રિય નીવડયું ન હતું એમ શ્રી જયશંકરનું કહેવું છે.

† જુઓ સુ૰ગ., પૃ. ૭૦૨-૭૩૫

કથા. 'ગુલાબસિંહ'નું સ્મરણ કરાવે તેવો થોડોક સિદ્ધનો ચમત્કાર અહીં પણ આવે છે. આ અધૂરી રહેલી વાર્તાનું અવલોકન કરતા જણાય છે કે તેમાં નવા અને જૂના વિચારોનો સંઘર્ષ બતાવવાની મણિલાલની યોજના હશે. અધ્યાત્મજીવન, દેશી રાજ્યની ખટપટ અને સમકાલીન સમાજના વિધવાવિવાહ જેવા બળતા પ્રશ્નને કેન્દ્રમા રાખીને વાર્તાની ગૂંથણી કરવાનો તેમનો પ્રયત્ન દેખાઈ આવે છે. હરસુખરાય નામના પ્રાચીનમતાનુયાયી કારભારી અને સુંદરલાલ નામના સુધારક વકીલનાં કુટુંબચિત્રો 'સરસ્વતીચંદ્ર'ના પહેલા બે ભાગના તેમના પર પડેલા આછા સંસ્કાર દેખાડે છે તેમ લેખકનો પોતાના ધાર્મિક અને સામાજિક મંતવ્યોનો પ્રચાર કરવાનો હેતુ પણ ઉઘાડો પાડે છે. ટૂંકમાં, આ નિબંધાત્મક શૈલીની વાર્તાની સાહિત્યિક ગુણવત્તા નહિ જેવી જ છે. મણિલાલને એની પ્રતીતિ થઈ હશે એટલે જ કદાચ તેમણે વાર્તાને આગળ ચલાવવાનો પ્રયત્ન માંડી વાળ્યો હશે.

## 'આત્મચરિત્ર'

મણિલાલના જીવન અને વ્યકિતત્વવિષયક માહિતીનો મોટો આધાર, તેમનું આત્મચરિત્ર છે દુર્ભાગ્યે આજે એ કૃતિ અપ્રગટ છે પણ એ લખાયેલી છે, અને મણિલાલના ચરિત્રનિરૂપણમાં તેનો છૂટથી ઉપયોગ થયેલો છે. તો અહીં ગુજરાતી આત્મકથા-સાહિત્યમા તેના સ્થાન વિશે વિચાર કરવો અયોગ્ય નહિ લેખાય.

ઐતિહાસિક દૃષ્ટિએ જોઈએ તો ગુજરાતીમાં સૌથી પહેલું આત્મવૃત્તાંત લખનાર દુર્ગારામ મહેતાજી છે. તેમણે ગણેલી નવેક વરસની (૧૮૪૩–૧૮૫૨) પોતાની દૈનંદિની નોંધમાંથી સચવાઈ

રહેલી પહેલાં બે વરસની રોજનીશી મહીપતરામે 'દુર્ગારામચરિત્ર'માં યથાતથ ઉતારેલી છે. મા૦ ધ૦ સભાની પ્રવૃત્તિનો ખંડિત પણ પ્રમાણભૂત ઇતિહાસ આપવા ઉપરાંત એ નોંધો શાંત, સરળ, સાત્ત્વિક અને કંઈક ઉદ્દામ વિચારશ્રેણી ધરાવતા દુર્ગારામની મનોમૂર્તિ પ્રગટ કરે છે. પણ તેમાંથી દુર્ગારામના અંગત જીવનનો થોડો જ ચિતાર મળે છે. આ દૃષ્ટિએ, દુર્ગારામની રોજનીશી રીતસરના આત્મચરિત્ર કરતાં તેની સામગ્રીરૂપ વિશેષ ગણાય.

સળંગ, પદ્ધતિસરનું આત્મવૃત્તાંત લખવાનો પહેલો સભાન પ્રયત્ન કરનાર તો નર્મદ જ. 'મારી હકીકત' લખવા પાછળ તેનો ઉદ્દેશ આત્મનિરીક્ષણ કરતાં, વધારે તો પશ્ચિમની માફક ગુજરાતમાં આત્મકથા લખવાની પ્રથા ચાલુ કરે તેવો નમૂનો પૂરો પાડવાનો હતો. પણ તેની અથવા તેની પછી પચીસેક વર્ષે લખાયેલી મણિલાલની આત્મકથા પ્રગટ થાય તે પહેલાં (૧૯૨૬ માં) ગાંધીજીની આત્મકથાએ પ્રસિદ્ધ થઈને એ કામ કર્યું! બાકી, 'મારી હકીકત'માં નર્મદની નમૂનેદાર આત્મકથા આપવાની હોંશ અને જહેમત દેખાઈ આવે છે. નિખાલસ સત્યકથન વિવિધરંગી જીવનસામગ્રી અને તેની રજૂઆતમાં સુરુચિનો ભંગ થતો હોઈને પણ સધાતી પ્રમાણભૂતતા 'મારી હકીકત'ના આત્મકથા લેખે મુખ્ય ગુણો છે. અહંપ્રેમને વશ થઈને એ ક્યાંક પોતાની મોટાઈના પ્રસંગોનું કૈંક બડાશથી વર્ણન કરતો જણાય છે. પોતાની સાથે સંકળાયેલી અન્ય વ્યક્તિઓને હાનિ પહોંચે તે હેતુથી એણે પોતાના પ્રેમજીવનનો આત્મકથામાં અછડતો સ્પર્શ કરીને જ પતાવી દીધું છે. પરિણામે તેની લાલાઈનું પાસું એમાં ઉઠાવ લઈ શક્યું નથી. વળી આ આત્મકથા ટાંચણરૂપે લખાયેલી છે. વ્યવસ્થિત, સળંગસૂત્રી, પ્રવાહી શૈલીનો અને સ્વીકારત્યાગના વિવેકનો એમાં લગભગ અભાવ છે.

આ અપૂર્ણતાઓનું નિવારણ ગાંધીજીની આત્મકથામાં થયેલું છે. ગાંધીજીનો પણ આત્મચરિત્રકાર તરીકે સૌથી મોટો ગુણ સત્ય-કથન છે, પણ પુરોગામીઓ કરતા તેમની સત્યભક્તિ અનેકગણી દૃઢ અને ઊંડી છે. સત્યને વિકૃત કરવાનો, ઢાંકવાનો કે તેનું અપૂર્ણ યા એકાંગી દર્શન કરાવવાનો અપરાધ અજાણપણે પણ ન થઈ જાય તેની તકેદારી એમણે જેટલી રાખી છે તેટલી ગુજરાતના તો શું, દુનિયાના બીજા કોઈ આત્મચરિત્રકારે પણ રાખી હશે કે કેમ એ પ્રશ્ન છે. નિજ કથા કહેતાં કહેતાં પોતાના દોષો અને વિકારોનું નિર્દય તટસ્થતાપૂર્વક આલેખન કરીને આત્મમંથન અનુભવવામાં, અને છેવટે આત્મનિર્ભર્ત્સના દ્વારા પશ્ચાત્તાપની ઉગ્ર પાવક જ્વાલાનું પાન કરવામાં ગાંધીજીએ દાખવેલું સામર્થ્ય અપૂર્વ છે. તેમની આ સફળતાની ચાવી પોતે સહજપણે આત્મસાત્ કરેલી વિનમ્રતા છે. સત્યને આંચ પહોંચાડ્યા વગર સમસ્ત જીવનવસ્તુમાંથી પોતાના સત્યના પ્રયોગો જ રજૂ કરવાના એમના ઉદ્દેશને માફક આવે તેવા પ્રસંગો પસંદ કરવાની ગાંધીજીની વિવેકબુદ્ધિ હરકોઈ ચરિત્રકારને ધડો લેવા જેવી છે. સુરુચિનો ભંગ કર્યા વિના સત્ય-ઉચ્ચારણ કરવાની જે કુશળતા ગાંધીજીની સંયમશીલ લેખિનીમાં છે તે નથી નર્મદમાં કે નથી મણિલાલમાં. તત્ત્વતઃ સત્ય કલાથી વિમુખ હોતું નથી તેની ઉત્તમ પ્રતીતિ ગાંધીજીની આત્મકથા કરાવે છે. આત્મકથા એટલે સત્યસ્વરૂપ પરમાત્માનું દર્શન કરવા ઝંખતા માનવ આત્માની વિકાસયાત્રાની પ્રમાણભૂત રસકથા એવી વિશાળ પૌરસ્ત્ય દૃષ્ટિએ ઘડેલી નવીન વ્યાખ્યાને ગાંધીજીના આ 'સત્યના પ્રયોગો' સર્વથા ચરિતાર્થ કરી બતાવે છે. આ આંતરિક ગુણસંપત્તિને કારણે તો તે ભારતની જ નહિ, દુનિયાભરની શ્રેષ્ઠ આત્મકથાઓમાં સ્થાન પામી છે.

ગુજરાતી આત્મકથાના વિકાસમાં મણિલાલના આત્મચરિત્રનું સ્થાન 'મારી હકીકત' અને 'સત્યના પ્રયોગો'ની વચમાં છે. તેમાં

પહેલાં અઠ્ઠાવીસ વર્ષનો હેવાલ સળંગ કથારૂપે, તો છેલ્લાં નવેક વરસની હકીકત છૂટક નોંધરૂપે છે. બંનેમાં મણિલાલની ઉત્કટ અને પ્રવાહી કથનશૈલી ધ્યાન ખેંચ્યા વિના રહેતી નથી. એનું ફલક જીવનનાં સર્વ પાસાંને આવરી લે તેટલું વિસ્તૃત છે અને તેનો પટ પરસ્પર વિરોધી ભાત પાડતી સંખ્યાબંધ નાની મોટી વિગતોથી ભરચક છે.

નિર્ભીક સત્યકથન મણિલાલનો પણ મુદ્રાલેખ હતો. કોઈ પરમ વિશ્વાસપાત્ર મિત્રની સમક્ષ હૃદય ખોલતા હોય એટલી મનની અને કલમની મોકળાશ રાખીને તેમણે સ્વાનુભવકથન કરેલું છે. આથી તો તેમની આ વીતકકથાએ રુસોનાં 'Confessions'નું સ્મરણ કરાવે તેવી કેફિયતનું રૂપ ધારણ કર્યું છે. મણિલાલને સમજવા માટે તેમના જીવનમાં પરસ્પર વિરુદ્ધ દિશામાં ફરેલી પ્રેમ અને ધર્મની ચાવીઓ છે. ઉભયની પ્રક્રિયા સમજાવતાં તેમણે સ્વદોષ-નિરૂપણ જેટલા વિસ્તારથી કર્યું છે તેટલા વિસ્તારથી નિજગુણકથન કરેલું નથી. દેશમાં તેમજ પરદેશમાં લેખક ને ચિંતક તરીકે તેમને મળેલી ખ્યાતિનો એમાં વિગતરૂપે ટૂંકો ઉલ્લેખ છે, ત્યારે પોતાના જિન્સી આચરણ અને પ્રેમપ્રસંગોનું તેમણે જાણે કે પારાયણ કર્યું છે! પ્રેમ અને ધર્મનો અભેદ પ્રબોધનાર આ 'અભેદમાર્ગ-પ્રવાસી'નું આંતર જીવન એ બે ભાવનાઓના વિલક્ષણ વિરોધથી કેવું વિષમય બની રહ્યું હતું તેનો કરુણ ઇતિહાસ આપણને આ કબૂલાતોમાંથી મળે છે. મિત્રો, કુટુંબીઓ અને પ્રેમપાત્રો વિશે કાઢેલા ઉદ્‌ગારો કંઈક અંશે આવેશજન્ય હોઈ સત્ય હકીકતને કવચિત્ અંગત રાગદ્વેષથી મલિન કરે છે. પણ તેની પાછળ પણ સંવેદનની સચ્ચાઈનો રણકો તો સંભળાય છે. એક રીતે, ઝડપથી પલટા ખાતી તેમની મનોવૃત્તિનું જ એમાં પ્રતિબિંબ પડ્યું છે એમ તેમાં એક જ વ્યક્તિને વિશે બાંધેલા પરસ્પર વિરુદ્ધ ભાવના

અભિપ્રાયો બતાવી આપે છે.

આત્મકથામાં આંતર જીવનનું આમ પ્રતિબિંબ પાડીને મણિલાલ આત્મનિરીક્ષણ કરવા મથ્યા છે. વહી ગયેલા જીવનપ્રવાહને અવલોકીને આગળ વધવાની તેમની યોજનાઓ અને મહત્ત્વાકાંક્ષાઓનું એમાં મૂકેલું ચિત્ર તેમની લેખનાદિપ્રવૃત્તિ પર મહત્વનો પ્રકાશ પાડે છે. પણ સૌથી વિશેષ મહત્ત્વનું તો તેમાં પ્રતીત થતું મણિલાલનું મંથન છે. અંતર્મુખ વૃત્તિ કેળવીને આત્મપૃથક્કરણ કરવાનો ને આત્મતિરસ્કાર દ્વારા આત્મવિકાસ સાધવાનો તેમનો યત્ન પછી આવનાર ગાંધીજીની આત્મકથાની જાણે કે આગાહી કરે છે. ગાંધીજીની આત્મકથા સત્યદર્શન દ્વારા સતત ઊર્ધ્વગમન કરતા સંત-આત્માનું સ્વચ્છ પ્રતિબિંબ ઝીલે છે, ત્યારે મણિલાલની 'આત્મજીવની' લેખક, ચિંતક, પંડિત અને અધ્યાત્મપ્રેમી લોકશિક્ષક તરીકે જાહેર ખ્યાતિ પામનાર જીવનવીરે વ્યાધિ, સોબત ને અતૃપ્ત પ્રેમવૃત્તિને કારણે અદમ્ય બનેલી પ્રકૃતિની સામે જિંદગીભર ચલાવેલા યુદ્ધની દારુણ કથા કહે છે. કવિ અને પંડિત ઉપરાંત, માનવ વ્યકિત તરીકેનું મણિલાલનું ઘડતર આમ અહીં યથાર્થ સમજાય છે તે જ આત્મકથા તરીકે આ કૃતિનું મોટામાં મોટું સાર્થક્ય છે.

વ્યક્તિના નૈતિક અધઃપાતમાં તેની અંગત નબળાઈઓ ઉપરાંત કેળવણી, સમાજ, કુટુંબ અને બીજાં બાહ્ય આવરણો કેવો મહત્ત્વનો ભાગ ભજવે છે તેનું નિદર્શન પણ આ આત્મકથા કરે છે. આજથી પોણોસો વર્ષ પહેલાંના ગુજરાતની ધાર્મિક, સાંસારિક, આર્થિક અને શિક્ષણવિષયક સ્થિતિનો ઝાંખો પણ વાસ્તવિક ચિતાર આપણને એમાંથી મળે છે. સંખ્યાબંધ મિત્રો, પરિચિતો અને અન્ય સમકાલીનો વિશે એમાં મૂકેલી માહિતી અમુક અંશે ચોંકાવનારી છતાં અભ્યાસદૃષ્ટિએ ઉપયોગી નીવડે તેવી છે. ગુજરાતના એક સમર્થ

ગદ્યસ્વામીને હાથે લખાયેલુ આ આત્મવૃત્તાત, આમ, તેના લેખકનું બાહ્યાભ્યતર સ્વરૂપદર્શન કરાવવા સાથે સમાજશાસ્ત્ર અને મનો-વિજ્ઞાનના અભ્યાસને ઉપકારક સામગ્રી પૂરી પાડે છે એ જોતા, એ સાહિત્યપ્રકારના સ્મરણીય સીમારતભ રૂપે એની ગણના અવશ્ય થવી ઘટે છે.

## નિબંધો

મણિલાલે સૌથી વિશેષ નિબંધનુ ખેડાણ કર્યું છે તેમ એમના લેખસમૂહ પર ઉડતી નજર નાખતા તરત દેખાઈ આવે તેમને સ્વાભાવિક રીતે જ હાથ બેઠેલો સાહિત્યપ્રકાર નિબધ છે. લોક-શિક્ષણના ઉદ્દેશને વરેલો કલમસેવક ઘણુંખરુ પત્રકાર અને તેથી અનાયાસે નિબધકાર પણ હોય છે. વિચારનુ વ્યવસ્થિત, તાર્કિક ક્રમમા સીધુ નિરૂપણ કરીને લોકમાનસ કેળવવાની સુવિધા ગભીર નિબધમાં વિશેષ, એટલે પત્રકારનું મુખ્ય વાહન નિબધ બને તે દેખીતું છે. આપણે ત્યા પત્રકારત્વના વિકાસની સાથે, નિબધના સ્વરૂપનો વિકાસ સકળાયેલો છે તેનું કારણ પણ એ જ છે પ્રજામા પોતાના નવીન વિચારનુ આંદોલન પ્રસરાવવા તેમ અગ્રેજીના જેવો સાહિત્યપ્રકાર દાખલ કરવાના ઉદ્દેશથી નર્મદે ગુજરાતીમા સૌપ્રથમ નિબધનુ ખેડાણ કર્યું એ જાણીતી હકીકત છે વિવેચક નવલરામની લેખનપ્રવૃત્તિનુ પણ એ જ મુખ્ય વાહન રહ્યુ પછી આવનાર મણિલાલ, ગોવર્ધનરામ, નરસિહરાવ, બળવતરાય, રમણભાઈ, આનદશકર વગેરે ચિતનશીલ લેખકોએ. પણ ગભીર, પર્યેષક નિબધની રચનાઓ દ્વારા જ ગુજરાતી ગદ્યનુ ખેડાણ કર્યું. પડિત યુગ તો વસ્તુત નિબંધનો જ યુગ બની રહ્યો. ગાધીજી, મશરૂવાળા, કાલેલકર આદિ છેલ્લી ત્રીશીના લેખકોનુ લોકશિક્ષણ-કાર્ય પણ નિબધાકારી લેખો દ્વારા જ થયુ છે

પત્રકારના નિબધો ચિરકાલીન સાહિત્યિક ગુણવત્તા ભાગ્યે જ ધરાવે એવો ગ્રહ આજકાલનાં ગજરાતી સામયિકો જોતાં પુષ્ટિ

પામે છે પણ મણિલાલ, ગોવર્ધનરામ, રમણભાઈ, આનંદશંકર, ઠાકોર, ગાંધીજી, મશરૂવાળા અને કાલેલકર જેવા લેખકો પત્રકાર હોવા છતાં તેમનાં લખાણોમાં વિચારની સંપત્તિ અને ભાષાનું સત્ત્વ એટલા મોટા પ્રમાણમાં છે કે આજે પણ એ લેખો ગ્રંથસ્થ થઈને અનેક વાંચકોને ચિંતન-સામગ્રી અને પથ્ય માર્ગદર્શન પૂરાં પાડે છે. પ્રામાણિક મતભેદને કારણે ઊભા થયેલા વિવાદોમાં અને વર્ષારંભની તેમજ લોકવૃત્તવિષયક નોંધોમાં રહેલું પ્રાસંગિક તત્ત્વ બાદ કરતાં, 'સુદર્શન ગદ્યાવલિ'નો પ્રત્યેક લેખ પ્રૌઢ ચિંતન અને ગદ્યશૈલીથી અંકિત એવો વત્તેઓછે અંશે સુરેખ નિબંધ છે. મણિલાલના વ્યક્તિત્વનો ખરો ઉન્મેષ તેમના નિબંધો બતાવે છે. 'બાળવિલાસ'ના પાઠો તથા 'સુદર્શન ગદ્યાવલિ'માંના લેખો અનુક્રમે લઘુ તથા દીર્ઘ નિબંધના સુંદર નમૂના છે. 'બાળવિલાસ' નામ સૂચવે છે તેમ, તેમાંના પાઠો માધ્યમિક શાળાનાં ચારપાંચ ધોરણો ભણેલી કન્યાઓ માટે ખાસ તૈયાર કર્યા હતા; જ્યારે 'સુદર્શન ગદ્યાવલિ'માંના લેખો મોટી વયનાં જિજ્ઞાસુઓને માટે લખાયેલા હતા. 'બાળવિલાસ'માં ધર્મ અને નીતિનો જ ઉપદેશ છે; 'સુદર્શન ગદ્યાવલિ'માં ધર્મ–તત્ત્વજ્ઞાન, કેળવણી, સમાજસુધારો રાજ્યનીતિ, અર્થકારણ, સાહિત્ય, સંગીત એમ લગભગ સઘળા મહત્ત્વના વિષયોની તાત્ત્વિક પર્યેષણા છે. કન્યા, પત્ની અને માતાના ધર્મનો સદૃષ્ટાંત બોધ 'બાળવિલાસ'માં છે, તેમ 'સુદર્શન ગદ્યાવલિ'ના 'ગૃહ' વિભાગમાં મૂકેલા લેખો પણ સ્ત્રીધર્મ સમજાવે છે. પરંતુ પહેલામાં વિશેષતઃ તાત્ત્વિક બોધ છે, ત્યારે બીજા પ્રકારના લેખોમાં વ્યાપક ભૂમિકા પર કુટુંબભાવના અને સમાજસુધારા વિશે સર્વસામાન્ય રૂપની ચર્ચા છે. બંનેનાં વિષય, વિસ્તાર અને ચર્ચાના ફલકમાં કેટલેય તફાવત છે, પણ તેમની નિબંધ તરીકેની આંતર રચનામાં ફરક નથી. બન્ને ગ્રંથમાંના લેખો વ્યવસ્થિત રીતે વિચારી શકતા એક જ માનસનાં સર્જન છે. એટલે નિબં

મણિલાલનો પરિચય કરતી વખત બનેનો એકમાથે વિચાર કરીએ તો એમા કશુ જ ખોટું નથી.

સૌપ્રથમ મણિલાલનુ પોતાનુ નિબંધવિષયક દષ્ટિબિંદુ જોઈએ. "વિષયનો અર્થ બાધી તેનુ સ્વરૂપ આપવુ અને તેનુ સમર્થન બેચાર દષ્ટાંતોથી અને બેચાર શ્લોકથી કરવુ" એ નિબંધની પ્રચલિત વ્યાખ્યા તેમને માન્ય નથી. "જેનુ વચને વચન અનુભવનો ગ્રંથિ છે, જેની વાક્યરચના સૂત્રરૂપ છે અને જેનો ઉપદેશ મર્મને તુરત જ આઘાત કરી ક્ષણુવાર તદાકારતા ઉપજાવે છે"* તે જ તેમને મતે ખરો નિબંધ છે તેમની આ દષ્ટિ એમની નજર સમક્ષ બેકન અને ઇમર્સનના નિબંધો આદર્શરૂપે હોય એમ અનુમાન કરવા પ્રેરે છે એમના નિબંધો અને એમા પ્રયોજાયેલી ગદ્યશૈલી આ અનુમાનને સાધાર ઠરાવે એવા છે. મણિલાલના નિબંધાકારી લખાણો ઘણે અંશે ઊર્મિકાવ્યના જેવી ચોટ સર્જનાત્મક છાપ પાડે છે તેનું કારણ નિબંધલેખનની પાછળ રહેલી તેમની આ ઉત્કૃષ્ટ ભાવના છે

અગાઉ જોયું તેમ, જીવનના સઘળા ક્ષેત્રોને આવરી લેતા લેખો તેમણે લખ્યા છે. પ્રત્યેક મુખ્ય ક્ષેત્રની નાનીમોટી શાખાઓમા તેમની દષ્ટિ ફરી વળે છે અને તેમની બુદ્ધિ તનાવગાહન કરીને દરેકનું રહસ્ય પામવા–પ્રગટ કરવા મથે છે. સિદ્ધાન્ત તેમના સર્વ નિબંધોનુ નિગમનસ્થાન છે. અભેદભાવનાને જીવનમા યથાર્થ ઘટાવી બતાવવા સારુ જીવનના થરે થરને ઉખેળીને પ્રત્યેકનુ સ્વારસ્ય શોધવાનો તેમણે કેવો પરિશ્રમ લીધો છે તે તેમની ફિલસૂફી અને વિચારશ્રેણીનુ આગળનાં પ્રકરણોમા કરેલું પૃથક્કરણ બતાવી આપે છે.

---

* સુ ગ, પૃ ૯૭૫

આ લક્ષ્યે તેમને ધર્મમાં વેદાન્તની સાથે સર્વ દર્શનોનો, સમાજમાં 'સુધારો', શિક્ષણ, અર્થકારણ ઇત્યાદિનો, રાજ્યમાં રાજધર્મ ઉપરાંત કંઈક પ્રજારસિકતાવાદ અને સામ્યવાદનો તથા સાહિત્યમાં લલિત અને લલિતેતર સર્વ અંગોનો તલસ્પર્શી અભ્યાસ કરવા પ્રેર્યા હતા આથી તેમના નિબંધોમાં ભિન્ન ભિન્ન રુચિ અને અધિકારવાળા વાચકોને વિચારપ્રેરક નીવડે તેવી વિવિધ ભાતવાળી વિષયસામગ્રી મળી રહે છે.

વિષય ગમે તે હોય, પણ મણિલાલ એનો આયાસપૂર્વક વિચાર કરીને નિબંધમાં કોઈ મુદ્દાની ચર્ચા કરતા હોય તેમ લાગતું નથી. તેમનું માનસ સમૃદ્ધ અને સ્વતન્ત્ર છે. વિદ્વત્તા, વિશાળ અનુભવ અને અવલોકનની સંપત્તિ તેમની પાસે એટલા બહોળા પ્રમાણમાં છે કે તેમના કોઈ પણ નિબંધના વિષયમાં વિચારની અપર્યાપ્તતા દેખાશે નહિ. તેમાં ઉદ્દેશલક્ષિતા છે. પણ વિવિધ બાજુએથી ઉદ્દિષ્ટ હેતુનું તેઓ એવી કુનેહથી પ્રતિપાદન કરે છે કે તેમાં પુનરુક્તિદોષ ભાગ્યે જ જણાશે. તેમા ક્વચિત્ સ્વહેતુનો સીધો ઉપદેશ જણાશે, પણ કોઈ સ્થાને વિચારદારિદ્રની છાપ તો નહિ જ જણાય. ઉચ્ચ વિચારસામગ્રી એ મણિલાલના નિબંધોનું મુખ્ય લક્ષણ છે.

તેમની નિબંધકાર તરીકેની સફળતાનું બીજુ અંગ તે વિષયનિરૂપણ. વિચારનો પ્રવાહ તેમના નિબંધોમાં કુદરતી રીતે જ અખંડ વહેતો હોય છે. 'ક્ષમા'ની માફક 'બાળવિલાસ'નાં બે પાનાં જેટલો નાનો હોય કે 'પૂર્વ અને પશ્ચિમ'ની જેમ 'સુદર્શન ગદ્યાવલિ'નાં પચાસ પાના રોકે તેટલો મોટો હોય, પણ વક્તવ્યનો પ્રવાહ ક્યાંય ખંડિત કે સ્ખલિત થઈને સંધાતો હોય એમ ભાગ્યે જ માલૂમ પડશે. એક મુદ્દામાંથી બીજો ને તેમાંથી ત્રીજો એ ક્રમે સ્વાભાવિક રીતે જ તેમા વિષયચર્ચા આગળ વધતી હોય છે. ગંભીર નિબંધને ઘણું ખરું સામાન્ય અને નરસિંહરાવ તથા બળવંતરાય

જેવા સમકાલીનોમાં વારંવાર દેખાતો વિષયાન્તરદોષ મણિલાલના વિપુલ નિબંધસમૂહમાં બિલકુલ નહિ જડે. તેમની દષ્ટિ ખંડન-મંડનમાં પરોવાયેલી હોય ત્યારે પણ તેઓ નિબંધના વિષયદોરને સીધો રાખી શકે છે. વિષયના બહિરંગનું દર્શન કરાવતા જઈને ધીમે ધીમે તેના અંતરંગનું નિરૂપણ કરવાની તેમની પદ્ધતિ છે. વળી પ્રત્યેક મુદ્દાની ચર્ચાને વિશદ કરવા માટે પોતાનાં વિશાળ વાચન, બહોળા અનુભવ અને વ્યાવહારિક બુદ્ધિને બળે તેઓ વચ્ચે વચ્ચે ઉચિત દષ્ટાંતો મૂકે છે. આને લીધે નિબંધનો વિષય ગમે તેટલો અઘરો હોય, તો પણ તેમાની વિચારશ્રેણી સુગ્રાહ્ય નીવડે છે અને વાચક વિષયમાં પ્રવેશ મેળવીને ઝડપથી તેના હાર્દ સુધી પહોચી શકે છે.

નિબંધોની સફળતામાં તત્ત્વનિર્ણાયક વિચારશક્તિ પછી બીજો મહત્ત્વનો ફાળો તેમની ગદ્યશૈલીનો છે. નર્મદની માફક મણિલાલે પણ સ્વહેતુને સાધવા સારુ વ્યાખ્યાનશૈલીનો ઉપયોગ કર્યો છે. સચ્ચાઈ, નિખાલસતા અને સચોટતા એ બંનેના ઉદ્‌બોધનાત્મક નિબંધોના સામાન્ય ગુણો છે. વાતચીતિયા ઢબની તળપદી ઉક્તિઓ અને વાક્યરૂઢિઓનો સચોટ પ્રયોગ બંનેએ કર્યો છે. પણ નર્મદની શૈલીમાં રહેલો લાગણીનો ઉકળાટ વિચારનાં પોત અને વ્યવસ્થાને હાનિ પહોચાડે છે. એમાં ઘણુંખરું શિષ્ટતા અને સ્વસ્થતાનો અભાવ હોય છે. મણિલાલની કથનરીતિ ઉષ્માયુક્ત હોવા છતા પૂરેપૂરી શિષ્ટ, સ્વસ્થ, વ્યવસ્થિત અને વિચારપ્રધાન હોય છે. નર્મદના નિબંધો મુખ્યત્વે કથનપરાયણ અને વિચારપરાયણ છે. ત્યારે મણિલાલના બહુશઃ વિચારપરાયણ જ છે. બન્ને એકની એક વાતનું પુનઃ પુનઃ ઉચ્ચારણ કરતા જણાય છે. પણ એમાં ફેર એ કે નર્મદ તેમ કરતાં કેવળ વિષયની સપાટી ઉપર ફરતો દેખાય છે, ત્યારે મણિલાલ વક્તવ્યને બુદ્ધિપુરઃસર નિરૂપીને વિષયની વિવિધ બાજુઓનું દર્શન કરાવે છે. આમ, નર્મદના કરતાં મણિલાલનો

વ્યાખ્યાનશૈલીના નિબંધો વિશેષ ઊંડા, વ્યવસ્થિત, શિષ્ટ, સ્વસ્થ, રુચિકર અને વિચારપ્રેરક હોવાથી ધારી અસર ઉપજાવે છે.

તત્ત્વચર્ચા અને સિદ્ધાંતપ્રરૂપણને પ્રસંગે મણિલાલની શૈલી ઊંડી પર્યેષકતા ધારણ કરે છે નર્મદના 'ધર્મવિચાર'માંના લેખો કરતાં મણિલાલના તે વિષયના નિબંધોમાં પક્વતા, પ્રૌઢિ અને શાસ્ત્રજ્ઞાન વિશેષ છે વિષયનું સચોટ ઉદ્‌ઘાટન, તેના અંગ-પ્રત્યંગનું ઝીણવટભર્યું પૃથક્કરણ અને એક સર્વસામાન્ય સત્ય કે ભાવના વડે સર્વ અંગ ઉપાંગોનું પરસ્પર દૃઢ સંયોજન કરીને અંતે કેવલાદ્વૈતનું પ્રતિપાદન એ એમના નિરૂપણની સામાન્ય વિશિષ્ટતા ગણાય વિશદતા, વ્યવસ્થિતતા, ગૌરવ અને તત્ત્વનિષ્ઠા એ મણિલાલની આ પ્રકારની શૈલીના ખાસ ગુણો છે ધર્મ-તત્ત્વ-વિષયક નિબંધોમાં તેમનું વ્યુત્પન્ન પાંડિત્ય પ્રતીત થાય છે પણ એ પાંડિત્ય વિચારના બાહ્ય ઉપકરણ રૂપે નહિ આવતાં વિચારની સાથે એકરસ થઈને આવે છે. તેથી તેનું કેન્દ્રવર્તી વિષયથી અલગ એવું અસ્તિત્વ ભાગ્યે જ લક્ષમાં આવે છે વિવાદાત્મક લેખોમાં તેમનો તર્કનો અંકોડો ક્યાંક ઢીલો પડેલો દેખાય છે પણ એકંદરે એ પ્રકારના નિબંધોએ શાસ્ત્રીય ચર્ચા અને તત્ત્વવિચાર સારુ ગુજરાતી ભાષાને પલોટી આપી એ એક મોટો ફાયદો છે

તત્ત્વનિષ્ઠ ચિંતક અને પ્રભાવશાળી ગદ્યકાર સહેજે સારો નિબંધકાર થઈ શકે એ દૃષ્ટિએ મણિલાલને નિબંધકાર તરીકે સફળતા મળે તેમાં નવાઈ નથી પણ ભૂલવું ન જોઈએ કે નિબંધકાર મણિલાલ એટલે ચિંતન અને ગદ્યનો સરવાળો જ નથી, તેથી કંઈક વિશેષ છે તેમની ખરી ખૂબી વિચારનું નિર્વહન કરતા ગદ્યપ્રવાહને સુનિયોજિત સાહિત્યિક આકૃતિમાં નિબદ્ધ કરવામાં રહેલી છે તેમની આ વિશિષ્ટતા મણિલાલને આદર્શ નિબંધકાર બનાવે છે તેમને સહજસિદ્ધ એવી આ કલાદૃષ્ટિએ જ તેમના નિબંધોને નર્મદના જેવા ખરબચડા કે નરસિંહરાવના જેવા શિથિલ બંધવાળા થવા દીધા નથી. તેમની

ઉદાત્ત વિચારશ્રેણિ નિબંધના મજબૂત ખોખામાં સતતવાહિની સરિતાની પેઠે નિબંધપણે વહી જાય છે ને તેને સ્વયંસંપૂર્ણ કલાસ્વરૂપ બક્ષે છે.) 'બાળવિલાસ' માંથી 'સદ્‌વૃત્તિ', 'શાંતિ', 'સ્પર્ધા', 'ક્ષમા' અને 'પ્રસન્નતા' જેવા પાઠોને અને 'સુદર્શન ગદ્યાવલિ'માંથી 'બાવો બોલ્યા તે સત્ય', 'તત્ત્વજ્ઞાનનો દુરુપયોગ', 'આત્મજ્ઞાન', 'નિવૃત્તિમાર્ગ', 'ધર્મબોધ', 'અદ્વૈતજીવન', 'ઘર', 'ગૃહસ્થાશ્રમ', 'જ્ઞાન', 'સુધારાનો ક્રમ' 'નવીન અને પ્રાચીન', 'સુધારો', 'કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ સી. આઈ. ઇ.' ઇત્યાદિ લેખોને અનુક્રમે લઘુ અને દીર્ઘ નિબંધના કળામય નમૂના તરીકે ગણાવી શકાય.(જીવનસમગ્રને મોટી ફાળે માપી લેતા બહુવિધ વિષયો, તે વિષયોનો સ્વયંસ્ફુરિત વિચાર કરતી તેજસ્વી બુદ્ધિશક્તિ, તેનું સીધેસીધુ–વિષયાન્તર વિના–રહસ્યદર્શન કરાવતી, ચેતનથી ધમકતી ભાષાશૈલી અને તેના અંગ-પ્રત્યંગને સહજ સાંકળી લેતી અશિથિલ નિયોજન-પદ્ધતિ નિબંધકાર મણિલાલના ગુણો છે. શ્રી વિશ્વનાથ ભટ્ટે 'સુદર્શન ગદ્યાવલિ'ને "ગુજરાતી સાહિત્યનો સર્વોત્તમ નિબંધભંડાર" ગણેલ છે અને મણિલાલને અર્વાચીન યુગના ત્રણ શ્રેષ્ઠ નિબંધકારોમાં અગ્રસ્થાન આપ્યું છે * તે સર્વાંશે ઉચિત છે.)

## વિવેચનલેખો

સાહિત્યવિવેચન મણિલાલની મુખ્ય પ્રવૃત્તિ નહોતી. બીજાં અનેક કામોની માફક વિવેચન પણ તેમણે પત્રકાર તરીકેની ફરજ બજાવવાને અંગે કર્યું હતું. આમ છતાં, તેમની એ દિશાની સેવા પણ મૂલ્યવાન નીવડી છે. (પ્રો. ઠાકોરે તેમને નવલરામ કરતાં વધારે વિદ્વાન, ઉદાર, અપક્ષ અને શાસ્ત્રીય વિવેચક ગણ્યા છે† તેને અમુક અંશે અતિશયોક્તિ માનો તો પણ મણિલાલનું વિવેચનકાર્ય સંગીન હતું એટલું તો એ

* જુઓ 'નિકષરેખા', પૃ. ૧૬૦
† જુઓ 'વિવિધ વ્યાખ્યાનો', પુ. ૨, પૃ. ૬૩

અભિપ્રાય પરથી અવશ્ય ફલિત થાય. ગ્રંથસમીક્ષા તેમની વિવેચન-પ્રવૃત્તિનુ મુખ્ય અગ છે. નવલરામના જેટલી નિષ્ઠા અને નિયમિતતાથી તેમણે પૂરા તેર વરસ સુધી એકધારુ ગ્રથસમીક્ષાનુ કાર્ય કર્યું હતુ. આથી તો 'સુદર્શન ગદ્યાવલિ'ના ત્રણુસો પાનામા પથરાયેલા વિવેચનાત્મક લખાણુમાથી બસોદસ પાના ગ્રથસમીક્ષાના વિભાગે રોકયા છે શુદ્ધ સાહિત્ય-તત્ત્વની પર્યેષણા કરતા તેમના સ્વતંત્ર લેખો તો માડ છએક હશે આ અનાયદા લેખોના કરતા વિશેષ તો કાવ્ય નાટક, વાર્તા, રસ વગેરે વિષયોની તાત્ત્વિક ચર્ચા તેમણે ગ્રથાવલોકનને અગે કરેલી છે વિવેચક મણિલાલની કાવ્યભાવના -સાહિત્યવિષયક સિદ્ધાન્તો- ઉપસાવી આપવાનુ નિમિત્ત આમ ઘણુખરુ આજે ભુલાઈ ગયેલા અનેક પુસ્તકોના તેમણે કરેલા અવલોકનો બન્યા છે.

'સાહિત્ય' અને 'વાઙ્મય' શબ્દના પ્રયોગથી આજે આપણે લલિત અને લલિતેતર રચનાઓનો ભેદ પાડીએ છીએ તેવો ભેદ મણિલાલે સસ્કૃત 'સાહિત્ય' અને અગ્રેજી 'literature' એ શબ્દો વચ્ચે પાડ્યો છે *પશ્ચિમમા જેમ સાહિત્યતત્ત્વના વિવેચનમા 'poetry' શબ્દ સમગ્ર સર્જનાત્મક સાહિત્યને પ્લેટો અને એરિસ્ટોટલથી લાગુ પડાતો આવ્યો છે, તેમ સસ્કૃતમા પણ મૂળથી 'કાવ્ય' શબ્દ આજે આપણે જેને સાહિત્યકલા કહીએ છીએ તેને અનુલક્ષીને વપરાતો આવ્યો છે તેવી જ રીતે હાલમા વપરાતા 'ગ્રથકાર' શબ્દની પહેલા 'કવિ' કે 'ઋષિ' શબ્દનો સસ્કૃતમા પ્રયોગ થતો મૂળ 'કાવ્ય' અને 'કવિ' એ શબ્દો દ્વારા સર્જનની પવિત્રતા અને અનન્યસાધારણતાનો બોધ થતો તે 'સાહિત્ય' કે 'ગ્રથકાર' શબ્દોના પ્રયોગથી થતો નથી. તેમાય કુભકાર, સૂત્રકાર ઇત્યાદિના સામ્યવાળો ગ્રથકાર શબ્દ તો કેવળ સાહિત્યસર્જનને વેપાર-

* સુ ગ, પૃ ૬૫૩

ધંધાની પ્રાકૃત કોટિ પર ઉતારી મૂકે છે એમ મણિલાલની ફરિયાદ છે. આ શબ્દચર્યાની પાછળ સાહિત્યને પ્રતિભાજન્ય કળા તરીકે અને સર્જનને પવિત્ર, સ્વયસ્ફુરિત નિઃસ્વાર્થ પ્રવૃત્તિ તરીકે ઓળખાવવાનો તેમનો આગ્રહ છે.*

મણિલાલને મતે કાવ્ય એટલે 'ભાવનામાં આનંદતા આત્માનો એક ઉદ્ગાર' છે † તેઓ કવિ અને તત્ત્વજ્ઞને સમાન ભૂમિકા પર મૂકીને કાવ્ય અને તત્ત્વનો નિગૂઢ સંબંધ યોજી બતાવે છે. વિશ્વમા અનુસ્યૂત બ્રહ્મ જેમ વિશ્વની પાર રહે છે તેમ કાવ્યના 'જીવ' રૂપ રસ પણ કાવ્યના પ્રત્યેક અંગમા રહી આસ્વાદ્ય બને છે ને સ્થૂળની પાર રહેલ સૂક્ષ્મનું દર્શન પણ કરાવે છે. ધર્મની માફક કાવ્યમા પણ તેમણે આનંદ કે પરમ પુરુષાર્થનું મૂળ હૃદય જ ગણ્યું છે ‡ શુદ્ધ ભાવનાના પ્રદેશમા વિહરનાર હૃદય પોતાના રચેલા વિશ્વમા જ વિહાર કરે છે આવી રસવૃત્તિને બુદ્ધિના નિયંત્રણની આવશ્યકતા નથી; કારણ, એ કદી સૂક્ષ્મને છોડી સ્થૂલમાં પોતાનો આનદ શોધતી નથી આવી શુદ્ધ રસવૃત્તિ અને તેના બીજરૂપ લાગણી વચ્ચેનો તફાવત સમજાવતાં મણિલાલે કાવ્ય રચનારાઓ દારૂ, ગાંજો ઈત્યાદિ કૃત્રિમ માદક પદાર્થોથી લાગણીની તીવ્રતા પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે છે તેનો ખુલાસો કર્યો છે. તેઓ કહે છે:

"રસવૃત્તિ જ્યારે કેવલ બીજરૂપે એટલે તીવ્ર લાગણીરૂપે જ હોય છે ત્યારે, ભૂલ થવાથી, તે સ્થૂલમાં તૃપ્તિ શોધે છે. તીવ્ર લાગણીથી થતા રક્તપ્રક્ષોભની શાંતિ સ્થૂળ વ્યવહારમાંથી કરી લે છે, લાગણીની તીવ્રતા મંદ પડવાથી આનંદ ન આવે ત્યારે દારૂ, ગાંજો આદિ કૃત્રિમ સાધનોથી પાછી તીવ્રતા પ્રાપ્ત કરવા મથે છે.

* જુઓ સુ ગ પૃ ૬૫૪-૬૫૭
† એજન પૃ. ૬૫૭
‡ એજન, પૃ ૬૭૩

આવો અનાચાર ઉપજાવનારી જે રસવૃત્તિ તે તો લાગણી માત્ર જ છે. લાગણી તીવ્ર થાય, અને તીવ્ર થઈને સ્થૂલની પાર જોઈ શકે, ત્યારે તે રસરૂપે પરિપક્વ થાય છે." *

આ ઉત્તમ રસમય પ્રદેશમાં વિચરનાર કવિ હોય કે તત્ત્વજ્ઞ, નીતિ, સદાચાર, સ્વાર્પણ આદિ વ્યાવહારિક અને સૌંદર્ય ને ભવ્યતા જેવી માનસિક ભાવનાઓના ઉત્તમોત્તમ સ્વરૂપમાં મગ્ન રહીને તે સહેજે જીવનનું રહસ્ય પકડી લે છે. સ્થૂળનો સ્વભાવ ભાવના રૂપે અપ્રત્યક્ષ થવાનો અને ભાવનાનો સ્વભાવ મૂર્ત રૂપ ધારણ કરવાનો છે એમ બતાવીને તેઓ રસાનુભવની પ્રક્રિયાને સ્થૂલ અને ભાવનાના એકત્વરૂપે ઘટાવે છે. આને અંગે તેમણે કલ્પના અને પ્રતિભા વચ્ચેનો ફરક તારવ્યો છે. કલ્પના સર્વને સાધ્ય હોઈ પ્રગટ થઈ ને વિરમી જાય છે, ત્યારે પ્રતિભા વિરલાઓને સાધ્ય હોય છે, ને ઉદય પામવાની સાથે જ પ્રત્યક્ષ થવા લાગે છે. કલ્પના સ્થૂલ વ્યવહારના પ્રદેશને સ્પર્શીને તેની પાર જવા મથે છે, ત્યારે પ્રતિભા સ્થૂલ સૂક્ષ્મ ઉભયની પારની ભાવના છે. કાવ્ય, શિલ્પ, ચિત્ર, સંગીત આદિ કલાઓ પ્રતિભામાંથી જ જન્મે છે. †

સ્થૂલ ઉપાદાનમાંથી સૂક્ષ્મ ભાવના નિષ્પન્ન કરવામાં કાવ્ય કરતાં શિલ્પમાં, શિલ્પ કરતાં ચિત્રમાં અને ચિત્ર કરતાં સંગીત કળામાં વિશેષ મુશ્કેલી નડે છે એવો મણિલાલનો અભિપ્રાય છે. ‡ પાશ્ચાત્ય કલા-મીમાંસાને ધોરણે તેમનો આ મત યથાર્થ ઠરે. દૃશ્ય અને શ્રાવ્ય કલાઓનું તારતમ્ય સમજાવતાં લેસિંગે સ્પષ્ટ કર્યું છે તેમ સૂક્ષ્મમાં સૂક્ષ્મ ઉપાદાન કવિતામાં છે. સ્થાપત્યથી અધિક સૂક્ષ્મ શિલ્પમાં, તેનાથી સૂક્ષ્મતર ચિત્રમાં, તેનાથી સૂક્ષ્મતર

* સુ. ગ., પૃ. ૬૭૪

† એજન, પૃ. ૬૭૪-૭૫

‡ એજન, પૃ. ૬૭૬-૭૭

સગીતમા અને સૌથી વિશેષ સૂક્ષ્મ ઉપાદાન કાવ્યમાં છે તેથી કાવ્ય સૌથી ચઢિયાતી કળા છે *

ધ્વનિ એટલે કે વ્યગ્યાર્થને તેઓ કાવ્યનો જ નહિ, કલા માત્રનો આત્મા ગણે છે તેને અનુષગે કાવ્ય અને સગીતનો ભેદ સમજાવતા તેઓ કહે છે કે 'કાવ્યનો ધ્વનિ શબ્દાર્થથી અને ગીતનો ધ્વનિ શબ્દમાત્રથી વ્યજિત થાય છે' † કાવ્ય અને ગીતના પ્રદેશ એક બીજાની ખૂબ નજીક છે અનિર્વાચ્ય ભાવના-જગતને સ્થૂલ વાણીમા ઉતારવા મથતી કવિતાને પદલાલિત્યરૂપ સગીતની મદદ વિના ચાલતુ નથી સગીતના રસથી ભરપૂર એવા હૃદય વિના અન્યત્રથી ખગ કાવ્યની વાણી નીકળી શકતી જ નથી નાદની સૂક્ષ્મ અને વ્યાપક અમરતુ તાત્ત્વિક વિવેચન કરીને તેઓ કાવ્યના ધ્વનિ સાથે તેનો આતર સબધ જોડી બતાવે છે અને અભિપ્રાય આપે છે કે 'કોઈ પણ ગાવ્ય છદ શાસ્ત્રાનુસાર હોય, તેમાના ભાવની અભિવ્યક્તિ સાહિત્યના નિયમાનુસાર હોય, તો પણ તેમા 'ગાન' હોય નહિ તો તે કાવ્ય રીઢુ, કિલષ્ટ, કર્ણકટુ ઇત્યાદિ દોષને પાત્ર થાય છે" ‡ કાવ્યમા માર્દવનો ગુણ સગીત દ્વારા લાવી શકાય છે. સમકાલીન ગુજરાતી કવિતામા કર્ણકટુતાનો દોષ તેમને એટલો બધો કઠે છે કે "વર્તમાન સમયના સારામા સારા કાવ્ય રચનારા પણ એ દોષમાથી થોડે ઘણે અશે ભાગ્યે જ છૂટવા પામે" એમ આને અગે ટીકા કર્યા વિના તેમનાથી રહી શકાયુ નથી ગદ્ય અને પદ્યનુ વિભાજક અગ

* જુઓ 'Judgment in Literature (W B Worsfold) (1937) પૃ ૧૦

† સગીત' મા વાદ્ય અને નૃત્યનો પણ સમાવેશ થાય એટલે મણિલાલ અહીં 'ગીત શબ્દ વાપરે છે જુઓ સુ ગ પૃ ૬૭૭

‡ સુ ગ પૃ ૬૭૮

સંગીત છે. ' સંગીતાવહ ' શબ્દરચના અને ભાવાનુકૂલ વર્ણવિન્યાસ વિના સૂકો પદ્યબંધ પણ ન થઈ શકે તો કાવ્યત્વ તો ક્યાંથી જ આવે ? * આમ, મણિલાલે કવિતામાં સંગીતની અનિવાર્યતા સ્વીકારી છે; એટલું જ નહિ, કાવ્યની જેમ ગીતમાં પણ ધ્વનિ, લક્ષણા, રસ, નાયિકા ઇ. હોઈ શકે એમ સૂચવીને તેમણે કાવ્ય અને ગીતની પરસ્પરોપકારિતાને ઇષ્ટ અને આવશ્યક માની છે. †

તેમણે જેની આટલી હિમાયત કરી છે તે કર્ણમાધુર્યનો ગુણ નર્મદના કાવ્યમાં નહિ જેવો જ હતો, અને દલપતરામનું તે એક ભૂષણ હતું. તેમ છતાં મણિલાલને દલપત કરતાં નર્મદની કવિતા પ્રિય લાગી તેનું શું કારણ ? તેમને નર્મદે કાવ્યભાવના રૂપે પ્રબોધેલો ઊર્મિવાદ ગ્રાહ્ય હતો. દલપતની શબ્દચમત્કૃતિવાળી બોધક અને સ્વભાવોક્તિમય કવિત્વરીતિ માટે તેમને ઓછું માન હતું. નર્મદ અને દલપતની સ્પર્ધાએ તે જમાનાના લગભગ બધા જ લેખકોને એક યા બીજા પક્ષમાં વિભક્ત કરી દીધા હતા. મણિલાલે ' કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ સી. આઈ. ઈ.' એ લેખમાં નર્મદ-દલપતની કવિતાની નિખાલસભાવે તુલના કરી છે. તેમાં તેઓ " ગૂજરાતને વાચન અને કાવ્યસ્વરૂપનો કાંઈક પણ સ્વાદ લગાડનાર રૂપે દલપતરામને માન આપવું જોઈએ," એમ સ્વીકારે છે. પણ સાથે સાથે તેમની કવિતા તે કાવ્યભાવનાનો પરમાવધિ નથી એમ પણ તેઓ ભારપૂર્વક કહે છે.‡ એકને ' ગ્રહણ કરનાર ' અને બીજાને ' આપનાર ' તરીકે ઓળખાવીને દલપતની વ્યવહારદક્ષતા અને નર્મદની ભાવના-પ્રિયતાનું તારતમ્ય સમજાવતાં તેઓ કહે છે કે " સ્વચ્છ કાચમાં પડતા પ્રકાશને દર્શાવનાર દલપતનું હૃદય પ્રકાશ પડતાં જ ભભુકી

* એજન, પૃ. ૭૦૬
† એજન પૃ. ૬૮૦
‡ સુ. ગ, પૃ. ૭૫૬

ઉડતા સૂર્યકાન્ત જેવા નર્મદહૃદયથી જુદુ જ હતું" * તેમના આ અભિપ્રાયમા નર્મદભકિતએ પ્રેરેલી અતિશયોકિત છે. પણ એ ઉદ્ગારો કૈંક અંશે સમાનશીલ અને ગુણવાળા નર્મદના ભાવનાવાદી કાવ્યસિદ્ધાન્ત પ્રત્યેના મણિલાલના પક્ષપાતનો ખુલાસો કરે તેમ છે † દલપતશૈલીના અનુસરણથી કાવ્ય રચવાનો આરંભ કરનાર મણિલાલ વખત જતા એ જ શૈલીના કેવા વિરોધી બન્યા હતા તે એ વખતની વાચનમાળામા આવતાં દલપતશૈલીનાં કાવ્યો પરના તેમના નીચેના ટીકાવચનો પરથી સમજાશે

"Poetry, according to them (=દલપતરીતિના લેખકો), is description of one kind or another, couched in words arranged in certain fixed order, and ending with jingling rhymes Whence comes this notion—this idea—worshipped by many a young man throughout Gujarat, each believing himself a poet and a critic to boot? The notion is evidently a generalization from the specimens of poetry held out before them in the seven books, beginning from વાડામાથી પાડુ એક and ending, not with any sublimity of thought, but certainly with

* એજન, પૃ ૭૫૫

† તેમના આ પ્રસિદ્ધ લેખમા કેળવણી ખાતાએ દલપતકાવ્યની પ્રશસા કરીને નર્મદને ઉતારી પાડેલો તેની સામે રોષ વ્યકત કરીને, મણિલાલે ભાઈબહેન સાથે વાચી શકે તેવી બધી કવિતા તે ઉત્તમ કવિતા નથી, પ્રતિભાની પૂર્ણતા એટલે જ ચારિત્રની પૂર્ણતા, વગેરે દલીલો કરીને નર્મદની કાવ્યભાવનાનો સાવેશ બચાવ કર્યો છે, તે પણ એમની સૂક્ષ્મ પૃથક્કરણશક્તિ ઉપરાત નર્મદભક્તિનુ નિદર્શન છે

a better jingle of words as in કરાવવું તે પરમારથ કામ, કરાવવું તો દીલ દેખી હરામ etc. I would therefore recommend that great part of stuff figuring as poetry in the 7 books be omitted, and a separate series of poetry books be compiled to accompany each of the seven books, comprising specimens of sublime imagination beautiful descriptions and refined emotions from our ancient and modern poets. "*

આ લાંબું અવતરણ મણિલાલની કુદરતી રીતે ખીલતી જતી કાવ્યભાવનાનો સ્પષ્ટ નિર્દેશ કરે છે. તેમણે વિદ્યાર્થિગણમાં રસિકતા અને સૌન્દર્યપ્રીતિ જાગે તે માટે શબ્દરમતમાં પુરાઈ રહેતી નીતિબોધક પદ્યકૃતિઓને બદલે ઉચ્ચ કલ્પના તથા ભાવોર્મિવાળાં કાવ્યો શીખવાડવાનો કેળવણી ખાતાને આમ અનુરોધ કર્યો ત્યારે એ ખાતા સાથે કે તેમાં વર્ચસ્વ ધરાવતા પ્રાર્થનાસમાજી સુધારકો સાથેની તકરારનાં બીજ પણ નંખાયાં નહોતાં એ ધ્યાનમાં રાખીશું તો એ મતદર્શન પાછળ પોતાની સૂઝ પ્રમાણે ઊગતી પ્રજાની કાવ્યરુચિ ઘડવાનો તેમનો શુભાશય હતો એ સમજી શકાશે.

નિરૂપણમાં 'તાદૃશતા' (Realistic Style)ના કરતાં 'ઉચ્ચીકરણ' (Idealization)ના સિદ્ધાન્તને આદર્શપ્રેમી મણિલાલ વિશેષ મહત્ત્વ આપે તે સ્વાભાવિક છે. તાદૃશતા ઉચ્ચીકરણના અંગ રૂપે કામ કરે તો જ શ્રેયસ્કર એમ કહીને તેમણે બન્નેના મિશ્રણને ઇષ્ટ ગણ્યું છે તે તેમજ શુભ અને અશુભ બન્ને પ્રકારનાં ચિત્રોનો

* "Suggestons for the revision of Gujarati Reading Series," પૃ ૮.

ઉદ્દેશ ઉચ્ચીકરણનો હોવો જોઈએ એમ અભિપ્રાય આપ્યો છે* તે યથાર્થ છે. આ દૃષ્ટિએ તેમને 'સરસ્વતીચંદ્ર' જેવી કૃતિ ઉત્તમ લાગે છે પણ 'બે બહેનો' જેવું પુસ્તક ગમતું નથી, બહેરામજી મલબારીની 'અનુભવિકા' જેટલો આનંદ આપે છે તેટલો 'કુસુમમાળા' આપતી નથી. આ બે સિદ્ધાન્તોને ધોરણે પૂર્વ અને પશ્ચિમના સાહિત્યનો ભેદ પાડતાં તેમણે પૂર્વનું તે સઘળું ભાવનાલક્ષી અને પશ્ચિમનું તે બધું વાસ્તવદર્શી એમ માની લીધું છે, તેને પરિણામે "આપણા કવિનાં પાત્રો ઉત્તમ તે ઉત્તમ જ – અલૌકિક: પાશ્ચાત્યનાં સામાન્ય, જનસ્વભાવની જ પરાકાષ્ઠા." † તેમજ "તેમના પ્રખ્યાત લેખકોના ગ્રંથો વાંચતાં આપણને ભીંડીબજારની ગંધ આવે" ‡ ઈત્યાદિ ઉદ્ગારો કાઢયા છે તે સાહિત્યવિવેચનમાં પણ તેમની પ્રાચીનભક્તિ કેવી ઘૂસી ગઈ છે તે બતાવે છે.

કાવ્યનું કાવ્યત્વ ધ્વનિ, ભાવ, અલંકાર, શબ્દૌચિત્ય તથા અવલોકન દ્વારા મનોહર બોધમાં રહેલું છે એમ પ્રાચીન કાવ્યશાસ્ત્રને અનુસરીને તેઓ કહે છે અને એ સર્વના વિરલ સંયોગરૂપ રસને તેઓ કાવ્યનો 'જીવ' કહે છે. સૂક્ષ્મ અવલોકન, વિશાળ અનુભવ અને ઉત્તમ વાચન સર્જકને માટે આવશ્યક છે. સર્જકની સ્વાભાવિક શક્તિ શાસ્ત્રજ્ઞાનથી સંસ્કાર પામે છે. "વિચારને દર્શાવવાની વાણીનો પ્રકાર" તે શૈલી, "જે ભાષા અને વિચારના એકત્ર વ્યાપારરૂપ છે." શૈલીના મણિલાલે પાડેલા પ્રકારો અને તેને અંગે ઊભી થયેલી ભાષાવિષયક ચર્ચા વિશે હવે પછીના પ્રકરણમાં જોઈશું. પણ ઔચિત્યના નિયમાનુસાર ઘડાયેલી યથાર્થ શૈલીના તેઓ ઉપાસક છે તે અહીં ધ્યાનમાં રાખવું

---

* જુઓ સુ. ગં., પૃ. ૭૮૪–૮૫ ની પાદટીપ, પૃ. ૮૨૭

† એજન, પૃ. ૭૮૯

‡ એજન, પૃ. ૮૨૭

આવશ્યક છે. (કાવ્યમાં વિચારદીપ્તિ પ્રત્યે તેમણે ભારે અણગમો બતાવ્યો છે. તેઓ મમ્મટને અનુસરીને અભિધા, લક્ષણા અને વ્યંજનાની સમજૂતી આપે છે અને ઉત્તમ કાવ્ય માટે વ્યંગ્યાર્થ અને વાચ્યાર્થને મહત્ત્વના ગણે છે. પ્રસાદનો ગુણ પ્રત્યેક કૃતિમા હોવો જોઈએ અને અલંકાર હમેશાં રસને પોષક હોવો જોઈએ એમ તેમણે સંસ્કૃત આલંકારિકોને અનુસરીને પ્રતિપાદ્યું છે. એમની સાહિત્યસમજ ભારતીય કાવ્યશાસ્ત્રે કેવી ઘડી આપી છે તે આ પરથી સ્પષ્ટ થશે.)

(મણિલાલે સૂચક રીતે કાવ્યને હૃદયની, તત્ત્વજ્ઞાનને બુદ્ધિની અને નાટકને સર્વ ઇન્દ્રિયોની ભાષા કહી છે. ભિન્ન રુચિવાળા સર્વ 'લોકોના મનનુ સમાધાન કરવાને સમર્થ અને 'ઉપદેશ આપવાનુ સાગમા સારુ, સહેલામા સહેલુ અને કઠિનમા કઠિન માધન' નાટક છે.* લોકરુચિને તાબે થવાને બદલે ઉત્તમ ભાવનાશિક્ષણ દ્વારા લોકમાનસને સસ્કારવાનુ સૂચન મણિલાલે સમકાલીન નાટ્યપ્રયોગોનું અવલોકન કરતાં અનેકવાર કર્યું છે. નાટ્યલેખકને વસ્તુસંકલના, પાત્રો અને ભાષા માટે કાળજી રાખવાની અને નટવર્ગને અભિનયમા કૃત્રિમતા કે અતિશયતાથી દૂર રહેવાની તેમણે શિખામણ આપી છે. સીધા ઉપદેશકથનમા ઊતરવાને બદલે પાત્રક્રિયા દ્વારા બોધને ધ્વનિત કરવામા ખરી કલા છે.† નાટકમા ભાવની સઘનતા જામતી હોય એ વખતે ગદ્ય કરતાં પદ્યમા વ્યંગ્ય વચનોથી ભાવને સચોટ બિન્દુ રૂપે વર્ણવી શકાય. પણ લાંબા ઉપદેશગીતો, ગઝલો કે ઠુમરીઓ તેના રસપ્રવાહને અવરોધે છે, એટલે લોકોને એ પસંદ હોય તો પણ નાટકમા મૂકવાં ન જોઈએ એમ તેમણે સ્પષ્ટ કહેલુ છે.‡

* સુ ગ પૃ ૬૭૧
† એજન, પૃ. ૬૬૩-૬૭૦
‡ એજન, પૃ ૮૪૪

રણછોડભાઈ ઉદયરામકૃત 'નાટચપ્રકાશ'નું અવલોકન કરતાં તેમણે 'યુનિટિ'ના નિયમને સ્થાને નાટચરચનામાં શકયતા અને ઔચિત્યના ધોરણને પ્રમાણભૂત માન્યું છે. નાટકોને રંગભૂમિ ઉપર નવીન પદ્ધતિથી ભજવી બતાવવાની કૃત્રિમ યોજનામાંથી એ નિયમ ઉદ્ભવે છે, માટે અકૃત્રિમ કવિપ્રતિભાના પ્રવાહને એનું કૃત્રિમ બંધન આવશ્યક નથી એમ કહીને તેમણે ઔચિત્ય તથા શકયતાને ધોરણે સંસ્કૃત નાટકોને ઉત્તમ પંક્તિ આપી છે. *

'સરસ્વતીચંદ્ર' (ભા. ૧) ની સમીક્ષાના આરંભમાં તેમણે વાર્તા અને નાટકના રસાસ્વાદનું તારતમ્ય સમજાવ્યું છે કે નાટકમાં કેવલ રસેન્દ્રિય દ્વારા તન્મયતા મધાય છે. અંગ્રેજી 'Novel' શબ્દને માટે મરાઠીમા પ્રચલિત 'કાદંબરી' તથા આજે ગુજરાતીમાં રૂઢ થયેલ 'નવલ'ને એક બાજુ રાખીને તેમણે ગુજરાતીમાં 'સંસારચિત્ર' શબ્દ સૂચવ્યો છે. જેને અંગ્રેજીમાં 'Romance' કહે છે તે ઐતિહાસિક વસ્તુવાળી 'કરણઘેલો' જેવી નવલથી ભિન્ન એવી સામાજિક વસ્તુવાળી નવલકથાને માટે મણિલાલે 'સંસારચિત્ર' શબ્દ યોજ્યો છે. 'Novel'ને નિકટ પદ 'નવલ' છે અને 'કથા' પદ વાર્તાનું વાચક છે. 'નવલકથા' એ પર્યાય આમ અંગ્રેજી શબ્દના અભિપ્રેત અર્થને પૂરેપૂરો ગુજરાતીમાં પ્રતિબિંબિત કરે છે. એટલે 'સંસારચિત્ર' પર્યાય તેની આગળ ટકી શકયો નહિ તે દેખીતું છે. † વાર્તારચનાનાં ત્રણ મુખ્ય અંગો તેમણે પાડ્યાં છેઃ

* સુ. ગ., પૃ. ૮૮૪

† 'Novel' સામાન્યને માટે 'સંસારચિત્ર' ભલે પ્રચલિત થઈ ન શકયો, પણ 'Novel'નો એક ઉચ્ચ પ્રકાર જેને અંગ્રેજીમાં 'Chronicle' કહે છે અને જેનો ગુજરાતી પર્યાય 'મહાનવલ' છે, તેને 'સંસારચિત્ર' શબ્દ લાગુ પાડીએ તો? संसरति असौ संसारः પરિવર્તનશીલ સંસારનાં સ્થળ અને કાળનાં વ્યાપક પરિણામો પર થતાં પરિવર્તનોને એકસાથે ઝીલીને તેનું તાદૃશ તેમ ઊર્ધ્વલક્ષી ચિત્ર આપતી મહાનવલને માટે મણિલાલે સૂચવેલો 'સંસાર-ચિત્ર' પર્યાય વાપરી શકાય.

(૧) વસ્તુસંકલના તથા પાત્રાલેખન; (૨) રસિકતા; (૩) ભાષા. વાર્તાના પ્રવાહ દરમ્યાન મૂકવામાં આવતાં ઉપદેશાત્મક વ્યાખ્યાનો અને મુખ્ય કથાદોરને અપ્રસ્તુત એવાં વર્ણનોને તેઓ વાર્તામાંથી જેમ બને તેમ બાકાત રાખવાની સૂચના કરે છે, જે એમની કલાદૃષ્ટિ સૂચવે છે. ઔચિત્ય અને રસદૃષ્ટિએ યોજેલી શુદ્ધ ભાષાને જ વાર્તામાં સ્થાન છે એવું ભારપૂર્વક પ્રતિપાદીને 'બે બહેનો' તથા 'વિક્રમની વીસમી સદી'ની ભાષાની તેમણે સખત ટીકા કરી છે.

મણિલાલની નિબંધવિષયક માન્યતાનો ઉલ્લેખ અગાઉ થઈ ગયો. હવે તેમનો ચરિત્ર-સિદ્ધાન્ત ટૂંકમાં જોઈએ. ગૌરીશંકર ઉદયરામ ઓઝાના જીવનચરિતનાં પહેલાં પાંચ પ્રકરણો મણિલાલે લખેલાં - તે એ ચરિત પાછળથી સ્વ. કૌશિકરામ વિ. મહેતાએ પૂરું કરેલું તેમાં સંઘરાયેલાં છે. પહેલા પ્રકરણમાં જ તેમણે પોતાનો ચરિત્રલેખનનો આદર્શ સમજાવ્યો છે. કારલાઈલ-કથિત 'વિભૂતિપૂજા'ના નિયમને આધારે તેમનો આ સિદ્ધાન્ત બંધાયેલો છે. મહાપુરુષો પણ રાજાની માફક कालस्य कारणम् છે માટે તેમના ચરિત્રમાં તેમની મનુષ્યતા કરતાં તેમનામાં જે દિવ્યતા હોય, જે કાર્યસાધક સામર્થ્ય હોય, જે આત્મબલ અને પ્રરાક્રમ હોય તેનું નિરૂપણ જરૂરનું છે. તેમના અતિ માનુષ સ્વરૂપનું એવી રીતે નિરૂપણ કરવું કે તેના પર લોકોના ભક્તિ ઊપજે. 'દોષ હોય ત્યાં પણ તે નિરૂપ્ય નથી' એમ તેમનો સ્પષ્ટ અભિપ્રાય છે.* વિક્ટોરિયન યુગના અંગ્રેજ ચરિત્રકારોનું આ સામાન્ય વલણ હતું, જે ભારતીય દૃષ્ટિબિન્દુને વિશેષ માફક આવે તેમ હતું.

ચરિત્રને બાદ કરીએ તો મણિલાલની સમગ્ર સાહિત્યદૃષ્ટિ અને અભિરુચિ, ઘણુંખરું શિષ્ટ સંસ્કૃત સાહિત્યના પરિશીલનથી

* જુઓ "શ્રીમાન્ ગૌરીશંકર ઉદયશંકર ઓઝા, સી. એસ. આઈ." (૧૯૦૩), પૃ. ૪

કરવી ન જોઈએ.* અભિમાન, લોકપ્રીતિ અને લોકમતને એક કોર મૂકી, દોષદૃષ્ટિનો ત્યાગ કરીને, વિવેક, મતાંતરક્ષમા અને સહૃદયતાને ધોરણે ગુણનિરૂપણ કરવામાં જ ગ્રંથસમીક્ષાનું સાર્થક્ય છે એમ તેઓ માનતા

આ વિવેચન-સિદ્ધાંતને પોતે કરેલાં ૨૪૦ પુસ્તકોનાં અવલોકનમાં તેમણે પોતાની શક્તિ અને સૂઝ અનુસાર ચરિતાર્થ પણ કરી બતાવ્યો છે. વિવેચ્ય ગ્રંથના વિચારની ઊણપ પૂરીને તેને શુદ્ધ કરવો એ તેમની અવલોકનકાર તરીકેની પહેલી વિશિષ્ટતા. આનું ઉત્તમ દૃષ્ટાન્ત છોટાલાલ નરભેરામ ભટ્ટકૃત 'રસશાસ્ત્ર'નું અવલોકન છે. સાહિત્યતત્ત્વ વિશે શાસ્ત્રીય ગ્રંથના પ્રયત્ન માટે તેઓ લેખકને અભિનંદન આપે છે. પણ સાથે સાથે 'સાહિત્યદર્પણ' તથા 'કાવ્યશાસ્ત્ર'ને છોડીને લેખકે પોતાના તરફથી કરેલા લખાણની અનેક ત્રુટીઓ તેઓ તારવી બતાવે છે અને સુધારે છે. 'એકાગ્રતા પ્રાપ્ત કરી આપવાના પ્રકાર' તરીકે લેખકે આપેલ કવિતાના લક્ષણથી માંડીને તેમણે વિશ્વનાથ, મમ્મટ આદિનાં વાક્યોને સમજવામાં કરેલી ભૂલોને સુધારીને મણિલાલે રસશાસ્ત્રની ચર્ચાને શુદ્ધ અને વિશદ કરી દીધી છે. બધા જ વિષયના ગ્રંથો પરત્વે તેમણે શુદ્ધ અને વ્યવસ્થિત વિચારશ્રેણિ પર ખાસ ધ્યાન આપ્યું છે. આર્ય ધર્મની મહત્તા સ્થાપવાને હેતુએ લખાયેલ 'રાજર્ષિ' નામના પુસ્તકના અપ્રમાણ અને ભ્રામક વિધાનોવાળી દૂષિત વિચારશ્રેણિ અને ભ્રષ્ટ ભાષાની તેમણે સખત ઝાટકણી કાઢી છે અને લેખકની ટીકા કરતાં કહ્યું છે કે "આવા સનાતન ધર્મરક્ષકો પોતાનો સનાતન ધર્મ સાચવીને બેસી રહે તો બહુ છે!"† આવી જ ટીકા તેમણે 'પાંડવનું ઉત્તર ચરિત્ર'ની પણ કરી છે.‡ આમ વિચારદોષ બતાવતી વખતે

* સુ. ગ., પૃ. ૭૮૭-૮૯
† એજન, પૃ. ૬૧૨-૧૫
‡ એજન, પૃ. ૬૫૩-૫૬

સનાતન ધર્મનો પક્ષ લેનારને પણ તેમણે છોડયા નથી.

પ્રાચીન કાવ્યોના સંગ્રહોના વિવેચનમાં મણિલાલે સાફ પાઠશોધન અને શુદ્ધ અર્થકરણનો આગ્રહ બતાવ્યો છે. તેમણે પોતે 'બૃહત્ કાવ્યદોહન', 'નળાખ્યાન', 'દયારામકૃત કાવ્યસંગ્રહ' અને 'સુદામાચરિત'ની અનેક પંક્તિઓના શુદ્ધ પાઠો (જેમકે, 'મૃગે સાકર ખાધી'ને બદલે 'મુગે સાકર ખાધી' ઇ૦) સૂચવ્યા છે તેમ અનેક સ્થાનોએ સંપાદકે કરેલ ખોટા અર્થને સુધારી બતાવ્યા છે. 'સુદામાચરિત'ના સંપાદક અને વિવેચક 'જટિલ'ના કાવ્યવિવેચનને સાદ્યંત શુદ્ધ કરી બતાવ્યું છે* તે તેમની સૂક્ષ્મ અને ઔચિત્યલક્ષી વિવેચનશક્તિનો ઉત્તમ નમૂનો છે. 'સરકારી કાવ્યદોહન'† વિશે તેમણે કરેલી ટીકા કડક છે, પણ તે અનુચિત છે એમ કહી શકાશે નહિ. એમાં શૃંગારને દૂર રાખવા માટે સંપાદકે દયારામ અને મીરાંનાં પદો તજી દીધેલાં અને 'ઓખાહરણ' તથા 'સુદામાચરિત' જેવાં કાવ્યોમાંથી શૃંગારવાળા ભાગ છોડી દીધેલા, એટલું જ નહિ પણ કાવ્યનો અર્થ સમજાવતાં ધર્મ નીતિ વગેરેની ખોટી ભડકથી તેમ કંઈક 'સુધારક' વિચારની છાપ પાડવા સારુ, અનેક શબ્દોના, સહેતુક તેમ અજ્ઞાનથી પણ, ખોટા અર્થ આપેલા તેની સામે મણિલાલે વિરોધ વ્યક્ત કર્યો હતો અને શબ્દોના સાચા અર્થ આપ્યા હતા આમ, દરેક પુસ્તકના પાઠ, અર્થ અને વિચારની શુદ્ધિ કરીને તેઓ આગળ વધે છે

રસ, ભાષા, છંદ, અલંકાર આદિનો ઔચિત્યવિવેક અનુસાર વિચાર તે એમની સાહિત્યસમીક્ષાનું બીજું મહત્ત્વનું અંગ ગણાય. 'ઇન્દ્રજિતવધ' અને 'વીક્રમની વીસમી સદી'માં પ્રતીત થતી તેમના લેખકોની સર્જકતા વખાણવા છતાં મણિલાલે એ ગ્રંથોમાં

* જુઓ સુ ગ, પૃ. ૯૫૮-૬૦
† એજન, પૃ. ૮૨૦-૨૬

ચયેલ અનુચિત ભાષા અને અલંકારના પ્રયોગો પ્રત્યે લેખકનું, એવાં સ્થાનોની લાંબી ટીપ આપીને, ધ્યાન દોર્યું છે. ઇચ્છારામ સૂર્યરામ અને નારાયણ હેમચંદ્રનાં પુસ્તકોની અશુદ્ધ ભાષા પર તેમણે વારંવાર ટીકા કરીને એ લેખકોને કંઈક શુદ્ધ ભાષા લખતા કર્યા હતા. ચિયોમોફીના પુસ્તકો અન્યથા તેમને ગમતા હોવા છતાં તેનાં ભાષાંતરોમા માલૂમ પડતી પરિભાષાની અશુદ્ધિ ને અશાસ્ત્રીયતા પ્રત્યે તેમણે સખત વલણ દાખવ્યું હતું.*

આમ. [વિચાર અને ભાષાનું સૂક્ષ્મ પરીક્ષણ કરીને નાનામાં નાનો દોષ બતાવવાનો તેઓ આગ્રહ રાખે છે ખરા. પણ તેમાં કોઈને અનુચિત રીતે ઉતારી પાડવાનો યા તો કોઈની મિથ્યા પ્રશંસા કરવાનો તેમણે પ્રયત્ન કર્યો નથી.† ઊલટું 'વિભાવરીસ્વપ્ન' અને 'છોટમકાવ્ય'ના ઊછરતા કવિઓને તેઓ સત્કારીને પ્રોત્સાહન આપે છે. સુધારાના ક્ષેત્રમાં જેની સામે તુમુલ યુદ્ધ કરવું પડેલું તે 'અનુભવિકા'ના લેખક બહેરામજી મલબારીને પણ તેઓ નિખાલસપણે ઉમળકાભેર આવકાર આપે છે. 'શુદ્ધ ને સ્તુતિપાત્ર' ભાષાવાળા એ કાવ્યગ્રંથને કાવ્યદૃષ્ટિએ પણ 'માનભેર અવલોકવાની સૌને ભલામણ કરવાની' તેમને 'રુચિ' થઈ આવે છે.⧧]

નરસિંહરાવની કવિતા વિશે મણિલાલે પ્રગટ કરેલી અરુચિ આપણા સાહિત્યમા ઠીક પ્રસિદ્ધિ પામી ગઈ છે. આસપાસનો સંદર્ભ છોડીને લેખકના એકાદ વાક્યને પ્રચલિત કરવાથી કેવો અનર્થ થાય

---

* જુઓ સુ ગ., પૃ. ૯૪૨

† આમા કંઈક અંશે અપવાદરૂપ ગણાય તેવું બાળાશંકરકૃત 'સૌન્દર્ય-લહરી', 'ક્લાન્ત કવિ' અને 'ઇતિહાસમાળા' તથા મનસુખરામકૃત 'વાર્તિક'નાં અવલોકનો છે. આ ગ્રંથોની ભાષા કે વિચારશ્રેણીની વિસ્તવાર પરીક્ષા કરવાને બદલે તેમણે મોઘમ પ્રશંસા કરીને પતાવ્યું છે.

⧧ જુઓ સુ. ગ., પૃ. ૯૨૪

છે તેનું ઉદાહરણ 'કુસુમમાળા'નું અવલોકન કરતાં મણિલાલે વાપરેલ 'રસરૂપગંધવર્જિત' શબ્દનો આપણે ત્યાં થયેલો પુન પુનઃ ઉચ્ચાર છે. એ શબ્દ મણિલાલની નરસિંહરાવની કવિતાની ટીકા રૂપે ગુજરાતી સાહિત્યમાં લગભગ કહેવત રૂપે રૂઢ થઈ ગયો છે. પણ 'કુસુમમાળા'નું આખું અવલોકન ધ્યાનપૂર્વક વાચી જનારને જણાયા વિના નહિ રહે કે મણિલાલે એમ કહીને નરસિંહરાવની કવિતાને ઉતારી પાડી નથી, પણ બાહ્ય પ્રકૃતિનું વર્ણન કરતા પાશ્ચાત્ય કાવ્યો અને તેવાં વર્ણનોવાળાં રસાશ્રિત ભારતીય કાવ્યો વચ્ચેનો તફાવત બતાવ્યો છે. 'કુસુમમાળા'ને માટે તો તેમણે સ્પષ્ટ લખ્યું છે કે "આમાના સર્વ કાવ્ય ઘણાં સારાં થયાં છે એમ કહેતા કોઈ બાધ નથી; અને પાશ્ચાત્ય કાવ્યપદ્ધતિનું આપણને દર્શન કરાવવાનો આ પ્રયત્ન સફળ છે." * એની ભાષાને પણ 'ઉચિત માધુર્યવાળી' કહ્યા પછી જ તેમણે તેમાંના કૃત્રિમ શબ્દપ્રયોગો વિશે ફરિયાદ કરી છે. ખુદ નરસિંહરાવને પણ 'કુસુમમાળા'નું અવલોકન નાપસંદ પડ્યું જણાતું નથી.† પરંતુ 'હૃદયવીણા'નું મણિલાલે કરેલું અવલોકન તેમને અસ્વસ્થ કરી મૂકે છે. મણિલાલની ટીકાનો જવાબ આપવા સારુ તેઓ રમણભાઈને ચર્ચાના મુદ્દાઓ તથા બીજી સામગ્રી 'અગિયાર નોટ પેપર પૂરા ભરીને' મોકલે છે.‡ 'હૃદયવીણા'ના અવલોકનમાં નરસિંહરાવની કવિતા વિશે મણિલાલની અરુચિ સ્પષ્ટ પ્રગટ થાય છે, તેનું નિદાન "આ કાવ્યના રચનારને ક્રિશ્ચિયન ધર્મને અનુકૂળ આવે તેવી તત્ત્વવ્યવસ્થા

* સુ ગ, પૃ. ૮૩૩

† જુઓ નરસિંહરાવના આ ઉદ્ગારો · "ઉત્તરરામચરિતના મ્હારા અવલોકન પછી ચારે વર્ષે લખેલા આ અવલોકનમાં પણ મણિલાલે સૌજન્યયુક્ત ગુણદર્શિતા પ્રગટ કરી, એ પણ હેમના સદ્ભાવનું બીજું પ્રમાણ." ('સ્મરણમુકુર,' પૃ ૨૨૦.)

‡ જુઓ 'નરસિંહરાવની રોજનીશી,' પૃ. ૧૪૭–૧૪૮.

ઇષ્ટ જણાય છે, ને તેનો રંગ તેનાં કાવ્યમાત્રને લાગ્યો છે" એ તેમના વિધાનમાં રહેલું છે. ખ્રિસ્તિ ધર્મના વિચારને ગુજરાતીમાં મૂકવા જતાં ઊભી થતી અપરિચિત પરિભાષા ગુજરાતી વાચકોને માટે રસબાધક નીવડે એ તેમનો મુખ્ય વાંધો. 'દિવ્ય' તથા 'ગૂઢ' જેવા શબ્દોના અતિપ્રયોગ પ્રત્યે તેમણે અણગમો દર્શાવ્યો છે. પ્રકૃતિના અંગોને સુંદરીઓનું રૂપક આપવું તે પદ્ધતિ પણ તેમને અરસિક લાગે છે. સામે પક્ષે રમણભાઈ આ વિલાયતી પદ્ધતિનાં કાવ્યોની મનભર પ્રશંસા કરે છે અને મણિલાલની ટીકાનો વિસ્તૃત જવાબ આપે છે.* આમ, મણિલાલ અને રમણભાઈના 'હૃદયવીણા' વિષયક અવલોકનો તીવ્ર પણ પ્રામાણિક કાવ્યરુચિના ભેદનાં દષ્ટાંત બની રહ્યાં. મણિલાલના જેટલી પાશ્ચાત્ય કાવ્યપદ્ધતિની સૂગ આજે આપણે ત્યાં રહી નથી. 'દિવ્ય' શબ્દનો પ્રયોગ ભલે આજે ખટકતો ન હોય; પણ કાવ્યમાં શબ્દશક્તિના મહત્ત્વ વિશે તેમણે બાંધેલો સિદ્ધાંત સાચો છે અને તે મણિલાલની સાહિત્યવિવેચક તરીકે સૂક્ષ્મ વિચાર કરવાની શક્તિ બતાવે છે.

બીજી મહત્ત્વની ચર્ચા 'પૃથુરાજ રાસા' વિષયક છે. રમણભાઈ તથા નરસિંહરાવનાં 'અવતરણ' ને 'ટીકા' થી મંડિત એવા આ કાવ્યમાં મણિલાલ ક્લિષ્ટતા અને રંજનક્ષમતાની ખામી જુએ છે તે એકંદરે અઘટિત નથી. વળી તે ઉપરાંત કવિએ પૃથરાજનો દેશીઓ સાથેના વિખવાદવાળો ભાગ અરુચિને લીધે તજી દીધો છે તેની ટીકા રૂપે મણિલાલે કવિએ ઇતિવૃત્તને પોતાની પ્રતિભાનો રંગ આપીને રંજક, ઉપદેશક કરવું જોઈએ એમ કહ્યું છે તે પણ સયુક્તિક છે. છેલ્લે, રમણભાઈ ને નરસિંહરાવના મતભેદનો ઉલ્લેખ કરીને તેઓ 'કવિત્વમય ભાવાભાસ' ની ચર્ચામાં ઊતરે છે. ને રમણભાઈનો વિરોધ કરીને અભિપ્રાય આપે છે કે "પ્રકૃતિના સત્ય

* જુઓ 'કવિતા અને સાહિત્ય', વૉ ૨, પૃ. ૨૪૦-૪૧

માત્ર મર્મકાલે જણાયલાં હોતા નથી, અત્યારે આટલી વિદ્યાવૃદ્ધિના સમયમાં પણ પ્રકૃતિના સર્વ રીતે આપણે ધણી છીએ એવું કહી શકાતુ નથી, ત્યાં પ્રકૃતિનાં મત્યોને વળગી રહેવાની કવિને ભલામણ કરવી કેટલે અંશે વાસ્તવિક એટલે કવિત્વને પોષક ગણાશે તે વિચારવાનું છે." *

આનંદશંકરનો પણ કવિત્વમય ભાવાભાસ વિશે એજ મતલબનો અભિપ્રાય છે. પણ મણિલાલના ઉપર્યુક્ત મંતવ્ય પરથી તેમની વિવેચનદૃષ્ટિ કેવળ સંસ્કૃત સાહિત્યની પાળોમાં ફરતી હતી એમ કોઈ કહે તો તે અયથાર્થ નથી તેમણે ગુજરાતી વિવેચનને શુદ્ધ સંસ્કૃત કાવ્ય અને રસશાસ્ત્રના ઊંડા સંસ્કાર આપ્યા તે એમનો એ ક્ષેત્રમા મહત્ત્વનો ફાળો છે પણ એ જ કારણે તેમનાં વિવેચનો કેવળ વિષયચર્ચા કરતા વાર્તિકો જેવા થોડે ઘણે અંશે બની ગયા છે વિષય અને ભાષાની ચર્ચાથી તે ભાગ્યે જ આગળ જઈ શકે છે પાશ્ચાત્ય કાવ્યમીમાંસાનો તેમને અભ્યાસ નહોતો તેમ નહિ, પણ રમણભાઈની માફક સંસ્કૃત અને અંગ્રેજી વિવેચનસિદ્ધાન્તોનો ઉત્તમ મેળ તેમના વિવેચનોમાં પ્રતીત થતો નથી. આથી રમણભાઈ સૌંદર્યલક્ષી પદ્ધતિએ કૃતિનાં અંગ-ઉપાંગોનુ દર્શન કરી-કરાવી શકે છે તેમ મણિલાલથી થઈ શક્યુ નહિ. મણિલાલનુ સ્થાન વિવેચક તરીકે રમણભાઈના જેટલું ઊંચુ ન ગણાયુ તેનુ કારણ આ છે.

પણ, અવલોકનકાર તરીકે તો ગુજરાતી સાહિત્યમા મણિલાલનુ સ્થાન અપ્રતિમ છે. કેવળ સાહિત્યપ્રીત્યર્થ આટલા ટૂંકા ગાળામા આટલાં બધા પુસ્તકોનુ ઝીણવટથી અને નિષ્ઠાથી અવલોકન કરીને પત્રકાર અને વિવેચક તરીકે મણિલાલે ઉચ્ચ પ્રકારની જવાબદારી બજાવી છે. અવલોકનકાર મણિલાલનાં ઉત્સાહ,

---

* સુ. ગ, પૃ. ૯૮૬

અભ્યાસ, નિષ્ઠા તથા તત્ત્વાવિગમ અને સૂક્ષ્મ પૃથક્કરણ કરવાની ચીવટ મંદ અને છીછરી અવલોકનપ્રવૃત્તિના આજના યુગને ધડો લેવા જેવા ગુણો છે.)

## સંશોધન

મણિલાલે તેમના જમાનામા અલ્પપ્રમાણમાં રહેલા સંશોધનના ક્ષેત્રમાં પણ નોંધપાત્ર કામ કરેલું છે. (પાટણના જૈન ગ્રંથભંડારો એ ગુજરાતની બહુમૂલી મિલકત છે. એ ભંડારોમાં છેક વિક્રમના બારમાથી વીસમા સૈકા સુધીના ચૌદ હજાર કરતાં વધારે સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને પ્રાચીન ગુજરાતી હસ્તલિખિત ગ્રંથો છે. સંશોધકની દૃષ્ટિથી એના તરફ સૌપ્રથમ આકર્ષનારા 'Annals of Rajasthan'ના લેખક કર્નલ જેમ્સ ટોડ હતા. તેમણે ઈ. સ. ૧૮૩૨માં પાટણની મુલાકાત લઈને ભંડારોની અંદરના ગ્રંથો જોવાનો પ્રયત્ન કર્યો હતો. પણ તેઓ અણહિલવાડની એક સૌથી મહત્ત્વની વસ્તુ તરીકે એ ભંડારો તરફ વિદ્વાનોનું લક્ષ ખેંચવાથી વિશેષ કરી શક્યા નહિ. તેમની પછી એલેક્ઝાન્ડર કિન્લોક ફોર્બ્સે ૧૮૭૩ માં 'રાસમાળા'ની રચના અંગે કેટલીક સામગ્રી પાટણના ભંડારોમાંથી મેળવી હતી. 'દ્વયાશ્રય' મહાકાવ્યની હસ્તલિખિત પ્રત જોવા અને તે પરથી નકલ કરાવવામાં તેમને કેટલી મુસીબત પડી હતી તેનો ખ્યાલ એમના ચરિત્રમા તેમની પાટણની મુલાકાત વિશે આપેલી હકીકત પરથી આવે છે.* ત્યાર બાદ, ૧૮૭૪–૭૫ માં મુંબઈ સરકારના સંશોધન ખાતા તરફથી ડૉ. બ્યુલ્હરને પાટણ જૈન ગ્રંથ ભંડારો જોવા મોકલવામાં આવ્યા હતા. તેમણે ફોફળીઆ વાડાનો એક ભંડાર જોયેલો અને તેમાંથી કેટલીક પોથીઓ શાસ્ત્રી પાસે ઉતરાવી હતી. પછી ૧૮૮૩ના ડિસેંબરમાં ડૉ. રામકૃષ્ણ ગો. ભાંડારકર તથા પ્રો. આબાજી વિષ્ણુ

* જુઓ 'ફાર્બસ જીવન ચરિત્ર' (મ સુ. ત્રિપાઠી), બીજી આ; પૃ. ૧૭

કાયવટે એ જ ખાતા તરફથી પાટણ ગયેલા અને ત્યાં એક અઠવાડિયું રહ્યા હતા. તે દરમ્યાન તેમણે બધા ભંડાર જોવાનો પ્રયત્ન કરેલો. પણ ડૉ. સાંડેસરાના અનુમાન મુજબ 'વધુમાં વધુ તેઓ ચાર ભંડારો જોઈ શક્યા હતા.'* ડૉ. ભાંડારકરે પોતાના નિવેદનમાં નીચે મુજબ અગિયાર ભંડારોનાં નામ આપેલાં છે: (૧) ફોફળીઆવાડો-૧ (૨) ફોફળીઆવાડો-૨ (૩) સંઘવીનો પાડો (૪) ભાભાનો પાડો (૫) રાજવિજય દયાવિજય (૬) લીંબડીનો પાડો (૭) વાડી પાર્શ્વનાથ (૮) રૂપસાગરજી (૯) ખેતરસી (? ખેતરવસી) (૧૦) મકા (=મહોકમચંદ) મોદી અને (૧૧) અરૂપસાગર.†

મણિલાલને વડોદરા રાજ્યે તા. ૧૭-૯-૧૮૯૨ના રોજ પાટણના ભંડારોની સંપૂર્ણ તપાસ કરવા સારુ નિયુક્ત કર્યા હતા. તા. ૧૭-૧૧-૧૮૯૨ના રોજ તેઓ પાટણ ગયા અને ત્યાં લગભગ આઠ મહિના રહ્યા. તેમણે રાજ્યના નાયબ દીવાન સમક્ષ પોતે કરેલ તપાસનું સંપૂર્ણ નિવેદન, છપાવવા જોગ હસ્તલિખિત પુસ્તકોની યાદી તેમજ પોતે જોયેલી, હાથપ્રતો પૈકી ૨૬૧૯ની વર્ગીકૃત સૂચિ સહિત, પેશ કર્યું હતું. સૂચિમાં તેમણે ભાષા, પત્રસંખ્યા, રચનાર, વર્ષાદિ સંવત્, પાટણમાંની પ્રતિઓની સંખ્યા, ભંડાર તથા દાબડાના નંબર અને વિશેષ હકીકત એમ સાત ખાનાં પાડીને દરેક કૃતિની વિગતો ગોઠવેલી છે. તેનું પુસ્તક 'प्रसिद्धजैनपुस्तकमन्दिरस्थहस्तलिखितग्रन्थाना क्रमप्रदर्शकपत्रम्' ૧૮૯૬ માં ગાયકવાડ સરકારની આજ્ઞાથી પ્રસિદ્ધ થયું હતું. એ નિવેદનમાં મણિલાલે કામગીરી બજાવતાં ગ્રંથભંડારો કોઈને ય નહિ બતાવવાના જૈનોના આગ્રહભર્યા વલણને કારણે પોતાને પડેલી હાડમારીનું

* જુઓ 'ઇતિહાસની કેડી,' પૃ. ૧૬ .

†. 'प्रसिद्धजैनपुस्तकमन्दिरस्थहस्तलिखितग्रन्थानां क्रमप्रदर्शकपत्रम्' પૃ. ૫

વર્ણન કર્યું છે. તે વખતે વડોદરા રાજ્ય તરફથી હસ્તલિખિત પોથીઓની નકલો કરવાનું કામ ગોસાઈ નારાયણ-ભારતી યશવંતભારતી * કરતા હતા. 'તેમની પાસેથી આ કામમા મહુ સાહાય્યની આશા હતી પણ તેમણે વિનંતિ કર્યા છતા, કશુ કર્યું નહિ' એમ તેમને માટે મણિલાલે પોતાના નિવેદનમા જણાવ્યુ છે †

અજ્ઞાન, કીમિયો મંત્ર આદિ વિષયક વહેમ, 'સત્રાદિને તો ઉઘાડાય પણ નહિ' એવી ધર્માંધ વિશે અંધશ્રદ્ધા ઇત્યાદિ કારણોને લીધે જૈનો ગ્રંથભંડારો ઉઘાડી આપવા તૈયાર નહોતા. તેમને સમજાવીને મહામહેનતે મણિલાલે નીચે જણાવેલા બાર ભંડારો જોયા હતા

(૧) ફોફળીઆવાડો–૧ (૨) ફોફળીઆવાડો–૨ (૩) ફોફળીઆવાડો–૩ (૪) ખેતરસી (? ખેતરવસી) (૫) ભાભાનો પાડો (૬) લીંબડીનો પાડો (૭) વાડી પાર્શ્વનાથ (૮) શાળી (? સાળવી)

* આ નારાયણભારતી ધંધે લહિયા હતા, પણ શિલ્પના સારા જાણકાર હતા ગાયકવાડ સરકારની આજ્ઞાથી તેમણે 'રાજવલ્લભ' નામનો શિલ્પશાસ્ત્રનો ગ્રંથ, જે ભોજરાજાનો ગણાય છે, તેનો મૂળ સાથે ગુજરાતી અનુવાદ યતિ હિંમતવિજયજીના સહકારથી કર્યો હતો ભાલણના ગ્હેવાતા ચિત્રવાળુ તામ્રપત્ર તેમણે શોધી પહેલુ મેળવી આપેલુ હરગોવિંદદાસ કાંટાવાળાને 'પ્રાચીન કાવ્યમાળા' માટે તેમણે કેટલીક હાથપ્રતો પણ મેળવી આપી હતી

† જુઓ પ્રસિદ્ધજૈન પૃ ૨ નારાયણભારતીને રાજ્યના વિદ્યાધિકારી હરગોવિંદદાસ કાંટાવાળા તરફથી ઘણુ કામ મળતુ હતુ તેથી તેમને કાંટાવાળા સાથે સારો સંબંધ હતો મણિલાલ અને કાંટાવાળા વચ્ચે તીવ્ર મતભેદને કારણે અંગત દ્વેષ ઊભો થયેલો તેથી નારાયણભારતીએ મણિલાલને આ કામમા મદદ નહિ કરી હોય એમ અનુમાન થાય છે

વાડો (૯) ઢઢેરવાડો (૧૦) લુકા ઉપાશ્રય (૧૧) રણછોડ ભારદ્વાજ (૧૨) મણિશંકર દેસાઈ. *

આ ભંડારો પૈકી છેલ્લા બે બ્રાહ્મણોના ભંડાર હતા. મણિલાલના પુરોગામીઓમાંથી કોઈને એ ભંડારો જોવા મળ્યા ન હતા. ન. ૧૧ એક બ્રાહ્મણની માલકીનો ખાનગી ગ્રથસગ્રહ હતો. 'સગ્રહ મોટો છે, સારો છે, અને તેમા ઘણાંક જૈન પુસ્તકો પણ છે' એમ મણિલાલે નોધ કરી છે. ન. ૧૨ પણ એક નાગર ગૃહસ્થનો હતો તેમા બ્રાહ્મણધર્મના પ્રસિદ્ધ ગ્રંથો જોવા મળે છે એમ મણિલાલે નોધ્યુ છે † મણિશંકર દેસાઈના પુત્રોએ નાગરવાડામા એક અલગ મકાન બાધીને એમા કેટલાક વર્ષ પહેલા એ ભંડાર મૂકેલો છે એમ શ્રી સાડેસરા પાસેથી જાણવા મળે છે

ડૉ. ભાડારકરે ઉલ્લેખેલ સઘવીના પાડાના ભડાર વિશે મણિલાલે કરેલી નોધ મહત્ત્વની છે. તેઓ લખે છે., "સઘવીનો પાડો એ નામનો એક ભડાર હું જોઈ શક્યો નથી; કેમકે તે ભંડારની કૂચી કોઈ શ્રીપૂજ્ય પાસે હતી ને તે શ્રીપૂજ્ય ક્યા છે તેની બાતમી મળી શકી નહિ રાવબહાદુર• રઘુનાથરાવે તે ઉઘડાવવા તજવીજ કરી પણ સંઘવાળા એમ કહેવા લાગ્યા કે એ ભડારનુ તાળું તે શ્રીપૂજ્યનું છે; તે કાંઈ ગયા આવ્યાનુ કહે તો જવાબદારી કોને માથે રહશે, એટલે એ ભંડાર ઉઘડાવવાનો વિચાર બંધ રાખ્યો હતો અદ્યાપિ સુધી તે ભંડાર ઉઘડે તો ઉઘડાવવાનો પ્રયાસ જારી છે, પરતુ જે ભંડારો મેં તપાસ્યા તે ઉપરથી મારી ખાતરી થઈ છે કે, એ ભડારમાં કશું નવું હોવું જોઈએ નહિ કેમકે ફોફળીઆવાડાના ત્રણ ભંડાર તથા વાડી પાર્શ્વનાથ અને ભાભાનો પાડો વગેરે જોતાં પુસ્તકોનો મહોટો ભાગ સેકડે ૯૦ ટકા

* प्रसिद्धजैन., પૃ ૫-૬

† એજન, પૃ ૬

જેટલો તેનો તે જ હોય છે, એમ જણાયુ છે. વળી સંઘવીના પાડામાં એકલાં તાડપત્રો જ છે, કાગળે લખેલાં પુસ્તક નથી; અને મારી પૂર્ણ ખાતરી છે કે જેટલાં તાડપત્ર છે તે સર્વની કાગળ ઉપર નકલો થયેલી છે એટલે આ ભંડારમાં કાંઈ નવું હોવાનો સંભવ નથી." * સંઘવીના પાડાનો ભંડાર આજે સૌથી મહત્ત્વનો ગણાય છે. મણિલાલ જેવા પંડિતને જો એ ભંડાર જોવા મળ્યો હોત તો અનેક મહત્ત્વની સંસ્કૃત, પ્રાકૃત-અપભ્રંશ અને જૂની ગુજરાતીની હસ્તલિખિત કૃતિઓ વહેલી પ્રકાશમાં આવી હોત. એ ભંડાર જોવા ન મળ્યો તેનું તેમણે લીધેલુ આશ્વાસન યથાર્થ નથી. ભંડારો તપાસતી વખતે તેમની દૃષ્ટિ મુખ્યત્વે ગ્રંથની પ્રાચીનતા પર હોવાને બદલે ગ્રંથવિશેષ પર હતી એ તેમણે બધા ભંડારોમાં સેકડે નેવું ટકા એના એ જ ગ્રંથો જોવા મળે છે એમ કહ્યુ છે તે પરથી સ્પષ્ટ થાય છે. વળી, તાડપત્રો વિશેનુ તેમનું વિધાન પણ બરાબર નથી. બધાં તાડપત્રો કાગળ ઉપર ઉતારાયેલા નથી; અને હોય તો પણ બધાંની કાગળ ઉપર ઉતારેલી પ્રતો અદ્યાપિ મળતી નથી.

જેને ડૉ. ભાંડારકરે સરૂપસાગરનો ભંડાર કહ્યો છે તેને મણિલાલે ઢંઢેરવાડાનો ભંડાર કહ્યો છે. તેને વિશે મણિલાલે કરેલી નોંધ નીચે મુજબ છે :

"તેના વિષે જે એવી આશા હતી કે એ ભંડાર સર્વ કરતાં મહોટો અને અમૂલ્ય છે, તથા હેમાચાર્ય તેમાં રહેતા હતા તેથી તેમનો સંગ્રહ તેમા છે, † એ વાત કેવળ ખોટી પડી છે. એ

* प्रसिद्धजैन., પૃ. ૬-૭

† હેમાચાર્ય પૂર્ણતલ ગચ્છના હતા. આ ભંડાર પૂનમિયા (=પૂર્ણિમા) ગચ્છનો કહેવાય છે પૂર્ણતલને જ પૂનમિયા તરીકે સમજવામાંથી આ ભ્રમ પ્રચલિત થયો હશે

ભંડારનાં બધા પુસ્તકો કઢાવીને એક એક પાને પાનું મે તપાસી જોયું તો એમ જણાયું કે એમાં નવીન ઝાઝું નથી; એટલું જ નહિ પણ પુસ્તકો એવી અવસ્થામાં અને ત્રૂટક તથા અસ્તવ્યસ્ત સ્થિતિમાં છે કે તેમની ટીપ થઈ શકવી પણ અશક્ય જેવી છે. એ ભંડારના ઉપાશ્રયમાં રહેનાર શ્રીપૂજ્ય ગુજરી જવાથી અને ગાદી બાબત વિરોધ ઉભો થવાથી પુસ્તકોની કોઈએ સંભાળ લીધી નથી. જૂની પોથીઓમાં બાંધી મૂકવાથી ને ન ઉઘાડવાથી બેસી ગયેલાં લગભગ હજાર કરતાં વધારે પુસ્તક મને બતાવવામા આવ્યા, જે ઉપરથી એમ માનવાને કારણ રહેતું નથી કે હજી બીજાં છુપાવી રાખ્યાં હોય, છતાં એ લોકોની સાધારણ રીતભાત ઉપર જોતાં હું ખાતરીથી એમ કહી શકું નહિ કે એ ભંડારના બધા જ પુસ્તક મને બતાવ્યાં છે." *

મણિલાલની ઉપર્યુક્ત અવલોકનનોંધના અનુલક્ષમાં પાટણના ગ્રંથભંડારો વિશેના પોતાના લેખમાં ડૉ. સાંડેસરાએ કરેલી આ નોંધ ધ્યાનમાં રાખવા જેવી છે: "ઢંઢેરવાડામાં પુનેમિયા ગચ્છનો એક મોટો ભંડાર હતો. તેમાં ૪૦૦ દાબડાઓ હતા એમ કહેવાય છે. મણિલાલ નભુભાઈને એમાંનો કેટલોક ભાગ બતાવવામા આવેલો, પરંતુ ત્યારબાદ કેટલાક વર્ષ પુનમિયા ગચ્છના શ્રીપૂજ્ય અને પાટણના સંઘ વચ્ચે કેટલાંક કારણસર મુકદ્દમો થયેલો અને તેમા ભંડાર સંબંધી પણ તકરાર હતી આથી તે ભંડારને ખસેડીને ક્યાંક લઈ જવામા આવ્યો હતો. તે હાલ ક્યા છે તેની માહિતી નથી." † પાછળથી તપાસ કરતાં ડૉ. સાંડેસરા પાસેથી જ જાણવા મળે છે કે ઢંઢેરવાડાનો ભંડાર તાજેતરમાં પોળીઆ ઉપાશ્રયના ભંડાર તરીકે બહાર આવ્યો છે.

---

* प्रसिद्ध जैन., પૃ ૭

† 'ઇતિહાસની કેડી,' પૃ. ૨૨

ફોફળીઆવાડામાં રહેતા એક વસ્તા માણેકચંદ નામના જૈનના ઘરમાં કોઈ સાધુનાં પુસ્તકો 'આવી પડેલાં' તે મણિલાલને જોવા મળી શક્યાં હતાં, તેને તેમણે 'ફોફળીઆવાડો–૩' એવું નામ આપ્યું છે. આ ભંડાર હાલ અસ્તિત્વમાં નથી. ડા. ભાંડારકરે જેનો 'મકા મોદી'ના ભંડાર તરીકે નિર્દેશ કર્યો છે તેને વિશે મણિલાલ નોંધે છે કે 'તે માણસે ભંડાર બળી ગયાનું કહી કશું બતાવ્યું નથી.'' * તે જ રીતે ભાંડારકરે આપેલું 'મરૂપસાગર' નામ, મણિલાલ કહે છે કે 'કોઈ આવતા જતા સાધુ જે તે વખતે પંચાસરમાં હતા તેનું છે બાકી તે ઠેકાણે ભંડાર નથી.'' * મણિલાલને આ બન્ને ભંડારો જાણી જોઈને બતાવવામાં આવ્યા નહિ હોય. કારણ કે, આજે એ બન્ને ભંડારો પાટણમાં છે. પહેલો એના મૂળ નામે અને બીજો સાગરના ઉપાશ્રયના ભંડાર તરીકે પ્રસિદ્ધ છે. ડૉ. ભાંડારકરે નિર્દેશેલો 'રાજવિજયદયાવિજય'નો ભંડાર મણિલાલની યાદીમાં 'શાળી (? સાળવી) વાડાના'ના નામથી નોંધાયેલ છે. મણિલાલને તેનાં ૨૦૦ પુસ્તકો બતાવવામાં આવ્યાં હતાં ને બાકીનાં ચોરાઈ ગયાંનું કહેવામાં આવ્યું હતું.* હાલમાં સાળવી વાડામાં કોઇ ભંડાર નથી. લુંકા ગચ્છનો ભંડાર પોતે સૌપ્રથમ જોયાનું મણિલાલે નોંધ્યું છે. પણ એ ભંડાર હાલમાં પાટણમાં નથી. એ ગચ્છના અનુયાયીઓની સંખ્યા પાટણમાં નહિ જેવી જ છે. તેથી બીજે કોઈ સ્થળે તે ભંડાર ખસેડાયો હોય તે બનવા જોગ છે. "ફોફળીઆવાડા નં. ૧–૨ માં કેટલાંક તાડપત્રો છે" અને "ખેનરસી (? ખેતરવસી)માં જે છે તે બધાં તાડપત્રો છે" એમ મણિલાલે નોંધ્યું છે તે સાચું છે. આ ત્રણે ભંડારો તેમજ વાડી પાર્શ્વનાથનો ભડાર પાટણમાં છે. લગભગ બધા ભંડારો હાલ 'હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિર'માં દરેકના અલગ

* प्रसिद्धजैन. પૃ. ૮

નામનિર્દેશ સહિત મૂકવામાં આવ્યા છે.

પુસ્તકોની જાળવણી વિશે મણિલાલે પોતાની અવલોકન-નોંધમાં લખ્યું છે કે "કાગળ અથવા લાકડાના દાબડા બનાવી તેમાં ઘોડાવજના ભૂકા સાથે પુસ્તકોને ભરી રાખેલાં હોય છે કે તેને જીવજંતુ વળગે નહિ. દાબડાને બબે લુગડે બાંધી, બધા ભેગા કરીને કબાટ કે પટારામાં ભરી રાખે છે." * પુસ્તકોની ગોઠવણીમાં માલૂમ પડેલી અવ્યવસ્થા વિશે તેમણે ફરિયાદ કરી છે. "ગમે તે પુસ્તક ગમે ત્યાં ભરેલું હોય છે, ને ઘણીવાર એકના એક જ પુસ્તકનાં થોડાં થોડાં પાના બેત્રણ દાબડામાંથી જડે છે." બે ભંડારો સિવાય બીજે ક્યાંય તેમને પુસ્તકોની ટીપ મળી નહોતી આ ટીપમાં ગ્રંથનું નામ અને પત્રસંખ્યા સિવાય કોઈ વિગત મળતી નહિ. એટલે તેનાથી પણ ઝાઝો અર્થ સરતો નહિ. વળી આ યાદીમાં કેટલીકવાર 'જીવાભિગમ'ને બદલે 'જીવા બેગમ' લખેલું હોય તેવી ભૂલો પણ જોવા મળતી.† આ પરિસ્થિતિમાં મણિલાલને એકે એક ભંડારમાં એકે એક દાબડો ઉઘડાવી એકે એક પુસ્તક જોવું પડયું હતું. તેમણે "લગભગ નવ દશ હજાર પુસ્તકો જોઈ કાઢી તેમનાં નામ ત્યાં ને ત્યાં ઉતારી લેઈ, પછી ચર્ચા તેમના વર્ગ પાડી, અક્ષરવાર તેમની ટીપ બનાવી તેમના વિષે થોડી થોડી હકીકતનું પત્રક" † તૈયાર કર્યું હતું. પુસ્તકોને ભંડારના ઉમરા બહાર લઈ જવાની મનાઈ હતી. એટલે ભંડારોની ભેજવાળી અને પૂરા પ્રકાશ વિનાની જગામાં દરરોજ આશરે પાંચ કલાક બેસીને તેમને કામ કરવું પડતું.† ભંડારોની તપાસ પૂરી કર્યા પછી તેમાંથી ઉતરાવીને

* प्रसिद्धजैन., પૃ. ૮

† એજન, પૃ. ૯

વડોદરાના મધ્યસ્થ ગ્રંથાલયમાં રાખવા જેવાં ૩૭૪ * હસ્તલિખિત પુસ્તકોની તેમણે યાદી કરી હતી: તે પુસ્તકોની નકલ કરવાનું કામ કવિ તારાચંદ કેવળને દર હજાર શ્લોકે ૭ રૂપિયા સિક્કાઈ આપવાનું ઠરાવીને સોંપ્યું હતું. પુસ્તક ઉતરાવવાના કામની દેખરેખ રાખવાનું પાટણના દેસાઈ શંભુધર લક્ષ્મીધરે શોખથી સ્વીકાર્યું હતું. †

પોતે જોયેલાં પુસ્તકોનું ટૂંકું પણ માહિતીપૂર્ણ અવલોકન મણિલાલે પોતાના કામના નિવેદનમાં સામેલ કરેલું છે. તેની અંદર પહેલાં તેમણે જૈન ધર્મનો સંક્ષિપ્ત સારગ્રાહી પરિચય કરાવીને તે ધર્મના મુખ્ય મુખ્ય ગ્રંથો અને વિષયોનો સંવિગત ઉલ્લેખ કર્યો છે. પોતે જોયેલાં પુસ્તકોને તેમણે આ પ્રમાણે ૧૯ વર્ગોમાં વહેંચ્યાં છે: (૧) જૈનધર્મ (૨) બ્રાહ્મણધર્મ (૩) વેદવેદાંગ (૪) પુરાણ (૫) સ્મૃતિસૂત્રાદિ (૬–૭) વિશુદ્ધાદ્વૈત–કેવલાદ્વૈત (૮) મંત્રતંત્રાદિ (૯) આયુર્વેદ (૧૦) જ્યોતિષ (૧૧) યોગશાસ્ત્ર (૧૨) વ્યાકરણ (૧૩) કોશ (૧૪) છંદોલંકારાદિ (૧૫) ન્યાય (૧૬) નાટક (૧૭) કથા-આખ્યાનાદિ (૧૮) ચરિત્રેતિહાસાદિ (૧૯) કાવ્યાદિ. ‡ પોતાને મહત્ત્વનાં જણાતાં પુસ્તકોની પ્રતની સાલ તથા ટીકાદિની વિગતો આપીને ગ્રંથ તરીકેની તેમની મૂલ્યવત્તાનો ટૂંકમાં ઉલ્લેખ કરીને પ્રસિદ્ધ કરવા યોગ્ય ગ્રંથો દરેક વિભાગમાં તેમણે સૂચવ્યા છે. કથા–આખ્યાનાદિ વિભાગનો પરિચય આપતાં તેમણે ગુજરાતી ભાષા

* મણિલાલે તૈયાર કરેલા આ કામના અહેવાલની તેમના હસ્તાક્ષરવાળી હાથપ્રત ગુ. વિ. સભાના પુસ્તકાલયમાં છે, તેમા ૩૭૯ ની સંખ્યા છે પણ તેમાં બે પુસ્તકોનાં સ્થાન ખાલી છે એટલે ૩૭૭ ગણાય છાપેલા પુસ્તકમાં કુલ ૩૭૪ પુસ્તકોની યાદી મૂકેલી છે

† प्रसिद्धजैन., પૃ ૨૦

‡ એજન, પૃ. ૯–૧૫

વિશે નોંધ કરી છે કે "ગૂજરાતી ભાષાને પ્રથમ ગૂજરાતીનું રૂપ આપનાર જૈનો જ હોય એમ માનવાને બહુ કારણો છે. પ્રાકૃતની જે અપભ્રંશ તેમાથી ગૂજરાતી કેવી રીતે થઈ, એનાં અનેકાનેક ઉદાહરણ મળે તેવા ગ્રંથો આ વિભાગમાં ઘણા છે. ઘણીખરી પ્રતિઓ સંવતના ૧૫મા ને સોળમા સૈકામાં લખાયલી છે; એટલે તે પૂર્વે રચાયલી હોવી જોઈએ, અને તે સમયની ગૂજરાતી ભાષાનું સ્વરૂપ તેમાં સ્પષ્ટ જણાવું જોઈએ." * ભંડારોના ગ્રંથ જોતી વખત મણિલાલની નજર જો કે મુખ્યત્વે સંસ્કૃત ઉપર હતી, તેમ છતાં ગુજરાતી તેમના ધ્યાન બહાર રહી ગઈ નથી એમ તેમના આ શબ્દો પરથી પ્રતીત થાય છે. સમગ્ર નિવેદનને અન્તે, આ બધા ગ્રંથોની યાદી પ્રસિદ્ધ કરીને ઇતિકર્તવ્ય માનવાને બદલે શ્રી સયાજીરાવ ગાયકવાડને એ પુસ્તકો પ્રસિદ્ધ કરીને 'અર્વાચીન ભોજ' બનવાનું તેમણે નમ્ર બોધન કર્યું છે. તેને અંગે તેમણે નીચે મુજબ યોજના પણ સૂચવી હતી:

"(૧) મૂલ સંસ્કૃત ગ્રંથોને મળી આવેલી ટીકાઓ સાથે, યોગ્ય પ્રતિઓ મેળવી, સંશોધન કરીને પ્રસિદ્ધ કરવા.

(૨) મૂલ સંસ્કૃત ગ્રંથો ઉપર થોડી અંગ્રેજી ટીકા યોજી પ્રસિદ્ધ કરવા.

(૩) યોગ્ય ગ્રંથોનાં ભાષાંતર કરવાં.

(૪) બાકીના ગ્રંથોનો સાર માત્ર કાઢીને પ્રસિદ્ધ કરવો

(૫) નવા ગ્રંથોની શોધનું કામ જ્યાં જ્યાં ભાળ મળે ત્યાં ત્યાં ચાલતું રાખવું." *

મણિલાલની આ યોજનાસાનુર કેટલુંક કામ તો એ વખતે જ શરૂ થઈ ગયું હતું. વડોદરાના મધ્યસ્થ ગ્રંથાલયમાં રાખવા જેવાં પુસ્તકોની તેમણે તારવણી કરેલી હતી

* प्रसिद्धजैन., પૃ ૧૮

તે પૈકી કેટલાક સંસ્કૃત ગ્રંથોની પ્રતિઓ ઉપરથી તેમનું સટીક ભાષાન્તર રાજ્યે મણિલાલ પાસે કરાવ્યું હતું, જેમાં 'દ્વયાશ્રય' મુખ્ય, છે. કેટલાક મહત્ત્વના ગ્રંથોના સાર આપતા બે સંગ્રહો, 'સારસંગ્રહ ભા. ૧–૨,' પણ તેમની જ પાસે રાજ્યે તૈયાર કરાવ્યા હતા. એ કામનું મહત્ત્વ શ્રી ચીમનલાલ દલાલના પ્રયત્ન પછી શ્રીમંત મહારાજાને વિશેષ સમજાયું એટલે વડોદરામાં 'પ્રાચ્ય વિદ્યા મંદિર'ની કાયમને માટે સ્થાપના થઈ. અને મણિલાલે સૂચવ્યું છે તેમ, અંગ્રેજી ટીકા સહિત પ્રમાણભૂત વાચનાવાળા અનેક સંસ્કૃત ગ્રંથોને પ્રગટ કરતી 'Gaekwad Oriental Series' શરૂ થઈ. આમ, વડોદરાના વિદ્યમાન પ્રાચ્ય વિદ્યા મંદિર તથા 'G. O. S.'નું શ્રેય કેટલેક અંશે મણિલાલને જાય.

આ રીતે મણિલાલે પાટણના ગ્રંથભંડારોની તપાસ કરવાની કામગીરી તેમના કોઈ પણ પુરોગામીના કરતાં વધુ સમય અને જહેમત લઈને યશસ્વીપણે બજાવી હતી. ભંડારોમાં રહેલી ઉત્તમ સારસ્વત સંપત્તિનો પ્રથમ પરિચય કરાવવાનું માન મણિલાલને જાય છે એમ કહીએ તો ખોટું નથી. તેમની પછી એ કામ શ્રી ચીમનલાલ દલાલે એ જ રાજ્ય તરફથી ૧૯૧૪ના સપ્ટેમ્બર-નવેંબર દરમ્યાન કર્યું હતું. તેમની મદદમાં પાંચેક માણસો હતા અને પ્રવર્તક શ્રી કાન્તિવિજયજી તથા તેમના શિષ્યવર્ગની એમને પૂર્ણ સહાય મળી હતી. આથી શ્રી દલાલનું કામ મણિલાલના કરતાં વધુ સરળ, સંગીન અને ઝડપી બની શક્યું. તેમણે ૧૩૦૦૦ કાગળનાં પુસ્તકો તથા ૬૫૮ તાડપત્રો બારીકાઈથી જોઈને * તેમની વ્યવસ્થિત સૂચિ તૈયાર કરી છે. સંસ્કૃત ઉપરાંત અપભ્રંશ અને જૂની ગુજરાતીના અનેક કીમતી ગ્રંથો તેમના વખતમાં પ્રકાશમાં આવ્યા.

* 'પાટણના ભંડારો' વિષયક શ્રી દલાલનો પાંચમી ગુજ. સા. પરિષદના સંમેલનના અહેવાલમાંનો નિબંધ, પૃ. ૧

આમ, ખરી દોલત પૂરેપૂરા પ્રકાશમાં લાવવાનું કામ શ્રી દલાલે કર્યું એમ કહી શકાય. તે પછી મુનિશ્રી પુણ્યવિજ્યજીએ લાગલાગટ અઢાર વર્ષ મહેનત કરીને ભંડારોનાં બધાં પુસ્તકોનું વર્ગીકરણ કરીને તેમની પૂર્ણ જાળવણી અને વ્યવસ્થિત ગોઠવણીનો ઉત્તમ પ્રબંધ કર્યો છે. બધાં પુસ્તકોની સંપૂર્ણ ગ્રંથવાર, લેખકવાર અને વિષયવાર સૂચિ તેમણે તૈયાર કરી આપી છે એ તેમનો વિદ્વદ્વર્ગ ઉપર અવશ્ય મોટો ઉપકાર છે. આ રીતે આજ સુધી વિકસતા રહેલા સંશોધન-કાર્યની એક મહત્ત્વની કડી મણિલાલનું આ કાર્ય પૂરી પાડે છે.

## ભાષાંતર—સંપાદન

મણિલાલના કૃતિસમૂહમાં તેમણે કરેલાં ભાષાંતરો અને સંપાદનોની સંખ્યા ધ્યાન ખેંચે તેટલી મોટી છે. તેમણે સંસ્કૃત હસ્તલિખિત ગ્રંથોની મૂળ પ્રતિઓ પરથી અંગ્રેજી અને ગુજરાતી ભાષાંતરો સ્વોપજ્ઞ તેમ મૂળ ટીકાઓ સહિત તૈયાર કર્યાં છે, તેમ અંગ્રેજીમાંથી કેટલાક ભાષાંતર-રૂપાંતર અને સંકલનરૂપ ગ્રંથો પણ ઉતાર્યા છે એમની આ પ્રવૃત્તિએ તેમનાં પાછલા વરસોમાં જરૂરી એવો દ્રવ્યલાભ પણ કરાવ્યો હતો. આમાંથી અંગ્રેજી પુસ્તકોને એક બાજુએ રાખીને ગુજરાતી ભાષાંતરોનો જ વિચાર કરવો આ નિબંધ માટે પ્રસ્તુત છે. સગવડને ખાતર તેના સ્વેચ્છાએ કરેલાં અને સોંપાયેલાં ભાષાંતરો એમ બે વિભાગ પાડીએ.

મણિલાલે સ્વેચ્છાએ અનુવાદ કરેલાં પુસ્તકોમાં ભવભૂતિનાં ત્રણ નાટકો, 'ગુલાબસિંહ,' 'ગીતા,' 'ચારિત્ર,' 'રામગીતા,' 'હનુમન્નાટક', 'ચતુસ્સૂત્રી' અને 'વૃત્તિપ્રભાકર'નો સમાવેશ થાય છે. તેમાં 'ગુલાબસિંહ', 'ગીતા' અને 'ચારિત્ર' વિશે અગાઉ કહેવાઈ ગયું છે. 'રામગીતા' અને 'હનુમન્ નાટક' અદ્યાપિ અપ્રસિદ્ધ છે. 'રામગીતા'ના મૂળ સંસ્કૃત સહિત ગુજરાતી

અનુવાદની મણિલાલના હસ્તાક્ષરે લખેલી પ્રત ગુ. વિ. સભાના ગ્રંથાલયમાં છે. તેનાં કુલ ૨૧૨ ફૂલ્સકેપ સાઇઝનાં પાનાં છે. તેમાં ૧૮ અધ્યાય અને જ્ઞાનકાણ્ડસારનિરૂપણ, ઉપાસનાકાણ્ડસારનિરૂપણ અને કર્મકાંડસારનિરૂપણવાળી ત્રણ અનુપૂર્તિઓ છે. 'હનુમન્ નાટક'ની પ્રત તૂટક અને અધૂરી છે. તેમા અક્ષર મણિલાલના નથી. * નિશ્ચલદાસ-રચિત હિંદી 'વૃત્તિપ્રભાકર'નો અનુવાદ ૧૯૦૫માં પ્રગટ થયો હતો. તેના અધૂરા રહી ગયેલ પાછળના ભાગ (પૃ. ૩૩૭–૩૬૦)નો અનુવાદ તનસુખરામ ત્રિપાઠીએ કર્યો છે ને તેની પ્રસ્તાવના પણ તેમણે જ લખેલી છે. તેમની અતિસંસ્કૃતમય કૃત્રિમ શૈલી મણિલાલની શૈલીથી જુદી તરી આવે છે. 'ચતુઃસૂત્રી'નું પુસ્તક જોવા મળી શક્યું નથી.

સૌથી વિશેષ મહત્ત્વનાં તો ભવભૂતિનાં ત્રણ નાટકોનાં ભાષાંતરો છે. માનવહૃદયના પ્રેમને કોમળ અને ઓજસ્વી શૈલીમાં નિરૂપી જાણનાર ભવભૂતિ મણિલાલનો પ્રિય કવિ હતો. 'માલતીમાધવ' તથા 'ઉત્તરરામચરિત'નાં ભાષાંતરો પ્રસિદ્ધ છે. 'મહાવીરચરિત'નું ભાષાંતર અપ્રગટ છે. ગુ. વિ. સભામા મૂળ સંસ્કૃત સહિત આ ભાષાંતરની હાથપ્રત છે. નાટકના છઠ્ઠા અંકના ૩૮મા શ્લોક સુધીનું લખાણ એમા છે તે પરથી અનુમાન થાય છે કે પાછલા દિવસોમા મણિલાલે એ કામ હાથ ધર્યું હશે. સંસ્કૃત ટીકાને અનુસરતી તૂટક ટીકા પણ એમાં છે. તેમાં શરૂમા નકલ કરનારના અને પછી મણિલાલના હસ્તાક્ષર છે. ભાષાંતરની શૈલી પકવ અને રસાળ છે. શ્લોકોનું ઘણુંખરું સમવૃત્ત ભાષાંતર છે. તેમના 'ઉત્તરરામચરિત'ના અનુવાદ કરતાં

* આ નાટક વિશે, ન્યાયના વ્યાપ્તિ ખંડ ( Inductive Logic ) વિશે તથા 'સુદર્શન પદ્યાવલિ' વિશે 'છપાય છે' એમ નિર્દેશ સહિત જાહેરાત 'સુદર્શન ગદ્યાવલિ'મા (પૃ ૧૦૧૨–૧૩ ઉપર) છે. પણ ત્રણમાથી એકે કૃતિ પછી પ્રસિદ્ધ થઈ જણાતી નથી.

કેંક અંશે ચડિયાતું ગણાય તેવું આ ભાષાંતર કોઈક અધિકારી વિદ્વાને પૂરું કરીને પ્રસિદ્ધ કરવા જેવું છે.

ઉદયોન્મુખ કવિ અને મર્મજ્ઞ અનુવાદક તરીકેની મણિલાલની શક્તિઓનો સૌપ્રથમ પરિચય કરાવનાર 'માલતીમાધવ'નો તેમણે કરેલો શબ્દશઃ અનુવાદ છે (૧૮૮૦). જુવાન મણિલાલની મિત્રપ્રેમની ઝંખનાએ તેમજ શૃંગારરસિકતાએ તેમને આ સંસ્કૃત પ્રકરણનો અનુવાદ કરવા પ્રેર્યા હતા. અનુવાદનો તેમનો આ પહેલો જ પ્રયત્ન હતો. એટલે તેમાં ક્યારા માલૂમ પડે તે સ્વાભાવિક છે. તેમણે કરેલું સંસ્કૃત ઉક્તિઓનું ભાષાંતર વાંચવે સરળ અને પ્રાસાદિક લાગતું નથી. કેટલાક અલ્પપરિચિત વૃત્તોને બાદ કરતાં મોટે ભાગે તેમણે સંસ્કૃત શ્લોકોનું તે જ વૃત્તમાં ભાષાંતર કરેલું છે. પણ તેમ કરતાં લેવી પડેલી લઘુગુરુની અતિશય છૂટ મૂળના મર્મને યથાર્થ ઉતારતી હોવા છતાં તેના પ્રસાદને ઝીલવામાં અવરોધક નીવડે છે 'જો તું બોલું નહિ' (બીજી આવૃત્તિ, પૃ. ૧૦૯) 'કોમળ હાથ ઉપર ગાલ મુકી છાંડીને' (પૃ. ૪૮) અને 'સાંપી દે' (પૃ. ૧૦૩) જેવા ચરોતરી બોલીના પ્રયોગ ભાષાંતરને ક્વચિત્ ગ્રામ્યતાનો પાસ લગાડે છે. આમ છતાં અંક નવમાંની પ્રકૃતિના વિવિધ અંગ પ્રત્યેની વિરહી માધવની પ્રેમોક્તિઓ તેમજ અંક બીજાના પાંચમા ને છઠ્ઠા શ્લોકમાંનું શૃંગારવર્ણન અનૂદિત નાટકના ઉત્તમ ભાગો છે. એમાં મૂળના ભાવને અનુવાદક સરળ અને રસાળ ગુજરાતી પદ્યવાહનમાં સફળપણે ઝીલી શકયા છે. ભાષાંતરની દુર્બોધતા ટાળવાના પ્રયાસરૂપે મણિલાલે જગદ્ધરની સંસ્કૃત ટીકાને અનુસરીને ટિપ્પણ આપ્યાં છે. સંસ્કૃત ટીકામાં નાન્દી, પ્રકરણ, પ્રસ્તાવના, વિષ્કંભક, શૃંગારરસ ઇ. નાં લક્ષણો આપતા શ્લોકો મૂકયા છે તેને સરળ ગુજરાતી દોહરામાં મણિલાલે ઉતાર્યા છે, જો કે મૂળના બધા જ શ્લોકો તેમણે લીધા નથી.

'માલતીમાધવ'ના અનુવાદમાં બીજભૂત દેખાયેલી કવિત્વ-શક્તિનો આવિર્ભાવ 'ઉત્તરરામચરિત'ના અનુવાદમાં થયેલો છે. 'ઉત્તરરામચરિત'ના શ્લોકોનો મણિલાલે હરિગીત અને લાવણીનો બહોળો ઉપયોગ કરીને મુક્ત ભાવાનુવાદ કર્યો છે તેમણે ઉતારેલાં પ્રકૃતિચિત્રો લોકપ્રિય બન્યાં છે 'પ્રિયે રે તે તે કેમ વિસરાય' અને 'ગિરિથી ઝમ ઝમ ઝરણાં વહી જાય' વાળી લાવણીઓ મણિલાલનાં સ્વતંત્ર કાવ્યોના જેટલી પ્રશંસા ગુજરાતી સાહિત્યમાં પામી છે મૂળમાં જ્યાં એક શ્લોકમાં લાંબા સમાસવાળાં વર્ણનો છે ત્યાં મણિલાલે પ્રત્યેક વિગતને છૂટી છૂટી લઈને વિસ્તારથી પ્રાસાદિક વાણીમાં ઉતારી બતાવી છે. ત્યાં મૂળ કરતાં પણ વિશેષ ખૂબી તેઓ લાવી શક્યા છે એમ શ્રી નરસિંહરાવ દિવેટિયાએ દણ્ડકારણ્યના વર્ણનનો દાખલો આપીને બતાવ્યું છે * મૂળના રસ તથા પાત્રનિરૂપણને પણ મણિલાલ ઘણે અંશે જાળવી શક્યા છે. 'ભાષાન્તર હોવું તો મૂળ કેવું સુન્દર હશે એમ આપણા હૃદયમાં ઊર્મિ ઉત્પન્ન કરે' તેવું પહેલા વર્ગનું આ ભાષાંતર છે એ મતલબનો નરસિંહરાવે આ 'ઉત્તરરામચરિત' વિશે સમગ્ર દૃષ્ટિએ અભિપ્રાય આપેલો છે. વળી એકંદરે "શ્રવણને અત્યંત મધુર લાગે તેવું પદ્ય છે અને ભાષા પણ 'માલતીમાધવ' કરતાં ઓછી ક્લિષ્ટ છે એટલું જ નહિ પણ એકંદરે રમણીય અને પ્રૌઢ છે" † એમ કહીને નરસિંહરાવે મણિલાલની અનુવાદકલાની યોગ્ય કદર કરી છે.

પણ સાથે સાથે નરસિંહરાવે આ ભાષાંતરમાં માલૂમ પડતી લાંબી સમાસરચના અને પદ્યની શિથિલતાના દોષથી માંડીને મૂળના અર્થબોધમાં રહી ગયેલી રસ અને પાત્ર ઉભયને હાનિ પહોંચાડે તેવી અનેક નાનીમોટી ખામીઓ તારવી બતાવી

* જુઓ 'મનોમુકુર,' ગ્રંથ ૧, પૃ ૬૫-૬૬

† એજન, પૃ ૬૪

છે અનેક સ્થળે તેમણે ભાષાંતરમાં મણિલાલે બંગાળી આવૃત્તિના પાઠને અનુસરવાથી તેમજ ગમજફેરથી કરેલી ભૂલો બતાવીને સુધારી પણ છે * કેટલેક સ્થળે ભૂલભરેલા પાઠ અને અર્થબોધમા ઊતરી પડતું મણિલાલનું 'ઉત્તરરામચરિત' ભાષાન્તર તરીકે ક્લિષ્ટ અને શિથિલ છે †

મોપાયેલા પૈકી મણિલાલે તૈયાર કરેલા ભાષાન્તરોની સંખ્યા મોટી છે.‡ તેમાથી 'દ્વયાશ્રય,' 'વિવાદતાડવ,' 'ષડ્દર્શનસમુચ્ચય' 'વિક્રમચરિત' 'ભોજપ્રબધ' અને 'શ્રુતિસારસમુદ્ધરણ' એટલા સંસ્કૃતમાથી કરેલા ભાષાતરો નોધપાત્ર છે

---

* દા ત 'અશરણ રહુ તેથી સામુ જુઓ હનુએ તમે એ મણિલાલની પક્તિનો નરસિહરાવે અશરણ રહુ હાવા એ છુ, ક્ષમા કરજો તમે એમ સુધારો સૂચવ્યો છે તેજ મૂળને અભિપ્રેત છે એજ રીતે 'અસહ નવ જો ભેદ નિવરે એ પતામસ્થાનની મણિલાલે મૂકેલી ઉક્તિને-'ન થુ એવુ ન્હાલુ ? -કદિ-પણ ન વેઠુ વિરહ રે' એમ નરસિહરાવે બદલી છે તે ઉચિત છે (જુઓ 'મનોમુકુર'-૧ પૃ ૩૯-૪૦ અને ૪૫)

† મૂળના પ્રસાદ, ગૌરવ અને રસને એકદર સફળપણે ઝીલી બતાવતુ ભાષાતર શ્રી ઉમાશકર જોષીએ ૧૯૫૦ની સાલમા આપ્યુ છે તેની પહેલા એ'ક વર્ષ શ્રી પદ્માવતી દેસાઈએ આખા નાટકનો અને દસ બાર વર્ષ શ્રી મનસુખલાલ ઝવેરીએ તેના ત્રીજા અકનો અનુવાદ પ્રગટ કર્યો હતો આમ મણિલાલના અનુવાદ પછી 'ઉત્તરરામચરિત'ના બીજા અનુવાદો આવતા ૫૦-૬૦ વર્ષનો ગાળો ગયો એ ભવભૂતિની કૃતિના અનુવાદની દુસાધ્યતા સૂચવે છે શ્રી જેહાંગીર એરચ સજાનાએ શ્રી ઉમાશકરના 'ઉત્તરરામચરિત'ના અનુવાદનુ અવલોકન કરતા તાજેતરમા કહ્યુ છે કે 'આથી વધારે સારુ ગુજરાતી ભાષાતર ભવિષ્યમા થાય એમ મને લાગતુ નથી' તે ઉમાશકરની તે કાર્યમા સફળતાનુ તેમ એ કામની દુસાધ્યતાનુ પણ નિદર્શક છે (જુઓ 'પ્રજાબધુ,' તા ૨૭ જુલાઈ ૧૯૫૨, પૃ ૧૨)

‡ તેની સપૂર્ણ યાદી માટે જુઓ પરિશિષ્ટ – ૨

દ્વયાશ્રય : હેમચન્દ્રાચાર્યનુ આ મહાકાવ્ય 'Bombay Sanskrit Series' મા શુદ્ધ સંસ્કરણ પામીને પ્રગટ થયુ તે પહેલા મણિલાલે મૂળ ગ્રંથની એક જ હાથપ્રત પરથી કરેલો આ અનુવાદ છે. તેની સાથે મૂળ સંસ્કૃત છાપેલુ નથી. એ રીતે મૂળ કાવ્યની પહેલા એનો ગુજરાતી અનુવાદ પ્રસિદ્ધ થયો છે. ટીકાને આધારે તેમણે મૂળના પાઠ જ્યા અશુદ્ધ એટલે કે બધ બેસતા ન હોય ત્યા સુધાર્યા હતા. 'દ્વયાશ્રય'મા હેમચદ્રે રચેલ 'અષ્ટાધ્યાયી'ના પાદવાર ઉદાહરણ છે, તેમ બીજી તરફ ગુજરાતના ઇતિહાસને લગતો અર્થ પણ તેમાથી નીકળતો જાય છે ભાષાતર કરતી વખતે વ્યાકરણનાં ઉદાહરણનો હેતુ ન સચવાય તે દેખીતુ છે. એમણે આથી કેવળ ઇતિહાસને લગતો અર્થ જ ભાષાતરમા આપ્યો છે તે ઉચિત છે. અભયતિલકની ટીકાને અનુસરીને તેમણે ભાષાતરની સાથે ટીકા પણ આપી છે અને આરભમા ગુજરાતના ઇતિહાસ પર પ્રકાશ પાડે તે રીતે 'દ્વયાશ્રય'ના વસ્તુનું પૃથક્કરણ કરી બતાવતી પ્રસ્તાવના મૂકી છે મણિલાલનુ આ ભાષાતર અશુદ્ધ હોવા વિશે ફરિયાદો થઈ છે. પ્રો. કેશવલાલ હિં. કામદારે "મણિલાલ નભુભાઈ સપાદિત સંસ્કૃત દ્વયાશ્રય વાચતાં મને ઘણી નિરાશા થઈ. ભાષાતર અશુદ્ધ છે, પ્રસ્તાવના યોગ્ય નથી, અને ટિપ્પણ વ્યવસ્થા તેટલી જ અધૂરી છે"* એમ કહ્યુ છે તે ખોટુ નથી, પણ કેવી પરિસ્થિતિમા મણિલાલે તે કામ કર્યું હતુ તે લક્ષમા લઈને તેની અશુદ્ધિ કે અપૂર્ણતાનું નિદાન શ્રી રામલાલ ચુનીલાલ મોદીએ તારવી બતાવ્યુ છે તે મણિલાલના કાર્યને ન્યાય કરનારુ છે તેના નીચેના ત્રણ મુદ્દા મહત્ત્વના છે. (૧) 'દ્વયાશ્રય' જેવા કઠિન કાવ્યનું ભાષાતર કરવુ એ મુશ્કેલ કામ છે; (૨) છાપેલી નહિ પણ હાથપ્રત અને તે પણ એક જ ત્રુટિત પ્રત પરથી ભાષાંતર

* જુઓ 'ગુજરાતી સાહિત્ય પરિષદના ચૌદમા સમેલનનો અહેવાલ', પૃ ૧૩૩

થયેનુ હોઈને સાંગોપાંગ શુદ્ધ બન્યુ નથી, (૩) ગુજરાતના પુરાતત્ત્વનો તે સમયે જોઈએ તેવો વિકાસ થયેલો નહિ અને હાલમા મળતા ઐતિહાસિક કાવ્યો અને પ્રબધો એ વખતે પ્રગટ થયેલા નહિ * આ ખુલાસો જોતા અને આજસુધી એ કાર્ય નુ ગુજરાતી ભાષાતર થયુ નથી તે હકીકત ધ્યાનમા લેતા મણિલાલનુ 'દ્વયાશ્રય'નુ ભાષાતર એમા રહેલી કચાશ છતા મણિલાલની એક અનુકરણીય સેવા જ ગણાવુ જોઈએ.

**વિવાદતાંડવ** કમળાકર ભટ્ટકૃત 'વિવાદતાડવ'નો મૂળ સસ્કૃત સહિત અનુવાદ આ ગ્રથમા જોવા મળે છે મણિલાલે પ્રસ્તાવનામાં તેના કર્તા વિષે કેટલીક મહત્ત્વની માહિતી આપી છે તે ઉપરાત પોતે એ ગ્રથની હાથપ્રત મેળવવાના કરેલા પ્રયત્નોની નોંધ કરી છે ઑકસફર્ડના ડૉ ઑફ્રેનુ કેટલૉગ જોઈને 'વિવાદ તાડવ'ની સસ્કૃત હાથપ્રત કાશીથી તેમણે મંગાવી હતી પણ તે ઘણી તૂટક અને અશુદ્ધ હોવાથી બીજી પ્રત તે વખતના પજાબ યુનિવર્સિટીના રજિસ્ટ્રાર ડૉ સ્ટેઇન પાસેથી મગાવી તે પણ પહેલીના જેટલી જ અશુદ્ધ નીવડી પછી મદ્રાસના પડિતોને લખ્યુ અને પૂનાની દક્ખણ કૉલેજમાં એની પ્રત છે એમ ખબર મળતા ત્યા પણ વારવાર એને માટે તેમણે પત્રો લખ્યા પણ એકે સ્થળેથી કશો જવાબ ન મળ્યો છેવટે વડોદરાની સસ્કૃત શાળાઓના સુપરવાઈઝર શાસ્ત્રી રાજારામ પાસેથી એક પ્રત મળી આની ઘણી મહેનતને અતે નકલી આ ત્રણ પ્રતોને સરખાવી જોઈને તેમાંથી તેમણે એક શુદ્ધ પાઠ ઊભો કર્યો હતો તેમણે પાઠાતરો નોંધેલા છે ને સસ્કૃત પાઠ અનુવાદની સાથે છાપ્યો છે. સપાદન અને ભાષાતર તરીકે આ આશરે પાનાનો ગ્રથ મણિલાલે વડોદરા

---

* જુઓ "સસ્કૃત દ્વયાશ્રય કાવ્યમા મધ્યકાલીન ગુજરાતની સામાજિક સ્થિતિ', પ્રસ્તાવના, પૃ. ૭

રાજ્ય તરફથી અનૂદિત કરેલાં પુસ્તકોમાં શ્રેષ્ઠ છે. વિષયનું મહત્ત્વ પણ તેમણે પ્રસ્તાવનામાં સમજાવ્યું છે. મનુ, યાજ્ઞવલ્ક્ય, નારદ, કાત્યાયન, ગૌતમ આદિ ધર્મશાસ્ત્રકારોના અભિપ્રાયોની તુલના કરીને લેખકે પોતાનો સ્વતંત્ર મત સ્થાપી બતાવ્યો છે તે તરફ તેમણે ધ્યાન ખેંચ્યું છે. દાયભાગ જેવા વ્યવહારના અનેક મહત્ત્વના વિષયોની ચર્ચા કરતો આ ગ્રંથ આજે પણ સમાજશાસ્ત્ર પરત્વે શુદ્ધ વિચારપ્રેરક વાચન પૂરું પાડે તેવો છે.

**ષડ્દર્શનસમુચ્ચય :** હરિભદ્રસૂરિના સુપ્રસિદ્ધ સંસ્કૃત ગ્રંથનો આ અનુવાદ છે. તેના ઉપોદ્‌ઘાતમાં મણિલાલે ન્યાય, વૈશેષિક, સેશ્વર–નિરીશ્વર સાંખ્ય અને પૂર્વોત્તર મીમાંસા એ છ દર્શનોનો ટૂંકો પરિચય આપીને ગ્રંથના લેખકે યોગ અને વેદાન્તનો વિચાર કર્યો નથી તે બદલ ટીકા કરી છે. હરિભદ્રસૂરિના સમયની પૂરતી માહિતીને અભાવે તેઓ આમ કરવા પ્રેરાયા હોય એમ લાગે છે. ઉપર ઉલ્લેખેલ સાંખ્યમાં યોગદર્શનનો સમાવેશ થયેલો છે શંકરાચાર્ય હરિભદ્રના સમકાલીન હતા. પણ શંકરના ગ્રંથો તેમની સામે નહોતા. અદ્વૈતદર્શન એ વખતે હતું. પણ શાંકરદર્શનના ગ્રંથો એ વખતે નહોતા. એટલે અત્યારે જેને કેવલાદ્વૈત કહે છે તે વેદાન્ત હરિભદ્રસૂરિના સમયમાં જુદા દર્શન તરીકે માન્ય ન થયું હોય તે સમજી શકાય તેમ છે. હરિભદ્રસૂરિએ 'શાસ્ત્રવાર્તા સમુચ્ચય'માં ઔપનિષદ દર્શનનો ઉલ્લેખ કર્યો છે. પણ એ વખતે ઔપનિષદ દર્શન રૂઢ દર્શન તરીકે જાણીતું ન હોવાથી 'ષડ્દર્શનસમુચ્ચય'માં તેમણે એનો સમાવેશ ન કર્યો તે સ્વાભાવિક છે.

**વિક્રમચરિત્ર :** મૂળે શ્રી ક્ષેમંકરે ગદ્યમાં લખેલી વિક્રમચરિત્રની વાર્તાને રામચંદ્રસૂરિએ સંસ્કૃત પદ્યબંધમાં ઉતારેલી તેનો આ ગુજરાતી અનુવાદ છે. વિક્રમગુણમહિમા વર્ણવતી આ બત્રીસ વાર્તાઓ શામળની સિંહાસનબત્રીસીની વાર્તાઓથી જુદી છે.

વિ. સ. ૧૪૯૦ મા દર્ભિકાગ્રામમાં (ડભોઈમાં ?) આ ગ્રથ પૂર્ણ થયાનુ લખેલુ છે. ઉપોદ્‌ઘાતમા મણિલાલે વેબરનો આધાર લઈને જૈનોની નૂતનતા ઉપજાવવાની શક્તિ વિશે તેમજ મેક્ષમૂલર, ટેમ્પલ, ફર્ગ્યુસન આદિ વિદ્વાનોના મતોને લક્ષમા લઈને વિક્રમના સમય વિશે ચર્ચા કરેલી છે આ ગ્રથની હાથપ્રતમાં જ્યાં જ્યા અશુદ્ધિ જણાઈ ત્યા ત્યા પોતે કલ્પિત પાઠ ઉમેરીને ભાષાતર કર્યાનુ તથા અર્ધમાગધી ભાષાના શ્લોકોનો અનુવાદ તદ્વિદની સહાયથી કર્યાનુ તેમણે સ્વીકારેલુ છે ત્રૂટક ભાગ વિશે તેમણે પાદટીપમાં નોધ કરેલી છે મૂળનુ તાત્પર્ય સમજાવતા ટિપ્પણો પણ ક્વચિત્ પાદટીપમા મૂકેલા છે

**ભોજપ્રબંધ.** ભોજનો ઇતિહાસ, કવિવૃત્તાત અને સાહિત્યવિનોદ એ આ ગ્રંથના ત્રણ આકર્ષક અંગો છે. જૈન મતના કોઈક યતિએ લખેલા સસ્કૃત ગ્રથનો આ અનુવાદ છે. ભોજનો પૂર્ણ પ્રબધ આપવાના ઇરાદાથી મૂળ લેખકે આ ગ્રથ લખેલો. પણ ૭ અધિકાર સુધીજ તેની અખડિત પ્રત મણિલાલને મળેલી. આથી પછીનો ભાગ તેઓ લઈ શક્યા નથી. પોતે ઉતારેલા ભાગમાથી પણ ત્રૂટક સ્થાનોને તેમણે છોડી દીધાં છે અને અશુદ્ધ લાગતા પાઠનો આસપાસનો સદર્ભ જોઈને પોતાની મેળે અર્થ બેસાડવાનો પ્રયત્ન કર્યો છે.

**શ્રુતિસારસમુદ્ધરણ:** શંકરાચાર્યના શિષ્ય તોટકાચાર્યરચિત વેદના તત્ત્વનું દોહન આપતા સસ્કૃત ગ્રંથનુ આ ગુજરાતી ભાષાંતર છે. મણિલાલે તેની પ્રસ્તાવનામા લેખકવિષયક માહિતી આપવા ઉપરાત ચાર મહાવાક્યોના તાત્પર્ય પરત્વે વિવિધ દૃષ્ટિબિન્દુઓ લઈને વિસ્તૃત ચર્ચા કરેલી છે, અને અતે કેવલાદ્વૈતનુ પ્રતિપાદન કરી બતાવ્યું છે. પોતાના પ્રિય વિષયનુ નિરૂપણ કરતા ગ્રંથનું મણિલાલે કરેલું આ ભાષાંતર શુદ્ધ અને વિશદ છે. પાદટીપમાં

અનેક સ્થાને અર્થનું સ્પષ્ટીકરણ કરતાં ટિપ્પણો છે. આ ગ્રંથનું પોતે અંગ્રેજીમાં સટીક ભાષાંતર કર્યું હોવાનો તેમણે પ્રસ્તાવનામાં ઉલ્લેખ કરેલો છે.

**સારસંગ્રહ ભા. ૧–૨** : પાટણના ભંડારોમાંથી મળી આવેલા કેટલાક મહત્ત્વના ગ્રંથોના સાર આપતાં મણિલાલે તૈયાર કરેલાં બે પુસ્તકોની પણ અહીં જ નોંધ લઈ લઈએ. તેના પહેલા ભાગમાં 'પ્રબંધચિન્તામણિ,*' 'વિમળમંત્રીરાસ,' 'ચંદરાજાનો રાસ,' 'અક્ષમંદારકાવ્ય,' 'કાલિકાચાર્યસૂરિકથા,' 'અંબડચરિત્ર,' 'ધનાચરિત્ર,' 'ચક્રવર્તિઋદ્ધિસ્વરૂપ,' 'શ્રીવીતરાગશાસન,' 'ચિત્રસેનચરિત્ર,' 'ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત્ર,' 'ભક્તામરસ્તવ' અને 'શત્રુંજયમાહાત્મ્ય' એટલા તેર ગ્રંથોનો, અને બીજા ભાગમાં † 'કીર્તિકૌમુદી,' 'સુકૃતસકીર્તન,' 'સ્થૂલિભદ્રચરિત્ર,' 'પાંડવચરિત્ર' 'ચંદ્રપ્રભચરિત્ર' અને 'દ્વાદશકથા' એટલી છ કૃતિઓનો મૂળ હાથપ્રતો વાચીને તારવેલો સાર આપવામાં આવ્યો છે. કર્તા, ભાષા, વિષય, પ્રતિની સાલ તેમજ અંદર આવતા લેખનકાળવિષયક ઉલ્લેખ–આટલી વિગતો આરંભમાં મૂકીને તેમણે દરેક કૃતિનો સંક્ષિપ્ત પરિચય આપ્યો છે. ભાષા, કાવ્ય, ઇતિહાસ આદિના અભ્યાસમાં ઉપયોગી નીવડે તેવી સામગ્રી તેમાંથી મળી રહે તેમ છે. કેટલેક સ્થાને તેમણે પોતાના તરફથી ટીકા પણ આપી છે.

આ ઉપરાંત, મણિલાલના મૃત્યુ બાદ 'કુમારપાલચરિત્ર', 'યોગબિન્દુ' અને 'અનેકાન્તવાદપ્રવેશ'ના તેમના અનુવાદો

---

* 'પ્રબંધચિન્તામણિ'નો સાર વડોદરાની હાથપ્રત તૂટેલી હોવાને લીધે બીજી પ્રતિઓ મેળવીને તેમાથી તારવ્યો છે.

† 'સારસંગ્રહ' ભા. ૨ પ્રસિદ્ધ થયેલ છે. પણ તે જોવા નહિ મળતાં તેની ૭૭ પાનાની મણિલાલના હસ્તાક્ષરની પ્રત,. જે ગુ. વિ. સભામાં છે, તેનો અહીં ઉપયોગ કરેલો છે.

વડોદરા ગાયે શાસ્ત્રી અમૃતલાલ નારાયણ પાસે તપાસાવીને પ્રસિદ્ધ કર્યા હતા. તેમણે કરેલા આ ભાષાંતરો શિથિલ, અશુદ્ધ અને દુર્બોધ હોવા વિશે તેમના જમાનામાં જ ટીકાઓ થઈ હતી. મણિલાલે તેનો ખુલાસો આપેલો છે (જુઓ પરિશિષ્ટ-૫) તે આપણે સ્વીકારીએ કે નહિ, પણ આટલાં બધાં ભાષાંતરો એકી સાથે કરનારની ગ્રહણશક્તિ તથા બહુશાસ્ત્રરસિકતા માટે તો માન ઉપજ્યા વિના રહેતું નથી વળી આ ભાષાંતર રૂપે પણ અનેક અપ્રસિદ્ધ સંસ્કૃત ગ્રંથોને તેમણે સૌપહેલા પ્રકાશમાં આણીને વિવિધ શાસ્ત્રોના જિજ્ઞાસુઓને ગુજરાતીમાં શાસ્ત્રીય વિષયની વાચનસામગ્રી સુલભ કરી આપી એ તેમનો ઉપકાર નાનો નથી ટૂંકમાં, આ બધાં ભાષાંતરોની કિંમત નિરપેક્ષ ગુણદૃષ્ટિએ નહિ, પણ સાપેક્ષ યોગે તેનો જમાનો અને તેની વિપુલ સંખ્યાને લક્ષમાં લઈને આંકવાની છે.

અંગ્રેજી ઉપરથી ઉતારેલા પુસ્તકોમાં મણિલાલે પોતાની રીતે ગુજરાતીમાં સંકલિત કરેલા 'ન્યાયશાસ્ત્ર' અને 'ચેતનશાસ્ત્ર' ખાસ ઉલ્લેખપાત્ર છે. 'અનુભવપ્રદીપિકા'ના ઉપોદ્‌ઘાતમાં * તેમણે અંગ્રેજી 'Psychology' શબ્દને માટે ગુજરાતીમાં 'માનસશાસ્ત્ર' શબ્દ વાપર્યો છે. પણ તે વિષયના ગ્રંથનું નામ તેમણે 'ચેતનશાસ્ત્ર' આપ્યું છે તે સહેતુક છે 'મનુષ્યના જ્ઞાન માત્ર સંબંધી તત્ત્વની શોધ ચેતનશાસ્ત્ર (Psychology) કરે છે' એમ કહીને તેઓ એ શાસ્ત્રના વર્ણન દ્વારા ચેતનવાદ સ્થાપિત કરવા પ્રવૃત્ત થયા છે. સલી નામનો અંગ્રેજ તત્ત્વજ્ઞ મણિલાલની માફક ચેતનના સ્વતંત્ર અસ્તિત્વમાં માનવાનું વલણ ધરાવતો હતો. એટલે તેમણે આ ગ્રંથની યોજનામાં તેને જ અનુસરવાનું મુનાસિબ ગણ્યું છે. ચેતનના આવિર્ભાવની ભૂમિકા સમજાવતાં સ્પેન્સર, લોક ઇત્યાદિના માનને ખાતર સલીએ વારંવાર શારીરવિદ્યા અનુસાર જ્ઞાનતંતુ અને સ્નાયુઓનાં પૃથક્કરણ,

* પૃ. ૫ ઉપર

તેમની ગતિના નિયમ, સાદ્રશ્યોનાં સ્વરૂપ ઇત્યાદિનું વિવેચન કર્યું છે. તેને મણિલાલ પોતાના સિદ્ધાન્તને બાધ ન આવે તે રીતે અનુસર્યા છે. આમ છતા તેમને સંતોષ થયો નથી એટલે ઉપોદ્‌ઘાતમાં દ્દષ્ટિસૃષ્ટિવાદનો સિદ્ધાન્ત પ્રતિપાદીને ચેતનનો જડ સાથે સંબંધ–જે સલીએ બતાવ્યો નથી–સમજાવ્યો છે. માનસશાસ્ત્ર પર પાશ્ચાત્ય દેશોમાં આજે પુષ્કળ સંશોધનો થયાં છે અને પુસ્તકો લખાયા છે. મણિલાલનુ આ પુસ્તક એ દ્દષ્ટિએ કાલાતીત (out-of-date) થયુ ગણાય. પણ પુસ્તકને અંતે મૂકેલો પરિભાષા–કોશ વિષયને ગુજરાતીમા શીખનાર–શીખવનાર માટે ઉપયોગી છે.

૧૪૪ પાનાના 'ચેતનશાસ્ત્ર' ના કરતા ૧૫૬ પાનાંનું 'ન્યાયશાસ્ત્ર' મણિલાલના સામર્થ્યની વિશેષ પ્રતીતિ કરાવે છે. પાશ્ચાત્ય તર્કશાસ્ત્રના 'Deductive Logic' નું આ 'પરામર્શ ખંડ' રૂપે ગુજરાતી અવતરણ છે. ગ્રંથને 'ન્યાયશાસ્ત્ર' કહેવાનું પ્રયોજન, તેમણે ઉપોદ્‌ઘાતમાં બતાવ્યું છે તેમ, 'पंचावयववाक्यम् न्यायः' એમ ન્યાયસૂત્રના વાત્સાયન ભાષ્યમા ન્યાયનું લક્ષણ આપેલું છે તે છે. આ પંચાવયવવાક્ય તે 'syllogism', જે અંગ્રેજી 'Deductive Logic' માં મુખ્ય હોય છે. મણિલાલે અહીં જૂની શાસ્ત્રીય પરિભાષાને પાશ્ચાત્ય તર્કશાસ્ત્રને અનુરૂપ ગોઠવવાનો સફળ પ્રયત્ન કર્યો છે. બીજા પ્રકરણમા તેમણે 'Analytical Proposition' ને માટે 'શબ્દનિર્દેશ' અને 'Real Proposition' ને માટે 'વસ્તુનિર્દેશ' પર્યાયો યોજ્યા છે. એની સમજૂતી આપતાં તેમણે જણાવ્યું છે કે કોઈ પણ નિર્દેશને શબ્દ કે વસ્તુનિર્દેશ કહેવો તે નિર્દેશને સાભળનાર–કહેનારના જ્ઞાન ઉપર આધાર રાખે છે. આ ઉપરથી તેઓ નિયમ તારવે છે કે જેટલા જેટલા નવા ધર્મનું કોઈ પણ પદાર્થને ઉદ્દેશીને પ્રથમવાર વિધાન કરવામા આવે તે બધા નિર્દેશ (propositions)

વસ્તુનિર્દેશ (Real Propositions) છે. પ્રથમવાર પછીથી તેના નિર્દેશ શબ્દનિર્દેશમાં જ પડે છે. 'ઉપાધિ' શબ્દનો તેમણે કરેલો પ્રયોગ અને તેના પ્રકારો પરની તેમની ટીકા પણ ધ્યાનપાત્ર છે. 'साध्याव्यापकत्वे सति साधनव्यापकत्वं उपाधिः।' એવું પૌરસ્ય ન્યાયશાસ્ત્રમા ઉપાધિનું લક્ષણ છે તે અર્થમાં મણિલાલે આ ગ્રંથમા 'ઉપાધિ' શબ્દનો ઉપયોગ કર્યો નથી. પણ પાશ્ચાત્ય તર્કશાસ્ત્રના 'accident' નામના વિધેય (predicable) ના ગુજરાતી પર્યાયરૂપે તેનો તેમણે પ્રયોગ કર્યો છે. ન્યાયશાસ્ત્રના કેટલાક રૂઢ શબ્દોને આમ નવા અર્થમા યોજીને તેઓ ઈષ્ટ હેતુ સાધે છે. પાશ્ચાત્ય તર્કશાસ્ત્રીઓ 'ઉપાધિ' (accidents) બે પ્રકારના ગણાવે છે તેની ટીકા કરતાં મણિલાલ કહે છે કે નિયત અને અનિયત 'ઉપાધિ'નો ભેદ વાસ્તવિક નહિ તેટલો કલ્પિત હોઈ વ્યર્થ છે. પાશ્ચાત્યોએ ઉદાહરણાર્થે એમ કહ્યુ છે કે જનાવરનો રંગ ન બદલાય તે નિયત અને બદલાય તે અનિયત તેને બદલે મણિલાલ એરિસ્ટોટલને અનુસરીને એમ સૂચવે છે કે 'નિયત ઉપાધિ'ને અસાધારણ ધર્મ ગણાવો પછી 'ઉપાધિ'મા 'અનિયત ઉપાધિ'નો અન્તર્ભાવ આપોઆપ થશે. આમ, પ્રમગોપાત્ત મૂળની વ્યાખ્યાને વિસ્તારીને તાર્કિક દૃષ્ટિએ વિશદ કરી આપવી એ તેમની વિશિષ્ટતા છે. 'Immediate Inference' માટે મણિલાલ 'અપરોક્ષાનુમિતિ' શબ્દ વાપરે છે તેને સ્થાને પ્રો. રામનારાયણ પાઠક સૂચવે છે તેમ 'અર્થાપત્તિ'નો યૌગિક અર્થ અહી બેસાડીએ તો એક નિર્દેશમાંથી સીધો જ બીજો નિર્દેશ ફલિત (= अर्थात् आपन्न) થતો જણાશે. વળી તેમણે મીલ અને બેઈનને અનુસરીને 'અપરોક્ષાનુમિતિ'ને વસ્તુતઃ અનુમિતિ તરીકે સ્વીકારવાની ના પાડી છે. પરંતુ 'અર્થાપત્તિ' રૂપે 'Immediate Inference'ને ઘટાવતાં તેને અનુમિતિ તરીકે માનવામાં બાધ નથી. બુદ્ધિમાન્ માણસ ઘણીવાર પોતાના જ નિર્દેશમાંથી ફલિત થતા અર્થને જાણતો નથી તેથી જ વ્યવહારમાં થતી દલીલબાજીમાં

આમાં માણસ તેના વક્તવ્યમાંથી બીજો પોતાને અનુકૂળ અર્થ તત્કાળ ઉત્પન્ન કરે છે, આ દૃષ્ટિએ અહીં અનુમિતિની પ્રક્રિયા હોય છે.

મણિલાલે 'ન્યાયશાસ્ત્ર'મા પશ્ચિમના તર્કશાસ્ત્રના વિવિધ નિર્દેશોની આકૃતિ (figures) અનુસાર યોજેલા વિન્યાસોને સમજાવતી 'barbara' ઈત્યાદિ સંજ્ઞાઓના બદલામાં ગુજરાતીમાં તેનો પૂરેપૂરો અર્થબોધ કરે તેવી સંજ્ઞાઓનો નારાચ છંદમાં નીચે મુજબ વિનિયોગ કર્યો છે તે વિષયની સંગીન પકડ દ્વારા તેની યથાર્થ સમજૂતી આપવાની તેમની અસાધારણ કુશળતા બતાવે છે.

નારાચ છંદ

સવાવવા, મનાવના, યવાધવા,* કનાધયા;
મનીવના, મયૂનિની, દનીધયા, સવાબ્લયા;
યવાવ્રધા, યધીવુધી, યવાધિધા, કનાવયા;
તૃતીયમા બીજા રહ્યા સયહ્લવયા કનાધિયા, ...૧

સવૂવધ મંયૂનની, યધૂવધી કનીવ્રયા,
ચતુર્થમાં ઉમેર એક બાકી છે કનીધિયા;
વિચાર ય – ઉ – કાર, રેફ, અર્ધ લે લકારને,
મકારને, મકારને, યકારને, કકારને † ...૨

આને તેમણે સમયક કારિકા કહી છે. અંગ્રેજી સંજ્ઞાઓને આ રીતે પ્રાન્તીય ભાષાઓમા આત્મસાત્ કરવાના થયેલા પ્રયત્નોમાં મણિલાલનો યત્ન સર્વોપરિ છે. કારણ, અન્યત્ર A, E, I, O એ અંગ્રેજી સંજ્ઞાઓની કેવળ છાયા રૂપે આ એ ઇ ઓ લીધેલા છે,

* અહીં 'યવાધવા' એ છાપભૂલ છે. સંદર્ભ જોતા જણાય છે કે 'યવાધધા' જોઈએ.

† જુઓ 'ન્યાયશાસ્ત્ર', પૃ ૧૧૨

જ્યારે મણિલાલે જેવી રીતે અગ્રેજીમાં 'Affirm'માથી A અને I લેવામાં આવ્યા છે તથા 'Nego'માથી E અને O લેવામા આવ્યા છે તેમ ગુજરાતીમા 'વિધિ'માથી વ અને ધ તથા 'નિષેધ'માંથી ન અને ષ પસદ કરીને અર્થસૂચકતા સિદ્ધ કરી છે આમ, અગ્રેજી તર્કશાસ્ત્રના યથાર્થ ગ્રહણ સારુ ચોક્કસ પરિભાષા ઉપજાવીને તેમણે એ વિષયમા પણ પોતાનો ઊંડો અભિનિવેશ સાબિત કરી બતાવ્યો છે.

## પ્રકરણ પાંચમું

# ગદ્યકાર મણિલાલ

મણિલાલ નભુભાઇએ ખેડેલાં સાહિત્ય અને ચિંતનનાં ક્ષેત્રોનું વિગતવાર અવલોકન આપણે કરી ગયા. હવે તેમના વિચારોનું વહન કરનાર ગદ્યશૈલીની તપાસ કરીએ. વિચાર અને શૈલી પરસ્પર એવા અભિન્નપણે ગૂથાયેલાં હોય છે કે શૈલીનો અલાયદો ખ્યાલ લેવા માટે કોઈ પણ કૃતિમાંથી તેને ઊતરડીને વક્તવ્યથી જુદી પાડી શકાતી નથી. વિચારની માફક શૈલીને પણ લેખકના આંતર સંવિત્‌ની સાથે જીવાતુભૂત સંબંધ હોય છે. ખરું જોતાં તેના વ્યક્તિત્વને ઘડનાર આ આંતર સંવિત્‌ની અભિવ્યક્તિ એ જ તેની શૈલી છે. મણિલાલની લેખનશૈલી એક રીતે આષાઢી મેઘના જેવો આત્મ-અવિષ્કરણનો વ્યાપાર છે. તેમની આ પ્રવૃત્તિના મુખ્ય વાહન ગદ્યની શક્તિ-મર્યાદાનો કયાસ કાઢીએ એટલે ગદ્યકાર મણિલાલનો યથાર્થ પરિચય થઈ જશે.

છેક પાંચસો વર્ષ પહેલાંના જૂના ગુજરાતી ગદ્યના નમૂનાઓ મળી આવે છે. તેમાં લયબદ્ધતા અને વર્ણનછટા જેવા ગુણો ધરાવતી સાહિત્યકૃતિઓ નથી મળતી એમ નહિ. પણ પદ્ય જ મધ્યકાલીન ગુજરાતી સાહિત્યનું મુખ્ય વાહન બની રહેલું. એટલે અર્વાચીન ગુજરાતી ગદ્ય કોઈ પુરોગામી પરંપરાના સ્વાભાવિક સાતત્યરૂપે પરિણત થવાને બદલે અંગ્રેજી ગદ્યસાહિત્યના પરિશીલનથી સૌપ્રથમ સાહિત્યિક ઘાટ પામ્યું એ જાણીતી હકીકત છે. અંગ્રેજી સાહિત્યનો સ્વાદ પામેલા લેખકોએ ગુજરાતી ગદ્યનું ઘડતર કરતી વખત બોલાતી ગુજરાતી ભાષાને અંગ્રેજી સાથે સેળભેળ કરીને કેવી પ્રાથમિક પ્રક્રિયામાંથી પસાર કરી હતી તેનો થોડોક ખ્યાલ 'નવલ-ગ્રંથાવલિ'માં નોંધેલા 'મનના વિચાર' ઉપરથી આવે છે. અંગ્રેજીમાં

વિચાર કરીને ગુજરાતીમા લખવાનો અનુભવ આજે આપણે ત્યાં લગભગ સામાન્ય થઈ ગયો છે. વણપગોટાયેલી ગુજરાતી ભાષાને નવા વિચારોને અનુકૂળ બનાવવામાં એ વખતના લેખકોને કેટલી મુશ્કેલી પડી હશે તે એ નોંધો પરથી સમજાશે. અર્વાચીન કાળમાં ગુજરાતીમા ગદ્યલેખનનો આરંભ નિબંધના ખેડાણથી થયો. તેને પરિણામે વક્તવ્યને પરિચ્છેદોમાં વહેંચવાની અને વિરામચિહ્નો વાપરવાની પ્રથા શરૂ થઈ; એટલું જ નહિ અંગ્રેજી શબ્દો, વાકચ-રૂઢિઓ અને પદવિન્યાસની અસર પણ ભાષા ઉપર થવા લાગી. તેનું ઝાંખુ પણ આશાસ્પદ પ્રતિબિંબ સૌપ્રથમ 'નર્મગદ્ય'માં જોવા મળે છે. વેગીલી, છટાદાર અને ચિત્રાત્મક શૈલીમાં 'કરણઘેલો'ના કર્તાએ કરેલાં વર્ણનો તેમના પર પડેલી મેકોલેની છાપ બતાવે છે. મોગલ શાસનકાળથી ફારસીનો અને પરંપરાથી સંસ્કૃતનો અભ્યાસ ગુજરાતમા ચાલુ હતો. યુનિવર્સિટીએ આ ભાષાઓના અભ્યાસને શિક્ષણક્રમમાં સ્થાન આપ્યું ત્યારથી એ અભ્યાસ વ્યવસ્થિત બન્યો અને એને વેગ મળ્યો. આને લીધે અંગ્રેજીની સાથે સંસ્કૃત સાહિત્યની પણ કેળવાતા ગુજરાતી ગદ્ય પર અસર થઈ. ફારસી શબ્દો તો મોગલ શાસનકાળથી વપરાશમા હતા જ. 'નર્મગદ્ય'માં 'મુખ્તેસર' 'મકતબો' અને 'શાન' જેવા અનેક શબ્દપ્રયોગ જોવા મળે છે. 'કરણઘેલો'માં તો ફારસી શબ્દોનો છૂટે હાથે ઉપયોગ થયેલો છે. સંસ્કૃતની અસર શૈલી પરત્વે પણ થઈ છે. 'ધર્મવિચાર'થી સંસ્કૃત તત્સમ શબ્દો, કૈંક લાંબી સમાસરચના અને પાંડિત્યપૂર્ણ શૈલી રૂપે આ અસર ધ્યાન ખેંચવા લાગે છે. ભાષામાં શિષ્ટતા અને ગૌરવનો લાભ ગુજરાતી ગદ્યને સંસ્કૃત શબ્દભંડોળે કરી આપ્યો છે. લેખકોના પોતપોતાના વ્યક્તિત્વ ઉપરાંત, કૈંક અંશે બાણ જેવા સંસ્કૃત કવિના અને ઘણે અંશે બર્ક, મૅકોલે, બેકન અને ઈમર્સન જેવા પાશ્ચાત્ય લેખકોના સંસ્કારથી નર્મદયુગ તથા પંડિતયુગનું ગુજરાતી ગદ્ય ઘડાયું છે.

[ગદ્યકાર મણિલાલના ઘડતરમાં 'શાંકર ભાષ્ય' જેવા નિર્મળ અને છટાદાર સંસ્કૃત ગદ્યના ગ્રંથ ઉપરાંત બેકન અને ઇમર્સનના નિબંધો પણ હશે એમ તેમની વિશાળ અભ્યાસ-પ્રવૃત્તિ અને ગદ્યશૈલીનું અવલોકન કરતા સહેજે અનુમાન થાય છે] મણિલાલના જ નહિ, પણ સમગ્ર અર્વાચીન ગુજરાતી ગદ્યનું બીજું એક પોષક બળ તે સામયિક પત્રો-ખાસ કરીને માસિકો છે. આધુનિક ગુજરાતી ગદ્યસાહિત્યના વિકાસમાં માસિક પત્રોનો ફાળો ઘણો મોટો છે. મણિલાલના પુરોગામી ગદ્યકારો પૈકી નર્મદ અને નવલરામ પત્રકાર હતા. નર્મદનું ઉત્સાહી, વેગીલું અને ઉદ્‌બોધનાત્મક ગદ્ય મોટે ભાગે 'ડાંડિયા'માંથી જન્મ્યું છે, તેમ નવલરામનાં ધીર, સ્વસ્થ અને સમતોલ ગદ્યલખાણો 'ગુજરાત શાળાપત્ર'ની જ નીપજ છે. મણિલાલની જાહેર પ્રવૃત્તિનો તેમ તેમની ગદ્યકાર તરીકેની કારકિર્દીનો આરંભ ભવભૂતિના ભાષાંતરથી થઈને 'પ્રિયંવદા'-'સુદર્શન'માં વિકસ્યો હતો. અંગત અનુભવ તથા સમકાલીન સમાજસ્થિતિના અવલોકનથી તેમને સમજાયું હતું કે હિંદુ સમાજની સુધારણાનો પ્રારંભ સ્ત્રીશિક્ષણથી થવો જોઈએ. કાબરાજીના 'સ્ત્રીબોધ' પછી આશરે ત્રીસ વર્ષે સ્ત્રી-જાગૃતિને લક્ષતું આ બીજું માસિક પત્ર હતું. પહેલા જ (એટલે કે ૧૮૮૫ ના ઑગસ્ટના) અંકમાં પત્રનો ઉદ્દેશ સમજાવતાં મણિલાલે લખેલું કે "'પ્રિયંવદા' પોતાની પ્રિય વદવાની રીતિથી સર્વને રંજન કરશે, પણ પોતાની સખીઓની તરફ એની દૃષ્ટિ વિશેષ રહેશે ખરી, તેમના કલ્યાણમાં, તેમનાં હૃદય સમજવામાં, તેમને સમજાવવામાં મુખ્ય પ્રયત્ન કરવો એ પોતાનો ધર્મ માનશે ખરી" *

ગૃહજીવનની અધિષ્ઠાત્રીરૂપ આર્ય નારીને ઉદ્દેશીને મણિલાલે સતત પાંચ વર્ષ પર્યંત ઉન્નત તત્ત્વભૂમિકા પરથી ઘર, ગૃહસ્થાશ્રમ,

* સુ ગ, પૃ. ૭૩૫-૩૬

શ્રદ્ધા, વાચન ઇ અનેક વિષયોનુ 'પ્રિયવદા' મારફત બોધન કર્યુ હતુ ગુજરાતના નારીવર્ગની, સ્વકર્તવ્યના ભાન દ્વારા, સારકારિક ઉન્નતિ સાધવાનો તેમનો એ નમ્ર પણ દૃઢ પુરુષાર્થ હતો 'सत्य पर धीमहि' તેમનો ધ્યેયમત્ર હતો 'પ્રિયવદા'એ પ્રિય વદવાની રીતિ સ્વીકારી હતી, પણ મુખ્યત્વે તો સત્ય, પછી તે અપ્રિય કે કટુ બની રહે તો ભલે, પણ સત્ય અને ધર્મ્ય વાત આર્ય મહિલાને ગળે ઉતારવા તે પ્રયત્ન કરતુ 'વાચન' નામનો લેખ આનો એક વિલક્ષણ દાખલો છે કેળવણીને બહાને વિનાયતી ઢબના સુધારાના પ્રવાહમા ખેચાઈ જતી આર્યકુટુમ્બિની બાબાતે 'પ્રિયવદા નીચે મુજબ ઠપકો આપે છે

'અમે એટનુ જ સમજીએ છીએ કે જરા બે અક્ષર વખતા વાચતા આવ્યા પછી ભભકદાર પોશાખ પહેરી જરા સુધારાનો કરડો ડોળ (? ળ) બતાવી મનમા તો માતા મહાદેવ ને ભૂતપ્રેતથી ડરતે ડરતે પતિની બરાબરી કરવી કે તેના ઉપર દાબ ફાવે તો રાજ ચલાવવુ એ તારી અવસ્થા છે હીન' નીચ! શરમ ભરેલી જ ' માટે કરજે બહેન! કશા વિના છુટકો નથી તે કહીએ છીએ, કડવુ ઓસડ આ જ પાવ છે" *

આ શૈલી ઉગ્ર છતા કુતેહલભરી સમજાવટવાળી છે તે સ્પષ્ટ જોઈ શકાશે. પોતાના વાચક સાથે એ શૈલી કેવી સહજ રીતે સમરસ થઈ જાય છે, સ્ત્રૈણ લહેકા વડે એ કેવી પરિચિતતાની છાપ પાડે છે તે 'પ્રિયવદા' ના નીચેના ઉદ્ગારો બતાવી આપશે

"એક મારે નહિ લેવા દેવા રાજકાજની વાતો જોડે પણ તેની સભાળ લેનારા ક્યા થોડા છે? એટલે મારે તે વાત હાથમા લેવી સારી નહિ ને બા, આપણ સ્ત્રીઓનુ એ કામ પણ નહિ, આપણે તો આપણુ ઘર એ આપણુ રાજ્ય" †

---

* સુ ગ, પૃ ૪૪૮

† એજન, પૃ ૭૪૧

કેવળ સ્ત્રીવર્ગને ઉપયોગી લેખો દ્વારા માસિક નહિ ચાલે એમ પાંચ વર્ષે ખાતરી થતાં તેના તંત્રીએ "જેનું લાડ નામ પ્રિય વદનાર હતું તેનું સિદ્ધ નામ શુભદર્શનવાળું, શુદ્ધ દર્શન એટલે શુદ્ધ તત્ત્વનિર્ણય કરાવનાર...સર્વમયબ્રહ્મ રૂપી ચક્રનું સ્મરણ કરાવનાર 'સુદર્શન'" પાડયું, અને પોતાના કાર્યક્ષેત્રને રાજકારણ પર્યંત વિસ્તાર્યું. આ 'સુદર્શને' ગુજરાતમાં સાક્ષરી પત્રકારત્વનો આદર્શ સૌપ્રથમ સ્થાપ્યો. સુદર્શનકારની નજર સમક્ષ હવે સમગ્ર ગુજરાતી સમાજ રહ્યો. પ્રજાની ધર્મરુચિ પૂરેપૂરી ઘડાય અને તેને અનુષંગે કલારુચિ કેળવાય એ તેમનું મુખ્ય નિશાન રહ્યું, જેણે તેમની પાસે પૂર્વ–પશ્ચિમ–સરકાર–સંઘટ્ટનું નિદાન કરતી 'પૂર્વ અને પશ્ચિમ'ની લેખમાળા લખાવી તેમ સંગીતની શાસ્ત્રીય અને સૌન્દર્યલક્ષી મીમાંસા કરતો સુદીર્ઘ લેખ પણ લખાવ્યો. પત્ર ચલાવવામા દ્રવ્યપ્રાપ્તિની તેમને સહેજ પણ અભિલાષા નહોતી. તેનાથી તેમને કશો આર્થિક લાભ થયો હોય તેમ લાગતું પણ નથી. * શુદ્ધ લોકસેવાની ભાવનાથી પોતાના ધ્યેય અનુસાર ધર્મશિક્ષણનું કાર્ય તેમણે પોતાનાં પત્રો દ્વારા ચલાવ્યું હતું. નિર્ભયતા, નિયમિતતા, સિદ્ધાન્તનિષ્ઠા, ઉચ્ચભૂમિકાની તત્ત્વચર્ચા અને લોકરુચિ તથા લોકમાનસને સંસ્કારે તેવી વાચન સામગ્રી આપવાની ચીવટ એ પત્રકાર મણિલાલના મુખ્ય ગુણો ગણાય. † તેમની એ

* મણિલાલના અવસાન સમયે 'સુદર્શન'ના ગ્રાહકોની સંખ્યા ૩૭૧ હતી એમ એમના ઘરમાંથી મળી આવેલું ૧૮૯૮–૯૯ના વર્ષના ગ્રાહકોનું યાદીપત્રક બોલે છે.

† આના સમર્થનમાં આનંદશંકરના આ ઉદ્‌ગારો જોવા જેવા છે: "મણિલાલના વખતના સુદર્શન સિવાય કોઈ પણ પત્રને નિયમિત રહેવાનો અધિકાર પ્રાપ્ત થયો છે કે કેમ એની મને શંકા છે એ સમયમાં પ્રતિમાસ સુદર્શન માટે વાચક વર્ગ તરફથી જેવી ઉત્કંઠવૃત્તિથી વાટ જોવાતી હતી તેવી અત્યારે કોઈ પણ ગુજરાતી માસિકની જોવાય છે?" ('દિગ્દર્શન', પૃ. ૧૮૦)

પ્રવૃત્તિએ આનંદશંકર, ઉત્તમલાલ કે. ત્રિવેદી, માનશંકર પી. મહેતા, 'કાન્ત' અને 'કલાપી' જેવા જેના અગ્રણી હતા એવા બુદ્ધિશાળી યુવક વર્ગને પ્રાચીન હિંદુ ધર્મ ભણી વળવા માટે પ્રેરણા આપી હતી. આમ, પત્રકારત્વ મણિલાલના જીવનલક્ષ્યનું સાધક નીવડયું હતું.

મણિલાલની ગદ્યશૈલીએ આને અનુષંગે અનેક નવીન ઉન્મેષો ધારણ કર્યાં હતા. નર્મદના 'ડાંડિયા'ની માફક તેમની 'પ્રિયંવદા' પણ, આપણે જોયુ તેમ, સજીવ રૂપ ધારણ કરીને વાચકને પ્રત્યક્ષ સંબોધન કરતી. 'ડાંડિયા'ના રૂક્ષતા, પરુષતા, આખાબોલાપણું, પ્રગલ્ભતા, ઇત્યાદિ લક્ષણો પ્રસંગોપાત્ત કટુભાષણ કરતી છતાં સામાન્યત. કોમળ સ્વભાવવાળી 'પ્રિયવદા'માં નહોતાં. 'સુદર્શન'માં થતી વિષયની તાત્ત્વિક પર્યાલોચનામા પણ 'પ્રિયંવદા'ની રૂપકશૈલી સફળપણે આગળ વધે છે. આનું ઉત્તમ દૃષ્ટાંત પ્રવૃત્તિ-નિવૃત્તિની ચર્ચા કરતા મણિલાલે દોરેલું નિર્વેદરૂપી રાક્ષસનું નીચે આપેલું ચિત્ર છે :

"નિર્વેદ એ કોઈ એવો રાક્ષસ છે કે જેને તે એક વાર વળગ્યો તેને કદાપિ મૂકતો જ નથી; ગમે તેટલી નવીનતાનો તેના ઉપર ઢોળ ચઢાવો પણ એક ફૂંક મારતાંની સાથે તે બધા ઢોળને ઉરાડી મૂકી પોતાનું કાળું મોઢું આગળ ધરે છે; ગમે તેટલા ખાનપાનમદ્યાદિમાં તેને ડુબાવો, ગમે તેટલો વાદિત્રના દોરથી તેને સાંકળી લો, ગમે તેટલી મૃદુ અલકાવલિમાં તેને વીંટી ચંચલ વિલાસ વિભ્રમવાળાં અંબુજની તેના ઉપર મહોર મારો, ગમે તો હાથીએ બેસાડો કે ગધેડે ચઢાવો, ગમે તો કલ્પનાની ટોચે લઈ જાઓ કે બુદ્ધિના ગૂઢમાં ગૂઢ ગર્તમાં ગોથાં ખવરાવો, ગમે તો પ્રેમમયતાના પ્રદીપ્ત એકભાવમાં તેને ઓગાળવા માંડો કે સ્વાર્થના કૂડકપટની શિલા તળે એને દાબો,—તો પણ બધાં તોડી, ફોડી, ભાંગી, ઉલટાવી, ઉથલાવી, એ રાક્ષસ જેવો ને તેવો બિહામણો ને બિહામણો

સામો ઊભો જ જાણવો. એ રાક્ષસે માણસ જાતને જે આ વિશ્વચક્રની ચક્કી ફેરવવા સોંપી છે તેમાંથી ઘણાક શોધ, ઘણાક ભવ્ય ચમત્કાર, ઘણાક ઉન્નત તર્ક, ઘણાક દ્રાવક ઉદ્ગાર, ઘણું ઘણું ઉદ્ભવ્યું છે —પણ તે બધાંના ઉપજાવનાર કોણ છે? એ ચક્કીના પડ વચ્ચે કોઈનો હાથ તો કોઈનો પગ, કોઈનું માથું તો કોઈનું શરીર, કોઈનું મન તો કોઈનું હૃદય, જ્યારે જ્યારે કચરાયલું ત્યારે ત્યારે તેમના અંગના રુધિરમાંથી, તે તે શોધ, તે તે ચમત્કાર, તે તે તર્ક, તે તે ઉદ્ગાર, ઉદ્ભવ્યાં છે; બાકી જેમણે આંખો મીચીને આંધા ને આંધા રહી એ ચક્કી ફેરવ્યા કરી છે તે તો ચક્કીને ખીલડે લટકીને ઊલટા જાતે ફેરવાયા છે, નિર્વેદને મથવા જતાં જાતે મથાયા છે, કયાંના કયા જઈ પડયા છે, ને આરોવીટી થઈ ગયા છે. જેમણે ઉઘાડી આંખે જાણી જોઈને નિર્વેદને જીતવા, તેને નવીનતા અર્પવા, તેને રસમય કરવા, પોતાનો ભોગ આપ્યો છે તેમનાં શોધ, ચમત્કાર, ઉદ્ગારાદિ આપણા ભવ્ય શાસ્ત્ર, ભવ્ય ધર્મ, ભવ્ય ચારિત્ર, ભવ્ય કાવ્ય, ભવ્ય ઊર્મિવિલાસરૂપે અમર રહી આજ પણ નિર્વેદના ઉપર કાંઇક ઢોળ ચઢાવવા જેટલી સામગ્રીનો દિલાસો માણસને આપી શકે છે; પણ જે ભોગ આપવાને બદલે નિર્વેદને વળગી રહી જીતવા માટે મથવા ગયા છે તે તો નીચ સ્વાર્થ, દુષ્ટ દુરાચાર, તિરસ્કારાર્હ નિર્ઘૃણતા, અને અગમ્ય અંધકારમાં જ, બીજી રીતે કહીએ તો ચોરી, લુચ્ચાઈ, લંપટતા, વ્યસન આદિમાં અટવાઈ મુવા છે." (સુ. ગ., પૃ. ૨૩૩–૩૪)

આ પરિચ્છેદમાં રહેલી કથનની ઉત્કટતા વગી નર્મદનું સ્મરણ કરાવે છે. નર્મદની માફક મણિલાલ પણ જનતાને સંબોધીને બોલતા હોય તેમ લખે છે. નર્મદની વ્યાખ્યાનશૈલીમાં જે સચ્ચાઈ, નિખાલસતા અને સચોટતા જોવામાં આવે છે તે મણિલાલની શૈલીમાં પણ છે. એમાં વાતચીતિયા ઢબની તળપદી ઉક્તિઓ અને વાકચરૂઢિઓનો

બહોળો ઉપયોગ નજરે પડે છે.* ક્વચિત્ ઉત્સાહી ઉપદેશકની ઉદ્બોધકતા† તો ક્વચિત્ કુશળ ધર્મપ્રચારકની શાંત સમજાવટ (persuasiveness)⧺ ક્વચિત્ હિતેચ્છુ શિક્ષકનો સંતાપ× તો ક્વચિત્ બળતા સ્નેહીના હૃદયદ્રવ્યનો ભવ્ય ઉદ્રેક, ÷ ક્વચિત્

---

* આના ઉદાહરણ તરીકે મણિલાલની આ ઉક્તિ પણ જોવા જેવી છે "તમારે જાગ્રત થવું જોઇએ, તમારા પાશ્ચાત્ય બંધુઓ તમને સહાય થવા ઇચ્છે છે તેમની સાથે મળવું જોઈએ, અને એમ સત્યના પ્રાસાદમાં મોભ નહિ તો વળી, વળી નહિ તો સળી પણ તમારાથી જે ઉમેરાય તે ઉમેરવું જોઇએ, કાઇ નહિ તો એ પ્રાસાદનું અતિ અતુલ ભારવાળું પથ્થરનું શિખર ચડાવવામા તમે એક લલકારી કરી 'હા ઉપાડો!' એમ કહેશો તો પણ બસ છે" ('અધ્યાત્મ મંડલ', સુ. ગ, પૃ. ૧૧૯)

† ઉ. ત. નીચેના વાકયો જુઓ "તર્કના તરંગને, આ બે બહેનોનું રૂપ વિચારી નવો પાનો ચડે છે તે કૂદી પડી આડો અવળો ઊંચો ઊચો ઊડતા ગમે તેમ વિચારે છે, લવે છે, ગોઠવે છે! આવો, આર્યો! ભાઇઓ બહેનો, તમે એ તરંગ ઉપર સવાર થશો? થાઓ થાઓ! તમારું, તમારા દેશનું, તમારા આત્માનું, તમારી પ્રજાનું બધાનું કલ્યાણ એમા જ છે." (સુ. ગ., પૃ. ૫૪૧)

⧺ દા. ત. આ વાકય જુઓ "અમે ધર્મને નામે તમને ભૂત વળગાડનારા નથી, તમને કૂવામાં નાખનારા નથી, કે તમને કેવળ બેવકુફાઇની વાતો બતાવી તમારી ઉમદા અકકલનો હલકો ઉપયોગ સૂચવવાના નથી" (સુ. ગ., પૃ ૩૬૭)

× ઉ. ત. આ શબ્દો જુઓ. "અહો વર્ણન! અહો યુક્તિ! આવી મહાપદવીએ ગયેલી સ્ત્રીઓ હાલ કયા છે? કયા ખૂણામા પડી છે, કયા સંતાઈ રહી છે, કાલના વિકરાળ ડાચાના કયા ગલેફામાં અથડાય છે, કયે દાંતે ચોંટી ગઈ છે?" (સુ ગ, પૃ ૩૧૨)

÷ તેનો દાખલો આ રહ્યો : "ગુજરાતી સદ્ગુણ શી આર્યબંધુમાં ફૂટ પડી, ગુર્જરીના સૌભાગ્યનો અસ્ત થયો, આર્યત્વનો ઉજેશ ઝાંખો થયો, ધીરજનો દૃઢ સ્તંભ ભાગી પડયો, ધર્મનું ધૂંસરું નમી ગયું, પ્રચંડ

કટ્ટર ટીકાખોરની તીક્ષ્ણ કટાક્ષવૃત્તિ * તો કવચિત્ સ્વજનની પરિચિતતા એમ પ્રસંગોપાત્ત વિવિધ ભાવભંગીઓ ધારણ કરતી મણિલાલની વાક્છટા વાચકના ચિત્ત ઉપર એક કમાયેલા વક્તાના વ્યક્તિત્વની છાપ અંકિત કરે છે.)

નર્મદના કરતાં મણિલાલની આ પ્રકારની શૈલીની વિશેષતા એ કે નર્મદની શૈલીમાં લાગણીનો ઉકળાટ પ્રગટ કરવા જતાં વિચારની વ્યવસ્થા રહેતી નથી, ઘણીવાર એમાં સ્વસ્થતા પણ દેખાતી નથી; ત્યારે મણિલાલની કથનરીતિ ઉત્કટ હોવા છતાં વિચારપૂર્ણ, વ્યવસ્થિત અને સ્વસ્થ હોય છે. એમા બુદ્ધિ અને અને હૃદયનો વિરલ સમન્વય માલૂમ પડે છે.| નર્મદમાં અણઘડ અને અવ્યવસ્થિત લાગતું ગુજરાતી ચિન્તનાત્મક ગદ્ય મણિલાલમાં સૌષ્ઠવ, શિષ્ટતા અને વ્યવસ્થિત તર્કબદ્ધતા ધારણ કરે છે./ઉ. ત., નીચેનો પરિચ્છેદ જુઓ :

"આનંદને વેદાન્તનું સાધ્ય માનવાને કોઈ કારણ સમજાતું નથી, આનંદ તો ક્ષણિક છે, વિષમ છે, એકરૂપ નથી, વ્યક્તિએ વ્યક્તિએ આનંદની વ્યાખ્યા જુદી જુદી થાય છે. એ આનંદને વેદાન્તના સાધ્યરૂપે શી રીતે કહી શકાય? આનંદની વ્યાખ્યા વ્યક્તિએ વ્યક્તિએ ભિન્ન હોવાથી તથા વેદાન્તના સાધ્યરૂપે

---

પ્રતાપનો તાપ મલિન થયો, એક વ્રતનું ઐકય ગયું, કે અમારી પ્રિય આર્યરત્નમાલાનો મધ્યમણિ કવિ નર્મદાશંકર લાલશંકર અમને તજી ગયો!" (સુ. ગ, પૃ ૩૫૪)

* તેનો એક નમૂનો આ રહ્યો "અંગ્રેજી નિશાળે ભણી આવેલા રૂખમણીબાઈને બુટ સ્ટોકિંગ ને પંખા વિના સુખ ન મળે; ને કૉલેજમાં પાસ થઇ આવેલો તેમનો ભાઇ અંગ્રેજી રીતભાત ન પાળી શકાયાથી મુંઝાઇને દુખ પામે એમાં ભણતરનો શો વાંક?" (સુ ગ, પૃ ૪૩૮)

આનંદને માનવાની ભૂલ થવાથી, ઘણાક વેદાન્તાનુયાયીના આચારવિચારોમાં નિરંકુશ સ્વાતંત્ર્ય, સ્વચ્છંદિતા, અને સામાન્ય લોકો જેને અનાચાર અને અનીતિ કહે તેવું દીઠામાં આવે છે. 'જો ઘડી ગઈ આનંદમેં જીવનકા ફલ સોય' એટલા એક ચરણને મુખે રાખી, પોતપોતાની સમજણ અનુસાર આનંદની ઘડી ભોગવવાનો યત્ન કરનારા પામરો પણ વેદાન્તી હોવાનો દાવો કરી વેદાન્તને દોષ ચઢાવવાનું નિમિત્ત થઈ જાય છે. 'કહા લંકપતિ લે ગયો, કહા કરન ગયો ખોય,' એ પ્રથમાર્ધને વિચારીએ તો જણાય કે રાવણે બહુ અભિમાન કરી ન્યાયે અન્યાયે પણ સંગ્રહ કર્યો તે તેની સાથે ન ગયો; કરણે અતિ દયા ધારણ કરી પરમ ઉદારતાથી સર્વસ્વનો વ્યય કર્યો તેમાં તેની પાસેથી કાંઈ ખૂટી ન ગયું :— જે આવવાનું તે પ્રયત્ન વિનાએ આવે છે ને જવાનું તે પ્રયત્ન વિનાએ જાય છે; ત્યારે પ્રાપ્ત કરવાના વિષયો સંબંધે કે જે જતા રહે છે તે વિષયો સબંધે, પ્રયત્નને વચમાં આણીને કલેષ કરવો કે ઉપજાવવો વ્યર્થ છે; લાભ હાનિ ઉભયમાં સમાન રહી મમતાના સૂત્રને વળગી, રાવણે જેમ પોતાને પ્રાપ્ત થતું કર્તવ્ય કર્યું કે કરણે પોતાને પ્રાપ્ત થતું કર્તવ્ય કર્યું તેમ કર્તવ્યમાત્રમાં આનંદવું, 'આનંદની ઘડી' તે જ ભૂત અને ભવિષ્યના અનુસંધાન વિના વર્તમાન ક્ષણ છે, અને વર્તમાનમાં જ જ્ઞાની વિચરે છે, માટે તે 'ઘડી'ને જીવનનું ફલ કહી છે. એવો કર્તવ્યમાત્રના વર્તમાન ક્ષણનો આનંદ તે જ જ્ઞાનીનું જીવન છે; એમ ન હોત તો હિરણ્યકશિપુ આદિની વૈરભક્તિથી પણ મોક્ષની પ્રાપ્તિ સંભવત નહિ. આ પ્રકારે 'આનંદ'ને સમજતાં પોતપોતાની રુચિ અનુસારના આનંદમાં વિહરવાને જ આનંદ માનવાનો જે માર્ગ તે વેદાન્તસિદ્ધાન્તથી પ્રતિકૂલ છે." (સુ. ગ., પૃ. ૧૬૯-૭૦)

નંદશંકર અને ગોવર્ધનરામના ગદ્યમાં દેખા દેતી ચિત્રાત્મકતા (Picturesqueness) વિવિધતા અને રંગીનતાનો મણિલાલના

ગદ્યમાં સદંતર અભાવ છે એમ તો નહિ, પણ તેમનું ગદ્ય ચિન્તનાત્મક હોઈ એ ગુણોને તેમાં ઓછો અવકાશ મળ્યો છે. મર્મને ઝડપથી ગ્રહી લઈને મણિલાલ તત્ત્વજ્ઞાનના અઘરા વિષયને હસ્તામલકવત્ સમજાવી શકે છે એ ઉપલા પરિચ્છેદ પરથી સ્પષ્ટ છે. તેમની નિરૂપણુપદ્ધતિ સરળ, શાસ્ત્રીય અને એકસૂત્રિત છે. તેમાં રહેલા ગૌરવ અને વિશદતાના ગુણો વક્તવ્યને સુગ્રાહ્ય ને અસરકારક બનાવે છે / 'નીતિ', 'કર્તવ્ય', 'આત્મજ્ઞાન', 'ધર્મબોધ', 'ઉચ્ચભાવનાધ્વંસ', 'ઉન્નત જીવન' એમ અનેક નિબંધોને આના દૃષ્ટાન્ત રૂપે ગણાવી શકાય

મણિલાલના ગદ્યની બીજી તરી આવતી વિશિષ્ટતા તેનો વેગ છે. વિષય ગમે તેટલો દુર્ગમ કે શાસ્ત્રીય હોય, પણ તેમની વાણીનો પ્રવાહ કદી મંદ પડતો નથી. લખતી વખતે વિચારો તેમના મગજમાં ઉભરાય છે એમ કહેવા કરતાં તેમના મગજમાં ઘણા વખતથી રમતા રહેલા વિચારોને દોડતી કલમે પ્રગટ કરવાનું જ સતત તેમનુ ધ્યેય રહ્યું છે એમ કહેવું તે વધારે સાચું છે> ગોવર્ધનરામ, નાનાલાલ, બળવંતરાય કે આનંદશંકર પૈકી આપણા કોઈ ચિન્તનશીલ લેખકની શૈલી આટલી વેગીલી બની શકી નથી. શ્રી મુનશીમાં એ વેગ જણાય છે, પણ તેમનામાં એટલી પર્યેષકતા નથી. ઘણીવાર વાણીના વેગમાં વિચાર પાતળો પડીને અદૃશ્ય થઈ જાય અને છેવટે નરી વાક્છટા જ રહે એવું પણ બને છે. મણિલાલના ગદ્યનો વેગ વાણીના કરતા વિશેષ અર્થનો-વિચારનો છે. 'लौकिकाना हि साधूना अर्थ वागनुवर्तते'—એ ભવભૂતિવાક્ય તેમની ગદ્યશૈલીને લાગુ પાડીશું ?

મણિલાલનુ ગદ્ય સંપૂર્ણ ગુજરાતી છટાવાળું છે. તેઓ પોતાની જરૂર મુજબ તળપદા તેમ સંસ્કૃતમય શબ્દોને વક્તવ્યના પ્રવાહમાં અનાયાસે ભેળવી દે છે, છતાં વાક્યનો ગુજરાતી મરોડ

કાયમ રહે છે. તેમની ભાષામાં નૈસર્ગિક છટા અને વળાંક હોય છે. તેમના વાક્પ્રવાહમા અલંકારો, અવતરણો, સમાસપ્રચુર પદાવલિ અને લાંબાં વાકયો આવે છે, પણ અનુભવના ગણુકાવાળી શુદ્ધ ગુજરાતી મરોડવાળી વાકયરચનામા બધુ એકરસ થઈને લખનારના વ્યક્તિત્વની દૃઢ મુદ્રાથી અંકિત, શિષ્ટ ગદ્યનુ રૂપ ધરણ કરે છે. તેમા મંદબુદ્ધિ વાચકની વિચારશક્તિને જાગ્રત કરવાનું બળ છે, પ્રતિપક્ષીના મતવ્યને ઝાંખું પાડે તેવું ઓજસ છે અને સાહિત્ય-રચના પિપાસુને તૃપ્ત કરે તેવો પ્રસાદગુણ છે.

ઘનતા, સૂત્રાત્મકતા અને અશિથિલ બંધ એ આ શૈલીમા પ્રાય. જોવા મળતા બીજા લક્ષણો છે. ઘનતાનો ગુણ ગોવર્ધનરામ અને ઠાકોરના ગદ્યમા પણ છે. પરંતુ એ બન્ને લેખકોની શૈલી પ્રમાણમા વિશેષ સંકુલ અને સભાનપણે યોજેલી માલૂમ પડે છે. ટૂકાં ટૂકાં વાકયોને એકબીજાની પડખે ગોઠવીને એક સમતોલ, લયવિનમન સાધતું મહાવાક્ય યોજવાની રીતિ પણ ગોવર્ધનરામ અને ઠાકોર પ્રયોજે છે. પણ બન્નેમાં એ લેખકની સંપ્રજ્ઞાતપણે સાધેલી કારીગરીરૂપ છે ત્યારે મણિલાલમાં સુદીર્ઘ વિચારવિસ્તાર કરતા વાકયોની હારમાળામાથી એક પ્રબંધ લયવાળુ વાકય કુદરતી રીતે ઊભું થાય છે. તેમા આયાસ નથી હોતો. એટલે વાચકને તેના આરોહ-અવરોહ સાથે ગતિ કરતા ખાસ શ્રમ પડતો નથી આ બધુ બતાવે છે કે મણિલાલનું ગદ્યપ્રભુત્વ સહજસિદ્ધ હતું

ગદ્યકાર મણિલાલની સફળતાનું મૂળ તેમણે સ્વીકારેલો ભાષાવિષયક સિદ્ધાન્ત છે. અખાની એક જ લીટીમા તેમણે પોતાનુ મતવ્ય સમજાવ્યુ છે: "ભાષાને શું વળગે ભૂર, રણમાં જે જીતે તે શૂર." વક્તવ્યને રજૂ કરવાના સાધનથી વિશેષ તેમણે ભાષાનુ મૂલ્ય આંકયુ નથી. 'ગૂજરાતના લેખકો' નામની લેખમાળા તેમણે આને અંગે લખી હતી. સુપ્રસિદ્ધ ગ્રથો અને લેખકો વિશે

ગમે તેવું વિવેચન કરીને નામના કમાવા નીકળેલા 'ક્ષુદ્ર લેખકો' ની ટીકા કરતાં તેમણે વાચકવર્ગની રુચિને યોગ્ય માર્ગે વાળવાના ઉદ્દેશથી પ્રેરાઈને, ગૂજરાતના લેખકોના ઉદ્ધત, વ્યાવહારિક, વિવેચક, અને પ્રાચીન એમ ચાર વર્ગ પાડ્યા હતા. નર્મદને ઉદ્ધત, દલપતરામને વ્યાવહારિક, નવલરામને વિવેચક અને મનઃસુખરામને પ્રાચીન પક્ષના અગ્રણી તરીકે ગણાવીને દરેક વર્ગની વિશિષ્ટતા અને ખામી તેમણે તારવી બતાવી છે. ઉદ્ધત પક્ષે વ્યાવહારિક પક્ષના કરતા ભાષાની વિશેષ સેવા કરી છે એમ બતાવતાં તેમણે "નર્મગદ્ય, કરણઘેલો, નર્મકવિતા તથા ગીરધરલાલ અને કરસનદાસના છૂટક લેખની સામે વનરાજ ચાવડો, ગર્ધવસેન કે દલપતકાવ્ય ટકી શકે એમ નથી જ" એવું વિધાન કર્યું હતું. એક તરફ તેમણે વ્યવહારપક્ષના–ખાસ કરીને હરગોવિન્દદાસ કાંટાવાળાના સાદી, ઘરગથ્થુ અને તળપદી ભાષાના આગ્રહની ટીકા કરી તો બીજી તરફ કેવળ સંસ્કૃત તત્સમ શબ્દો અને પંડિતિયા શૈલીના ઉપાસક પ્રાચીન પક્ષના–વિશેષતઃ મનઃસુખરામના ભાષાવિષયક વલણનો પણ વિરોધ કર્યો. આ પ્રામાણિક વિચારપ્રદર્શનનો પડઘો મનસુખરામ અને ઇચ્છારામ દેસાઈના મંડળમાં તેમ મહીપતરામ અને હરગોવિંદદાસના મંડળમાં પણ પડચો હતો. બીજા મંડળમાં એ અંગત ગીબત ને દ્વેષમાં પરિણમ્યો. આને અંગે મણિલાલ, હરગોવિંદદાસ અને રમણભાઈ લાંબા વિવાદમાં ઊતર્યા હતા. અહીં એ વિવાદનું પૂરું પૃથક્કરણ અપ્રસ્તુત છે. એમાંથી તરી આવતું મણિલાલનું ભાષાવિષયક દૃષ્ટિબિન્દુ જોઈએ તો તેમણે વ્યવહારપક્ષ તથા પ્રાચીનપક્ષના મંતવ્યની કરેલી ટીકા તત્ત્વતઃ વજૂદવાળી જણાય છે. કેવળ સાદી અને તળપદી ભાષાના આગ્રહીઓને ઉદ્દેશીને તેઓ કહે છે:

"એમને તો બધી વાતમાં "ભાષા" એ જ મુખ્ય વાત થઈ પડી છે. "દેશી" "સાદી" "ઘરગતુ" "તળબદી" એવી ભાષા એ જ પાંડિત્યનો સાર છે, એમ તેમનું માનવું છે; ને એ

માનવાએ જ આપણા ગૂજરાતીમાં વ્યર્થ લેખકોનો ઉભરાટ વધારી દેઈ, વાચક વર્ગને ભ્રમણામાં નાખી, વિચારબલને ક્ષીણ પાડી દીધું છે, એમ અમે માનીએ છીએ. વિચાર કઠિન હોય, મગજમાં સહેજે ન ઉતરે તેવો પણ હોય, અમુક વિચારે પહોંચવા માટે અમુક અધિકાર પ્રાપ્ત કરવો જોઈએ, એ વાત ઉપર તો તે લોકો લક્ષ જ આપતા નથી." *

ભાષા અઘરી હોતી નથી પણ વાચકના અધિકાર અનુસાર વિચાર અઘરો કે સહેલો લાગે છે એ મુદ્દા પર મણિલાલે અહીં ભાર મૂક્યો છે. પ્રાચીન પક્ષના અનુયાયીઓની તેમની નીચે આપેલી ટીકા જુદી રીતે એ જ મુદ્દાનું સમર્થન કરે છે :

"તે બિચારા એમ જ માને છે કે વક્તવ્ય ગમે તે હોય પણ સંસ્કૃત શબ્દો, ભારી વાક્યરચના, સારૂ શ્લેષાદિ ઉક્તિવૈચિત્ર્ય, સાધારણ શબ્દોથી ચાલે ત્યાં પણ ચાવળા ચાવળા સંસ્કૃત શબ્દો અને ટૂંકી વાક્યરચનાને બદલે વિસ્તારવાળી રચના ઈમારતમા આણી શકાય તો વિચારની અલ્પતા ચાલી જશે. બાણની કાદંબરીનું ભાષાન્તર પ્રસિદ્ધ થયા પછી આ વાતની વધારે વૃદ્ધિ થઈ છે, અને વ્યવહાર પક્ષ કરતા ઉલટી ભુલમાં કેટલાક લોકો પડતા ચાલ્યા છે. એ લોકો એમના જેવી શૈલી ન હોય તે લેખને સારો ગણતા નથી. વિચારને બાજુએ રાખી, સંસ્કૃતમય ભાષાને જ તે લોકો પણ પ્રાધાન્ય આપે છે, ને તેને જ પાંડિત્યની નિશાની માને છે..." †

આમ ચારે પક્ષોનો પરિચય આપ્યા પછી લેખક એક પાચમો 'યથાર્થ પક્ષ' ગણાવે છે. તેનો પરિચય પણ તેમના જ શબ્દોમાં લઈએ :

---

* સુ. ગ., પૃ. ૬૦૯

† એજન, પૃ. ૬૧૧

"ઉદ્ધત પક્ષવાળા વિચારને જે પ્રધાન્ય આપતા હતા તેનો તથા પ્રાચીન પક્ષવાળાના વિચારપ્રાધાન્ય અને ભાષાપ્રાધાન્ય ઉભયનો અને વિવેચક પક્ષના સાહિત્યભાવનાદિ પૂર્ણતાના વિચારનો, આ પક્ષે સ્વીકાર કરેલો છે, એટલુ જ નથી પણ વ્યવહારપક્ષના "ભાષાથી જ વિચાર દર્શાવી દેવાના" આગ્રહને તથા પ્રાચીન પક્ષના કેવળ સંસ્કૃતમયી ભાષા લખવી એ આગ્રહને યથાર્થ પક્ષવાળાએ થોડોક ઢીલો પાડ્યો છે. યથાર્થ પક્ષવાળાએ ટૂંકમા એવો નિયમ કર્યો છે કે વિષયને યથાર્થ રીતે યોગ્ય અધિકારીને ઉદ્દેશી સ્ફુટ કરી શકાય તે ઉપર મુખ્ય લક્ષ રાખી સહજ લખતા જે પારિભાષિક સંસ્કૃત કે અસંસ્કૃત કે દેશી ગમે તે ભાષા આવી જાય તે વાપરીને શુદ્ધ લેખ રચવા આ પક્ષમા વિચારનુ જ પ્રાધાન્ય છે, ને તે ઉપરથી જે ને યથાર્થ એ નામને પામવાને પાત્ર છે અંગ્રેજી કેળવણીનો ઊંચો સંસ્કાર પામી, સંસ્કૃત ફારસી આદિનું સારું અધ્યયન કરી, સર્વ વિદ્યા ની તુલના કરતા જે યોગ્ય યોગ્ય ફેરફારો લાગે તે કાવ્ય, કથા, વ્યાખ્યાન, આદિ વિષયોમા દાખલ કરવા, અને નવા નવા વિચારોનો પણ, જગતમાત્રના વિદ્વદ્વર્ગના નિત્ય આગળ વધતા વિચારાનુસાર, વાચકવર્ગને પરિચય કરાવવો એવો આ પક્ષનો ઉદ્દેશ છે."*

આ પક્ષના 'બીજારોપક' તરીકે કવિ નર્મદાશંકરનું નામ ઉલ્લેખીને તેમણે ગોવર્ધનરામ, નરસિંહરાવ, કેશવલાલ ધ્રુવ, હરિહર્ષદ ધ્રુવ, બાળાશંકર, રમણભાઈ તથા કાન્તને તેના અગ્રગણ્ય લેખકો તરીકે ગણાવ્યા છે. એમણે પોતાને પણ એજ પક્ષના અનુયાયી તરીકે ઓળખાવ્યા છે આ યથાર્થ પક્ષના વર્ણન દ્વારા મણિલાલે સમજાવેલો ભાષાવિષયક સિદ્ધાન્ત આજે પણ સ્વીકાર્ય છે. સુઘડ ગદ્યને માટે ઔચિત્ય અને વિષયક્ષમતાના આજે સર્વ-

* સુ ગ., પૃ ૬૬૧

માન્ય થયેલ ધોરણનો જ મણિલાલે અહીં પોતાની રીતે પુરસ્કાર કર્યો છે. તેમના ગદ્યમાં સાદી અને પ્રૌઢ, સરળ છતાં વિચારગર્ભ, તેમજ તળપદી અને સંસ્કૃતમય ભાષાનો વિલક્ષણ યોગ થયેલો જોવા મળે છે તેનો ખુલાસો પણ તેમનો આ યથાર્થપક્ષાનુરાગ કરી આપે છે.

મણિલાલના ગદ્યને આ મંતવ્યથી થોડું નુકસાન પણ થયું છે. તેમનામાં એને લીધે ભાષાને મઠારવાની બેપરવાઈ આવી ગઈ હતી. એકવાર કરેલું લખાણ ફરીથી વાંચવાનો પોતાને કંટાળો હતો એમ તો તેમણે પોતે જ કબૂલ્યું છે. આથી તેમની ભાષામાં અનેક ઠેકાણે શિથિલતા અને અશુદ્ધિ રહી જવા પામી છે. તેમના જેવા સંસ્કૃતજ્ઞ લેખકને ન છાજે તેવા સંસ્કૃત શબ્દોના ખોટા ઉપયોગ, ખોટી જોડણી અને જાતિ વચન આદિને લગતા અશુદ્ધ પ્રયોગો તેમનાં લખાણોમાં મોટા પ્રમાણમાં દેખાય છે. મણિલાલની સાહિત્યકૃતિઓનુ અવલોકન કરતી વખત આના કેટલાક દાખલાઓ આગલા પ્રકરણમાં નોંધેલા જ છે. શ્રી સંજાનાએ મણિલાલના ગદ્યમાંથી આવાં અનેક સ્થાનો તારવી બતાવીને અશુદ્ધ ગદ્ય લખવા બદલ તેમની ઠીક ખબર લીધી છે. * શ્રી સંજનાએ આપેલા દાખલાઓ પૈકી કેટલાકને દેખીતી છાપભૂલ ગણીએ તો પણ મોટા ભાગનાં સ્ખલનો સાચાં છે.

સૌથી પ્રથમ સંસ્કૃત શબ્દો અને સંસ્કૃતીકરણના તેમણે કરેલા કેટલાક પ્રયોગો જોઈએ. સંસ્કૃત શબ્દોને પોતાના વકતવ્યના પ્રવાહમાં ઝડપથી ભેળવી દેતી વખત ઉચ્ચારથી દોરવાઈ જઈને તેઓ કેટલાક શબ્દોની જોડણીને વિકૃત કરી દે છે. ‘સ્રષ્ટા’ અને ‘દ્રષ્ટા’ને બદલે તેઓ ‘સૃષ્ટા’ (સિ. સા., પૃ. ૫૨) અને ‘દૃષ્ટા’ (સિ. સા., પૃ. ૫૭) લખે છે. ‘ગ્રહણ’ને બદલે ‘ગૃહણ’ જેવા પ્રયોગ

* જુઓ તેમનું *'Studies in Gujarati Literature'*, પૃ. ૨૨૧-૨૨૩

તો અનેક ઠેકાણે છે; એટલું જ નહિ, પણ આકાશના 'ગ્રહ'નું સંપ્રસારણ કરીને તેમણે 'ગૃહ' બનાવ્યું છે! ('ન્યાયશાસ્ત્ર', પૃ ૫૪). બોલવાની ઢબે લખવા જતાં તેઓ સંસ્કૃત તત્સમ સમાસનો કેટલીક વાર કઢંગો ઉપયોગ કરે છે. 'તેની શ્રદ્ધા વગરનું જ્ઞાન' એમ કહેવા માટે 'તેવી શ્રદ્ધાહીન જ્ઞાન' (સુ. ગ., પૃ. ૯૭૮) એમ પ્રયોગ તેમણે કરેલો છે. સંસ્કૃતીકરણના કેટલાક પ્રયોગો પણ ટીકાપાત્ર છે. જેમકે, સંસ્કૃતમા 'સજાને પાત્ર' એ અર્થમાં 'દંડનીય' શબ્દ વપરાય છે. ગુજગાતીમાં દંડના અર્થમા આપણે 'શિક્ષા' શબ્દ વાપરીએ છીએ. તે પરથી મણિલાલ 'દંડ'ને સ્થાને 'શિક્ષા' શબ્દ મૂકીને તેનું 'શિક્ષણીય' એવું વિધ્યર્થ રૂપ બનાવે છે અને 'ચોર **શિક્ષણીય** છે' એમ લખે છે ('ન્યાયશાસ્ત્ર,' પૃ. ૯૫). 'જિજ્ઞાસા' શબ્દનો સામાન્ય અર્થ 'ઇચ્છા' એવો કરીને તેમણે 'જાણવાની જીજ્ઞાસા' ('ગુલાબસિંહ', પૃ. ૨૨૩) અને 'લખવાની જીજ્ઞાસા' (સુ. ગ.. પૃ. ૫૩) જેવા શિથિલ પ્રયોગો કરેલા છે.*

* ગુજરાતીમા તત્સમ શબ્દ 'પ્રતિદિન' 'દરરોજ' એવા અર્થમાં પ્રચલિત છે મણિલાલે 'પ્રતિ' ઉપસર્ગનો 'દરેક' એવા અર્થમાં બહોળો ઉપયોગ કરીને, શ્રી સંજાનાએ બતાવ્યું છે તેમ, 'પ્રતિસભાસદ', 'પ્રતિસૂર્યોદયે', 'પ્રતિગૃહમાં', 'પ્રતિપુસ્તક' એમ પુષ્કળ પ્રયોગો કરેલા છે. 'સુગંધ' 'રાજ્યતંત્ર' ઇત્યાદિ શબ્દોને પુલ્લિંગમાં અને 'જય' જેવા શબ્દોને નાન્યતર જાતિમા મૂકીને તેમણે ગોવર્ધનરામની માફક સંસ્કૃત તત્સમ શબ્દોને મૂળ જાતિમાં લખવાનું ધોરણ સ્વીકાર્યું હોય એમ જણાય છે. પણ પાછું 'પક્ષ' શબ્દને ગુજરાતી 'પાખ'ને અનુસરીને નારી જાતિમાં વાપર્યો છે! ઉપરાંત, 'પ્રબળ' શબ્દનો તેમણે કરેલો પ્રયોગ ધ્યાન ખેંચે છે ગુજરાતીમાં અત્યારે તેનો ઉપયોગ વિશેષણ તરીકે જ પ્રચલિત છે. મણિલાલે અનેક સ્થાને તેનો નામ તરીકે ('પ્રાબલ્ય' એવા અર્થમા) ઉપયોગ કરેલો છે. ગોવર્ધનરામે પણ એ શબ્દનો પ્રયોગ તે રીતે કરેલો છે દા. ત. "આ ઇચ્છાનું પ્રબળ માત્ર ચૈત્રી પડવો જોવાના કુતૂહલથી દબાઈ રહ્યું હતુ." (સરસ્વતીચંદ્ર, ભા. ૧, દસમી આ, પૃ ૧૮૧).

ઉતાવળમાં 'મહાદુર્ઘટ હાનિ', 'સ્વતસ્ત્વ', 'યુવતીઓ', 'અભ્યસવા' જેવા શ્રી સંજ્ઞાનાએ ઉલ્લેખેલ ઉપહસનીય શબ્દપ્રયોગ અને 'આ પ્રકૃત ગ્રંથને' (સુ. ગ, પૃ. ૮૨૭) તથા 'એમ છે માટે જ સનાતનત્વ પણ અર્થાત્ સિદ્ધ છે' (સુ ગ, પૃ. ૩૦૦), જેવા ચોખ્ખા પુનરુક્તિદોષવાળા પ્રયોગ પણ તેમણે કરેલા છે. વળી 'નીતિરીતિ' અને 'અનાદિસિદ્ધ' જેવા શબ્દોનો અતિશય ઉપયોગ તેમના લખાણમાં પ્રયોગદાસ્ય (mannerism) નો દોષ લાવે છે, જે રમણભાઈ તથા નરસિંહરાવને તેનો ઉપહાસ કરવા પ્રેરે છે.

તેમણે કરેલા તળપદા શબ્દોનો ઉપયોગ પણ કેટલીક વાર શિથિલ હોય છે. ઉ. ત. 'અભણ જેવી કવિતાઓ' (સુ. ગ, પૃ. ૯૦૮), 'દયાભર્યો બનાવ' (સુ. ગ., પૃ. ૯૪૬), 'આવા જોડાવાડાથી કાવ્ય થતુ નથી' (સુ. ગ., પૃ. ૯૫૫). વળી 'સંકુચિતતા'ને બદલે 'સંકોચાઈ' શબ્દની તેઓ 'સંકોચાય' એમ જોડણી કરે છે, (સુ. ગ., પૃ. ૭૬૦) 'સૂઝ'ની જોડણી 'સૂજ' કરે છે અને 'માટે' ના અર્થમાં વપરાતા 'સારુ' શબ્દની 'સારૂં' એવી જોડણી લગભગ નિયમરૂપે કરે છે. તેથી અર્થનો અનર્થ થઈ જાય છે. કેટલાક ગુજરાતીને અપરિચિત એવા અંગ્રેજીના અનુકરણરૂપ કૃત્રિમ પ્રયોગો પણ જોવા મળે છે. "આ લઘુ કાવ્ય અવલોકન કરતાં હર્ષ થાય છે." (સુ ગ., પૃ. ૮૩૩); "આ ગ્રંથ ભલામણ કરીએ છીએ" (સુ. ગ., પૃ. ૮૩૩); "આ ધોરણ ઇંગ્લંડમાં લોર્ડ એક્ન્સરીન્ડે અમલ કર્યું હતું" (સુ. ગ., પૃ. ૨૮૪) આ ત્રણે દાખલામાં મણિલાલની નજર આગળ અંગ્રેજી ક્રિયાપદો 'review' 'recommend' અને 'execute' હશે એટલે ગુજરાતી

---

પણ આ બધા પ્રયોગો વ્યાકરણની દૃષ્ટિએ અદુષ્ટ છે એટલું ધ્યાનમાં રાખવાની જરૂર છે.

પ્રયોગને આવશ્યક છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય એક વાક્યમાં માલૂમ પડતો નથી. "આપણે આપણને જ આશિર્વાદ દેવા જોઈએ" જેવું "we should thank ourselves"નું ભાષાંતરિયું રૂપ પણ તેમણે વાપર્યું છે. (સુ ગ., પૃ. ૭૫૮) 'આપ' ધાતુનું પ્રેરક રૂપ 'આપવવું' કરીને તેઓ "ઉત્તેજન આપવવાની આવશ્યકતા છે" ('મણિલાલની વિચારધારા', પૃ. ૧૦૮) એમ લખે છે. 'મોંમલકારાનો પાત્ર' (સુ. ગ., પૃ. ૨૧૧) 'તેને સમીપ જવાય' (સુ. ગ. પૃ. ૨૫૬) વગેરેમા વિભક્તિ પ્રત્યય ખોટી રીતે વપરાયેલ છે અને "વસ્તુવિન્યાસ અને ઉદ્દેશનું રેકેટન એ બે કરવામા ગ્રંથકર્તાએ કાંઈજ ચાતુર્ય વાપરી શકાયું નથી" (સુ. ગ., પૃ. ૯૦૩) જેવા દાખલાઓ શિથિલ વાક્યરચનાના નમૂનામાં વૃદ્ધિ કરે છે.

વ્યુત્પન્ન પંડિતનું માનસ ધરાવતા મણિલાલમાં આમ ભાષાના પ્રયોગમાં નરસિંહરાવ કે બળવંતરાયની ચોકસાઈ નથી. જેવી હાથ લાગી તેવી ભાષાને તેમણે પોતાના વક્તવ્યનો અર્થ સિદ્ધ કરવા પ્રયોજી છે. તેની પાછળ રહેલા તેમના વ્યક્તિત્વના બળથી હેતુ તો સર્યો. પણ સાહિત્યિક દૃષ્ટિએ વખણાયેલું ગદ્ય વ્યાકરણ-દૃષ્ટિએ નમળું રહી ગયું. આનું મોટું કારણ ઉતાવળ છે. તેમને પોતાના લખાણનું પુનરીક્ષણ કરવાનો વખત મળ્યો હોત તો ઉપર ગણાવેલ પૈકી અનેક ભૂલો સુધરી ગઈ હોત. પોતાના માસિકને માટે તેમ અન્યથા પોતાના લક્ષ્યની સાધનાની પ્રવૃત્તિ લેખે ઢગના-બંધ લેખો લખનાર અને લખતાં લખતાં જ અધવચથી દુનિયામાંથી વિદાય લેનાર મણિલાલનાં લખાણોમાં આવાં સ્થાનો રહી જવા પામે તેમાં આશ્ચર્ય નથી.

તેમણે પોતાના કામજોગા અનેક પારિભાષિક શબ્દો ઘડી લીધા હતા. 'Opera' માટે 'સંગીતનાટક,' 'Reality' માટે 'વસ્તુગતિ,' 'Progress' માટે 'સંવૃદ્ધિ', 'Fine Arts' માટે

'સાહિત્યકલા,' 'Active' માટે 'ચચન', 'Personification' માટે 'જીવારોપણ' એમ અનેક નવીન શબ્દો તેઓ પોતાના ખપપૂરતા ઘણુંખરુ પોતે વાચેલાં ભાષ્યોને આધારે યોજી લેતા હતા. શ્રી વિશ્વનાથ ભટ્ટે તૈયાર કરેલો 'પારિભાષિક કોશ' ઉથલાવનારને સમજાશે કે પારિભાષિક શબ્દોનો કેવડો મોટો ફાળો મણિલાલની પાસેથી ગુજરાતી ભાષાને અનાયાસે મળેલો છે. તેમણે પ્રયોજેલા શબ્દો પૈકી થોડાક રૂઢ થયા છે ને ઘણા રૂઢ થયા નથી તેમણે 'Occultism'ને 'ગુપ્તવિદ્યા' કહેવાને બદલે 'અધ્યાત્મવિદ્યા' કહી છે અને 'Psychic'ના અર્થમા 'આધ્યાત્મિક' શબ્દ વાપરેલ છે. આમ છતા, ખાસ કરીને તેમણે ઊભી કરેલી તર્કશાસ્ત્ર અને માનસશાસ્ત્રની પરિભાષા ગુજરાતીમા એ વિષયનુ અધ્યયન-અધ્યાપન કરનારને આજે પણ મદદગાર નીવડે તેવી છે. સમગ્ર રીતે જોતા, અનેક મર્યાદાઓ છતા, ગુજરાતી ગદ્યને શાસ્ત્રીય અને ચિન્તનાત્મક વિષયોની ચર્ચા માટે કેળવીને, અને પોતાના વ્યક્તિત્વથી અનુપ્રાણિત શૈલી ઊભી કરીને, મણિલાલ આપણે ત્યા એક પ્રભાવશાળી ગદ્યકારના પ્રતિષ્ઠાના અધિકારી બન્યા છે. આમ ન હોત તો આનદશંકર જેવા પીઢ અને સમદર્શી વિવેચક તેમની ગદ્યશૈલીનુ બળ અને ઓજસ વખાણત નહિ * અને પ્રો. ઠાકોર જેવા સમર્થ ગદ્યકાર તેમને પોતાના એક ગદ્યગુરુનું માનવંતું સ્થાન આપત નહિ †

* જુઓ સાહિત્યવિચાર' (બીજી આ), પૃ ૩૭-૩૮

† જુઓ 'વિવિધ વ્યાખ્યાનો,' ગુચ્છ બીજો, વિભાગ પહેલો, પૃ ૬૩

## પ્રકરણ છઠ્ઠું

# કવિ મણિલાલ

" મુખે અદ્વૈત ઉચ્ચારી લહી મનથી પૂરું કીસ્મત !
કવિતા આ બકાવાનું કર્યું શે દ્વૈત તેં કીસ્મત !"

[ગદ્ય લેખોના પ્રમાણમાં મણિલાલની કાવ્યકૃતિઓની સંખ્યા ઘણી ઓછી છે. કાવ્યસર્જન તેમની મુખ્ય માહિત્યિક પ્રવૃત્તિ નહોતી. બીજી પ્રવૃત્તિમાંથી મળેલા અવકાશમાં છ બાર મહિને 'કોઈ ઉગ્ર અને હૃદયરોધક અનુભવના પરિણામ રૂપે' પોતાને કાવ્ય સ્ફુરતું એમ તેમણે 'પ્રેમજીવન'ની પ્રસ્તાવનામાં કહેલું છે તે પરથી, તેમજ તેમની કિશોરવયની બાળાશંકરના સંસર્ગને લગતી હકીકત પરથી કહી શકાય કે કવિતા મણિલાલને માટે અંગત ઊર્મિ-આવિષ્કરણનું સાધન હતી. પોતાની કાવ્યકૃતિઓને તેમણે 'પદ્યો' તરીકે ઓળખાવી છે તેમાં કવિતાને તેમણે પોતાની ગંભીર પ્રવૃત્તિ લેખી નથી એમ સમજાય છે. 'આત્મનિમજ્જન'માંના કાવ્યો તેમનાં જીવનનાં સત્તર-અઢાર વર્ષના 'આત્મવિકાસનો ક્રમ' દર્શાવે છે. આ કાવ્યો થોડાં છે, પણ મણિલાલની કવિત્વશક્તિની સુદૃઢ છાપ પાડે છે.]

સૌપહેલાં આ કાવ્યોનો એકંદર જથ્થો કેટલો છે તે જોઈએ. ૧૮૮૦-'૮૭ દરમ્યાન રચેલાં 'પ્રેમજીવન'નાં અગિયાર કાવ્યો; તે પછીનાં ચાર-પાંચ વરસમા લખેલાં 'અભેદોર્મિ'નાં બીજાં અગિયાર; આમા 'મિશ્રધ્વનિ' શીર્ષક નીચેનાં પંદર, 'જવનિકા'નાં બે અને એક 'ઉપહાર'નું ઉમેરીને 'આત્મનિમજ્જન' નામનો કુલ ચાળીસ કાવ્યોનો સંગ્રહ મણિલાલે ૧૮૯૫ માં પ્રગટ કર્યો હતો. ૧૮૯૫ થી ૧૮૯૮ દરમ્યાન તેમણે લખેલાં બીજાં પાંચ કાવ્યો

'આત્મનિમજ્જન'ની બીજી આવૃત્તિ ૧૯૧૪ મા પ્રસિદ્ધ થયેલી તેમાં સામેલ કરવામા આવ્યા છે આમ, 'આત્મનિમજ્જન'મા આજે કુલ્લે પિસ્તાળીસ કૃતિઓ સગૃહીત થયેલી છે મણિલાલના હસ્તાક્ષરવાળી નાનકડી કાવ્યપોથી ગુ વિ સભાના ગ્રથાલયમાં છે તેને 'આત્મનિમજ્જન' સાથે સરખાવી જોતા આઠ * કાવ્યો એવા નીકળે છે, જે અદ્યાપિ અપ્રગટ છે. આમ અઢાર વરસના ગાળામા મણિલાલે કુલ્લે ત્રેપન કાવ્યો છૂટક છૂટક લખેલા માલૂમ પડે છે આમા 'શિક્ષાશતક'નો નાનકડો સગ્રહ અને 'કાન્તા' તથા 'નૃસિહાવતાર'મા મૂકેલા કાવ્યો ઉમેરીએ એટલે મણિલાલના કાવ્યોનો સપૂર્ણ જથ્થો ગણાઈ ગયો મણિલાલની કાવ્યકૃતિઓની સખ્યા આમ ઝાઝી નથી પણ બધી રચનાઓને લક્ષમા લઈએ તો તે ઉપેક્ષણીય પણ નહિ જ ગણાય

મણિલાલની કવિતામા વિષયનુ વૈવિધ્ય નથી તેટલું પદ્ય રચનાનુ છે દલપતશૈલીના દોહરા–ચોપાઈથી માંડીને અદ્યતન ગણાતા પૃથ્વી છદ પર્યન્તના, તેમજ એક તરફ ફારસી ગઝલો અને બીજી તરફ દેશી ભજનોના ઢાળવાળા પદો એમ ભિન્ન ભિન્ન પ્રકારના કાવ્યો મણિલાલે લખેલા છે. તેમને કાવ્યલેખનનો શોખ લગાડનાર દલપતશિષ્ય બાળાશકર હતા કિશોરવયમા નર્મદ–દલપતની તુલનામા દલપતરામ અને તેમની શૈલી માટે મણિલાલને પક્ષપાત હતો તે અગાઉ કહેવાઈ ગયુ છે ૮/દલપત-રીતિના બોધક જોડકણાથી તેમણે કાવ્યલેખનનો પ્રારભ કર્યો

* આ આઠે ગેય પદો છે (૧) 'છાને દુષ્ટ શુ હુ રડું કૈં'ય નિર્મળ નેહને,' (૨) 'ઉભરાય ઉમગ તરગ', (૩) 'ભાનુ તપ્યો નભમા , (૪) 'મેહુલા ! શુ રહી ! મીઠુ જલ હાવા રસભર છાટ ', (૫) 'અચાનક આવડી આ શી કાળજડામા લાગી લ્હાય !', (૬) 'આવી ન આજ તક રે પતીયા એ યારની ', (૭) 'રેન કટે ન સખીયા ' અને (૮) લાગે શુ રતિરસ (જેણે) પ્રેમમા નેમ ધર્યો '

હતો. શાળામાં ભણતાં ભણતાં કરેલા કાવ્યવિનોદની 'શિક્ષાશતક' નામની ૨૭ પાનાંની ચોપડી 'એક વિદ્યાર્થી'ના નામથી મણિલાલે બહાર પાડી હતી અને તે બાળાશંકરને પ્રેમપૂર્વક અર્પણ કરી હતી. આ 'શિક્ષાશતક'માં સજ્જન, દુર્જન, સંપ, ગર્વ, ધૈર્ય, ધન, વિદ્યા, વિનય, કાળ, જગત, કૃપણ ઇત્યાદિ પચાસેક પરચુરણ વિષયો પર ૧૦૧ બોધક કડીઓ મૂકવામાં આવેલી છે. એમાં સંસ્કૃત સુભાષિતોમાંથી લીધેલા વિચારો છે. વળી એમાં મોટે ભાગે કવિત છંદનો ઉપયોગ થયેલો છે, જો કે વચ્ચે વચ્ચે વસંતતિલકા અને શાર્દૂલવિક્રીડિત જેવા અક્ષરમેળ વૃત્તો પણ યોજેલા છે. એક કડીમાં સિદ્ધાન્તનું સ્થાપન કરીને બીજી જુદા જ છંદમા મૂકેલી કડીમાં ઘણુંખરું તેનું દૃષ્ટાન્ત મૂકવાની રીત તેમણે 'શિક્ષાશતક'માં અખત્યાર કરેલી છે. ઉ. ત. નીચેની કર્મવિષયક બે કડીઓ જુઓ :

"કહે વૈદ્ય છે કફ થયો વળી પિત્ત રોગ,
કહે જોશી રાહુ નડતો અતિ કષ્ટ યોગ,
ભુવા વદે વળગી ઝાંપડી છે જ અંગે,
હું ભાખું સર્વ નીપજે કરણી પ્રસંગે.—૭૯

રાત સમે મુષક કરતાં ભક્ષ તણી શોધ,
દેખી એક કંડીઓ ને ચીતમાં ખુશી થયો,
કાપી કંડીઓ ને ખાવા ભક્ષ જેવો માંય ગયો,
સાપ તેને ચટ દેઈ પેટમાં ગળી ગયો;

ખાવાનું કશું ન મળ્યું, જીવ નિજ ખોયો અંતે,
કરમ થકી કહોને ઉદ્યમ કેવો ચઢયો;
કરમ વિના ન કદી ઉદ્યમ ફળિત થાય,
ખોળો ખાડ મોટો જઈ એક તોય ના જડ્યો.— ૮૦"

('શિક્ષાશતક', પૃ. ૨૨-૨૩)

અહીં ભાષા અને છંદની વિદ્યાર્થી મણિલાલની પ્રાયોગિક કસરત સિવાય કલ્પનાની મૌલિક ચમક કે વિચારનાવીન્ય નથી ; શિષ્ટતા, બોધકતા, હાસ્ય, છંદશુદ્ધિ, ભાષાની ઝડઝમક અને વ્યવહારજ્ઞાન આદિ દલપતશૈલીનાં લક્ષણોનું મણિલાલે ગજા પ્રમાણે 'શિક્ષાશતક'માં અનુસરણ કર્યું છે.]

વિદ્યાર્થી'વસ્થામા કરેલી ભાષા અને છંદની કસરતથી મણિલાલને એ બન્ને અંગો ઉપર કેવો દૃઢ હાથ બેસી ગયો હતો તે કૉલેજકાળમા 'તૂટેલી દોસ્તી' નામના પારસીશાઈ કાવ્યના તેમણે કરેલા શિષ્ટ રૂપાન્તરના દાખલા પરથી સમજાય છે.*
'કાન્તા'ની રચનાએ તેમજ 'માલતીમાધવ' અને 'ઉત્તરરામચરિત'ના ભાષાન્તરોએ તેમની કવિત્વશૈલીને મઠારવામા મદદ કરી. વખત જતા અંગ્રેજી કવિતાના પરિશીલને, નર્મદના સંસર્ગે અને સ્વતંત્ર રીતે ખીલતી જતી તત્ત્વદષ્ટિએ તેમની કાવ્યભાવનાને વિકસાવી હતી. તેમનો કાવ્યાદર્શ નીચેની પંક્તિઓમા કેવી સુંદર રીતે વ્યક્ત થયો છે!:

"કાવ્ય – કવિતા – એ જ આપણા સ્થૂનમાં સ્થૂલ ભાવોનો સૂક્ષ્મમાં સૂક્ષ્મ રસ છે. આપણી વૃત્તિનું વિશોધન કરનાર અગ્નિ છે, આપણા ભાવને ઉત્તમતાએ ઉરાડનાર પાંખ છે, ભૂત અને ભવિષ્યને વર્તમાનમાં આણી મૂકનાર અંજન છે"

('અભેદોર્મિ'ની પ્રસ્તાવનામાથી)

આને પરિણામે બાહ્ય વર્ણનોમા રાચતી, શબ્દ-ચમત્કૃતિવાળી દલપતશૈલીની કવિતાના તે વિરોધી થઈ પડ્યા અને નર્મદે બોધેલા ઊર્મિવાદનો તેમજ ઉચ્ચીકરણના સિધ્ધાન્તનો તેમણે પુરસ્કાર કર્યો 'ભાવનામાં આનંદતા આત્માના ઉદ્ગારરૂપ કવિતા'માં તેમણે સંગીતની અનિવાર્ય આવશ્યકતા સ્વીકારી હતી તે આગલા

* આ પ્રસંગની વિગતો માટે જુઓ 'સ્મરણમુકુર', પૃ. ૨૧૭-૨૧૯ (પહેલી આવૃત્તિ)

પ્રકરણમા કહેવાઈ ગયુ છે. આની સાથે સાથે જીવનનો અનુભવ પણ ચાલુ જ હતો. ધર્મ અને પ્રેમ તેમના જીવનના મુખ્ય લક્ષ્યબિન્દુઓ બન્યાં હતા. તત્ત્વજિજ્ઞાસાએ તેમ સ્ત્રીસંગ ને મિત્રપ્રેમના રંગીલા અનુભવે તેમના હૃદયમા ઉત્કટ ઊર્મિસંચલનો પેદા કર્યા હતા, જેનો વખતોવખત કાવ્યોદ્ગાર રૂપે આવિષ્કાર થતો રહ્યો હતો. પ્રેમનાં તથા અધ્યાત્મના કાવ્યો મણિલાલ પાસેથી ગુજરાતી સાહિત્યને પ્રાપ્ત થતા ગયાં તે આ રીતે

આમ ખીલતી જતી તેમની સર્જન-પ્રવૃત્તિનો મુખ્ય સ્રોત 'આત્મનિમજ્જન' છે. ''બાહ્ય વિશ્વના પ્રહારોથી કે મોહમય આવેગોથી જ્યારે બુધ્ધિ અકળાઈ જાય છે ત્યારે આત્મનિમજ્જનમા શાન્તિ અનુભવે છે, ને કવચિત્ એ શાન્તિમા પૂર્ણ નિમગ્ન થઈ એકાદ આલાપ કરી લે છે''—એમ તેમણે પોતાના આ સર્જન-વ્યાપાર વિશે ખુલાસો કર્યો છે તે પરથી સ્પષ્ટ સમજાય છે કે તેમની કવિતાના મૂળમા મોટે ભાગે તેમના ખાનગી જીવનના તીવ્ર, આઘાતજનક અનુભવો રહેલા છે. આને અંગે નિખાલસ કબૂલત તેમણે આત્મકથામા કરેલી છે 'શા રસ પર ગુલતાન દિવાની', 'અચાનક આવડી આ શી કાળજડામા લાગી લ્હાય?' અને 'ભજન કર અકલ અચલ ગુરુધરકા' — તેમજ 'આવી ન આજ તક પતીયા', 'દગ રસમગ મોરે દિલ છાઈ રહી', 'પ્રેમમા નેમ ધર્યો' તથા 'આખ ભર્યે શુ થાય હડીલી?' એ કૃતિઓ તેમની મુબઈ ખાતેની પ્રેમિકાને ઉદ્દેશીને લખાયેલી છે વળી તેમની સુપ્રસિદ્ધ ગઝલો 'અહા! હુ એકલો દુનિયા બિયાબામા સુનો ભટકુ', 'કહી તું જાય છે દોરી', 'યારી મરતોની', 'આ જામે ઇશ્કમાં' વગેરે, 'જવા દે પ્યારી' વાળી લાવણી અને 'એવુ બતાવે કોઈ આજ' એ ગરબી પોતે પોતાના શિષ્યયુગલ સાથેના સબધને અગે લખેલી

હોવાનું તેમણે સ્પષ્ટ કબૂલ્યું છે * છેલ્લે નિર્દેશેલાં છસાત કાવ્યો તો તેમણે અભેદમા શરીરસબધ પાપકર્તા નથી એમ પોતાના શિષ્યદપતીને સમજાવવા માટે જ લખ્યા હતા' પ્રેમ મણિલાલના કવનનો એક માત્ર વિષય છે જ્ઞાન એટલે કે અદ્વૈતસાક્ષાત્કારના પર્યાય રૂપે તેમણે 'પ્રેમ' શબ્દ તેમની તત્ત્વચર્ચામાં વાપર્યો છે. તેનો લાભ લઈને તેમણે પોતાના કાવ્યના ભાષ્યમા એ શબ્દનો અર્થ 'અભેદ' કર્યો છે તેમના જીવનનો 'હૃદયરોધક' અનુભવ અન્ત પ્રેરિત કાવ્યોદ્ગાર રૂપે પ્રગટ થઈને કલાક્ષમ સ્વરૂપ ધારણ કરે છે એમા જ એ અનુભવ અને તેની અભિવ્યક્તિનુ સાર્થક્ય છે મણિલાલે આ સ્વાનુભવરસિક કાવ્યોને પ્રગટ કરતી વખતે તેમા રહેલા આત્મલક્ષી તત્ત્વને વ્યાપક રૂપ આપીને કે પછી કવિતાને પણ પોતાના જીવનધ્યેયના સાધન રૂપે બળાત્કારે જોતરવાના ઉદ્દેશથી પ્રેરાઈને, દરેક કાવ્યની પાછળ આજ સુધીમા કોઈ ગુજરાતી કવિએ નહિ મૂકી હોય એટલી લાંબી ટીકા મૂકેલી છે. પોતાને થયેલા સ્થૂળ પ્રેમના સવેદનને તેમણે સૂરી સ્વાપ્નમા વ્યક્ત કરેલ છે, જ્યારે તેનુ ભાષ્ય તેમણે વેદાન્તની પરિભાષામા અધ્યાત્મદષ્ટિએ કરેલુ છે। વેદાન્ત ધર્મના 'મિશનરી' મણિલાલનો કવિતા ઉપર આ અત્યાચાર જ છે 'અદ્વૈત વેદાન્તને તેના શુદ્ધ રૂપે સ્પષ્ટ કરવાને અર્થે, મે પ્રેમજીવન એ લેખ યોજ્યો હતો' એમ તેમણે કહ્યુ છે ત 'પ્રેમજીવન'ના કાવ્યોને નહિ, પણ તેની પાછળ મૂકેલા વિસ્તૃત ભાષ્યને લાગુ પડે છે તેમણે 'પ્રેમજીવન'ના અગિયાર કાવ્યોની સાથે 'અભેદોર્મિ'નાં અગિયારની સામાન્ય તુલના કરીને 'અભેદોર્મિ'માની પ્રત્યેક કૃતિને 'પ્રેમજીવન'ના દરેક કાવ્યના 'પરમોત્કર્ષ' રૂપે બતાવવાનો પ્રયત્ન કર્યો છે તે કૃત્રિમ છે * 'અભેદોર્મિ'ની ગઝલોને 'વૈરાગ્યોર્મિ,' 'કષાયોર્મિ,'

* આને અગે વિશેષ વિગતો આ લેખકના હવે પછી પ્રગટ થનાર મણિલાલ નભુભાઈ, જીવનરગ'એ પુસ્તકમા આપવાની ધારણા છે.

* 'આત્મનિમજ્જન', બીજી આ, પૃ ૫૭-૫૮

'વિક્ષેપોર્મિ' એ ક્રમમાં ગોઠવીને અદ્વૈતસાક્ષાત્કાર માટે વાસનાક્ષયનો ક્રમ દોરી આપવાનો તેમણે ભાષ્યમાં પ્રયત્ન કર્યો છે તે પણ દૂરાકૃષ્ટ છે. ટીકા વાંચે નહિ ત્યાંસુધી વાચકને સૂઝે નહિ તેવો અર્થ મણિલાલે પોતાનાં અન્યથા સ્પષ્ટ અને ઉત્કટ ભાવાભિવ્યક્તિ કરતાં કાવ્યો ઉપર ઠોકી બેસાડીને તેની કવિતા તરીકેની મસ્તી, તાજગી અને સુંદરતાને ભારે હાનિ પહોંચાડી છે. ઉ. ત. 'ખતમ્ અય દર્દેદિલ! થૈ જા, ન તારું કોઈ છે અહીંયાં' એ ગઝલની લીટીમાં તેમણે 'દર્દેદિલ'નો અર્થ 'વાસના' કરીને વિવેકી જન વાસનાને ખતમ થઈ જવાનું કહેતો હોય તેમ આખી ગઝલનો અર્થ કર્યો છે. માનવ પ્રેમિકાને ઉદ્દેશીને લખાયેલી 'જવા દે પ્યારી, કસી કસી કસી, ફરી ફરી ફરી, ન બાંધ બંધન,' એ લાવણીની પંક્તિઓ પણ એ જ રીતે ચિત્તવિક્ષેપ કરતી વાસનાને લાગુ પાડી છે. પરાઙ્મુખ થયેલી સ્ત્રીને ઉદ્દેશીને ટપકા રૂપે લખેલી 'આંખ ભર્યે શું થાય, હઠીલી, આંખ ભર્યે શું થાય?' વગેરે પંક્તિઓ તમોગુણજન્ય માયાના તિરસ્કાર રૂપે અને એવા જ પ્રસંગે લખેલી 'શા રસ પર ગુલતાન' ઈ. લીટીઓ બુદ્ધિના ચાંચલ્ય રૂપે તેમણે ઘટાવી છે! આ ઉપરથી કાવ્યની ભીતરમાં રહેલા અંગત અનુભવને છાવરવાનો કવિ પ્રયત્ન કરતા હોય એવો ભાસ થાય છે. અથવા, કહો કે વૈયક્તિક અનુભવ ઉપરથી સાધારણીકરણ કરવાનો તેમનો આ વિલક્ષણ પ્રયાસ છે. નહિ તો, જે કાવ્યો તેમના અભેદ ફિલસૂફીના તૈયાર ખોખામાં બેસી શકે એવાં નહોતાં તેને નોંધપોથીમાં જ તેઓ શા સારુ આજ લગી દટાઈ રહેવા દેત? આ કાવ્યો અસંદિગ્ધપણે તેમની સ્વાનુભવનીતરતી રસભરી પ્રેમકેલિનું વર્ણન કરે છે. દા. ત. પહેલા જ પ્રેમાનુભવે નીકળેલા આ ઉદ્‌ગારો જુઓ:

"અચાનક આવડી આ શી લાગી કાળજડામાં લ્હાય?
કાળજ કોમલ કળી કરમાયે,
હાય! દેખી તે કેમ ખમાય?—અચાનક૦

નયન મીચી મુડી રાખ દબાવી,
બાળી બાળીને શું રહી શરમાય?—અચાનક૦
હૃદય હૃદય કરી એક રસિલી,
પ્રેમ અમૃત પ્રેમથી પાય—અચાનક૦
પ્રેમમણિ મૃદુ પ્રેમઝલકમા,
ભેદભાવ તે વ્યર્થ જણાય—અચાનક૦" *

એ જ રીતે

"મેહૂલી! શું રહી? મીઠુ જલ હાવા રસભર છાટ,
પ્રથમ દીઠી રસભર મદમાતી,
પડી હૃદયહૃદયની ગાઠ — મેહૂલી૦" *

વગેરે પંક્તિઓ જુઓ. અથવા તો,

"જાણે શું રતિરસ (જેણે) પ્રેમમાં નેમ ધર્યો!
ભજન કર્યું નિત તાન ન લાગ્યું
નેહ કર્યો ન કર્યો રે — જાણે૦" *

ઇત્યાદિ ઉદ્ગારોમા પ્રતીત થતી તેમની રતિસુખની ઝખના જુઓ આ બધુ વેદાન્તના કયા અગમાં બધ બેસી શકે એમ છે? ૧૮૮૦ થી ૧૮૯૧ ના ગાળામા લખેલાં આ આઠ કાવ્યો મણિલાલે 'આત્મનિમજ્જન'મા સામેલ કર્યાં નહિ તે જ બતાવી આપે છે કે આત્માભિવ્યક્તિના સાધન તરીકે જેનો આશ્રય લીધો હતો તે કવિતાને પણ પોતાના તત્ત્વવિચારના પ્રચારનું કૃત્રિમ સાધન બનાવવાની તેમની દાનત હતી. કાવ્યસર્જન પોતે જ એવો અજબ ઊર્ધ્વીકરણનો વ્યાપાર છે કે ગમે તેવો સ્થૂળ અનુભવ પણ કાવ્યકુંડે રસાતા તેમાંથી અગત, સકુચિત, પ્રાકૃત તત્ત્વો ગળી જાય છે ને સર્વભોગ્ય રસસ્વરૂપ ધારણ કરે છે. આનો તેમજ કાવ્ય કાવ્ય તરીકે આનંદ આપે એમા જ તેની સાર્થકતા છે એ સિદ્ધાન્તનો ખ્યાલ મણિલાલને પોતાનાં કાવ્યો પ્રગટ કરતી વખતે આવ્યો હોત, તો

* મણિલાલની હસ્તલિખિત કાવ્યપોથીમાથી

કવિતાના કોમળ અંગ ઉપર વેદાન્તનો ઘટાટોપ બેસાડતાં તેઓ અવશ્ય અચકાત.

બાળાશંકરના સંસર્ગથી તેમને ફારસી કવિતાનો શોખ લાગ્યો હતો. મસ્ત પ્રેમાલાપો ગાવામાં તેમજ તેમાંથી પોતાને ઇષ્ટ વિચારતત્ત્વને ફલિત કરી બતાવવામાં તેમને સૂફીવાદી પરિભાષાવાળી ગઝલો સારી પેઠે સહાયભૂત નીવડી છે. મણિલાલના અને સૂફીઓના પ્રેમવિચારમા સામ્ય છે. સૂફીઓ જેમ ઇશ્કે મિજાજી (પાર્થિવ પ્રેમ)ને ઇશ્કે હકીકી(દિવ્ય પ્રેમ)ની સીડી સમજે છે, તેમ મણિલાલ પણ સ્થૂળ પ્રેમસંબંધને સૂક્ષ્મ અભેદસંબંધ સાધવાનો માર્ગ ગણતા હતા. વ્યક્તિ તરફનો પ્રેમ સામાન્ય નહિ, પણ અલૌકિક હોય તો તે આધ્યાત્મિક પ્રેમના સાક્ષાત્કારમાં સહાયભૂત થાય છે એમ સૂફીઓની માફક મણિલાલનું પણ દૃઢ મંતવ્ય હતું. વળી મનસૂરનો 'અનલ હક' એ ઉદ્‌ગાર વેદાન્તના 'अहं ब्रह्मास्मि'ની નજીક છે. 'સનમ' 'દર્દ' 'દિલબર' 'ઇશ્કે હકીકી' 'જામે ઇશ્ક' ઇત્યાદિ સૂફી પરિભાષાના શબ્દો તેમનાં કાવ્યોને સૂફી પ્રેમનો ઓપ આપવા જાય છે. પણ તેમની ઘણીખરી ગઝલો સૂફી સ્વાંગ ધરાવતી હોવા છતાં તેમાંથી સૂફીવાદી અર્થ હંમેશ ફલિત થતો નથી. 'કપાયોમિ' જેવી ગઝલમાં આશક કે પ્રેમ એવો 'દર્દદિલ'નો અર્થ લઈને તેને ઉદ્દેશવાને બદલે વાસનાને ઉદ્દેશી છે તે આપણે જોયું. વળી 'વિક્ષેપોર્મિ'માં "કહે તું સાચું થઈ છું ધન ધન" એવો ઉદ્‌ગાર છે તે સૂફી કવિના મુખમાં કદી શોભે નહિ, કારણ, તેમની સનમ 'હું ધન્ય થઈ છું' એમ કદી કહે કે એ એમ કહે તે સૂફી ઇચ્છે તે તેમની પ્રેમભાવનાથી વિરુદ્ધ છે. જો કે 'યારી મસ્તોની' 'દેખે કહાં તે માહે નૂર' અને 'અમર આશા' જેવી ગઝલોમાંથી સૂફી અર્થ પણ સહેલાઈથી સ્ફુરે છે, તેમ છતાં ઘણા દાખલાઓમાં મણિલાલે સૂફી પરિભાષામાં પોતાને ઇષ્ટ અર્થ ભરીને વેદાન્તોપદેશનો સ્વહેતુ જ સાધ્યો છે. કાવ્યમાં રણકતા અનુભવને

સુસંગત હોય તેવો અર્થ જ તેને રસપોષક નીવડે છે, પછી તે વાચ્યાર્થ હો કે વ્યંગ્યાર્થ. મણિલાલના ભાષ્યને એક બાજુએ રાખીને તેમની ગઝલો વાંચતા તેમાંથી પ્રગટ થતી ઈશ્કની ખૂબી, મસ્તી, અને વેદનાનાં સંવેદનો વાચકને તત્કાળ સીધી અસર કરે છે તેમાં જ તે તે કૃતિઓનુ કાવ્યત્વ રહેલું છે. મણિલાલે બારેક ગઝલો લખેલી છે. તેમાં તેમને પ્રેમમાં મળેલી નિરાશાનું તેમ સાચા પ્રેમની ઝંખનાનુ તાદૃશ નિરૂપણ કરતી 'અહા! હું એકલો દુનિયાં-બિયાબાંમાં સુનો ભટકુ ' અને વ્યવહારમા સુખ-દુઃખ, આનંદ-કલેશાદિ પરસ્પર વિરુદ્ધ અનુભવોની વચ્ચે ગોથાં ખવરાવતા કીસ્મતને ઉદ્દેશીને લખેલી ' કહીં તુ જાય છે દોરી દગાબાજી કરી કીસ્મત' અને જામે ઈશ્કમા પોતે ડૂબી ગયાનો તેમનો અનુભવ વર્ણવતી 'આ જામે ઇશ્કમાં ખુબી ભરી કહી કહી,' ઇશ્કબાજીમાં ફનાગીરી કરતા મસ્તોની ખુમારીનો મહિમા ગાતી 'યારી મસ્તોની' એ ગઝલ અને લાખો નિરાશામાં અમર આશાનું ધ્રુવ તેજ પ્રગટાવતી 'અમર આશા' ગઝલ તેમની ઉત્તમ કાવ્યકૃતિઓ છે.

આ બધાંમાં તેમનું અંતિમ કાવ્ય 'અમર આશા' સૌથી વિશેષ પ્રસિદ્ધિ પામ્યું છે. તેના કેટલાક અશુદ્ધ પાઠ આજ સુધી ચાલુ રહ્યા છે. મણિલાલ ગુજરી ગયા તે મહિને તેમનું આ કાવ્ય 'સુદર્શન'માં પ્રગટ થયું હતું. તેમાં પ્રસિદ્ધ કરનારની સરતચૂકથી 'પરીને જીવવાનો મંત્ર, દિલબરની દુહાઈ છે' અને 'ઝહરનું નામ લે શોધી તુરત પી લે ખુશીથી તું' એમ એ બે લીટીઓ છપાઈ. પછી આ અશુદ્ધ પાઠો પ્રચલિત થઈ ગયા. મણિલાલની પ્રણાલિકાને અનુસરીને તેમના શિષ્યોએ એ ગઝલનું વેદાન્તી દૃષ્ટિએ ભાષ્ય કરવાનો પ્રયત્ન કર્યો હતો. કવિ ગૌરીશંકર ગોવિંદજી મહેતાએ ઈ. સ. ૧૯૦૦માં કોઈ વેદાન્તી સાધુ આત્માનંદ પાસે આ કાવ્યની ટીકા લખાવીને પ્રસિદ્ધ કરી હતી. આ અશુદ્ધ પાઠને અનુસરીને

મૂળ વક્તવ્યને ટીકાકાર કેટલી હદ સુધી ખેચી ગયા છે તેના દષ્ટાંત રૂપે એ લીટીઓનુ તેમણે કરેલુ ભાષ્ય જોવા જેવુ છે

"ફના કરવુ ફના થાવુ, ફનામા શહ સમાઈ છે,
પરીને જીતવાનો મત્ર, દિલબરની દુહાઈ છે

આશકે અહતા–મમતાને ફના કરવી અને એ જે ફના, એને પણ ફના કરવી, એટને પોતાને પણ ભૂલી જવુ, આવા પ્રકારની ફનામા શહ (વાસનાઓના નાશનુ નિમિત્ત–અગર બાદ-શાહી ધષ્ટતા) સમાયેલ છે, સક્ષેપમા અવિદ્યા (સભ્રૂતિ) અને વિદ્યા (અસભ્રૂતિ) નો ત્યાગ કરવો, ને પછી એ ત્યાગનો પણ ત્યાગ કરવો પણ એવા પ્રકારનો ત્યાગ, અહતા, મમતા ત્યાગનાર જે પોતે—તેવી ફનામા, બાદશાહત—શાંતિ—આનદ—દુ:ખરહિત નિત્યાનદ સમાયેલો છે

જે સૌન્દર્યવાન–ઉડનારી છળ કરનારી સ્ત્રી હોય–તેને પરી કહે છે–[ સૂક્ષ્મસૃષ્ટિની સ્ત્રીજાતિવિશેષ એવા–પ્રકારની–હોય–છે–યોગી લોકો તેને જાણે છે]–એવી જે આ જીદગી–માયા–નામરૂપ–સૌદર્ય-વાન–સસાર છે, તે અમને સનમ કહેતા ઇષ્ટ–પ્રિય ભાસે છે, અને તેની આસક્તિ–મોહ કે પ્રેમ જતા–નાશ થવા મહા કઠણ છે, માટે તે ફના કેમ થાય? નહિ થાય તેટલા મારે સૂચવે છે કે હે જિજ્ઞાસુ! મજકૂર પરીના જીવવાનો મત્ર ફક્ત દીનમરની દુહાઈ (બ્રહ્મની સત્તા) છે, તે અધિષ્ઠાન વિના, આ અધ્યસ્ત (પરી) નુ જીવન નથી, માટે તુ ઉપની ફના સપાદન કર, તો તે પરી તને ખેદશે નહિ, કેમકે આ પરી તેમા અધ્યસ્ત–તેની સત્તાને આધીન છે."

ટીકાકાર આમ અર્થ કર્યા પછી 'જીવવાનો મત્ર' ને બદલે 'જીતવાનો મત્ર' પાઠ સૂચવે છે અને તેમ હોય તો 'આ અહતા, મમતાની હેતુરૂપ જે કાર્ય સહિત માયા (પરી) તે બ્રહ્મને શરણુ

થવાથી ખેદમારક થતી નથી માટે પરમાત્માને શરણે થા" એવે અર્થ થાય એમ કહે છે પછીની પંક્તિઓમાં "ઝહરનું નામ લે શોધી" નો અર્થ "જહરને તપાસી તેના ઉત્તમ ફળનો વિચાર કરીને હે આશક-અધિકારી! તું તેવા જહરને ખુશીની સાથે પી લે" ઈત્યાદિ અર્થ કરેલો છે *

'મરી' ને બદલે 'પુરી' છપાતાં ટીકાકારને તેનો અર્થ વેદાન્તમાં બેસાડતાં કેવું વેદાન્ત-પાંડિત્ય ડોળવું પડ્યું છે!

ગાંધીજી દક્ષિણ આફ્રિકામાં હતા ત્યારે 'ઇન્ડિયન ઓપીનિયન' માં તેમણે આ કાવ્ય 'કાવ્યમાધુર્ય' માંથી લઈને છાપ્યું હતું † અમૃત કેશવ નાયકની સૂચનાથી કાવ્યમાધુર્ય'ના સંપાદકે 'પરીને જીવવાનો' ને બદલે 'મરીને જીવવાનો' એમ શુદ્ધ પાઠ મૂકેલો, તે તેમણે લીધેલો હતો પણ પોતાની રીતે અર્થ બેસાડવા સારુ 'રહી ગઈ વસ્લની આશા, અગર ગરદન કપાઈ છે' એ લીટીને ગાંધીજીએ 'રહી ગઈ વસ્લની આશા અમર ગરદન કપાઈ છે' એમ વિકૃત કરીને મૂકી! વળી 'દુખી' અને 'દુખ્યા' ને બદલે 'દુખી' અને 'દુખ્યા' જેવા નાના ફેરફારો તો તેમાં અનેક કરેલા છે તે પરિશિષ્ટમાં મૂકેલા કાવ્યના પાઠ સાથે મણિલાલના હસ્તાક્ષરમાં લખેલ એ જ કાવ્યની અહીં સામેલ કરેલી છબી સાથે સરખાવવાથી સમજાશે ‡ 'ઝહરનું નામ લે શોધી' એ ભ્રષ્ટ પાઠ આજ સુધી જે જે કાવ્યસંચયોમાં એ કાવ્ય લેવાયું છે તેમાં ચાલુ રહ્યો છે ઝહરનું નામ નહિ, પણ જામ જ શોધવાનું હોય તે દીવા જેવું સ્પષ્ટ છે લખવામાં મણિલાલનો 'મ' નો મરોડ 'ય' જેવો હોવાથી અને 'જામ' લખ્યું છે ત્યાં 'નામ' વંચાયું તે પરથી આ ભૂલો પ્રચલિત થઈ હતી

* જુઓ અમર આશા નું ચોપાનિયું, પૃ ૧૩-૧૪

† જુઓ પરિશિષ્ટ-૩

‡ જુઓ પૃ ૩૨૦ ની સામે

થવાથી ખેદકારક થતી નથી માટે પરમાત્માને શરણે થા" એવો અર્થ થાય એમ કહે છે. પછીની પંક્તિઓમાં "ઝહરનું નામ લે શોધી" નો અર્થ "જહરને તપાસી તેના ઉત્તમ ફળનો વિચાર કરીને હે આશક–અધિકારી! તું તેવા જહરને ખુશીની સાથે પીઈ લે" ઈત્યાદિ અર્થ કરેલો છે.*

'મરી' ને બદલે 'પુરી' છપાતાં ટીકાકારને તેનો અર્થ વેદાન્તમાં બેસાડતાં કેવું વેદાન્ત-પાંડિત્ય ડોળવું પડ્યું છે!

ગાંધીજી દક્ષિણ આફ્રિકામાં હતા ત્યારે 'ઇન્ડિયન ઓપીનિયન' માં તેમણે આ કાવ્ય 'કાવ્યમાધુર્ય'માંથી લઈને છાપ્યું હતું.† અમૃત કેશવ નાયકની સૂચનાથી 'કાવ્યમાધુર્ય'ના સંપાદકે 'પરીને જીવવાનો' ને બદલે 'મરીને જીવવાનો' એમ શુદ્ધ પાઠ મૂકેલો, તે તેમણે લીધો હતો. પણ પોતાની રીતે અર્થ બેસાડવા સારુ 'રહી ગઈ વરલતી આશા, અગર ગરદન કપાઈ છે' એ લીટીને ગાંધીજીએ 'રહી ગઈ વરલની આશા અમર, ગરદન કપાઈ છે' એમ વિકૃત કરીને મૂકી! વળી 'ડૂબી' અને 'ડૂબ્યા' ને બદલે 'ડુબી' અને 'ડુબ્યા' જેવા નાના ફેરફારો તો તેમાં અનેક કરેલા છે તે પરિશિષ્ટમાં મૂકેલા કાવ્યના પાઠ સાથે મણિલાલના હસ્તાક્ષરમાં લખેલ એ જ કાવ્યની અહીં સામેલ કરેલી છબી સાથે સરખાવવાથી સમજાશે.‡ 'ઝહરનું નામ લે શોધી' એ ભ્રષ્ટ પાઠ આજ સુધી જે જે કાવ્યસંચયોમાં એ કાવ્ય લેવાયું છે તેમાં ચાલુ રહ્યો છે. ઝહરનું નામ નહિ, પણ જામ જ શોધવાનું હોય તે દીવા જેવું સ્પષ્ટ છે. લખવામાં મણિલાલનો 'મ' નો મરોડ 'ન' જેવો હોવાથી અને 'જામ' લખ્યું છે ત્યાં 'નામ' વંચાયું-તે પરથી આ ભૂલો પ્રચલિત થઈ હતી.

* જુઓ અમર આશા નું ચોપાનિયું, પૃ. ૧૩-૧૪

† જુઓ પરિશિષ્ટ-૩

‡ જુઓ પૃ. ૩૨૦ ની સામે.

ગુજરાતી કવિઓ ગઝલો લખતી વખતે ફારસી શબ્દોના ઉપયોગમાં ભૂલ કરતા હોય છે તેની ફરિયાદ શ્રી સંજાના અને દી. બ. ઝવેરી જેવા ફારસીના નિષ્ણાતોએ કરેલી છે. મણિલાલે 'જામે ઇશ્ક' ને બદલે 'જામય્ ઇશ્ક' અને 'દમે આદમ' ને સ્થાને 'દમય્ આદમ' જેવા પ્રયોગો સામાન્યતઃ કરેલા છે તે ખોટા છે. 'નિગાહે સનમ' ને બદલે તેમણે 'નિઘાય્ સનમ' એમ લખ્યું છે ('આત્મનિમજ્જન', પૃ. ૨૬) તેમજ 'વસ્લે એહસાન' કહેવાને બદલે 'વસ્લયહ્સાન' કહ્યું છે. (પૃ. ૨૯) 'રાખ ચોળી છે' ના અર્થમાં 'ખાક સારી છે' એમ ગુજરાતી અર્થમાં ફારસી શબ્દનો પ્રયોગ પણ તેમણે કરેલો છે! (પૃ. ૩૦) આમ છતાં, આવા પ્રયોગો બહુ નથી. એકંદરે, તેમનાં આ પ્રકારનાં કાવ્યોની ભાષા સચોટ, અનુભવના રણકાવાળી તેમ કર્ણમધુર છે. ઉત્કટ આવેગ અને મસ્તી તેના મુખ્ય લક્ષણો છે. આ ગઝલોનું બંધારણ તપાસીશું તો જણાશે કે મણિલાલને હઝ્જ છંદમાં લખવાનું વિશેષ ફાવે છે તેમની નીચેની સાત ગઝલોનું બંધારણ મફાઈલુન્ (લગાગાગા) નાં ચાર આવર્તનોથી થયેલું છે.

મ ફા ઈ લુન્ મ ફા ઈ લુન્ મ ફા ઈ લુન્ મ ફા ઈ લુન્
(૧) ક હીં લા ખો નિ રા શા માં અ મર આ શા છુ પા ઈ છે.

મ ફા ઈ લુન્ મ ફા ઈ લુન્ મ ફા ઈ લુન્ મ ફા ઈ લુન્
(૨) અ હા, હું એ ક લો દુ ન્યાં બિ યા બાં માં સુ નો ભ ટ કું.

મ ફા ઈ લુન્ મ ફા ઈ લુન્ મ ફા ઈ લુન્ મ ફા ઈ લુન્
(૩) ક હીં તું જા ય છે દો રી, દ ગા બા જી ક રી કી સ્મત્!

મ ફા ઈ લુન્ મ ફા ઈ લુન્ મ ફા ઈ લુન્ મ ફા ઈ લુન્
(૪) ખ તમ્ અય દ દૅ દિલ થૈ જા, ન તા રૂં કો ઈ છે અહીં યાં

મ ફા ઈ લુન્ મ ફા ઈ લુન્ મ ફા ઈ લુન્ મ ફા ઈ લુન્
(૫) ક શો આ ધા ર ના ભા ણુ —મ ળે ના કા મ મન વા ણુ

મ ફા ઈ લુન્ મ ફા ઈ લુન્ મ ફા ઈ લુન્ મ ફા ઈ લુન્
(૬) જિ ગર માં ઝં પ લા વી જો અ ટક્યા ણું ન રેં અટ કી

મ ફા ઈ લુન્ મ ફા ઈ લુન્ મ ફા ઈ લુન્ મ ફા ઈ લુન્
(૭) જ પી ને પ્રે મ મં ત્રો થી જ મા ડ્યું મેં શું આ આ જે!

'આંસુડાં મારાં લુવે એ સુરતી કો' કોણ છે?' અને 'દિલ લાગ્યા પછી ખેંચે શું તું ખીજાઈને?' એ ગઝલોનું બંધારણ ફાઅિલાતુન્ ફાઅિલાતુન્ ફાઅિલાતુન્ ફાઅિલુન્ એ માપનું છે:

ફા અિ લા તુન્ ફા અિ લા તુન્ ફા અિ લા તુન્ ફા અિ લુન્
(૧) આં સુ ડાં મા રાં લુ વે એ સુ ર તી કો' કો ણુ છે!

ફા અિ લા તુન્ ફા અિ લા તુન્ ફા અિ લા તુન્ ફા અિ લુન્
(૨) દિલ શું દિલ લા ગ્યા પ છી ખેં ચે શું તુ ખી જાઈ ને!

આ બે પૈકી પહેલીની રચના કંઈક અનિયમિત જણાય છે. એમાં 'ચાલે જિગર પાણી થઈ, રોકનારું કોણ છે!' જેવી લીટીઓમાં એ માપ બેસતું નથી. આ સિવાય બાકીની ગઝલોમાંથી કોઈનું નિશ્ચિત બંધારણ કળી શકાતું નથી. 'આ જામે ઈશ્કમાં' લો, કે 'યારી મસ્તોની' લો, દરેકની ઘણી પંક્તિઓનાં માપ એકબીજાંથી જુદાં પડે છે. મણિલાલે પોતે આ દોષ 'અભેદોર્મિ'ની પ્રસ્તાવનામા સ્વીકારેલો છે. 'અમર આશા,' 'આ જામે ઈશ્કમાં,' 'દેખે કહાં તે માહે નૂર' અને 'યારી મસ્તોની' એ ગઝલોમાં રદીફ અને કાફિયા બન્ને સાચવેલા છે; ત્યારે બાકીની ગઝલોમાં કેવળ રદીફ જ સાચવેલ છે. 'અહા હું એકલો'માં મણિલાલે જાતિછંદોની પેઠે કડીએ કડીએ સ્વતંત્ર પ્રાસ મેળવેલા છે તે ગઝલના સામાન્ય બંધારણથી

જુદા પડે છે, પણ કાવ્ય એક જ સળંગ ઊર્મિનું નિરૂપણ કરતું હોવાથી ફારસી પદ્ધતિને ગુજરાતીમાં અપનાવતાં ગુજરાતી કવિએ અખત્યાર કરેલી પ્રાસ મેળવવાની આ રીત દોષરૂપ ગણાવી ન જોઈએ. કોઈ સ્થળે શબ્દને મચડીને કૃત્રિમ રીતે પ્રાસ મેળવવાનો કવિએ પ્રયત્ન કરેલો નથી. પ્રાસ મેળવવા માટે તેમણે બાળાશંકરની માફક શબ્દોની ભાંગફોડ કરી નથી. ઉક્તિની તન્મયતા સધાતાં આપોઆપ જ રદીફ અને કાફિયા મેળવાઈ જાય છે ને ગઝલની ચોટ સધાય છે. આથી બાળાશંકરની ગઝલો કરતાં મણિલાલની વધુ સુઘડ હોવાની છાપ પડે છે.

મણિલાલનાં કાવ્યોમાં મોટી સંખ્યા જૂનાં ભજનો, પ્રચલિત લોકગીતો કે ગરબીઓના ઢાળમાં રચાયેલાં ગીતોની છે. 'આત્મ-નિમજ્જન'માં બાવીસ જેટલાં આવાં ગેય કાવ્યો છે.* તેમાંથી 'ગગને આજ પ્રેમની ઝલક છાઈ રે,' 'દગ રસભર મોરે દિલ છાઈ રહી,' 'ઉડી જા તું ગાફેલ ગાભરા,' 'સાચી આલમ ! દુનિયાંમાં પ્રીતિ ના બને,' 'ગીત અભેદનાં ગાઈએ રે,' 'જાણો તો વશકરણી વિદ્યા જાણજો' અને 'અમે વૈરાગી વૈરાગી જનમના વૈરાગી' એ હિંદી અદ્વૈત તત્ત્વજ્ઞાનનાં ઉત્તમ પ્રતિનાં કાવ્યો છે. ઉન્નત તેમ વ્યાપક કલ્પના દ્વારા કવિ અધ્યાત્મ–અનુભવને મધુર અર્થપૂર્ણ શબ્દાવલિમાં રણકતો કરે છે:

"ગગને આજ, પ્્રેમની ઝલક છાઈ રે, ગગને આજ પ્રેમની.
પૃથિવી રહી છવાઈ,
પર્વતો રહ્યા નાહી,

---

* તેમાં 'નૃસિંહાવતાર' નાટકમાંનાં ગીતો અને આઠ અપ્રગટ કૃતિઓ ઉમેરીએ તો સંખ્યા એંશી થાય. 'નૃસિંહાવતાર' નાટકમાં ગીતો વિશેની નોંધ માટે જુઓ પ્રકરણ ૪.

સચરાચરે ભરાઈ રે....ગગને.''

"પ્રીતિ નિ (? ન) શે। આકરી રે,
મત પી છોક ગમાર;
સામું પીધેલું નહિ મળે તે।
ખાઈશ મુંગે। માર.—બાલમ, પ્રીતિ ના બને."

"દગ રસભર મોરે દીલ છાઈ રહી,
છાઈ રહી, છલકાઈ રહી...દગ૦
ઝાખ ઝપટ નિદ્રા નવ કાંઈ,
પલક પલટ અણખાઈ રહી.—દગ૦"

"ચંદા સૂરજ નભ ગ્રહછાયું,
ભૂષણ વસન સુરંગ!—જવા દે। સંતે।.
કર ઉદધિ ને તન જગ બાધું,
સૃષ્ટિ શ્વાસ લસંત!—જવા દો૦
એ ભુવિઙ્લકે નાચંતી નિત,
વૈભવવિશ્વ દગંત!—જવા દો૦"

"પીતું પીવું ને પડી ઉઠીને પીવું,
પીતાં પરમ પદ પામીએ જી—
સખિ, પ્રેમને। પ્યાલો પીજીએજી."

[સરળ અને રસપૂર્ણ કાવ્યબાનીમાં ઉચ્ચ વિચારસામગ્રી ભરીને મણિલાલ અર્વાચીન ગુજરાતી કવિતાને ઉન્નત તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં વિહરાવે છે. અહીં ટીકાના આશ્રય વિના કવિને। સંદેશ વાચકના ચિત્તમાં અનાયાસે ઝિલાઈ જાય છે એ આ પ્રકારનાં કાવ્યોની મોટી સફળતા છે. સ્વાનુભવકથન કેવા ઉત્તમ સર્વાનુભવતત્ત્વ રૂપે પરિણત થઈ શકે છે તેનું સુંદર દૃષ્ટાન્ત 'દગ રસભર' એ કાવ્ય છે.

'શા રસ પર ગુલતાન' અને 'આંખ ભર્યે શું થાય' સુંદર આત્મલક્ષી કાવ્યોના નમૂના છે. 'ચેતો ચેતો રે જીવડા ચેતો' એ વૈરાગ્યનો સચોટ બોધ કરતું જતી ઢબનું ભજન છે. કવિતામાં સંગીતનું તત્ત્વ મણિલાલ સફળપણે યોજી શક્યા છે તેની આ કૃતિઓની સંખ્યા અને ગુણવત્તા સાક્ષી પૂરે છે.

તેમણે વૃત્તબદ્ધ કાવ્યો પણ લખેલાં છે. 'આત્મનિમજ્જન'માં 'મિશ્રધ્વનિ' વિભાગમાં અક્ષરમેળ વૃત્તોમાં લખેલાં છ કાવ્યો મૂકેલાં છે. આ કાવ્યોનો વિષય પણ પ્રેમ છે. 'શુકાખ્યાન' બોધક અન્યોકિત છે, 'પ્રેમાલાપ' નાનું સુશ્લિષ્ટ છંદોવિધાનવાળું મનોહર ઊર્મિકાવ્ય છે. આ પ્રકારનાં કાવ્યોમાં કવિએ ઉપજાતિ, વસંતતિલકા, દ્રુતવિલંબિત, હરિગીત અને શિખરિણી જેવા છંદોને પલટાતા વક્તવ્ય પ્રમાણે પલટાવીને ઔચિત્યપુરઃસર ઉપયોગમાં લીધેલા છે, પણ સૌમા ધ્યાન ખેંચે તેવો તો પૃથ્વી છંદનો પ્રયોગ છે. તેમણે સંગ્રહનુ અર્પણકાવ્ય 'ઉપહાર' તેમજ 'જન્મદિવસ' પૃથ્વી છંદમાં લખેલ છે. મણિલાલ ઊર્મિના વિક્ષોભથી કાવ્ય રચના પ્રેરાયા હતા એ ખરું, પણ પછી કવિતાને વિચારસમૃદ્ધ બનાવવાનું તેમણે વલણ દાખવ્યું હતું એ ધ્યાનમાં રાખવા જેવું છે. ગુજરાતી કવિતાએ ઈ. સ. ૧૯૨૦ પછી વિચારપ્રધાનતાને અહોળા પ્રમાણમાં અપનાવી છે. પ્રો બળવંતરાય ઠાકોરે અર્થપ્રધાન કવિતાની હિમાયત કરીને એ દિશામાં ગુજરાતી કવિતાને વાળવાનો જે પ્રયાસ કર્યો છે તેની આગાહી મણિલાલમાં કોઈ ને દેખાય તો આશ્ચર્ય પામવા જેવું નથી. મણિલાલે એકધારા ઉન્નત વિચારપ્રવાહને ઝીલવા માટે 'બ્લેંક વર્સ' તરીકે પૃથ્વી છંદનો અખતરો સહેતુક કર્યો હતો એમ માનવાને કશો આધાર નથી. પણ અર્થપ્રૌઢિવાળી ગૌરવયુકત કવિત્વશૈલી તેઓ કેટલા સામર્થ્યથી યોજી શક્યા હતા તે 'ઉપહાર' અને

'જન્મદિવસ' બતાવે છે. 'ઉપહાર' કાવ્યનો આરંભ જુઓ'

" પડી પ્રથમથી રુડી હૃદયવાટિકાકુંજમાં,
ચઢી નવનવી લતાવલિ સુપુષ્પના પુંજમાં,
કરી મધુર ગાન ને હરિણ નોતર્યાં નેત્રમાં,
ભરી શ્રવણભાનને હૃદય આતર્યું પ્રેમમા,
અહા ! મૃદુ સખા ! સખી ! મનવન્યાં મીઠા પખીડા,
શકે હૃદયવાટિકા સદનનાં નિવાસી વડા !
તથાપિ કયમ આમ રે' અધર ઊડતાં ઓસરી !
ન હાથ મમ ધીંગતા, ન રસ-રાગ-રંગે સરી " *

અથવા 'જન્મદિવસ'માની નીચેની બે કડીઓ જુઓ :

" ન દાહ હૃદયે કશો નયનમાં ન આંસુ વગે,
ન બુદ્ધિ લથડે કહીં, નથી ઉપાધિ ઇચ્છા મિષે,
ગડે કહીં-પડે દુઃખે, મનથી પાછલાને સ્મરી,
ન એ કૃપણતા ભગી, ન લઘુતા સ્વઊરે જગી;
ન કોસ નડની કશી, ન મન ઉછાળો કશો;—
અપાર તિમિરે ફિરો પ્રકટ હાય આવી વસ્યો,
અગાધ સમુતા જરી વિકટ જ્વાલ, મમતાનીમાં,
ખરે ! ગયા વરસ ને ન કદિએ જણાયે ગયા !" †

દીનજનવાત્સલ્ય દાખવતી ૧૯૩૦ પછીની કવિતાનું સ્મરણ કરાવે તેવું, 'શાલ ઝુલે અંગ એકે ત્રીશ તન નાગાં કરી' જેવા ઉદ્દગારથી આરંભાતું, ૧૮૮૯ મા લખેલું 'ગરીબાઈ' કાવ્ય છે 'પ્રેમાગ્નિ', 'પ્રણયભંગ' અને 'એકસ્વરન' સુરેખ ને પ્રૌઢ વિચાર-નિરૂપણ કરતા આ શૈલીનાં બીજા કાવ્યો છે. શિષ્ટતા, રસિકતા,

* 'આત્મનિમજ્જન,' પૃ. ૫
† એજન, પૃ. ૩૧૪

અર્થલક્ષિતા, સુવાચ્યતા અને વિચારપ્રેરકતા એ તેમનાં વૃત્તબદ્ધ કાવ્યોની વિશિષ્ટતા છે. નાટકોમાં યોજેલા શ્લોકોની ચર્ચા અગાઉ આવી ગઈ છે. 'કાન્તા'ની રણભૂમિ તથા વનશ્રીનાં વર્ણનવાળી પંક્તિઓ તો સુપ્રસિદ્ધ છે. પણ 'નૃસિંહાવતાર'માંથી ઉક્ત ગુણોને સમર્થપણે ઉદાહૃત કરે તેવો એક જ શ્લોક લઈએ :

"ન જાણ્યું રામે જે કનક મૃગ કેવો વન વિષે,
ન ધર્મે સંભાર્યું વ્રત નિજ, રમ્યા દ્યૂત સુરસે.
અહા! કલ્પે કલ્પે વિહિત વિધિએ તે જ બનશે,
થવાનું પેલેથી મુનિમત વિષે એમ વિલસે."

આમ, સંસ્કૃત અક્ષરમેળ વૃત્તો, લાવણી કટાવ હરિગીત આદિ માત્રામેળ છંદો, દેશી ઢાળનાં પદો અને ફારસી શૈલીની ગઝલો—એમ ભિન્ન ભિન્ન પદ્યવાહનોનો મણિલાલે અલ્પસંખ્ય કાવ્યો લખીને પણ સફળ ઉપયોગ કરી બતાવ્યો છે. તેમની કાવ્યબાનીમાં એકંદરે પ્રસાદ, લયમાધુર્ય અને ગૌરવ છે. ટૂંકમાં, ભાષા અને છંદ ઉપર પ્રથમ પંક્તિના કવિને હોય તેટલું તેમને પ્રભુત્વ હતું. લાંબી ટીકા દ્વારા કવિતાના ફલકને કેવલાદ્વૈતના સીમાડામાં બાંધી દેવાનો તેમણે પ્રયત્ન કર્યો ન હોત અને અનેક જુદા જુદા વિષયો લઈને ગદ્યની માફક કાવ્યક્ષેત્રમાં પણ જો તેમણે મુક્તપણે વિહાર કર્યો હોત તો અર્વાચીન ગુજરાતના ઉત્તમ કવિઓની હરોળમાં મણિલાલને અવશ્ય સ્થાન મળ્યું હોત. તેમ છતાં જે છે તે કવિતા તેમાં વ્યક્ત થયેલાં મસ્તરંગ, તત્ત્વજ્ઞાન અને કવિમાનસને કારણે તેમજ કવિએ દાખવેલ રચનાવૈવિધ્ય તથા ગીતસિદ્ધિને લીધે આજે પણ સહૃદયોને અવશ્ય રુચિકર નીવડે તેવી છે. અને તેથી અર્વાચીન કવિતાના ઇતિહાસકારને કવિ મણિલાલને ભૂલી જવાનું પાલવે તેમ નથી.

## પ્રકરણ સાતમું

# ઉપસંહાર

મણિલાલ નભુભાઈની સાહિત્યસાધનાનાં સર્વ પાસાંનું આપણે શક્ય તેટલું સર્વાંગીણ અવલોકન કર્યું. સાહિત્યમાં પ્રતિબિંબિત થયેલ તેમના વ્યક્તિત્વના સ્થૂળ અને સૂક્ષ્મ, મર્ત્ય અને અમર્ત્ય એમ અનેક અંશો આપણે જોયા. તેમનું સાહિત્ય અનેક ક્ષેત્રોમાં વિસ્તરીને તેમના મનોલોકના વિવિધ કોટિના પ્રાસાદોનું દર્શન કરાવે છે. રંગબેરંગી ભાતવાળા પ્રસંગોથી ભરચક એવા તેમના જીવનની માફક સાહિત્ય પણ અનેક નાનીમોટી, નરીનૂની વિશિષ્ટતાઓથી ભરપૂર છે. મણિલાલનું જાહેર એટલે કે અક્ષર જીવન તેમના અંગત એટલે કે ક્ષર જીવનની માફક એકંદરે ચેતનથી તરવરતું, સમૃદ્ધ છે.

મણિલાલનુ અંગત જીવન અસાધારણ કરુણતાથી ભરેલું હતુ. મા, બાપ, પત્ની, સાસરિયાં અને જ્ઞાતિજનો તરફથી તેમને અસહ્ય ત્રાસ સહન કરવો પડયો હતો. જેમના પ્રત્યેની ભક્તિને કારણે પોતે સંસારને વળગી રહ્યા હતા તેજ કુટુંબીજનો તેમનો દ્રોહ કરે, તેમને આપતા મૂકતાં ય પજવે અને તેમનો તિરસ્કાર કરે એ હૃદયવિદારક વેદના વચ્ચે તેમના ભયંકર માંદગીના દિવસો પસાર થયા હતા! જ્ઞાતિજનોએ ખૂનનો આરોપ મૂકીને અને જુદે જુદે નિમિત્તે તેમની બદબોઈ કરીને દ્વેષભાવ બતાવ્યો હતો.* વળી, અસાધ્ય રોગથી પીડાવા છતાં, પોતે માનેલ જીવનધ્યેયને હાંસલ કરવા સારુ ધર્મ, સમાજ અને સાહિત્યને મોરચે પણ તેઓ લડાઈ લડયા હતા. આ બધાનો એકસામટો વિચાર કરતા નથી લાગતું

* આ દારુણ ઘટનાઓની વિગતો માટે જિજ્ઞાસુએ 'મણિલાલ નભુભાઈ. જીવનરંગ' એ પુસ્તક જોવું.

કે મણિલાલનું જીવન આખું બાહ્ય અને આંતર, અંગત અને જાહેર, ક્ષણિક અને ચિરંતન એમ વિવિધ પ્રકારના સંઘર્ષોનું જ ક્ષેત્ર હતું ?

પોતે જેને સાચું માન્યું તેને પ્રાણાંતે પણ નહિ છોડવાની અડગ નિષ્ઠા મણિલાલના સ્વભાવનો સર્વોપરિ ગુણ હતો. ગમે તેવા કપરા સંજોગોમાં પણ તેમણે કદી પાછી પાની કરી નથી. શિથિલ ચારિત્ર્યને કારણે તેઓ વગોવાયા હતા અને ઉપદંશ જેવો શરમજનક રોગ તેમને થયો હતો તેમ છતાં લોકોને હળવામળવામાં કે જાહેર કાર્યમાં તેમણે ક્યારે ક્ષોભ, લઘુતા કે હારણવૃત્તિ અનુભવી નહોતી. લોકો એમનો રોગ જાણતા છતાં તેમને માન આપતા એવું જાદુઈ તેમના વ્યક્તિત્વનું આકર્ષણ હતું. વળી, ભયંકર શારીરિક અને માનસિક આઘાતો આવ્યા છતાં તેમની બુદ્ધિ કદી ક્ષીણ થઈ નથી, બુદ્ધિના બળમાં કે વેગમાં ક્યારે ફેર પડ્યો નથી. તેમણે કરેલા સંકલ્પમાં આળસ, ડર કે સંકોચને કારણે કદી શૈથિલ્ય આવતું નહિ, પછી તે સંકલ્પ સ્વાર્થનો હોય કે પરમાર્થનો. આટલું સંકલ્પબળ જો તેમનામાં ન હોત તો ચાલીસ વર્ષના ટૂંકા આયુષમાં આટલું વિપુલ લખાણ તે આપી શકત નહિ. તેમનામાં સિદ્ધાંત-નિષ્ઠા એવી છે કે પોતાના ઉદ્દેશને સિદ્ધ કરવા સારુ તેઓ શક્ય તેટલાં બધાં જ સાધનોનો ઉપયોગ કરી ચૂકે છે.

તેમની આ તેજસ્વી બુદ્ધિએ મણિલાલના જીવનકાળ દરમ્યાન ગુજરાતી પ્રજાના શિક્ષિત અને અર્ધશિક્ષિત વર્ગ પર વીજળીક અસર કરી હતી. એ વિચારશક્તિમાં વિદ્વત્તા ભળી, જેણે પ્રજાની ધર્મજિજ્ઞાસા, સ્વદેશપ્રીતિ તથા કર્તવ્યબુદ્ધિને જાગ્રત કરી. તેમની આ સાંસ્કારિક પ્રવૃત્તિનું એક માત્ર સાધન તેમના લેખો હતા. સતત તેર વર્ષ તેમણે ચલાવેલી ધર્મ-તત્ત્વની ચર્ચા-પર્યેષણાએ, ગુજરાતમાં અંગ્રેજી શિક્ષણને લીધે શાસ્ત્રો ઉપરની અશ્રદ્ધા અને શંકાશીલ બુદ્ધિપ્રામાણ્યવાદનો ઉપદ્રવ થયો હતો, તેને શમાવીને

શાસ્ત્ર અને બુદ્ધિપ્રમાણ્યની અવિરોધિતા બતાવી આપી મણિલાલની આ મોટામાં મોટી સેવા છે તેને લીધે તેઓ ગુજરાતની સાંસ્કારિક જાગૃતિના ઇતિહાસમાં ચિરંજીવ સ્થાન પામ્યા છે પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાન અને આર્ય દર્શનોનો મુકાબલો કરીને પશ્ચિમી વિચારશ્રેણીની પડછે આર્ય ધર્મભાવનાનું સત્ત્વ પશ્ચિમની પ્રજા સમક્ષ આકર્ષક તેમ બુદ્ધિગ્રાહ્ય સ્વરૂપમાં મૂકનાર એ પહેલા સમર્થ ગુજરાતી વિદ્વાન છે

મણિલાલને લગાડવામાં આવેલ 'બ્રહ્મનિષ્ઠ' વિશેષણની સામે પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદમાં 'કાન્તે' વિરોધ વ્યક્ત કર્યો હતો તેઓ અંત સુધી સાધક જ હતા એમ 'કાન્ત'નું વક્તવ્ય હતું. પોતાને સિદ્ધની કક્ષાનો આત્મ-સાક્ષાત્કાર થયાનો દાવો મણિલાલે કર્યો નથી તેમણે પોતાને અભેદમાર્ગના પ્રવાસી તરીકે ઓળખાવ્યા છે તે જ સૂચવે છે કે તેઓ છેવટ લગી પોતાને સાધક માનતા હતા પોતાની બ્રહ્મનિષ્ઠા વિશે તેમણે આત્મકથામાં ઉલ્લેખો કર્યા છે. પાછના ત્રણેક વર્ષ દૃઢ ઇન્દ્રિયનિગ્રહ સાધીને, સંસારથી માનસિક વિરક્તિ કેળવીને, તેઓ યોગસાધના કરતા એમ કહેવાય છે આમાં કેટલું તથ્ય છે એ કહેવું મુશ્કેલ છે પણ મણિલાલે 'બ્રહ્મનિષ્ઠા' શબ્દ 'ઈશ્વર-શ્રદ્ધા' કે 'ધાર્મિકતા'ના અર્થમાં વાપર્યો છે એમ સંદર્ભ જોતા સમજાય છે કેટલીકવાર પોતાના બૌદ્ધિક મંતવ્યોને આંતરિક અનુભૂતિ રૂપે ઘટાવવાની વિલક્ષણ રીત અધ્યાત્મ-રસિક વિચારકો અજમાવતા હોય છે મણિલાલે ગાયેલો 'ગગને આજ પ્રેમની ઝલક છાઈ રે' એ અનુભવ તેમની તીવ્ર અભેદઝંખનાના અર્ધબૌદ્ધિક અને અર્ધ-ઊર્મિપ્રાણિત સંવેદનરૂપ છે. એનાથી તેમને સિદ્ધની કોટિ ઉપર મૂકી શકાય નહિ બ્રહ્મનિષ્ઠાએ પોતાને અનેક આધિ, વ્યાધિ અને ઉપાધિની સામે ટકી રહેવાનું બળ આપ્યાનો તેમણે આત્મચરિતમાં ઉલ્લેખ કર્યો છે * ત્યાં બ્રહ્મ

* 'સંસાર શરીર સર્વે બગડ્યા હતા, સ્નેહી પણ ઠીક ઠીક હતા

સાક્ષાત્કાર નહિ, પણ ધર્મશ્રદ્ધા જ અભિપ્રેત છે. અન્યત્ર પોતાને ધર્મવાસના જાગી હોવાનું તેમણે જણાવ્યું છે :

"મારામાં ધર્મવાસના થયેલી છે તેણે મને બહુ બચાવ્યું છે. પરબ્રહ્મરૂપ અનાદિ વિશ્વ ઉપર મારી દૃઢ આસ્તા છે, હું તેરૂપ જ છું, અનંત શ્રેણીનો એક અકોડો છું, ને મને મારાં સહજરૂપે જે થનાર હશે તે થશે, એમાં મારે કષ્ટ પામવાની જરૂર નથી, એવો મને દૃઢ નિશ્ચય થયો છે. વળી કાંઈક યોગાભ્યાસે પણ મને મદદ કરી છે...પ્રાણ યથાર્થ પ્રવર્તે છે." *

આ વચનોમાં પણ તેમને અદ્વૈતનો અપરોક્ષાનુભવ થયાની વાત નથી. 'વેદાન્તે જ મને ઊભો રાખ્યો છે, વેદાન્ત જ પાર પહોંચાડશે' એવા ઉદ્‌ગાર સાથે બાળાશંકરને ત્યાં થયેલા અદ્વૈત-આનંદના ત્રણ પ્રસંગો તેમણે નોંધેલા છે † તેમાં પણ બૌદ્ધિક ભૂમિકા ઉપર સંન્યાસના સંકલ્પને બળ મળતું હોય એમ બતાવ્યું છે. મણિલાલના અનુયાયીઓએ તેમને માટે 'બ્રહ્મનિષ્ઠ' વિશેષણ અહોભાવપૂર્વક લગાડયું તે તો ઠીક, પણ આનંદશંકર જેવા સૂક્ષ્મ અને વિવેકી વિદ્વાને પણ તેમને 'બ્રહ્મનિષ્ઠ' કહ્યા છે ‡ કદાચ તેમને 'બ્રહ્મનિષ્ઠ'નો અર્થ 'બ્રહ્મમાં નિષ્ઠા

હતા જે પરમાનંદ મને છે તે કોઈને પણ આવી અવસ્થામાં નહિ મળ્યો હોય મારી વાચનલેખનની મહેનત અત્ર ચાલતી, એવી કે સારામાં સારી તંદુરસ્તીવાળા માણસોમાંના પણ કોઈક જ કરતા હોય આ બધાનું કારણ મારી બ્રહ્મનિષ્ઠા હતી, તથા તે તરફનો મારો નિશ્ચય કેવળ વિરાગરૂપે પરિણામ પામી, નિરપેક્ષ મન -રાવી વાચન-લેખન-મનન ને બને તો શુભ કર્મનો ઉદ્યોગ તેમાં જ મને રોકી રાખતો." (અપ્રગટ આત્મવૃત્તાંત, તા. ૧૭-૭-૧૮૮૭ ની નોંધ)

* અપ્રગટ આત્મવૃત્તાંત, તા ૩-૧-૮૯ ની નોંધ.

† વિગતો માટે જુઓ 'મણિલાલ નભુભાઈ : જીવનરંગ'

‡ જુઓ 'આપણો ધર્મ,' ત્રીજી આ., પૃ. ૩૫૨

ધરાવનાર' 'એટલો જ અભિપ્રેત હશે. હકીકત છે તેમ તપાસતાં તો, મણિલાલનો અધ્યાત્મ–અનુભવ સિદ્ધ કોટિના પુરુષનો નહિ પણ સાધકનો જ હતો એમ માનવું જોઈએ.

ધર્મશ્રદ્ધાએ પ્રેરેલા જીવન-કાર્યને અંગે સાહિત્ય ખેડવાનું થયું એટલે ગુજરાતી સાહિત્યના ક્ષેત્રને મણિલાલે પોતાના વિશિષ્ટ વ્યક્તિત્વની પ્રભાથી અંકિત કર્યું હતું. ગુજરાતી ગદ્યને તેમણે હરકોઈ પ્રકારની તત્ત્વચર્ચા માટે તૈયાર કરી આપ્યું, ગુજરાતી નિબંધનું આદર્શ સ્વરૂપ ઘડી આપ્યું, ગુજરાતી નાટકમાં નવી જ ભાત પાડે તેવી કૃતિઓ પ્રયોજી આપી, ગુજરાતી કવિતાને તત્ત્વજ્ઞાનનો પાસ લગાડ્યો અને અનેક લલિત તેમજ શાસ્ત્રીય ગ્રંથોના અનુવાદ કરી આપ્યા. સાહિત્યનું એક પણ અંગ તેમની સચેત લેખિનીના સ્પર્શ વિના ભાગ્યે જ રહ્યું છે. અન્યથા અનેક અંગત મર્યાદાઓ છતાં, આપણા સાક્ષર યુગના અપ્રણરૂપ આ 'જ્ઞાનવીરે' પોતાની સન્નિષ્ઠ સાહિત્યસાધના દ્વારા ગુજરાતી સમાજ અને સાહિત્યની તો ઉન્નતિ જ સાધી છે.

# પરિશિષ્ટ—૧

## મણિલાલની કૃતિઓની યાદી

## ગુજરાતી

### (૧) મૌલિક

| | કૃતિનુ નામ | પ્રકાર | પ્રકાશનસાલ | પ્રકાશક |
|---|---|---|---|---|
| ૧. | શિક્ષાશતક | કવિતા | ૧૮૭૬ | પોતે |
| ૨. | પૂર્વદર્શન | ઇતિહાસ | ૧૮૮૨ | ,, |
| ૩ | કાન્તા | નાટક | ૧૮૮૨ | ,, |
| ૪. | નારી-પ્રતિષ્ઠા | નિબંધ | ૧૮૮૫ | ,, |
| ૫. | પ્રેમજીવન | કવિતા | ૧૮૮૭ | ,, |
| ૬. | પ્રાણવિનિમય | નિબંધ | ૧૮૮૮ | ,, |
| ૭ | સિદ્ધાંતસાર | ,, | ૧૮૮૯ | ,, |
| ૮. | ગુજરાતના બ્રાહ્મણો | ,, | ૧૮૯૩ | ,, |
| ૯ | બાળવિલાસ | નિબંધસંગ્રહ | ,, | ,, |
| ૧૦. | પરમાર્ગદર્શન તારવેના ધર્મવિષયક પાઠો | બા. વિ. માંથી | ,, | ,, |
| ૧૧. | આત્મનિમજ્જન | કાવ્યસંગ્રહ | ૧૮૯૫ | ,, |
| ૧૨. | નૃસિંહાવતાર | નાટક | (રચાયું ૧૮૯૬)અપ્રગટ | |
| ૧૩. | प्रसिद्धजैनपुस्तकमन्दिरस्य संशोधन -हस्तलिखितग्रन्थाना क्रम- प्रदर्शकपत्रम् | (પાટણના ગ્રંથભંડારોના ૨૬૧૯ હસ્તલિખિત પુસ્તકોની સૂચિ) | ૧૮૯૬ | વડોદરા રાજ્ય |

| કૃતિનું નામ | પ્રકાર | પ્રકાશનસાલ | પ્રકાશક |
|---|---|---|---|
| ૧૪. સુદર્શન ગદ્યાવલી | નિબંધો | ૧૯૦૯ | હિંમતલાલ છો. પંડ્યા, પ્રાણશંકર ગો. જોશી |
| ૧૫. આત્મચરિત્ર | ચરિત્ર | ૧૮૯૫ સુધીનું લખાણ | 'વસંત'માં પ્રગટ થયેલ થોડાક ખંડ સિવાય બધું અપ્રગટ |

## (૨) ભાષાંતર-રૂપાંતર

| કૃતિ | મૂળ ભાષા | પ્રકાશનસાલ | પ્રકાશક | મૂળ કર્તા કે કૃતિ |
|---|---|---|---|---|
| ૧ માલતી-માધવ | સંસ્કૃત | ૧૮૮૦ | પોતે | ભવભૂતિકૃત |
| ૨. ઉત્તરરામચરિત | ,, | ૧૮૮૨ | ,, | નાટકો |
| ૩. ચેસ્ટરટનનો પુત્ર પ્રતિ ઉપદેશ તથા સંક્ષિપ્ત સુવાક્ય (ગોપાળદાસ હરિદાસ દેસાઈ સાથે) | અંગ્રેજી | ૧૮૯૦ | દેસાઈ હરિદાસ વિહારીદાસ તથા ગોપાળ હરિદાસ | કોલ્ટનકૃત 'લેકોન' |
| ૪. શ્રીમદ્ ભગવદ્ ગીતા (મૂલ અક્ષરાર્થ, વિવેચન તથા રહસ્ય સહિત) | સંસ્કૃત | ૧૮૯૪ | પોતે | વ્યાસકૃત 'મહાભારત' માંથી |
| ૫. ચારિત્ર | અંગ્રેજી | ૧૮૯૫ | પોતે | સ્માઈલ્સકૃત 'કેરેક્ટર' |
| ૬. પંચશતી * | સંસ્કૃત | ૧૮૯૫ | પોતે | સ્વયોજિત 'ધી ઇમિટેશન ઓફ ક્રાઇસ્ટ' માના ૫૦૦ સંસ્કૃત શ્લોકો |

---

* ઈ સ ૧૯૫૨ મા સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયે આ પુસ્તકને 'સનાતન ધર્મ' એ નામ આપીને પુનર્મુદ્રિત કર્યું છે તેમા મૂળ પ્રથમા મૂકેલી મણિલાલની પ્રસ્તાવના લીધેલી નથી

| કૃતિ | મૂળ ભાષા | પ્રકાશનસાલ | પ્રકાશક | મૂળ કર્તા કે કૃતિ |
|---|---|---|---|---|
| ૭. ચેતનશાસ્ત્ર | અંગ્રેજી | ૧૮૯૬ | 'જ્ઞાનમંજૂષા' વડોદરા | વિવિધ ગ્રંથો |
| ૮. વાક્પાટવ * | ,, | ૧૮૯૭(?) | કચ્છ રાજ્ય | 'રૂહેટરીક્સ' |
| ૯. ગુલાબસિંહ | ,, | ૧૮૯૭ | પોતે | લિટનકૃત 'ઝેનોની' |
| ૧૦. શિક્ષણ અને સ્વશિક્ષણ | ,, | ૧૮૯૭(?) | કચ્છ રાજ્ય | સેમ્યુઅલ નીલકૃત 'કલ્ચર એન્ડ સેલ્ફ કલ્ચર' |
| ૧૧. ન્યાયશાસ્ત્ર-પરામર્શ ખંડ | ,, | ૧૮૯૭ | ગુ. વ. સો. અમદાવાદ | વિવિધ ગ્રંથો |
| ૧૨. શ્રી વૃત્તિ-પ્રભાકર | હિંદી | ૧૮૯૫ | માધવલાલ ન. દ્વિવેદી | શ્રી નિશ્ચલદાસ-રચિત |
| ૧૩. ચતુ સૂત્રી * | સંસ્કૃત | ૧૯૦૯(?) | ,, | બ્રહ્મસૂત્રોનાં પહેલાં ચારસૂત્ર |
| ૧૪. વિવાદતાંડવ | ,, | ૧૯૦૧ | લૉ કમિટી, વડોદરા | કમલાકર ભટ્ટ |

(૩) વડોદરા રાજ્યને આશ્રયે તૈયાર કરેલાં ભાષાંતર-સંપાદનો

| કૃતિ | મૂળ ભાષા | તૈયાર થયા સાલ | પ્રકાશનસાલ |
|---|---|---|---|
| ૧. બુદ્ધિસાગર | સંસ્કૃત | ૧૮૯૧ | ૧૮૯૧ |
| ૨. અનુભવ-પ્રદીપિકા | ,, | ,, | ,, |
| ૩. સમાધિશતક | ,, | ,, | ,, |

* આ ચિહ્નવાળા પુસ્તકો પ્રયત્ન કર્યા છતાં જોવા મળ્યા નથી.

| કૃતિ | મૂળ ભાષા | તૈયાર થયા સાલ | પ્રકાશનસાલ |
|---|---|---|---|
| ૪. ગોરક્ષશતક | સંસ્કૃત | ૧૮૯૦ | ૧૮૯૨ |
| ૫. ભોજપ્રબંધ | ,, | ,, | ,, |
| ૬. તર્કભાષા | ,, | ૧૮૯૧ | ,, |
| ૭. શ્રુતિસારસમુદ્ધરણ | ,, | ,, | ,, |
| ૮. શ્રી દ્વયાશ્રય મહાકાવ્ય | ,, | ૧૮૯૩ | ૧૮૯૩ |
| ૯. ષડ્દર્શનસમુચ્ચય | ,, | ૧૮૯૧ | ,, |
| ૧૦. વસ્તુપાલચરિત્ર | ,, | ૧૮૯૩ | ,, |
| ૧૧. વિક્રમચરિત્ર | ,, | ૧૮૯૪ | ૧૮૯૪ |
| ૧૨. ચતુર્વિંશતિપ્રબંધ | ,, | ,, | ૧૮૯૫ |
| ૧૩. સારસંગ્રહ–૧ | ,, | ,, | ૧૮૯૪ |
| ૧૪. સારસંગ્રહ–૨ | ,, | ,, | ,, |
| ૧૫. યોગબિન્દુ | ,, | ૧૮૯૮ | ૧૮૯૯ |
| ૧૬. કુમારપાલચરિત | ,, | ,, | ,, |
| ૧૭. અનેકાન્તવાદપ્રવેશ | ,, | ,, | ,, |
| ૧૮. પંચોપાખ્યાન * | જૂની ગુજરાતી | ? | ? |

(૪) અપ્રગટ અનુવાદો

મણિલાલે કરેલા અનુવાદો પૈકી નીચેના બેની સંપૂર્ણ હાથપ્રતો અમદાવાદની ગુજરાત વિદ્યાસભાના ગ્રંથાલયમાં જોવા મળે છે.

૧. રામગીતા — સંસ્કૃત
૨. મુલાકાતો — અંગ્રેજી (સ્વામી વિવેકાનંદની અમેરિકાની મુલાકાતો)

(૫) અપૂર્ણ ગ્રંથો

સ્વરચિત

૧. ગૌરીશંકર ઉદયગમ ઓઝાનું જીવનચરિત્ર ૦ (પાંચ પ્રકરણો)

૨. કાવ્યમયૂખ *

## ભાષાંતર

૧. શિશુપાલવધ (ટીકા સહિત) *
૨. હનુમન્ નાટક ○
૩. મહાવીરચરિત ○
૪. છંદોનુશાસન *
૫. સમરાદિત્યચરિત ○
૬. અલંકારચૂડામણિ *
૭. જ્યોતિષ્ કરંડ *
૮. વૃત્તરત્નાકરવૃત્તિ *
૯. રુદ્રશૃંગારતિલક *
૧૦. રસમંજરીટીકા *
૧૧. નૈષધીયટીકા *
૧૨. સ્યાદ્વાદ-રત્નાકરાવતારિકા *
૧૩ અભિનંદનકાવ્ય *
(કે નાભિનંદન?)

## અંગ્રેજી

(૧) મૌલિક

| લેખ | પ્રકાશન-સાલ | પ્રકાશક |
|---|---|---|
| ૧. Suggestions for the revision of Gujarati Reading Series | ૧૮૮૪ | પોતે |
| ૨. Letters on widow-remarriage | ૧૮૮૭ | 'Spectator'; 'Advocate of India' |
| ૩. Monism or Advaitism? | ૧૮૮૯ | પોતે |
| ૪. The Puranas (Lecture read at the International Congress of Orientalists at Stockholm, 1890) | ૧૮૯૧ | 'Lucifer', London |

* આ ચિહ્નવાળી કૃતિઓ પ્રયત્ન કર્યા છતાં જોવા મળી શકી નથી
○ આ ચિહ્નવાળા પુસ્તકોની હાથપ્રતો ગુ. વિ. સભાના ગ્રંથાલયમાં છે.

| લેખ | પ્રકાશનસાલ | પ્રકાશક |
|---|---|---|
| ૫. Essays on idol-worship, samskaras etc | ૧૮૯૧ | Oriental Department, New York |
| ૬. Jainism and Brahmanism (A paper read before the International Congress of Orientalists at London, 1891) | ૧૮૯૧ | |
| ૭. The Advaita philosophy of Shankara | ૧૮૯૧ | Oriental Journal, Vienna |
| ૮. Hinduism | ૧૮૯૩ | Transactions of the World's Parliament of Religions, Vol. 1 |
| ૯. The necessity of spiritual culture (A paper read before the Young Men's Association, Baroda.) | ૧૮૯૫ | પોતે |
| ૧૦. The Doctrine of Maya | ? | 'Theosophist' |

(૨) ભાષાંતર-સંપાદન

| | | |
|---|---|---|
| ૧. Raja-yoga | ૧૮૮૫ | પોતે |
| ૨. Tarka-kaumudi | ૧૮૮૬ | Bombay Sanskrit Series |
| ૩. Yoga-Sutra | ૧૮૯૦ | Tookaram Tatya, Theosophical society, Bombay |

| લેખ | પ્રકાશનસાલ | પ્રકાશક |
|---|---|---|
| ૪. Mandukyopanisad | ૧૮૯૪ | Tookaram Tatya, Theosophical Society, Bombay |
| ૫. Jivan-mukti-viveka | ૧૮૯૪ | Tookaram Tatya, Theosophical Society, Bombay |
| ૬. Samadhi-S'ataka | ૧૮૯૪ | Shah Girdhrlal Dayaldas, Bombay |
| ૭. The Imitation of Shankara | ૧૮૯૫ | પોતે |
| ૮. Syadvada-Manjari (completed by Anandshankar Dhruva) | ૧૯૩૩ | Bombay Sanskrit Series |

## પરિશિષ્ટ—૨

### શ્રી નૃસિંહાવતાર નાટકનાં ગાયનો *

(૨)

સૂત્રધાર અને નટી—

ગુણ ગાવા ઇચ્છું
કર ઝાલો પ્રણત હું દીન.—ગુણ૦
નવ રસમય હરિ ભક્ત કૃપા કરી
ભક્તિ દશમ રસ કીન.—કર૦
શ્રી નરસિંહ દયા-કટાક્ષ લહિ
રહો પામી જગત સુખ લીન.—કર૦

(૩)

નટી—

સુખકર મલિયાગર મ્હેકે રે
કલિ કલિ પર ભમરા ત્હેકે રે.—સુખકર૦
શીતલ સમીર વહે સુખકારી
તાપ હરે તનના પલકે રે
ચંદ્ર કલા નિરખી ઉલસે મન
ગ્રીષ્મ રાત રસ બ્હેકે રે.—સુખકર૦

* મુંબઈ ગુજરાતી નાટક મંડળીએ છપાવેલી 'ઓપેરા બુક 'માંથી.
(શ્રી જયશંકર સુંદરીના સૌજન્યથી)

(૪)

વિદૂષક—

કહ્યું મારું જો માન, તારું થાશે કલ્યાણ, ઘેલા મૂકી દે ગંભીર જ્ઞાન
જો હોય દામ તણું કામ, લેવું જ્ઞાનનું ન નામ,
ઘેલા મૂકી દે ગંભીર જ્ઞાન.—કહ્યું૦

કોઇ લટકાળી લાવ જો આમ, ચટકે મટકે ચલાવ જો આમ,
નેણુ નખરે નચાવ જો આમ, સ્વામી સંગે રિસાવ જો આમ;
મધુર શબ્દે મનાવ જો આમ, રસીલી માનો, છબીલી માનો,
રંગીલી માનો.

હું છું આપ તણો ખાસ, ચરણદાસ, રાખો પાસ;
મારૂ માગું માનેતી ધરો ધ્યાન કાં ન? — રે ઘેલા૦

જાણ્યા એ તો તમને ને જાણી તમારી પ્રીત;
ભોળી ભાળીને ઠગવા વાહ શી શીખ્યા છો રીત?
આમ કહેતાં મોહીની મલકાવ આમ,
હઠ હારી કંથ કોટે લગાવ આમ,
ગોરા ગાલે બચ્ચુ ચુંબન કરાવ આમ,
ટપટપ તાળીઓનું માન મળે માન. — ઘેલા૦

(૫)

સૂત્રધાર—

વિજય વાણીનો ન પંડિતોએ જાણે
તો શું તું કે હું વખોડે કે વખાણે?
જે મહત્ત્વ યુગની અનંત ખાણે,
સનકાદિકો ન પૂરું તે પ્રમાણે.

(૬)

**સનક, સનત્કુમાર, સનંદન, સનાતન —**

અવિનાશી ઇશ્વરે !
આશ નિરંજન, ખાસ નિરંતર, દાસને અંતર વાસ કરે.—અવિનાશી૦
તારક ત્રિલોક ! તુજ અગણ્ય શું ગાઈએ ગુણ ?
અકળ, સકળ, ગતિ અતિ વિશ્વપતિ
દે મતિ એવી, વૃત્તિ રહે તું ચર્ણે ભૂધરે ! —અવિનાશી૦

(૭)

**સનંદન—**

બહુ સુખમાં છે ઘરબાર, દુઃખી ન લગાર, ધર્મ પર ચાલે,
સતજુગ સમરથ સત ઉપર સર્વને પાળે.
સૌ સુએ ઉઘાડે દ્વાર, વણુજ વેપાર વચન પર ચાલે;
જન મન રમતાં ભરપૂર ભરેલાં વ્હાલે
કરનો છે નહિ ભાર, પ્રજા પોકાર, કદી ના ચાલે;
રાજા સૌ સૌને પિતા સમું સુખ આલે.
યમનો નથી અવળો કાર, નહિ કોઈ વાર મરાય અકાળે;
માગ્યા મે વરસે પિડાય કો ન દુકાળે.
યજ્ઞ ધૂમની ધાર, ઉપર નરનાર, ઇંદ્રપુર મ્હાલે;
નિત જ્ઞાન યોગ વેદાન્ત ભક્તિ ફળ ફાલે.

(૮)

**સનક—**

હું ગયો દેવદરબાર ન પામ્યો પાર દેવ શા હાલે;
ભર્યું પૂર્ણ વિચારે મન છે ચિન્તા ભાલે.

ઝાંખા સૌ હીરાહાર, દીપની હાર પ્રસ્ત જ્યમ કાલે;
કલિ ભરતો કાને કાન કાન નવીન સવાલે.

કહે કાલ ઉપર હું સ્વાર, થશે સંહાર દાવ છે કાલે;
સતજુગ સંધ્યામાં જગ છે મુજ હવાલે.

(૯)

નારદ—

રટ નારાયણ રટ નારાયણ
નારાયણ રટ પ્રેમરસે.—રટ૦

ભવ ભ્રમણા શમણા સરખી
હરિ નામ લખી નિઃશેષ ખસે. —નારાયણ રટ-પ્રેમરસે-રટ૦

હરિ બહુનામી પૂર્ણ અનામી નામ નામ સુખ સંપત જામી
મતિ નવ પામી પાર વિરામી શાન્તિ રહો હરિ અંતરજામી.–રટ૦

(૧૦)

**સનક, સનંદન, સનત્કુમાર, સનાતન, નારદ—**

ચાલો હવે હાર દર્શે જઇએ તમામ,
કેશવ કરુણાની દષ્ટિમાં કોટી કલ્યાણ.—ચાલો૦

વિશ્વંભરનું વિશ્રામ ધામ, સુંદર ઘનશ્યામ-કેશવ૦—ચાલો૦

નેત્રો સફળ થાશે દર્શે સફળ થાશે રસના રસેથી ગાઇ ગુણ ગાન,
ચાલોજી ચાલોજી ચાલોજી ચાલોજી મેરો ભવ હારી ભોળા
ભગવાન-કેશવ૦—ચાલો૦

(૧૧)

વિષ્ણુ—

હવે લાજ તજો બ્રહ્મરાજ ! સજો સુખસાજ અહીં રહી આજ

સનકાદિક—

અપરાધ થયો છે અજાણે
ક્ષમા કરો મ્હેર કરી મહારાજ!
છોરૂ કછોરૂ થાય તે મુરબ્બી ન ધરે મન,
ક્ષમા છે જ સર્વોત્તમ મહતનુ ભૂષણ

વિષ્ણુ—

ભાવી ન કોઇથી ભુસાવી શકાતુ
દૈવે રક્ષાતુ થાવાનુ થાતુ નવ રોકાતુ
(જેનો) કંઇ ન ઇલાજ તેનો શોક શા કાજ? – હવે૦—માજ૦

(૧૨)

કશ્યપ—

ભીલડી જોઈ ભરમાયા
શંકર જેવા સમર્થ તે પણ
મોહે લપટાયા —ભીલડી૦
મોહિની રૂપ વિષ્ણુ માયા
જોતા બની બેભાન
ખોયુ અમૃત દાનવ ડાહ્યા —ભીલડી૦
સરસ્વતીની અદ્દભુત કાયા
નિરખી સ્વયંભૂ તાત
મોહ—જ્વર—તાપે અકળાયા —ભીલડી૦

દિતિ—

માનો રસીના રસ વિનતિ છબીલા પ્રભુ! — માનો૦
શોકયના મ્હેણાનુ સાલ ટાળો કૃપા કરીને
પૂરો આ મારી પ્રેમની રતિ —છબીલા૦

છાલે શરીર છોલું પોઢુ પરાળે તોયે
આટલીએ સુખની નથી ગતિ! —છબીલા૦
પાણી ઉકાળતા હતો ન પરવાર ત્યારે,
પરણ્યાતા દશમી શાને સતી ?—છબીલા૦

(૧૪)

કશ્યપ—

અહી ના નચાવો પ્યારે નેન
સમય સંધ્યાનો સખી ! હરિને સંભારો રે.
વેણુ વદો ન રસ દેણુ,
જાગત દુઃખકર મેન રે.—અહી૦

(૧૫).

કશ્યપ—

ન જાણ્યુ રામે જે કનક-મૃગ કેવો વન વિષે,
ન ધર્મે સંભાર્યું વ્રત નિજ, રમ્યા દ્યુત સુરસે
અહો ! કલ્પે કલ્પે વિહિન વિધિએ તે જ બનશે!
થવાનુ પે'લેથી મુનિમન વિષે એમ વિલસે !

(૧૬)

લક્ષ્મી—

પ્રેમ કળા બલિહારી
રસથી હરિ તારી બહુ નરનારી —પ્રેમ૦
પ્રેમે પોષણકારી
નિજ જન કેરા હો પરહિતકારી

મુજ હૃદયે શ્રી મુરારિ.—પ્રેમ૦
ક્ષણુ ક્ષણુ ખેલે છે જાઉં વારી
અકળ કળા વિસ્તારી
મતિ નવ પામે હો મંદ અમારી
બહુ રમત વિહારી જગ-આધારી!—પ્રેમ૦

(૧૭)

વિષ્ણુ—

રીસ માં ધીર મન રામા! મનમોહન અભિરામા
ચરણે બાંધેલો તવ સેવક રસધામા.—રીસ૦
માર તું નયનો ધારે, લે વા હૃદય પ્રહારે
ભર તન રતિ-પતિ મારે, કર મનથી જે ધારે,
પણુ કદિએ ન વિમારે, નેહ રસે નિત ઠારે,
ના કંપાવ કુસુમ આ મનહરણી શ્યામા—રીસ૦

(૧૮)

ઇંદ્ર—

રહાય રે હાય જુલમ થાય જુલમ,
સ્થળ સ્થળ પ્રતિ જુલમ જુલમ,
ત્રાહિ, રે ચહત શ્રી પ્રભુ! આપ ચરણુ—રહાય૦
ધર્મધામનું ન નામ, અસુરોએ રાખ્યુ જગ,
આ શો ઉત્પાત ઘણી ધર્મધરણુ.—રહાય૦

(૧૯)

લક્ષ્મી—

સરજોરી મોરી માનો કન્હાઈ રે—હો સરજોરી૦
મરજોરી રતિ રસ પર પ્રીતમ,
અણ ન સહાય આ જુદાઈ—હો સરજોરી૦
આવો, આવો, આપ વિભુ, વિજય-વિરાજિત,
હૃદયે રમાડું, સ્વામી, ભાળું છબ છાઈ—હો સરજોરી૦

(૨૦)

વારાંગના—

અબ કાહેસે પ્રીત કરી ?
હમસે નલજોરી બનમા પ્યારા રે ! અબ૦
કરસે કર બગરી પકરી રે
સુરાયા તરક ગઈ મેરી,
સાસ નનદ મેરી જનમકી બૈરન,
દેખે દેગી ગારી—અબ૦

(૨૧)

શુક્ર—

જામ જસ જગ, પામ પદ અડગ,
અસુર ગણુ અધિરાય રે—જામ૦
જ્યાં સુધી રવિરાજ ચળકે શશી શીતળ અમી પાય રે,
શીતળ બની રહી છત્રછાયા છત્રપતિ તુજ છાય રે—જામ૦
શક્તિ સહુ, સહુ સૃષ્ટિની ભળો ભુપત તુજ ભુજ માંય રે,
સર્વદા મહુ સ્થળ થકી સુણુ વિજય ! વિજય ! વધાય રે—જામ૦

(૨૨)

વિદૂષક—

જોઈ મેં સમણામાં સુંદરી જબ્બર જોબન જાદુભરી.—જોઈ૦
દમકભરી, ચમકભરી, ઠમક તણી ખાણ;
કુરબાન કુરબાન— જબ્બર જોઈ૦
નેણ નચાવી મુખ મલકાવી બોલી મુજ કર ઝાલી,
તું પ્રીતમ હું આશા પ્યારી લે મુજ પ્રેમની તાલી!
તાલીને બદલે તુરત એ મારી તમાચો ચાલી
આંખ ઉઘાડી જોઉં તો મારી સુતી કર્કશા કાળી!—જબ્બર૦

(૨૩)

દિતિ—

અહેવાતન આજ ગયું.
પતિ જીવને જગ સમશાન થયું.—અહેવાતન૦

હું ન ગઈ પ્રિય તન પહેલી કાં?
ઝુરવું જીવતાં લગી ભાગ્ય રહ્યું.—અહેવાતન૦

× × × ×

બાઈ, તને તુજ પતિનાં શમણાં,
અરધું મુજ અંગ અપંગ થયું.—અહેવાતન૦

રાજ કરે તુજ પતિ સુખ રંગે,
સૂકે મુજ નેન ન આંસુભયું.—અહેવાતન૦

× × × ×

ગઈ કોમળ વધૂએ તન પાછળ
ભ્રમરી સહ કમળ વિલીન થયું.—અહેવાતન૦

(૨૪)

હિરણ્ય--

તાપ પરિતાપ, જળપાત ઉતપાત ને શીત સંતાપને શોષું અંગે,
તાતના તાતનું આદરું તપ હવે વૈરનો જાપ જપતો ઉમંગે.
ચાહું અમરોથીએ અમર કે વૈર આ જીવતું જાગતું રે' અભંગે,
પામી વર આપથી માપ કરું વિશ્વનું માંગીને સ્વર્ગ હું ખેલું રંગે.
સૂર્યને ઓલવું પવનને આંતરું ઇંદ્રને બાંધી રાખું પલંગે,
નામ રે' વિષ્ણુનું ઠામ એકે નહિ લોક ત્રણ મારું એકો છલંગે.
ધાર વરસાવું સુરનારના નયનથી વારની મારી સુર સર્વ જંગે,
એમ તર્પણ કરું પ્રાણ-અર્પણ થકી એ પ્રતિજ્ઞા ધરૂ આ પ્રસંગે.

(૨૫)

રાણી—

પતિ વિના કેવી પ્રેમદા રે? વિનતિ માનો!
કેવું જળ વિણ જીવે માછ? મીન ઉગારો રે.—વિનતિ૦
શાને મહેલ મંદિર મને બાળવો રે! વિનતિ૦
મારે આપ ત્યાં રિદ્ધને સિદ્ધ વિદ્ધ ન રાખો રે.—વિનતિ૦
શાણા થઈ શું વિસારશો રે?—વિનતિ૦
રાખો સાથ કહું જોડી હાથ નાથ સલુણા રે.—વિનતિ૦

(૨૬)

રાણી—

કરતવ્ય અતિ અતિ ન્યારી
જોતાં મતિ જાય છે હારી
વખ્ત વખ્તના વિવિધ વેશ ધરનારી.—કરતવ્ય૦

હરિશ્ચંદ્ર હાથે નિજ રાણી
કરતવ્ય કાજ વેચાણી
જોગી શિવ કરતવ્યે કર્યો સંસારી.—કરતવ્ય૦

કરતવ્યે પતિ વનવાસી
કરતવ્યે દૂર કરી દાસી
જીવ વિણ કરતવ્યે જીવિત ગ્રહી ધારી.—કરતવ્ય૦

(૨૭)

રાણી—

ભાગ્યકથા શું વખાણી, દયાળુ! કહું.—ભાગ્ય૦

આમ રડવડતી હું અજાણી.—દયાળુ૦

લાખ હજાર ઉગારે મારે
માગણ તે રાજરાણી.—દયાળુ૦

હરિણ ગયો હરિણી બચ્ચા લઈ
બેઠી ન ત્યાં વાઘે તાણી.—દયાળુ૦

ક્યાં પતિ? ક્યાં હું? રાજ્ય હવે ક્યાં?
સર્વ થયું ધૂળધાણી.—દયાળુ૦

(૨૮)

હિરણ્ય—

નમાવી શીશ માગું તાત દો કૃપા કરી,
ત્રિલોક ગજ મ્હારૂં કોઈ ના નડે અરિ.—નમાવી૦

ન પૃથ્વીએ, ન અંબરે, ન રાત્રિ કે દિને
ન બ્હાર કે ન ઘર વિષે, ન મૃત્યુ લે હરિ.—નમાવી૦

ન દેવ, કે ન દૈત્ય નાગ, નરં પશુ પંખિ
ન કોઈ જીવ લે સુર અસુરઅથી કરી.—નમાવી૦
સચેત કે અચેત સૃષ્ટિ આપ જે રચી
ન કોઇથી મરૂં હું રાજ રિદ્ધ રે' ભરી.—નમાવી૦

(૨૯)

હિરણ્ય—

જાણો અવધિ આવી સુરમાલિકા!
કાજલ ભાલ ભરો નયણે નીર
તનભૂષણ નાખી દૂર આજ.—જાણો૦
મારી મારી કરૂં ચૂર વિષ્ણુને!
કોણ ઇન્દ્ર, યમ, અગ્નિ દેવગુરૂ?
તર્પણસ્નાન કરૂં, રુધિર ધાર પર
જો હું ભ્રાત! —જાણો૦

## અંક બીજો

(૩૦)

વારંગના—

ગાઓ વિજય જય ગાન સખીરી સહુ—ગાઓ વિજય૦
વરી વર વાંછિત રાજ અમરાજિત
દે છે દરશનદાન. —સખીરી૦
ગગનશિખર પર નરવરે નીડર
ઉડાવ્યું વિજયનિશાન. —સખીરી૦
વિશ્વ ધ્રુજાવ્યું, સ્વર્ગ બનાવ્યું,
શત્રુ તણું રે સ્મશાન. —સખીરી૦
નારાયણરૂપ, આપ બની ભૂપ
પાઓ ચરણજળપાન. —સખીરી૦

(૩૧)

પ્રહ્લાદ—

થયાં દર્શન સુખકર આજ, પિતા! મમ સફળ થયો અવતાર,
થયાં પુરણ મનનાં કાજ, પિતા! મમ સફળ થયો અવતાર.
આનંદ મારાનો પાર નહિં બાપુ! હર્ષે હૈયું છલકાય,
મલકાય, સુખ થાય, ઉભરાય, મનમાંય, ન સમાય,
મળ્યો મને સકળ સુખનો સાજ.—પિતા થયાં૦

(૩૨)

રાણી—

જો આજ આગણ સુરજ સુનેરી
સુરજ સુનેરી શોભા દિનની અનેરી —જો૦
ખીલ્યાં કમળ, ખીલી ફૂલવાડી
વાજત ઢોલ દદામ નફેરી.—જો૦

(૩૩)

રાણી અને બીજી સ્ત્રીઓ—

હેતે મારા લાડીલા! ગુરુ સેવો,
શીખો રાજનીતિ રસ લેવો.—હેતે૦
ગુરૂ શુક્ર છે પરમ પ્રવીણ,
દેશે વિદ્યા નવીન નવીન,
રહેજો ભકિત રસે જળ મીન —હેતે૦
ચૌદે વિદ્યા ભણો ચિત્ત લાવી,
જાણો ભવભવ વાત નિવાવી,
નહિ આવે ગઈ તક આવી.—હેતે૦
મારા કુંવર! છો નાનેરૂં બાળ,
નથી સમજતા આળપંપાળ
ગુરૂ તાત ને માત કૃપાળ.—હેતે૦
વ્હેલા ગુરૂદક્ષિણા દઈ વળજો
પિતા ચરણકમળ શિશ ઢળજો
આશા અંતરની અમ ફળજો.—હેતે૦

(૩૪)

ઠગ ભક્તો—

તનના તાપ હરો, મનના મેલ ધૂઓ
ઘડુલો ફૂટીને નીર વહી જશે.—હો જન જાગો.
રામ રે હિરણ્યકશના કુળ વિષે
પ્રગટયા પૂરણ નામી.
ચરણ પ્રહ્‌લાદનાં સેવતાં
જાય ભવદુઃખ વામી.—તનના૦
ઘટ ઘટ રામ રમી રહ્યા
ઘર ઘર મૂરખ ખોળે.
કાચી રે કાયાનો કરી ગારબો
મનખો એમ જ બોળે.—તનના૦

(૩૫)

પ્રહ્‌લાદ—

સ્વર હરિરસ વ્યંજન ગણુત એક શું એક અભેદ,

વિદ્યાર્થી—

હરિરસહીણ વ્યંજન સમા જડ જન મૂઢ અચેત.

(૩૬)

પ્રહ્‌લાદ અને વિદ્યાર્થી—

ભજ મન નારાયણ નારાયણ,
કર હરિ પારાયણ પારાયણ,
પારાયણ પાર ઉતારે
હરિ નામ તમામ સુધારે.—કર૦

ભણુ મનથી શ્રી રસ રામાયણુ
રામાયણુ માતપિતા રે
ગુરુ શાસ્ત્ર સમાધિ ગીતા રે—કર૦
ધર મન લક્ષ્મીવર લક્ષ્મીવર
લક્ષ્મીવર નિર્ભયતા રે અવિરોધ અકામ પિતા રે.—કર૦

(૩૭)

પ્રહ્લાદ અને વિદ્યાર્થી—

ભજો રામનામ પરમ ઉપકારી
અશરણુશરણુ મહાભયહારી.—ભજો૦
હરિકીર્તન, હરિસમરણુસેવન
ભાવ કરો નરનારી,
એ તપ એ જપ એ ગુરુસેવન
વિદ્યા વળી અધિકારી.—ભજો૦
નિર્ભય પદ હરિ હરિ હરિ બોલો
લે હરિ નામ ઉગારી,
વૈભવ બળ વપુ કોઈ ન તારે
દે હરિ જેને મારી.—ભજો૦

(૩૮)

પ્રહ્લાદ—

ગુરુવર, ઋષિવર, મુનિવર, દ્વિજવર સર્વ ન કામનું રે,
ભણુતર ગણુતર, પોથા થોથાં સર્વે નામનું રે.
અ ધાને આરસી દેખાડો, બ્હેરા પાસે બૂમ બરાડો,
પથ્થરે પાણી પાડો, ફળ શું પામશું રે? — ગુરુવર૦
જોવાને જે આંખો આપી આપોઆપે જોશે માપી,
જોશે ઘટ ઘટ વ્યાપી સ્વરૂપ ઘનશ્યામનું રે.—ગુરુવર૦

(૩૯)

હિરણ્ય—

કોણ ત્રણ લોકનો હું વિના અધિપતિ? દેવ ને દાનવો હાથ મારે.
સ્વર્ગ સમશાન કર્યું દેવતાપણું હર્યું પૃથ્વી પાયે બધી શીશ ધારે.
મૃત્યુને મારીને અમર હું એકલો, હું થકી કોણ બળમાં વધારે?
વિષ્ણુને મારૂં સહારી વૈભવ બધો, જોઉં આવે પછી કોણ વ્હારે.

(૪૦)

પ્રહ્લાદ—

વાટ અવળીએ ડગલુ ન ભરવું,
કરવું વિષ્ણુનુ સ્મરણ જન્મબંધહરણ,
હૃદય ધરવું હો તાત—વાટ૦
માયા ફંદમા ફસાઈ નહિ ફરવું
ભરવું ભક્તિભાવે હૃદય સદય પ્રેમપૂર્ણ
ઉદયરૂપ વરવુ હો તાત.—વાટ૦

(૪૧)

પ્રહ્લાદ—

હરિથી રહી અજાણ જન મારૂં તારૂં કરે,
તે હરિ છે મમ પ્રાણ. કોણ શિખાવે શીખવે?

(૪૨)

પ્રહ્લાદ—

હરિ અશરણશરણ દયારત્નાકર
મતિ દે નહિ ખોટી લક્ષ્મીવર
નાથ અનાથ ભજો મુરલીધર.—હરિ૦

(૪૩)

રાણી—

સાચું સુખનું શમણું ન આવ્યું રે લાડકડા ?
આ તે કરમ કડણુ કિયું વાવ્યું રે લાડકડા ?
વ્હાર તહીંથી ખૂસ ઉઠાવી અમૃતમાં વિષ રેડયું,
રાજપાટમાં લ્હાય ઉઠી તુજ કુમળું કાળજ વેડયું રે.—લાડકડા૦
મનમાં ઓછું લાવ ન બાપુ ! હું તુજ પર બલિહારી,
પ્રાણ પાથરું તુજ પર વ્હાલા ! જીવન નાખું વારી રે.—લાડકડા૦

(૪૪)

પ્રહ્લાદ—

હરિનાણું નવ ખોવું માતા,—હરિ૦
એ સાચવતાં જે નીપજે તે
હરિ વિશ્વાસે જોવું.—માતા, હરિ૦
એ નાણું દઈ ગજપાટ લઈ
મિથ્યા નીર વલોવું.—માતા, હરિ૦
મારનાર કોણ હરિ રાખે ત્યાં ?
મિથ્યા શાને રોવું ?—માતા, હરિ૦

(૪૫)

રાણી—

કરુણાળુ રે આ આંટી આપ ઉખેલો,
સંકટમાં કર શિર મેલો.
આ ભવભ્રમણા બહુ ઊંડી રે,
જન ભૂલે ત્યાં મતિ રૂડી રે.
કુટિલ ગતિ ઝાલે ચિત્ત કૂડાં રે,
શરણાગતને કર આપો મારગ સ્હેલો.—સંકટમાં૦

(૪૬)

પ્રહ્લાદ—

શરણાગત સ્વામી રહેજો શરણને સંભારી.
આશ્રિત આપ તણો, અવિનાશી, આવ્યો ભયમાં ભારી.
ભકત તણા ભયભંજન સેજો બાનનું બિરદ વિચારી.—શરણાગત૦
આપ અતિ નવ ઓળખી ઉઠયો અલ્પ મતિ હુંકારી,
હુંકારી ઉતારી દ્યો હરિ ! ભકિતનો ભાવ વધારી.—શરણાગત૦

(૪૭)

પ્રહ્લાદ—

ભજજો શ્રી હરિને પ્રીતે નિત—ભજજો૦
માત, તાત, પ્રિય બંધુ સૌ હરિ
કહું છું ફરી ફરીને.—પ્રીતે૦
હરિચરણે ચિંતવો ચિત્ત ચાહી
ભવસાગર સો તરીને.—પ્રીતે૦
હરિ રાખે નવ કોઈ શકે હણી
હરિ માર્યાં રહે મરીને.—પ્રીતે૦

(૪૮)

નવ પ્રહ્લાદ—

તુમ તનનન હરિગુણ ગાઓ.
ગાઓ રે ગુંસાઈ !
અગમનિગમ સૌ સહજ સરલ સુખ.—તુમ૦
ગાઓ ગાઓ પ્રેમભરી,
આવે ધાઈ
વિપત વિકટ દુઃખ સંપત, કાંઈ ન પાવો.—તુમ૦

# અંક ત્રીજો

(૪૯)

પ્રહ્‌લાદ—

જેને રામ ઉગારે રે તેને કોણુ મારી શકે?
માર્યો રામના તેને રે નહિ કોઈ તારી શકે
પાળી પોષી સભાળી રે રાખે ધર બધ કરી,
તૂટી રામની દોરી રે જોતામા જાએ જ મરી.
વરૂ વાઘના મુખમા રે વસે વન ઘોર વિષે,
હરિનું રખવાળુ રે તેને સુખ સર્વ દિશે.

(૫૦)

પ્રહ્‌લાદ—

નારાયણુ નિર્ભય નામી રે
શકે ના મારી કો—નારાયણુ૦
નામ ઠામ ઠામ પૂર પૂર છે,
મિત્ર શત્રુ નાથથી ન દૂર છે.
ફિકર ન કર વિચર વિહર ગા હરિમતર,
ભય કરી અરિ ન કોઈ મતિ અપાર હાર એકમા
વિરામી રે—નારાયણુ૦

(૫૧)

કામસેના—

રાખો રાખો રસિયા એની છે જરૂર શી!
છે ના હજુરથી જુદાઈ મારે કશી—રાખો૦

વિદૂષક—

લુખે લાડે ના ચાલે, શુકન કઇ જોઈએ, પહેરાવુ આવો આમ

કામસેના—

અને બસ બસ (જોઇએ)
નાના મારા સમ ( ,, )
હવે જાઓ જાઓ ( ,, )
હાં હાં હાં હાં હાં હાં આ શું ? શું શરમાવો ? રાખો મામ.

વિદૂષક—

હમ્ — હવે ભભકો.

કામસેના—

અરે વાહ રે!
ફરમાવો ફરમાન હવે બસ.

વિદૂષક—

આપું અન્ય હું કામ થયે બસ.

કામસેના—

કરૂં નક્કી આ જાન જવે બસ.

વિદૂષક—

હે – હે ઢોલ કમ્મર કશી. — રાખો૦

(૫૨)

છોકરીઓ—

જાઓ જાઓ બાંકે બંદે જાઓ જાઓ,
બિછાવો બીજે જાળ ભોળા ભાળાને ભમાવો.—જાઓ૦
હું રંગીલી છેલછબીલી નેન તુફીલી નાર નવેલી,
સુંદર શએતાન પરે જાયે કુરબાન ખરે.

જમાદાર—

આવોજી મિલાવો પ્યારી હાથ ચાલો સાથ.

છોકરીઓ—

હાથને બદલ લ્યો પ્યારા ખાઓ ખાસી લાત.

જમાદાર—

લાત લ્યો લગાઓ ભલે આઓ પ્યારી આઓ.

આઓ.—જાઓ૦

(૫૩)

કાયોગિની—

રસ બસ ભીની હો રાજ લગન મારી રસિયા સંગે,
તનમનથી લાગી આજ લગન મારી રસિયા સંગે.

વેલડીઓ કુળવંતીઓ નેહ ન ચૂકી જાય,
જે કંઠે વળગી રહી, તે તો ત્યાંની ત્યાં જ સુકાય.—લગન૦

કાળે રંગે કામળી, રંગ ન બીજો થાય,
દોરડીએ નહિ આમળો, બળી ખાખ થતાં એ મુકાય.—લગન૦

પ્રેમે ભીની પોયણી, ચંદો નભમાં દૂર,
જે જેની નજરે વસે, તે તો નિશદિન તેની હજૂર.—લગન૦

ભાવે ભાવ ભળી જતા વિષ અમૃત થઈ જાય,
ભાવ ભરી રસ ઝીલતા, વ્હાલો અણુ અણુ પૂઠ પળાય —લગન૦

(૫૪)

રાણી—

હૃદય થથરે, અંગો તૂટે, ન ચેન કશું પડે,
શુકન અવળાં જ્યાં ત્યાં જોતાં, ભુંડા નજરે ચડે,
અશુભ ઉલટું, કોને કોને, અહા! કહી થી નડે!
પ્રીતમમનમાં, છાંટો એકે, દયા કયમ ના અડે?

(૫૫)

રાણી—

વિનવી માગું કર જોડ,
નાંખો નહિ બાંહ્ય મરોડ.—વિનવી૦

અંતરની આ આપદા અંતરમાં જ સમાય,
ભડકે ભીતર ધીકતા રાખ રાખ થઈ જાય —વિનવી૦

કીડી ઉપર કટક શું ? પેટ ઉપર શી રીસ ?
હઠીલા હઠ છોડી ભજો પ્રેમે શ્રી જગદીશ —વિનવી૦

(૫૬)

રાણી—

મારો લાડધેલો લાડકો શરણે પ્રભુચરણે પડયો.
લેજો લાખ લાખ ઓવારણાં, એની માડીનાં એ સંભારણાં,
એનાં કષ્ટનાં એ નિવારણાં, અમી દૃષ્ટિમાં નિત રે' પડયો.—મારો૦

તમ નામની મને આશ છે, એવી આશમાં અવિનાશ છે,
કાલોઘેલો આપની પાસ છે, એ વિશ્વાસથી જીવ આ જડયો.—મારો૦

(૫૭)

પ્રહ્લાદ—

અકલ માયાના અભિધામ અભિધામ અભિધામ રે
લગની લાગી છે તારા નામ તણી હોજી.

મારી કૃતિ ના વિચારી ભક્તિ તેં લીધી ઉગારી,
પાયું પ્રેમવારિ આઠે જામ આઠે જામ આઠે જામ રે.—લગની૦

અસુરને બિંદુ જળ આપો ભક્તિ પરિમલ,
રટે અવિચલ હરિનામ હરિનામ હરિનામ રે.—લગની૦

(૫૮)

પ્રહ્લાદ—

શીતલ મોહન રસરાયા
મચરાચર છાઈ છવાયા.—શીતલ૦
દો દૃષ્ટિ અસુરો દર્શન લે
ખેંચી લો હરિ માયા.—શીતલ૦

(૫૯)

રાણી—

આ શું હૈયાહાર વ્હાલા તારા પર વીતે?
તારા પર વીતે, બાળા, મારા પર વીતે.—આ શું૦
કોમળ આ અંગે પ્રચંડ પ્રહારો,
જોઈ નમેરી રહી, ફાટે નહિ ચિત્તે.—આ શું૦
રોઈ રોઈ ગાળું જિગર આ તોરો,
તારો બચાવ કરું બાળ ન કિંચિતે.—આ શું૦

(૬૦)

પ્રહ્લાદ—

જગજીવન દયાળુગુણ ગાઓ.
અતિ હોંરે દયાળુગુણ ગાઓ,
જલ થલ વ્યાપક પૂરણ પૂરણ અંકળ.—જગજીવન૦
પ્રેમરસે હરિ સનમુખ સહુને
આવી મળે ધાઈ, ઉભરાઈ, છલકાઈ,
હરખાઈ, જદુરાઈ.—જગજીવન૦

(૬૧)

રાણી—

સુખ દુઃખ સમજીને સહી રહીએ,
પ્રભુ દે વાત સહુ રહેજ સુધારી —સુખ૦

કરમ લખ્યું નહિ મટાવે,
હરિચરણે રહીને સહુ વહીએ.—સુખ૦

(૬૨)

પ્રહ્લાદ—

જન હરિ ઝાંખો
તનમન તર ભરી ભરી રસ ઠામ ઠામ દમક ચમક.—જન૦
થળ થળ કણ કણ હરિ સચરાચર,
છોડી કૂડ વિખવાદ વાદ તુજ મન વસ્યો.—જન૦

(૬૩)

સર્વ—

જય નૃસિંહરૂપ આપ આ સમેરો,
તમે જગજીવન રાયા,
પ્રભુગુણ વેદ ગવાયા,
કરુણાળુ વિશ્વ છવાયા,
દયાસિંધુ, રૂપ લેરો લેરો આ સમેરો.—જય૦
અસુરને ધરી અસુર ભાવ માર્યો,
ભાર ભૂ થકી અપાર આ ઉતાર્યો,
ભક્ત આપનો પ્રહ્લાદ એમ તાર્યો.—જય૦
તમે લીધા તમે લીધા બહુ અવતાર,
વારવાર જન ઉદ્ધાર ગતિ અપાર,
ક્ષમાસાર દયાસાર રમાધાર,
રસ વિહાર રૂપ ભેરો ભેરો આ સમેરો.—જય૦

(૬૪)

પ્રહ્લાદ—

બ્રહ્માદિ સિદ્ધ મુનિઓ સુર દેવ ગાય,
વાણી થકી સ્તુતિ તથાપિ ન શાંતિ થાય;

તે નાથ આ અસુર નીચની ઝાલી બાંય;
એવા દયાબ્ધિ હરિ ભક્ત પુંઠે પળાય.
આ સર્વ આપ જન કિંકર ભક્ત, ભૂપ!
વાત્સલ્ય-ભાવ વરસો તજી રૂદ્ર રૂપ;
છો આપ ભૂતગણના સુખવારિકૂપ,
દ્યો પ્રેમ શાન્તિ સૌને, હરિ, હે અનુપ!
વિદ્યા કલા ધન નહિ કુલ જાતિ જોઈ,
પૂજા ઉપાસન નહિ જપ મંત્ર કોઈ;
અર્પું પદે હ્રદય ભક્તિ-સુધાથી ધોઈ,
છો નાથ આપ સચરાચર સર્વ કોઈ

(૬૫)

સવૈ—

કેશરધર કરુણાકર હેમસુંદર,
રવિ-કોટીક-કર-કાન્તિ, હે નૃસિંહ દુર્ધર! —કેશર૦
દુર્જનહર સુખકર શુભ પ્રેમ-નિર્ઝર,
શક્તિધર રમણીવર રસ શાન્ત નિર્ભર,
ચાપો કર જનજનશિર, ક્ષેમમંદિર;
દાતા, ધાતા, ધ્યાતા,
જગધારી, જયકારી, રહું વારી
હે દયાબ્ધ!—કેશર૦

[ 'શ્રી નૃસિંહાવતાર અથવા વૈરભાવે ભગવાન્' એ નાટકની 'ઓપેરા બૂક' પરથી આ ગાયનો ઉતાર્યાં; ત્યાર પછી એ નાટકની મણિલાલની લખેલી હાથપ્રત મળી આવી. તે પરથી, પાછળથી, આ ગાયનોના પાઠમા સુધારા કરેલા છે. ]

## પરિશિષ્ટ—૩

### 'અમર આશા' પર ગાંધીજીનું વિવેચન *

### (૧)

### અમર આશા

આ નામનું કાવ્ય "કાવ્યમાધુર્ય" નામના પુસ્તકમાં છે. અમને લાગે છે કે એને અડી શકે એવાં ઘણાં કાવ્યો હાલના લખનારા કવિઓનાં નથી. તેમા બે અરથ ઘણી ખુબીથી કવિએ સમાવ્યા છે. સફા દિલના આશક માશુક વચ્ચે કેવો સફા પ્યાર હોવો જોઈએ તે બહુ રસિક ભાષામાં બતાવ્યું છે. અને તે જ અરથ ખુદાને શોધનાર—મુમુક્ષુ—ને સારૂ પણ લાગું પડે છે.

આ કાવ્યના લખનાર ગુજરાતમા પ્રખ્યાત થઈ ગએલા મરહુમ રા. રા. મણિલાલ નભુભાઈ દ્વિવેદી છે. તેમણે કાવ્યની અંદર ઉરદુ શબ્દો બહુ વાપર્યા છે ને દાખલા પણ ફારસીમાંથી લીધા છે. તેમણે જે ઇબારત કાવ્યમાં લીધી છે તે ઉપરથી જણાય છે કે તેમણે જેમ સંસ્કૃતનો અભ્યાસ કર્યો હતો તેમ ફારસી કીતાબોનું જ્ઞાન લીધેલું હોવું જોઈએ.

બધા ધરમનું છેવટનું રહસ્ય એક ખુદાની શોધ જ છે એ તેમણે આબેહુબ બતાવ્યું છે.

વળી આ કાવ્ય એ પણ બતાવે છે કે જે સંજોગો ગુજરાતી ભાષાને છે તે હિંદની બીજી ભાષાને નથી. તે ભાષા મુસલમાની

---

* 'નીતિના કાવ્ય' નામના પુસ્તકમાથી અક્ષરશ ઉતાર્યું છે. (શ્રી રામદાસ ગાંધીના સૌજન્યથી)

ધોરણે, હિંદુ ધોરણે ને પારસી ધોરણે વાપરી શકાય છે. એટલે ભાષાને ત્રણ શણગાર છે, ને ત્રણેમાં તે સરસ દીપી શકે એવો ખ્યાલ આપણને આ કાવ્યથી કેટલેક દરજ્જે આવી શકે છે.

ઉત્તટમાં આ કાવ્ય મુસલમાની ઢબે લખનાર એક વિદ્વાન ને સુરત હિંદુ હતા એ બન્ને હિંદુ મુસલમાનને મગરૂર થવા જેવું છે. એવા પ્રયાસો ઠીક થયા છે એમ કાવ્યમાધુર્યમાં આપેલા ઉતારાઓથી આપણે જોઈ શકીએ છીએ.

આમ આ કાવ્યમાંથી બહુ શીખવાનું છે એવું જોવાથી અમે તે વાચનારની પાસે મુકીએ છીએ. અમારી ઉમેદ એવી છે કે નકામા નાટકોના ગાયન ગાવાને બદલે આવાં કાવ્યો અમારા વાંચકો ગાતા થશે ને તે સમજશે. સમજ્યા વિનાનું ગાવુ એ બરાડા પાડવા બરોબર છે. કાવ્યનો રાગ સહેલો ને મધુર છે.

આ કાવ્ય બધા વાચનાર એકદમ સમજી શકે તેવું નથી તેથી અમે તેની નીચે જેમ અમને સમજાયુ છે તેમ સમજાવવા કોશેશ કરશું. પછી તેમાંથી વધારે અથવા વધારે બંધ બેસતો અરથ અહેનતુ વાચનાર ભલે ઘટાવી લે.

(ગઝલ—ભૈરવી)

કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે!
ખફા ખંજર સનમનામાં રહમ ઉડી લપાઈ છે!—કંઈ૦

જુદાઈ જીંદગી ભરની, કરી રો રો બધી કાઢી,
રહી ગઈ વસ્લની આશા અમર, * ગરદન કપાઈ છે.—કંઈ૦

ઘડી ના વસ્લની આવી, સનમ પણ ઉતરી ચાલી,
હજારો રાત વાતોમાં, ગમારી એ કમાઈ છે.—કંઈ૦

* મૂળથી જુદા પડતાં પાઠાંતરો

ઝખમ દુનીયાં ઝમાનોનાં, મુસીબત ખોફનાં * ખંજર,
કતલમાંએ કદમબોસી, ઉપર કયામત ખુદાઈ છે.—કંઈ૦

શમા પર જાય પરવાના, મરે શીરીં ઉપર ફરહાદ,
અગમ ગમની ખરાબીમાં મઝેદારી લુંટાઈ છે.—કંઈ૦

ફના કરવું, ફના થાવું, ફનામાં શહ * સમાઈ છે,
મરીને જીવવાનો મંત્ર, દીલબરની દુહાઈ છે.—કંઈ૦

ઝહરનું નામ * લે શોધી, તુરત પી લે ખુશીથી તું,
સનમના હાથની છેલી હકીકતની રફાઈ છે.—કંઈ૦

સદા દિલના તડપવામાં સનમની શહ રોશન છે,
તડપતે તું રતા અંદર ખડી માશુક, સાફ* છે.—કંઈ૦

ચમનમાં આવીને ઉભો ગુલો પર આફરીં થઈ તું,
ગુલોના ખારથી બચતાં બદનગુલને નવાઈ છે.—કંઈ૦

હજારો ઓલીયા મુરશીદ ગયા માશુકમાં ડુબી *,
ન ડુબ્યા * તે મુવા એવી કલામો સખ્ત ગાઈ છે.—કંઈ૦

સનમ શબ્દનો સાધારણ અરથ વહાલી એ છે. પણ તેનો અરથ ખુદા અથવા જ્ઞાન એ પણ સમજવાથી બે અરથ જે અગાડી સુચવ્યા તે ખુલી રહે છે. આમ અરથ કરવાનો આધાર ઘણાં ફારસી કાવ્યો છે. ઉમર ખય્યામનુ કાવ્ય તો એવા જ અરથમાં લેવાનું છે ને લેવાય છે. ખુદાને માશુકનું રૂપ ઘણાઓએ આપેલું છે. દુન્યવી પ્યારની સાથે જો ખુદાની ઉપરનો આપણો પ્યાર આપીએ તો એ માપ આશક માશુકના પ્યારમાં જ થોડું ઘણું મળી શકે છે.

પહેલી લીટી લખનારનો હેતુ તુરત બતાવે છે કે નિરાશ થએલો માણસ પણ આશાએ જીવે છે; એટલે કોઈએ સારા કાર્યો

* મૂળથી જુદા પડતાં પાઠાંતરો.

કરતાં નિરાશ ન જ થવું. લાખો નિરાશામાં, પ્રયત્નોમાં આશા—સફળતા છુપાએલી છે. વહાલાં આપણને ખંજર—બરછી—મારે તો તેમાં પણ રહમ—દયા—રહેલી છે. ખુદા આપણી ઉપર ગજબ કરે તેથી ગુસ્સે ન થતાં તેનો ખરો અરથ કરીએ કે તે પણ તેણે રહમ દિલથી કર્યું છે, તો આપણે ખુદાએ બતાવેલો મારગ નહીં છોડીએ. આશક એ માશૂકની જીંદગીભરની જુદાઈ રોઈ રોઈને ઘણી વાર કહાડે છે; દરમિયાન ગરદન કપાય તો પણ વસલની (ખરા મેળાપની) આશા એ તો અમર રહે છે. તેમજ ખુદાથી આપણે વિખુટા છીએ છતાં તેની જ ઝંખના એ આપણું કરતવ્ય છે. હજારો સાધુઓ, ઓલીયા તે ઝંખનામાં હોય છે ને મરતાં પણ ખુદાને મળવાની આશા રાખે છે.

એક પણ ઘડી ખરા મેળાપની ન આવી તેટલામાં માશુક ચાલી ગઈ, તો પણ શું? હજારો રાતો તેની સાથે વાતમાં કાઢી, એ જ કમાઈ છે. ખુદાને મેળવવાનું પ્રયત્ન કરતાં તે ન મળે, આપણે ગોથું ખાઈ જઈએ, તેથી શુ? તેની બંદગી કરી એ નકામી નહીં જાય. એ જ કમાણી ગણવી.

પણ માશુક ન મળે, તે રિસાય, તેથી અથવા જે ખુદાની ઝંખનામાં ઘેલો થઈ રહેશે પણ પાછો નબળાઈથી દુનિયાના મોહમાં પડી જશે તેથી લોક હાંસી જરૂર કરશે, મુશીબતનાં ખંજર ખાવાં પડશે, અને કતલ થવામાં પણ કદમબોસી (પગ ચુંબન) છે એમ માનવું પડશે, તે જ ખરો પ્યાર. પણ માશુકને — ખુદાને — કસોટી કરવાનો હક છે. છતાં જે માણસ પાર ઉતરશે તેને કયામતમાં (આખરમાં) ઈનસાફ મળશે જ.

આમ ખરા પ્રેમની ઝાંખી કરાવીને હવે કવિ દાખલા આપે છે. એ પ્રેમ કેવો છે? શમા (બત્તી) ઉપર ફરવાવાળા (પતંગીયું) પડી ભસ્મ થાય છે તે અથવા શીરીંને મેળવવા ફરહાદે મોટા પથ્થર

ખોળા તે જ્યારે તે ન મળી ત્યારે ઉચેથી પડી જાન આપ્યો તે ખરો પ્રેમ છે કેમકે જે અગમ છે — સાધારણ પ્રયત્ને ન મળે — ન જણાય તેને ગમ કરવામા મેળવવામા ખરાબ થવુ એમા જ ખરી મઝા લુટાય છે શોધેલુ મળે એ મઝા નથી પણ શોધવાની મહેનત એ મઝા છે એવો અનુભવ કોને નથી થયો ?

વળી આપણુ ફના (જતુ) કરવુ ને આપણે ફના થવુ તેમા જ બાદશાહી છે દેનાર બાદશાહ છે સ ઘરનાર તો કજુસમાં ખપે છે મરવામા જીવવાનો મ ત્ર છે ખરો મરશે તો ખરો જીવશે એવી જ કેમ જાણે દીનઅર (માશુક)ની દુહાઈ—તેનુ ફરમાન—ન હોય !

ઝહર-ઝેર-નો પ્યાલો તુ ઝટ શોધી લે માશુકના હાથથી છેલો રફાર્લિનો પ્યાલો પીવો તેમા હકીકત (ખરો સાર) રહ્યો છે તો જ ખુદા મળે જે હુન ખાય—ખ જર વિગેરે પોતાના શરીરમા ભોક તે રફાર્લિનો પ્યાલો પીએ છે તે ઉપરથી રફાઇ શબ્દ છે એમ કા યમાધુર્યમા સમજ પાડી છે

હમેશાં માશુકની પાછળ દિલ તડપ્યા કરે એ જ તેને મળવાની રાહ-રસ્તો-રોશન-જાહેર છે કેમકે હે સાઈ તડપના કરતા જ્યારે તૂટી પડીએ ત્યારે તેમા માશુક ખડી થાય છે. મરણ તુલ્ય મહેનત ક્યે જ ખુદા મળે

ચમનમા (બગીચામા) આવીને તુ ગુનો-ગુનામ પર આફરીન થઈ ઉભો છે, પણ તુ બદનગુલ-ગુલાબના જેવો કોમળ હોય તો જ ગુલોના ખારથી-ગુનાબના ઝાડના કાંટાથી બચે મોટા વાગે તેમાથી તે જ નીકળી જાય કે જેનુ દિન કઠોર નથી ને જે કદિ ગુસ્સો કરતો નથી, ને સદાય સત્ત્વવાન, કોમળ ને નીતિવાન છે

આ બધુ વ્રત કેમ સચવાય, આમ કરવુ પડે ને પછી ક તાએ ખુદા મળે એ કેમ માની લેવાય? એવી શકા થાય તેના

જવાબમા કવિ કહે છે કે હજારો ઓલીયા, મુરશિદ, સાધુ ફકીરો માશુકમાં-ખુદામા-ડૂબી ગયા-લીન થઈ ગયા છે. અને જે નથી ડૂબ્યા એટલે જેનાથી લીન નથી થવાયું તે તેવી ઝંખનામા ગુરા છે એવાં મખ્ત કલામો-વચનો-કહેવાયાં છે

જેને આ કાવ્યના રસના કુંડા પીવાની ઇચ્છા હોય તેને એટલી ભલામણ છે કે તેણે કાવ્ય એકવાર વાંચી ગાઈ જવુ. ગાતા ન આવડે તો બીજાની પાસેથી સાભળવુ. પછી ઉપલી ટીકા વાચી જે શબ્દો ન આવડે અથવા જેને અર્થ ન સમજાય તે બરોબર સમજી લેવો ને પછી કાવ્ય પાછું ખૂબ વાંચ્યા કરવું. એટલે એનો બધો અર્થ મનની આગળ ખડો થશે જ. ઉપરની ટીકા લખનારે કાવ્ય પાચેક વાર વાચ્યું, પછી લખી કહાડ્યુ. તેની ઉપરની પુસ્તકમા આવેલી ટીકા વાચીને પછી ખૂબ વિચાર્યું ને છેવટે ઉપલી ટીકા લખાઈ. દરિયામાના મોતી તો મરજીવા જ લાવશે બીજાને નહી મળે ને મળશે તો તેને પારખીને પહેરશે નહીં.

# પરિશિષ્ટ ૪

## વડોદરા રાજ્ય માટે કરેલાં ભાષાંતરોની શાળા કમીટીએ કરેલી ટીકાનો મણિલાલે આપેલો જવાબ

PRIVATE AND CONFIDENTIAL

ખાનગી

श्री

हू मे जा न. ३५.

याद रा. रा. मणिलाल नभुभाइ द्विवेदि याजकडे—
नायबदिवाण याजकडून लिहून जाण्याचे पेसिजे

संस्कृत पुस्तकाचे भाषांतरसंबधाने शाळा कमिटिने आपले रिपोर्टाचे पहिले भागाचे कलम ३४९ मध्यें आपला अभिप्राय नमुद केला आहे या कलमाचे बाजूवर ज्या ग्रथाची नावे दिली आहेत त्यापैकि दोन ग्रथा सीवाय बाकिचे ग्रथांची भाषांतरें आपल्याकडून जाहलेलि आहेत. करिता या कलमातील मजकूरासंबंधाने आपल्यास काहि कळविणे असल्यास कळविण्याची मेहेरबानी व्हावी.

तारीख १७ माहे अगस्ट सन १८९३

सही
यशवंत आठल्ये,
नायबदिवाण

( આના ઉત્તરમાં નીચે પ્રમાણે લખવામાં આવ્યું. )

## મેહેરબાન રાવબહાદુર નાયબદીવાણ સાહેબ, વડોદરા

આપની મરાઠી યાદી નંબર ૩૧ તા ૧૭-૮-૯૩ ના ઉત્તરમાં સલામ સાથે વિદિત કરવાનું કે એજ્યુકેશન કમીટીના રીપોર્ટ ભાગ પહેલાની કલમ ૩૪૯ મા જેના ઉપર ટીકા કરેલી છે તેમાના ૩, ૪, ૫, ૬, ૭, ૮, ૯ એટલા પુસ્તકોનુ ભાષાન્તર મારે હાથે થયેલુ છે તેથી તેમના સંબંધમાં જે કાંઈ લખવામાં આવ્યું છે તેનો ખુનાસો કરવાની રજા લેઉ છુ

" આ પૈકી વેદાન્તના ગ્રંથના જે પુસ્તકો છે તેના ભાષાન્તર કરાવવાથી જનસમૂહને કાંઈ ફાયદો થવાનો નથી .. સમાધિશતક, ગોરક્ષશતક, અનુભવપ્રદીપિકા, એ વગેરે પુસ્તકો જનસમૂહથી સમજાય એવા છે જ નહી આ ભાષાન્તરો કોઈ વાચે એમ લાગતું નથી આવા ભાષાન્તરોથી દેશી ભાષાના સાહિત્યમા વધારો થયો એમ અમે કહી શકતા નથી જનસમૂહને આ પુસ્તકો કેવળ નિરૂપયોગી છે જે વેદાન્તના શોખીન હશે તે તો મૂળ સંસ્કૃત ગ્રંથો પણ વાચી શકશે... વળી આ ભાષાન્તરો કેવળ સંસ્કૃતમય છે એની ભાષા એવી છે કે સાધારણ કેળવણી પામેલો માણસ પણ સમજી શકે નહી વળી ભાષાન્તરકારને જે સમજાયું નથી અથવા અઘરૂ લાગ્યુ છે તે તેણે છોડી દીધુ છે. જો મૂળ એમનુ એમ હોત તો કોઈ પણ અર્થ બેસાડી શકત જે સંસ્કૃત ગ્રંથોના ભાષાન્તર કર્યા છે તેની અનેક પ્રતો મેળવી સંશોધન કરી ભાષાન્તર કરેના હોય એવુ જણાતુ નથી " આ પ્રમાણે કમીટીનો અભિપ્રાય આ ભાષાન્તરો વિષે સમજાય છે, તે મારા નમ્ર વિચાર પ્રમાણે કેવલ અધુરી તપાસથી થયેલો હોય એમ મને લાગે છે. તેના કારણ નીચે પ્રમાણે —

જે નવ પુસ્તક વિષે આ પેરેગ્રાફમાં લખ્યું છે તેમાંનાં ૭ માગ કરેલાં ભાષાન્તરો પૈકી માત્ર ત્રણ વિષે કમીટીએ ઉપર પ્રમાણે લખ્યું છે એટલે બાકીનાં ૪ તો તેમને પસંદ પડયાં છે એ સંતોષની વાત છે ત્રણ પુસ્તકો ઉપર જે ટીકા થઈ છે તે મુખ્ય બે પ્રકારની છે (૧) એ પુસ્તકનો વિષય લોકોપકારક નથી એવી દલીલ છે, ને (૨) તે ભાષાન્તરો સારાં નથી એવી દલીલ છે. આ ઉભયના જુદા જુદાં કારણ બતાવ્યાં છે. તેના વિષે હવે મારો ખુલાસો આગળ મૂકુ છુ

(૧) એ ત્રણ પુસ્તકો વેદાન્તવિષયના છે માટે નકામા છે એમ કમીટી કહે છે તે વાસ્તવિક નથી. પ્રથમ તો એ ત્રણે પુસ્તક એટલે ગોરક્ષશતક, સમાધિશતક, અને અનુભવપ્રદીપિકા, વેદાન્ત-વિષયના છે એમ માન્યું છે તે જ ખોટુ છે. આ ત્રણ ઉપરાત "વગેરે" લખ્યુ છે તેમા શ્રુતિસાર-સમુદ્ધરણ અને તર્કભાષાનો સમાસ કરવો ધાર્યો હોય તો તે બન્ને પણ વેદાન્તવિષયનાં છે એમ માનવું ખોટું છે. આ બાબત વધારે વિવેચન કરતા પૂર્વે મારે કહેવુ જોઈએ કે ભાષાન્તર કરાવવુ તે કીયા પુસ્તકોનું કરાવવું એ વાત મારા અખત્યારમા જ નથી, એ પુસ્તકોની પસંદગી મે. ડાઇરેકટર સાહેબ કરે છ એટલે આવા વિષયના પુસ્તકો તેમણે પસંદ કર્યાં એમાં જો કોઈની કસુર હોય તો તેમની છે. પરંતુ હું એમ માનું છુ કે આવાં પુસ્તક પસંદ કરવામા તેમણે કાંઈ ખોટુ કર્યું નથી

પ્રથમ તો એમ જ આપે જોવાનું છે કે જે પાંચ પુસ્તકોનો વિષય કમીટીને પસંદ પડયો નથી તેને વેદાન્તનાં કહીને નકામા ઠરાવ્યા છે. વેદાન્તના વિષયના પુસ્તક નકામા છે તેના કારણમાં કમીટી કહે છે કે તે નિરુપયોગી છે અને વેદાન્તના શોખીનો તો સંસ્કૃત વાંચશે. જેટલો વેદાન્ત તેટલો નિરુપયોગી અને તે નિરુપયોગી એવુ કમીટી શા ઉપરથી માને છે તે મારાથી સમજાતુ નથી. આખા

જગતના તત્વવેત્તાઓએ જે જ્ઞાનને સર્વ જ્ઞાનનુ શિરોમણિ સ્વીકાર્યું છે તે કમીટીને નિરુપયોગી લાગે છે ઠેક પ્લેટો અને પાઇથેગોરસથી માંડીને તે એક પાસા કેન્ટ અને હેગન તથા બીજી પાસા વ્યાસ અને શકર પર્યંત લેખકોના પ્રમાણ આપી એ વિષયની મહત્તા ને ઉપયુક્તતા સિદ્ધ કરવાની આપ જેવા સુજ્ઞ આગળ અપેક્ષા નથી વળી વેદાન્તના શોખીનો મૂલ સસ્કૃત વાચશે એમ જે કમીટી માને છે તે પણ વાસ્તવિક જણાતુ નથી જો એવુ જ હોત તો આજ જે અનેક અગરેજ પડિતો વેદાન્તના બોધનો લાભ લે છે, અનેક દેશીઓ સસ્કૃતનો અક્ષર પણ જાણ્યા વિના, વેદાન્તનો સિદ્ધાન્ત માની સુખી થયા છે, તે કદાપિ બન્યુ જ ન હોત દુનીયાની એક ઉત્તમમા ઉત્તમ ફીલસુફી સસ્કૃત ભાષાના મરણ સાથે જ મરણ પામી હોત, અને જગતને જે તેનાથી ઉપકાર થયો છે ને થશે તેનો અવકાશ આવત નહિ કિબહુના સસ્કૃત ભાષાના મરણ સાથે તે ભાષામા પાચ હજાર વર્ષથી સગૃહાઈ રહેલા આ ઉત્તમ રત્નની શોધ દુનીયાને આજ નવેસરથી આરભવી પડત, અને જગતે એટલાં વર્ષ મિથ્યા ગુમાવ્યા ગણાત.

વેદાન્ત ઉપર કમીટીને અરુચિ છે તો ઠીક છે પણ કમીટીએ એટલીએ તપાસ કરી નથી કે આ પાચે ગ્રથ કયા કયા વિષયના છે એમા અનુભવ–પ્રદીપિકા અને શ્રુતિસારસમુદ્ધરણ એ જ વેદાન્તના ગ્રથ છે તર્કભાષા ન્યાયનો ગ્રથ છે ગોરક્ષશતક યોગનો ગ્રથ છે, અને સમાધિશતક જૈનતત્ત્વનો ગ્રથ છે. આપ સહજે જોઈ શકશો કે આ પ્રકારે જુદા જુદા વિષયો પસદ કરી લોકોને જુદા જુદા વિષયનુ જ્ઞાન આપવાનો જે યત્ન થયો છે તે અતિ ઉપયોગી જ છે વેદાન્તના ઘણાક સ્તોત્રોના ભાષાન્તર કોઈ કોઈ લોકોએ કર્યાં છે, પણ અનુભવપ્રદીપિકા જેવા રહસ્યગ્રથનુ કે શ્રુતિસારસમુદ્ધરણ જેવા મહાવાક્યવિચારના ગ્રથનુ અદ્યાપિ ભાષાન્તર થયુ નથી, તો તેવા

બે ગ્રંથના ભાષાન્તરથી અવશ્ય ગૂજરાતી વાંચનાર પ્રજાને શ્રીમંત સરકારે મહાલાભ કર્યો છે એમ હું માનું છું. એ ભાષાન્તરો વાંચીને સંતોષ પામેલા સંસ્કૃતજ્ઞ તેમ સંસ્કૃત ન જાણનાર ઇતર લોકના જે વિચાર મારા જાણવામાં આવ્યા છે તે ઉપરથી હું નિશ્ચયપૂર્વક કહી શકું છું કે એ ભાષાન્તરોથી ઘણી અગત્યની ખોટ પૂરી પડી છે. એમજ તર્કભાષા અથવા તર્કપરિભાષા નામના ન્યાયગ્રંથના ભાષાન્તરથી પણ ખરેખરી ખોટ પૂરી પડી છે કેમકે ન્યાય એટલે શું તે જાણવાનું પણ સાધન ગૂજરાતી જાણનાર પ્રજાના હાથમાં અદ્યાપિ હતું નહિ. ગોરક્ષશતક પણ યોગનું એક અંગ જે હઠયોગ તેની ઘણી સારી માહિતી આપે છે અને પાતંજલસૂત્રનું એક સામાન્ય ભાષાન્તર ગૂજરાતમાં ચાલે છે તે ઉપરાંત ઘણો ઉપયોગનો ગ્રંથ થઈ પડેલો છે. વળી વિશેષમાં એમ છે કે આ ચારે ગ્રંથો ઉપર મેં મારી જાતે જરૂર જેટલી ટીકા યોજીને ગ્રંથના વિષયને સરલ કરવા પ્રયાસ કર્યો છે અને વાચનારને સમગ્ર વિષયનું ભાન થઈ ગ્રંથ વાચતાં ઠીક પડે તેવા ઉપોદ્‌ઘાત પ્રત્યેક ગ્રંથમાં મેં ઘણી તપાસ કરી લખેલા છે. પરંતુ તે તો કમીટીના લક્ષમાં જ નથી. સમાધિશતક એ જૈનતત્ત્વ જે જીવાજીવ તેના વિવેકનો ગ્રંથ છે, અને જૈનતત્ત્વશાસ્ત્ર વિષે એક પણ ગ્રંથ જ્યારે સર્વસામાન્ય નથી ત્યારે આ એક ગ્રંથ ઘણી આવશ્યક ખોટ પૂરી પાડે છે.*

આવા વિષયોનાં પુસ્તક કમીટી નાપસંદ કરે છે તો ભાષાન્તરો કેવા વિષયનાં કરાવવાં એ પ્રશ્ન રહે છે. વાર્તા, કથા, નાટક એ આદિનાં ભાષાન્તરો ન કરાવવાં એમ નહિ, પણ તેવાં પુસ્તકો તો

* હાલમાં ઈડરના નાયબ દીવાણ રા. રા. ગિરધરલાલ હીરાલાલ જે સારા વિદ્વાન હોઈ જૈનધર્મના અનુયાયી છે અને જૈનધર્મનાં કેટલાંક સારાં પુસ્તકોના કર્તા છે તેમણે જૈન પુસ્તકોનાં મારા ભાષાન્તરો વિષે સન્તોષ જણાવી સમાધિશતકનું અંગરેજીમાં ભાષાન્તર મારી પાસે કરાવી પોતાને ખર્ચે છપાવવા વ્યવસ્થા કરી છે.

ગૂજરાતી ભાષામાં એટલાં બધાં છે કે તેમાં ઉમેરો કરવાની આવશ્યકતા નથી. જે ખરી જરૂર છે તે વિચારવાનું આપે તેવાં પુસ્તકોની છે; માત્ર ગંમત અને વખત ગાળવાનું સાધન આપે તેવાંની નથી. આમ હોવાથી સદરહુ પાંચ પુસ્તકોનો વિષય બહુ સારો પસંદ થયેલો છે એમ હું માનું છું.

(૨) બીજો આરોપ કમીટી એવો લાવે છે કે (૧) આ પાંચ ભાષાન્તરો સંસ્કૃતમય છે, કેમકે સાધારણ કેળવણી પામેલા સમજે તેવાં નથી, (૨) ભાષાન્તરકારે સમજાયું નથી તે મૂકી દીધું છે પણ મૂલ પણ આપ્યું નથી, (૩) જુદા જુદા પાઠ મેળવી ભાષાન્તર કર્યાં નથી. આ ત્રણે તકરાર અવાસ્તવિક છે અને યથાર્થસ્થિતિ ન સમજવાથી ઉપજી આવી છે એમ મારૂં અધીન મત છે.

ભાષા સંસ્કૃતમય છે :— ગૂજરાતમાં આજકાલ ભાષા પરત્વે બે મત ચાલે છે. કેટલાક કહે છે કે એવી ભાષા લખવી કે વાંચતાં બરાબર વિચાર મનમાં ઊતરી જાય; અને એક પણ અજાણ્યો શબ્દ તેમાં આવે નહિ. કેટલાક કહે છે કે શબ્દ ગમે તેવા આવે પણ વિચાર ઉચ્ચ પ્રકારના આવવા જોઈએ અને તે યોગ્ય રીતે દર્શાવવા જોઈએ. આ ઉભયે મતમાં થોડું થોડું સત્ય છે, પણ મહાખેદની વાત છે કે આવા અતિ ગંભીર પ્રશ્ન વિષે કમીટીએ કશો વિચાર કર્યો નથી, માત્ર પોતાને જે ન સમજાય એવું લાગ્યું તેને, પ્રથમનો જે મત મેં કહ્યો તે સ્વીકારી સંસ્કૃતમય ઠરાવવામાં જ સંતોષ માન્યો છે.

પ્રથમ મત છે તે ઘણે ભાગે અમાન્ય છે, કેમકે એમાં દરેક વાચક પોતાના જ્ઞાનને લખનારના જ્ઞાનનું ધોરણ બનાવવા ઇચ્છે છે. એ વાતને જો પ્રમાણ રાખીએ તો લેખકોએ લખવું અને વાંચનારે વાંચવું તે વખત ગાળવા કરતાં બીજા કોઈ ઉપયોગનું રહે નહિ. "સાધારણ કેળવણીવાળો સમજી શકે" તે સંસ્કૃતમય નહિ એમ

કમીટી માનતી હોય એવું લાગે છે, પણ સાધારણ કેળવણીવાળો એટલે કોણ? (૧) છઠ્ઠા ધોરણમાં પાસ થયેલો છોકરો તે પણ સાધારણ કેળવણીવાળો કહેવાય, તેમ (૨) પરીક્ષા જેટલું સંસ્કૃત ગોખી છેક બી. એ. થયો હોય તે પણ ભાષાજ્ઞાન પરત્વે તો સાધારણ કેળવણીવાળો કહેવાય; "સાધારણ કેળવણી" એ એવા અનિશ્ચિત શબ્દો છે કે તેમા (૩) થોડું સંસ્કૃત જાણી, વેદાન્તાદિ વિષય વાંચી, થોડું અંગ્રેજી પણ વાંચતો હોય, તેવા માણસનો પણ સમાસ થાય. હું નિશ્ચયપૂર્વક માનું છું કે આ ત્રણે વર્ગના લોક જુદા જુદા પ્રકારના ગ્રંથો સમજી શકે, પણ બધાએ ગ્રંથો એ ત્રણે વર્ગના સર્વે સમજી શકે એમ ન જ બને. સારું લખાણ તે કહેવાય કે જે વાંચવાથી વાંચનારને વિચાર કરવાનું મળે. પણ આ ધોરણ પ્રમાણે ભાષા લખતાં તો વાંચનારનું વિચાર કરવાનું જે કામ તે પણ લખનારે કરી આપવું એમ થવા જાય છે. માટે આ ધોરણને શિષ્ટ લેખકો માન્ય કરતા નથી.

બીજું જે ધોરણ તે કોઈ અમુક વાચકના વિચારને આધીન નથી પણ જે સત્યવિચાર દર્શાવવાનો હોય તે પૂર્ણપણે અને ઉચ્ચ પ્રકારે દર્શાવાય એ જ તેનું નિયામક છે. આ ધોરણને અનુસરવાથી સારા વિચારો ભાષાદ્વારા પ્રકટ કરી શકાય છે, અને ભાષાની અડચણને લીધે કોઈ વિચારને મારી નાખવો પડતો નથી, કે સત્યનું રૂપાન્તર કરવું પડતું નથી. આમ હોવાથી આ ધોરણને શિષ્ટ લોક અનુસરે છે. વિચારની પૂર્ણતા અને ઉચ્ચતા ઉપર લક્ષ હોવાથી જે જે વિષયનો વિચાર હોય તે વિષયને અનુકૂલ ભાષા આ ધોરણે લખતાં વાપરવી પડે છે; અને વેદાન્ત યોગ ન્યાય આદિ વિષયના ગ્રંથોમા તો પારિભાષિક શબ્દો વાપર્યા વિના વિષય ચર્ચાય જ નહિ. તેથી ઉપર ઉપરથી જોનારને, અને વિશેષે કરી નિર્માલ્ય વિચારોને સરલ ભાષામાં દર્શાવવાના ધોરણને માન્ય કરનારને, આવી ભાષા સંસ્કૃતમય લાગે એ સ્વાભાવિક છે.

આ ઉભયે ધોરણનો માર્ગ લઈને મેં મારાં ભાષાન્તરોની ભાષા યોજેલી છે. "સાધારણ કેળવણીવાળા" સમજે એ ધોરણથી વિચારને મારી નાખવા પડે છે તેમ ન કરતા, જ્યાં બની શકે ત્યા સરલ શબ્દો વાપર્યા છે, અને બીજા ધોરણ પ્રમાણે વિચારની પૂર્ણતા અને ઉચ્ચતા સાધવામા આવશ્યક પરિભાષિક ન હોય તેવા શબ્દો વાપરવામાં જાણી જોઈને સસ્કૃત શબ્દો ભાષા કઠિન બનાવવાના હેતુથી, વાપર્યા નથી. વળી પરિભાષિક શબ્દો માટે પણ સર્વત્ર ટીપ આપી ફુટનોટમા ખુલાસો કરેલો છે. આવા ખુલાસા મેં મારી જાતે કરેલા તે ઉપરાંત મે. ડાયરેક્ટર સાહેબે જાતે ગ્રંથોને છપાના પહેલાં વાચી કેટલાક ખુલાસા ફુટનોટમાં ઉમેરાવ્યા છે. છતાં કમિટીને ભાષા સંસ્કૃતમય લાગે છે એ આશ્ચર્ય જેવુ છે. ન્યાય વેદાન્ત કે યોગના ગ્રંથને એક વાતરૂપે કે કથારૂપે વાચવા ઇચ્છનારને તેમાના વિચાર ન સમજાય એ ખુલ્લું જ છે, અને વાંચનારે પોતાની વિચાર કરવાની અશક્તિનો દોષ ભાષાને માથે ચઢાવવો એ મારા વિચાર પ્રમાણે લેખકને અન્યાય કર્યા બરાબર છે. હુ ધારતો નથી કે વિચાર્યા વગર, કે વાચતાની સાથે સમજાય તેવી રીતે જ આ વિષયોને કોઈ પણ લખી શકે.

સમજાયું નથી અથવા અશુદ્ધ લાગેલુ તે છોડી દીધું છે, તથા ઘણી પ્રતો મેળવી પાઠ શોધ્યા નથી, આ પણ ભાષાન્તર ઉપર એક આક્ષેપ છે. મને જે ગ્રંથો ભાષાન્તર માટે સોપવામા આવ્યા હતા તે એવા અશુદ્ધ લખેલા હતા કે ઘણે ઠેકાણે અર્થ પણ કરવો અશક્ય થઈ પડતો. પરતુ મારાથી બને તેટલો પ્રયત્ન કરી હું તે તે અશુદ્ધ સ્થાનોને સુધારીને ભાષાન્તર કરતો, જે વાત તે તે મૂલ ગ્રંથને ભાષાન્તર સાથે મેળવી જોવાથી કોઈ પણ વિદ્વાનને સહજે સમજાશે. આવાં અતિ અશુદ્ધ રીતે પાટણમાં રા. નારાયણ ભારતી મારફત લખાયલા ગ્રંથોમાં બહુ અશુદ્ધતાને લીધે કોઈ ભાગ

ન સમજાય તે તે મૂકી દેવામાં આવે એ સ્વાભાવિક છે. પણ તેવે તેવે સ્થાને પણ કેવો ભાવાર્થ હોવો જોઈએ તે આપવાનો મે યત્ન કર્યો છે. જુદી જુદી પ્રતિઓ મેળવી પાઠ શોધવા એવો હુકમ આ કમીટીનો રીપોર્ટ થતા પેહેલાં મને કદાપિ થયો નથી, પરંતુ મેં તેમ કર્યું છે કે નહિ એની કમીટીને ખાતરી શી રીતે થઈ તે હું સમજી શકતો નથી. પાઠ મેં શોધ્યા હોવા જ જોઇએ કેમ કે તેમ ન હોય તો અતિ અશુદ્ધ એવા જે ગ્રંથ મને વડોદરામાથી મળતા હતા તેનું એમને એમ ભાષાન્તર કરૂં તો તે કેવલ નકામુંજ થાય. શ્રુતિસારસમુદ્ધરણનો જે લેખી ગ્રંથ મને વડોદરેથી મળ્યો હતો તે એવો અશુદ્ધ હતો કે ત્રણ ચાર પ્રતિ મેળવી ત્યારે જ ભાષાન્તર થયું હતું. પરંતુ આવી રીતે મે જે પ્રયાસ કર્યો હોય તેનું ફલ ભાષાન્તરમાં શી રીતે દર્શાવી શકાય તે હું સમજી શકતો નથી. જો મૂલ સંસ્કૃત ગ્રંથો છપાવવાના હોય તો તો પાઠાન્તરો દર્શાવી શકાય પણ ભાષાન્તરમાં તો મને જે ઉચિત પાઠ લાગ્યો તેનું મેં ભાષાન્તર કર્યું છે. આ રીતે જોતાં આપને જણાશે કે સંશોધન વિષે કમીટી લખે છે તે કેવલ અયોગ્ય અને વગર તપાસથી લખેલું છે અને જે એક અથવા બે ઠેકાણે મારે એકાદ પંક્તિ મૂકી દેવી પડી હશે તે સ્થાને વડોદરેથી મળેલા ગ્રંથની અપૂર્ણતા કે અશુદ્ધતા જ કારણ છે. જે ભાષાન્તરમાં આ ખોટ જણાઈ હોય તેમાં પણ, મે. ડાયરેકટર સાહેબ ભાષાન્તરો વાંચીને પછી પ્રેસમા મોકલતા, એટલે મને તેમણે મૂલ દાખલ કરવા હુકમ કર્યો હોત તો યથારુચિ સહજમાં થઈ આવત

આપની ખાતરી માટે, આ સાથે, માગ અનેક ગ્રંથો ઉપર વિદ્વદ્વર્ગના જે અભિપ્રાયો છે તે આપને જોવા મોકલું છું કે તેમાંથી મારાં બીજાં ભાષાન્તરો વિશે વિદ્વાનોના અભિપ્રાય જોઈ આપ સમજી શકશો કે કમીટીએ કોઈ પણ ધોરણ વિના કે તપાસ

વિના મારા લેખમાં દોષ ઉપજાવી કાઢ્યા છે એમ આપની ખાતરી થાય.

એકદર જોતાં કમીટીએ પૂરી તપાસ વિના આ લખાણ કર્યું હોય એમ મને ભાસે છે અને આપે મને આટલા ખુલાસા કરવાની તક આપી તે માટે હું અંતઃકરણપૂર્વક આપનો આભાર માનું છું.

નડીયાદ, તા. ઓગસ્ટ ૧૮૯૩

મણિલાલ નભુભાઈ દ્વિવેદી

# સંદર્ભસૂચિ

## ગુજરાતી


| | |
|---|---|
| અમર આશા | કવિ ગૌરીશંકર ગોવિંદજી મહેતા |
| અર્વાચીન કવિતા | સુંદરમ્ |
| અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો | રા. વિ. પાઠક |
| અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન, ખંડ ૧–૨ | હીરાલાલ ત્રિ. પારેખ |
| અર્વાચીન ચિંતનાત્મક ગદ્ય | વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી |
| આચાર્ય ધ્રુવ સ્મારક ગ્રંથ | ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ |
| આપણું વિવેચનસાહિત્ય | હીરા ક. મહેતા |
| આપણો ધર્મ | આનંદશંકર બા. ધ્રુવ |
| આલોચના | રા. વિ. પાઠક |
| ઇતિહાસની કેડી | ભોગીલાલ જ. સાંડેસરા |
| ઈશ્વરપ્રાર્થનામાળા | ભોળાનાથ સારાભાઈ |
| ઉત્તમકપોળ કરસનદાસ મૂળજીનું ચરિત | મહીપતરામ રૂ. નીલકંઠ |
| ઉત્તર નર્મદ ચરિત્ર | "ગુજરાતી" પ્રેસ, મુંબઈ |
| ઉત્તરરામચરિત | (અનુ.) ઉમાશંકર જોષી |
| ઉત્તરરામચરિત | (અનુ.) પદ્માવતી દેસાઈ |
| ઉપનિષદ્ વિચારણા | નર્મદાશંકર દે. મહેતા |
| કલાપી | નવલરામ જ. ત્રિવેદી |
| કલાપીના ૧૪૪ પત્રો | (સં.) મુનિકુમાર મ. ભટ્ટ |
| કલાપીની પત્રધારા | કલાપી |
| કવિતા અને સાહિત્ય, વૉ. ૧–૨–૩ | રમણભાઈ મ. નીલકંઠ |
| કવિ પ્રેમાનંદની સંદિગ્ધ કૃતિઓ | પ્રસન્ન ન. વકીલ |

| | |
|---|---|
| કવીશ્વર દલપતરામ, ખંડ ૧-૨ | ન્હાનાલાલ દ. કવિ |
| કાવ્યની શક્તિ | રા. વિ. પાઠક |
| કાવ્યમાધુર્ય | (સં.) હિંમતલાલ ગ. અંજારિયા |
| કાંતમાળા | કાંત-સ્મારક-સમિતિ |
| કેટલાંક વિવેચનો | નવલરામ જ. ત્રિવેદી |
| ક્લાંત કવિ | (સં.) ઉમાશંકર જોષી |
| ક્લાંત કવિ કે કલાન્ત કવિ ? | જેહાંગીર એ. સંજાના |
| ગંધાક્ષત | અનંતરાય મ. રાવળ |
| ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ઈતિહાસ, વિભાગ ૧-૨-૩ | હીરાલાલ ત્રિ. પારેખ |
| ગુજરાતી ગ્રંથકાર સંમેલન વ્યાખ્યાનમાળા (૧૯૫૧) | પ્રાચ્ય વિદ્યા મંદિર, વડોદરા |
| ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો | કૃષ્ણલાલ મો. ઝવેરી |
| ગુજરાતી સાહિત્યના વધુ માર્ગ-સૂચક સ્તંભો | ,, |
| ગુજરાતી સાહિત્યની રૂપરેખા | વિજયરાય ક. વૈદ્ય |
| ગુજરાતી સાહિત્ય પરિષદના પહેલા, પાંચમા અને ચૌદમા સંમેલનના અહેવાલો | ગુજરાતી સાહિત્ય પરિષદ, મુંબઈ |
| ગ્રંથ અને ગ્રંથકાર પુ. ૬ | ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ |
| દિગ્દર્શન | આનંદશંકર બા. ધ્રુવ |
| દુર્ગારામચરિત | મહીપતરામ રૂ. નીલકંઠ |
| ધર્મ અને સમાજ, પુ. ૧-૨ | રમણભાઈ મ. નીલકંઠ |
| ધર્મવિચાર | નર્મદ |
| નર્મકવિતા | ,, |
| નર્મગદ્ય (સરકારી) | ,, |

| | |
|---|---|
| નર્મદ : અર્વાચીન ગદ્યપદ્યનો આદ્ય પ્રણેતા | રા. વિ. પાઠક |
| નવલગ્રંથાવલિ (તારણ) | (સં.) નરહરિ દ્વા. પરીખ |
| નિકષરેખા | વિશ્વનાથ મ. ભટ્ટ |
| નીતિનાં કાવ્ય | (સં.) મોહનદાસ ક. ગાંધી |
| પરિશીલન | વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી |
| પંચીકરણ | સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ |
| પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા | રા. વિ. પાઠક |
| ફાર્બસ જીવન ચરિત્ર | મનસુખરામ સૂ. ત્રિપાઠી |
| ભદ્રંભદ્ર | રમણભાઈ મ. નીલકંઠ |
| ભોળાનાથ સારાભાઈનું જીવનચરિત્ર | કૃષ્ણરાવ ભોળાનાથ |
| મણિલાલના ત્રણ લેખો | (સં.) ધીરુભાઈ પ્રે. ઠાકર |
| મણિલાલના વિચારધારા | (સં.) ,, |
| મધ્યકાળનો સાહિત્યપ્રવાહ | સાહિત્ય સંસદ, મુંબઈ |
| મ. ન. દ્વિ. નું જીવનચરિત્ર | અંબાલાલ બા. પુરાણી |
| મનોમુકુર, ગ્રં. ૧–૨ | નરસિંહરાવ ભો. દીવેટિયા |
| મારી હકીકત | નર્મદ |
| વસંત રજત મહોત્સવ સ્મારકગ્રંથ | 'વસંત' ઑફિસ, અમદાવાદ |
| વાર્ષિક વ્યાખ્યાનો | ગુ. વિ. સભા, અમદાવાદ |
| વિચારસાગર | નિશ્ચલદાસજી (અનુ.) મનઃસુખરામ સૂ. ત્રિપાઠી |
| વિદ્યાવિસ્તાર વ્યાખ્યાનમાળા | ગુ. વિ. સભા, અમદાવાદ |
| વિવિધ વ્યાખ્યાનો, ગ્રં. ૨, વિ. ૧ | બળવંતરાય ક. ઠાકોર |
| વિવેચનમુકુર | વિશ્વનાથ મ. ભટ્ટ |
| વિવેચના | વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી |
| શતાબ્દી વ્યાખ્યાનો | ગુ. વિ. સભા, અમદાવાદ |

| | |
|---|---|
| શાયરી | 'ઝાર' રાંદેરી |
| શાક્ત સંપ્રદાય | નર્મદાશંકર દે મહેતા |
| શ્રીમદ્ભગવદ્ગીતારહસ્ય | બા ગં. ટિળક<br>(અનુ.) ઉત્તમલાલ કે ત્રિવેદી |
| સત્યના પ્રયોગો | મોહનદાસ ક. ગાંધી |
| સમાજસુધારાનુ રેખાદર્શન | નવલરામ જ. ત્રિવેદી |
| સમૂળી ક્રાંતિ | કિશોરલાલ ઘ. મશરૂવાળા |
| સહજાનંદ સ્વામી | " |
| સંસ્કૃત દ્વયાશ્રય મહાકાવ્યમાં મધ્યકાલીન ગુજરાતની સામાજિક સ્થિતિ | રામલાલ ચુ. મોદી |
| સાહીનું સાહિત્ય | ડાહ્યાભાઈ પી. દેરાસરી |
| સાહિત્યવિચાર | આનંદશંકર બા. ધ્રુવ |
| સાહિત્યવિમર્શ | ગ. વિ. પાઠક |
| સાહિત્યવિહાર | અનંતરાય મ. રાવળ |
| સાહિત્યસમીક્ષા | વિશ્વનાથ મ. ભટ્ટ |
| સિદ્ધાંતસારનું અવલોકન | 'કાંત' |
| સ્મરણમુકુર | નરસિંહરાવ ભો. દીવેટિયા |
| હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ (પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ) | નર્મદાશંકર દે મહેતા |

ઉપરાત, પરિશિષ્ટ—૧ માં મૂકેલી મણિલાલની (* ચિહ્નવાળી છે તે સિવાયની) કૃતિઓ.

'સુદર્શન', 'પ્રિયંવદા', 'જ્ઞાનસુધા', 'વસંત', 'કૌમુદી' (ત્રૈમાસિક અને માસિક), 'બુદ્ધિપ્રકાશ' (ત્રૈમાસિક અને માસિક), 'સાહિત્ય', 'સમાલોચક', 'નવચેતન', 'ઊર્મિ અને નવરચના', 'સંસ્કૃતિ', 'ગુજરાતી', 'પ્રજાબંધુ' વગેરે પત્રોની ફાઇલો.

## हिंदी


| | |
|---|---|
| आर्य्यधर्मेन्द्रजीवन | रामविलास शारदा और मास्टर आत्मारामजी |
| दयानंदचरित | देवेन्द्रनाथ मुखोपाध्याय |
| भारतीय दर्शन | बलदेव उपाध्याय |
| श्रीमद् दयानंद प्रकाश | स्वामी सत्यानंद |


## मराठी


| | |
|---|---|
| केसरी प्रबोध | बा. ग. टिळक |
| प्रार्थनासमाजाचा इतिहास | द्वारकानाथ गो. वैद्य |


## संस्कृत


| | |
|---|---|
| उत्तररामचरितम् | भवभूति |
| न्यायकोश : | (स) भीमाचार्य झळकीकर |
| महावीरचरितम् | भवभूति |
| मालतीमाधवम् | ” |


## અંગ્રેજી


| | |
|---|---|
| Brahma-Sūtras | Advaitashram, Almoda |
| Education of the Whole Man | L. P. Jacks |
| Encyclopaedia of Religion and Ethics, Vols. I and X | James Hastings and John A. Selbie |
| Freedom, Religion and Reality | (Ed.) G. Y. Chitnis |

| | |
|---|---|
| Gujarata and its Literature | K. M Munshi |
| History of English Education in India | Sir Syed Mohamood |
| History of Indian Philosophy, Vols. I, II | Das Gupta |
| Indian philosophy Vols I, II | S. Radhakrishnan |
| Jnāna-Yoga | Vivekanand |
| Judgement in Literature | W. B. Worsfold |
| Letters from Swami Vivekanad to late Mr. Haridas Viharidas Desai | (Ed.) Gopaldas V. Desai |
| Personal Idealism and Mysticism | W. R. Inge |
| Principles of Literary Criticism | L. Abercrombie |
| Studies in Gujarati Literature | J. E. Sanjana |
| Studies in Mysticism | A. E. Wett |
| Sufi-message | Inayatkhan |
| The Hindu View of Life | S. Radhakrishnan |
| The Vedānta-Sāra | (Ed.) Colonel G. A. *Jacob* |
| The World's Parliament of Religions, Vol. I | John Henry Barrows |
| Zanoni | Lord Lytton |

# શબ્દસૂચિ

[ વ્યક્તિઓ કૃતિઓ અને મહત્ત્વની સંસ્થાઓનાં નામો ઉપરાંત કેટલાક અગત્યના શબ્દો અહીં લીધા છે. વ્યક્તિના નામનો આદ્યાક્ષર જાડો કર્યો છે અને કૃતિનું નામ અવતરણ ચિહ્નમાં મૂકેલું છે. ]